# સાકોરીના સદ્‍ગુરૂ.

## પુસ્તક ૨ જું.

રચનાર,

**બેહરામ જમશેદ ઈરાની.**

તથા

**શો૦ મ૦ દેશાઇ.**

वेदान्त विज्ञानसुनिश्चितार्थाः सन्न्यासयोगाद्यत यः शुद्धसत्त्वाः।
तेब्रह्मलोकेषु परान्तकालेपरामृताः परिमुच्यन्ति सर्व्वे ॥

= વેદાન્ત જ્ઞાનમાર્ગે જેમણે પરબ્રહ્મને ઉત્તમ પ્રકારે જાણી લીધો છે, જેઓ સન્યાસ માર્ગે શુદ્ધ સ્વભાવવાળા થઇ ચુક્યા છે, અને જેમણે પરમ અમૃતત્વ પ્રાપ્ત કર્યું છે, તે સત્પુરૂષો છેવટના અંતકાલે એટલે દેહ છોડયા પછી બ્રહ્મલોકોમાં ઉત્તમ પ્રકારે મુક્તિ મેળવે છે.

પ્રકાશક:

**રૂસ્તમ કે. સરોશ ઇરાની.**

મેનેજર—"**ધી સર્કલ એન્ડ કું.**" ઇરાની મેનશન, નાં૦ ૬—દાદર,

**મુંબઇ.**

૧૯૨૪.

**કિંમત રૂ. ૩—૦—૦**

# હઝરત પાક જરાથુસ્ત્ર સાહેબને

## અર્પણ.

સકળ સૃષ્ટિની આત્મિક ઉન્નતિ
તરફ સર્વ જીવાત્માને દોરી લઇ
જવાના મહાન કાર્ય માટે પવિત્ર પેગમ્બર

**અશો સાહેબ જરાથુસ્ત્રનો**

નિષ્પાપ, સર્વ વ્યાપક, અમર આત્મા
જે સર્વદા દૈવી સત્તાવાળો છે,

અને

જે શુદ્ધાત્મા અલૌકિક દેવલોકમાં
ચાલુ ને ચાલુ ઉત્તમ કાર્ય નિરંતર કરી
રહ્યો છે, તે પવિત્રાત્માના

ચરણે.

## શ્રી ઉપાસની મહારાજની જન્મ કુંડલી.

(વૈશાખ વદ બીજ, શકે ૧૭૯૨ તા૦ ૧૫ મે ૧૮૭૦)*




*જન્મ તારીખ ૧૫ મે ૧૮૭૦ જણાવવામાં આવે છે, પરન્તુ પંચાંગ જોતાં તા૦ ૧૭ મે ૧૮૭૦ મંગળવાર સંવત ૧૯૨૬ જણાય છે.

# શ્રી ઉપાસની મહારાજના કુટુંબની વંશાવળી.

મૂળ પુરૂષ

**વિઠ્ઠલ ભટ્ટ.**

- લક્ષ્મણ ભટ્ટ.
  - શિવરામ.
    - ગંગાધર.
      - પાંડુરંગ.
      - રામચંદ્ર.
    - રઘુનાથ.
      - સખારામ.
    - દયારામ.
      - ચિંતામણભટ્ટ.
        - યદુપતિ.
        - ગોપાળ.
          - બાળકૃષ્ણ.
          - ગોવિંદ.
            - બાળકૃષ્ણ.
            - કાશીનાથ. ઉર્ફે **ઉપાસની મહારાજ.**
            - અનંત.
            - વિષ્ણુ.
            - રામકૃષ્ણ.
          - દામોદર.
        - કૃષ્ણ.
  - રાજારામ.
    - સદાશિવ.
      - બાળભટ્ટ.
        - લક્ષ્મણભટ્ટ.
          - રામકૃષ્ણ
          - મહાદેવ.
        - ભાઉભટ્ટ.
      - સોનભટ્ટ.
      - યજ્ઞેશ્વરભટ્ટ.
        - નારાયણ.
        - ભિંકભટ્ટ.
    - ધોંડ ભટ્ટ.
    - યશવંતભટ્ટ.
    - મુકુંદ.

# અનુક્રમણિકા.

## પુસ્તક બીજું.

## ભાગ ૩ જો.

પૃષ્ટ.

પ્રકરણ ૧ લું—ખંડોબાને તેમજ શિરડીને મહારાજની છેલ્લી સલામ... ૧— ૯
પ્રકરણ ૨ જું—મહારાજનું શીંડી ગમન-કાંબળી અને ગુણપાટનાં કૌતકો. ૯— ૧૫
પ્રકરણ ૩ જું—નાગપૂર નિવાસ-ભકત ચિન્નાસ્વામીના કુટુંબની સરભરા... ૧૫— ૨૨
પ્રકરણ ૪ થું—નવ વરસની મીરાંબાઈનો સહવાસ; અને ખડકપૂર નિવાસ... ૨૨— ૩૩
• પ્રકરણ ૫ મું—ગીતાજીનું અધ્યયન કરવા માંગતા ખળ પુરૂષનો સંવાદ... ૩૪— ૩૮
પ્રકરણ ૬ ઠું—ક્રમે ક્રમે કર્મકાંડ, ક્ષણે ક્ષણે આત્મજ્ઞાન, કણે કણે વૈદ્યજ્ઞાન એકદમ હકીમજી થનારનું દૃષ્ટાંત. ૩૮— ૪૦
પ્રકરણ ૭ મું—બાગુ મહારણના ઘરનો સમાગમ-ભકતોનો કંટાળો ... ... ૪૦— ૪૫
પ્રકરણ ૮ મું—શ્રી શંકર મહાદેવના ન્યાયની વિચિત્રતા ... ... ... ૪૫— ૫૧
પ્રકરણ ૯ મું—યમુનાબાઇનો પ્રસંગ-લિંબડાની ચટણીનો વિચિત્ર સ્વાદ ... ૫૧— ૫૭
પ્રકરણ ૧૦ મું—મુસાફરના સ્વપ્ના ઉપરથી બોધ... ... ... ... ... ૫૮— ૭૨
પ્રકરણ ૧૧ મું—લાકડાંના પગની સેવા ... ... ... ... ... ... ૭૩— ૮૬
પ્રકરણ ૧૨ મું—ગરીબોંકા આશરા, ન જાને "ના" "હા"કા બાસરા ... ૮૬— ૯૫
• પ્રકરણ ૧૩ મું—લલાટે લખ્યા લેખ; મિટે ન મારી મેખ ... .. ... ૯૫—૧૦૫
પ્રકરણ ૧૪ મું—મહારાજના આ જન્મના સંસ્કાર અને પૂર્વ જન્મના ગુરૂ નામા મહારનો પ્રસંગ ... ... ... ... ... ... ... ૧૦૫—૧૨૧
પ્રકરણ ૧૫ મું—ભક્તિનો ભાવાર્થ ... ... ... ... ... ... ... ૧૨૧—૧૩૬
પ્રકરણ ૧૬ મું—સોલા સોમવારનુ વ્રત-મહારાજની પુજા ... ... ... ૧૩૬—૧૪૫
પ્રકરણ ૧૭ મું—મહારાજની નિર્વિકલ્પ અવસ્થા... ... ... ... ... ૧૪૫—૧૬૨
પ્રકરણ ૧૮ મું—મહારાજના અધ્યાત્મિક બળ વડે ઉચ્ચરતી ભવિષ્ય વાણી... ૧૬૨—૧૭૫
પ્રકરણ ૧૯ મું—"કુમારિકા પુજા" ... ... ... ... ... ... ... ૧૭૬—૧૮૩
પ્રકરણ ૨૦ મું—મુફલસીની મુશીબત... ... ... ... ... ... ... ૧૮૪—૧૯૧

## ભાગ ૪ થો.

પ્રકરણ ૨૧ મું—પંડિત પોપટ અને અંતર્જ્ઞાની કાગડો... ... ... ... ૧૯૨—૨૦૦
પ્રકરણ ૨૨ મું—કાળીદાસ મોચીનો ત્યાગ અને સર્વસ્વાર્પણ... ... ... ૨૦૧—૨૦૮
પ્રકરણ ૨૩ મું—ચમત્કાર વગર નમસ્કાર હોતા નથી ... ... ... ... ૨૦૯—૨૨૨
પ્રકરણ ૨૪ મું—અંતઃકરણનો સેવા ધર્મ... ... ... ... ... ... ૨૨૩—૨૩૩

પ્રકરણ ૨૫ મું—ગાર્ડ મામાનો ભંડારો અને નાસ્તિક શત્રુઓનાં વિઘ્નો ... ૨૩૩—૨૩૯

પ્રકરણ ૨૬ મું—ખડકપૂરને મહારાજના છેલ્લા નમસ્કાર... ... ... ... ૨૩૯—૨૪૫

પ્રકરણ ૨૭ મું—મહારાજના દર્દનું પૂર ભાનમાં કરેલુ ઓપરેશન ... ... ૨૪૫—૨૫૨

પ્રકરણ ૨૮ મું—ખડકપૂરથી એકદમ નાગપૂર જઇ પહોંચવાનો ચમત્કાર ... ૨૫૨—૨૫૯

પ્રકરણ ૨૯ મું- મહારાજની દેવ રૂપે થવા લાગેલી પૂજા ... ... ... ૨૫૯—૨૬૭

પ્રકરણ ૩૦ મું—પરમાત્મા-કૃતિ વિષે બોધ .. ... . ... ... ... ૨૬૭—૨૭૨

પ્રકરણ ૩૧ મું—શિર્ડીમાં મહારાજની પરત પધરામણી... .. ... ... ૨૭૨—૨૭૮

પ્રકરણ ૩૨ મું—મહારાજનું અક્ષય-પાત્ર-ખાતાં ખૂટતું નથી... ... ... ૨૭૮—૨૮૬

પ્રકરણ ૩૩ મું—કોલાહપૂરમાં મહારાજનો સત્કાર. રોગ અને શત્રુઓનો બહિષ્કાર. ૨૮૬—૨૯૧

પ્રકરણ ૩૪ મું—કર્માનુસાર મહારાજની એક ગામથી બીજે ગામ રમણક્રિયા. ૨૯૧—૨૯૫

પ્રકરણ ૩૫ મું—સાકોરીમાં મહારાજનું કાયમનું નિવાસસ્થાન... ... ... ૨૯૫—૨૯૮

પ્રકરણ ૩૬ મું—આકાશમાંથી ખરી પડેલો તારો=સાંઇબાબાનો દેહત્યાગ ... ૨૯૮—૩૦૫

પ્રકરણ ૩૭ મું—"મહારાજ કાશીની જાત્રાએ. ૐકારેશ્વરમાં વિશ્રામ" ... ૩૦૫—૩૧૯

પ્રકરણ ૩૮ મું—"કાશી વિશ્વેશ્વરના તત્વજ્ઞાનનો ગુહ્યાર્થ"... ... ... ૩૧૯—૩૨૨

પ્રકરણ ૩૯ મું—"ઈશ્વરનો સાકાર રૂપે તેમ નિરાકાર રૂપે સાક્ષાત્કાર" ... ૩૨૨—૩૨૫

પ્રકરણ ૪૦ મું—"સદ્‌ગુરૂનું લક્ષણ અને સદ્‌ગુરૂની કૃપા" .. ... ... ૩૨૬—૩૨૯

પ્રકરણ ૪૧ મું—"યોગીની, સાધ્વિ, અને પતિવ્રતાનાં લક્ષણો" ... ... ૩૨૯—૩૩૨

પ્રકરણ ૪૨ મું—"શ્રેષ્ટ દાનના પ્રકાર" ... ... ... ... ... ... ૩૩૨—૩૩૮

પ્રકરણ ૪૩ મું—"મહારાજની મંડળીની કાશીથી ઉઠાંગરી"... ... ... ૩૩૮—૩૪૧

પ્રકરણ ૪૪ મું—"મુકામ ઉઠયો; તીર્થક્ષેત્ર કાશીથી" ... ... ... ... ૩૪૨—૩૪૪

પ્રકરણ ૪૫ મું—"મહારાજનો સાકોરીમાં છેવટ મુકામ" ... ... ... ૩૪૫—૩૪૭

પ્રકરણ ૪૬ મું—"સદ્‌ગુરૂ લીલા" ... ... ... ... ... ... ... ૩૪૭—૩૫૧

# प्रस्तावना.

> अधमाधम अधिको पतित, सकळ जगतमां हुं;
> ए निश्चय आव्या विना, साधन करशे शुं?

શુક્ર તે બારેહુકતાલાના કે, "સાકોરીના સદ્દગુરુ"નું જિવનચરિત્ર લખવાનું મ્હારા મનથી એક મહાન કાર્ય આજે મ્હારે હાથે સંપૂર્ણ થયું છે. હું એ માટે મ્હને પોતાને બેશક કાંઇ જેવો તેવો ભાગ્યશાળી લેખતો નથી. આ ભવની મ્હારી રહેણી કરણી પ્રમાણે જોતાં તો મ્હારા મનથી આ એક બિકટ ઉખયાણુંજ થઇ પડયું છે, કે સચ્ચિદાનંદ શ્રી ઉપાસની મહારાજ જેવા મહા અંતરજ્ઞાનીનું જીવનચરિત્ર લખવાનું મ્હારા જેવા એક પામર પાપીને ફાળે શી રીતે આવ્યું હશે? હું મ્હને પોતાને હ્યાં "પાપી"ની ઉપમા આપું છું; કેમકે મ્હને જેઓ પિછાને છે તેઓ પણ મેં પોતાને લાગુ પાડેલા આ વિશેષણ માટે પોતાનો ટેકો આપ્યા વિના કદી રહેશેજ નહિ. પરન્તુ જેઓ મ્હને નામે પણ પિછાનતા નથી તેવાઓ સમક્ષ મ્હારી પોતાની જિંદગીનો થોડોક ખરો ચિતાર અત્રે આપેલો પ્રસંગોપાત થઇ પડશે એમ હું ધારૂં છું, અને તેમ કરવામાં મ્હારી મૂળ નેમ માત્ર એટલીજ રહેશે કે:—

પહેલું તો મેં ઉપર જણાવ્યા પ્રમાણે મુજ પાપીને ફાળે આ પુસ્તક લખવાનું શી રીતે આવ્યું હશે, તે ઉપર મ્હારા ભલા વાંચનારાઓ પોતે બે ઘડી મનન કરી પુનર્જન્મના ભલા ભુંડા સંસ્કારનો ખ્યાલ કરે; અને

બીજું તો એ કે, "ચમત્કાર વિના નમસ્કાર હોઇ ન શકે" એવા સિદ્ધાંતમાં માનનારાઓ મ્હારા દાખલા ઉપરથી સદ્દગુરુની લીલાનો સહેજ ઝાંખો વટીક ખ્યાલ લાવી મ્હારા અતિ પરમપુજ્ય ગુરુ શ્રી મેહેરબાબાની અગાધ શક્તિ વિષે વિશ્વાસ ઉત્પન્ન કરે. અસ્તુ.

આ બે કારણોસર હવે મ્હારી આગલી રહેણી કરણીનો ટુંક સાર સુજ્ઞ વાંચકવર્ગ સનમુખ જાહેરમાં મેલતાં મ્હને પોતાને ઉંઘાડો પાડીશ.

પુના શહેરમાં મ્હારા ગરીબ પણ ખાનદાની કુટુંબમાં હું એક અભિમાંની તથા પૂરો સ્વછંદી પુત્ર પેદા પડયો હતો. મ્હારી બાળવયથીજ હું સઘળાં ભૂંડાં

કર્મોમાં પ્રવીણ હતો. નઠારા સોબતીઓની પલીદ સંગતમાં હું મ્હારી જુવાની, મ્હારી તંદરુસ્તી, અક્કલ હુશિયારી, મ્હારી ઇજ્જત, મ્હારૂં શિક્ષણ, મ્હારા ખાનદાનનો ટેક વિગેરે સર્વ હું ધુળમાં નાખતો હતો; અને એ રીતે હું મ્હારા કુટુંબમાં એક "પાપી"જ પેદા પડયો હતો. સરતની હારજીત, પાના પાસાનો જુગાર, પરસ્ત્રીસંગ, તંબાકુ તપકીર અને દારૂ જેવાં વ્યસન, ઘરમાં કે પિતાશ્રીની દુકાને ન્હાની મ્હોટી રકમની ચોરી, જુઠાણું, આપમતલબ, આપ બડાઈ, અહંકાર, બદદાનત વિગેરે જે કહો તે કુછંદ અને કુટેવ તથા વ્યસનો મ્હારાં સદાનાં સાથી થઇ પડયાં હતાં. ગાળગલોચ અને મારફાડ તો મ્હારા માટે નજીવાં જેવાં હતાં. અને આવીજ મ્હારી કફોડી વર્તણુંકના કારણે મ્હને નિશાળમાંથી પણ ઉઠાડી મેલવામાં આવ્યો હતો; તોએ હું કોઇ પણ પ્રકારે મ્હારી ચાલચલણમાં ફરક કરી શકયોજ નહિ. ઉલટું શાળા છોડયા પછી નોકરીએ લાગતાં તો હું દિનપરદિન વધુ અને વધુ ખરાબિના ખડક સાથેજ અથડાતો જતો હતો. મ્હારી બદફએલી વધતીજ જતી હતી અને નવીન બદીઓની બલામાં હું સપડાતો જતો હતો. મ્હને સુધારી સારા માર્ગે લાવવાને મ્હારાં વહાલાં બુઝોર્ગ માતપિતા, મ્હારા નેક ભાઇ બહેનો, દયાળુ સગાંસ્નેહિઓ, તથા ભલા જાત પરજાતનાઓ, જેઓ સઘળા હમારાં ખાનદાન પ્રત્યે માન અને ચાહ ધરાવનારાં હતાં, તે સઘળાંઓએ પોતાના બની શકતા તમામ ઉપાયો મ્હારા ઉપર એક પછી એક અજમાવી જોયા. પરંતુ તે પૈકી એકે ઉપાય સફળ જણાયોજ નહિ. અપાર ભલા ઉપદેશો, અગણિત નેક નશિયતો તથા તરેહવાર સોગંદ અને પ્રતિજ્ઞાઓ મારા વિષે થોડીક ઘડી ઠીક જણાતી, પરંતુ પીઠ ફરતાં બરાબર, કુવામાં પડી કૂતરી ને સમ ગયા ઉતરી, તે પ્રમાણે મારી અસલ રાહ અખત્યાર કર્યો જતો હતો, અને તેમાંજ મારૂં સઘળું સુખ સમાયલું માનતો. આ મારો છેવટનો એકરાર (**Confession**) છે.

અંતે ૧૯૧૪ ના યાદગાર સાલમાં મહાન જરમન યુદ્ધની શરુઆત થઇ, જે વેળાએ હિંદ માતાના બહાદુર અને વફાદાર પુત્રો પણ ગ્રેટબ્રીટન પ્રત્યે પોતાની ફરજ અદા કરવા રણસંગ્રામે બહાર પડયા. સઉ કોઇએ તે પ્રસંગે પોતપોતાને લાયકની સેવા બ્રિટિશ હુકુમતને અર્પણ કરી હતી, જેમાં હું પણ એક હતો. મ્હને બ્રિટિશ હોસપીટલશીપ ઉપર "સ્ટોર કીપર"ની જગ્યા આપવામાં આવી, અને લગભગ બેથી અઢી વર્ષ પર્યંત સમુદ્ર માર્ગે મેં યુરોપ–ફ્રાન્સ–ગ્રીસ–દારદેનલ્સ–ઇજીપ્ટ–સ્વેઝ–અરેબીઆ–મેસોપોટેમીઆ વિગેરે અનેક ભાગોની મુસાફરીઓ કરી, તરેહવાર ગામો, શહેરો તથા બંદરોનો અનુભવ મેળવ્યો, છતાં મ્હારી હાલત તો જે ને તેજ રહેવા પામી હતી; અને ફરક જરાએ જણાતો ન હતો. સામો હું તો હવે વધુ ઉડાઉ અને હવસી બન્યો જતો હતો! આ

પછી અંતે એક દિવસે દરિઆઇ સફરથી કંટાળો ખાઇ મેં મારી બદલી માટે અરજી કરી, જેના જવાબમાં મ્હને તુરત "એદન" બંદરે Land duty ઉપર ઉપડી જવા હુકમ મલ્યો. મ્હારી કમબખ્તીએ હ્યાં હવે મ્હને પુરો ઘેર્યો. કેમકે આંખ મીંચી ખાઇ પી ધમધોકાર નાણું ઉડાવી આનંદમાં લહેર કરતાં શુમારે દોઢેક વરસ પસાર થવા કેડે અંતે મ્હને મ્હારા બડા ઓફીસર કમાન્ડીંગ તરફથી "નઠારી ચાલચલણ" (Disgraceful conduct) માટે પહરેજ કરવામાં આવ્યો, અને લશકરી (મીલીટરી) કાયદા મુજબ કોર્ટ–મારશલથી મારી તપાસ કરી બે વરસના કેદની સજા ફરમાવવામાં આવી! આ વખ્તે એદનના જેનરલ ઓફીસર કમાન્ડીંગે મારી હાલત પર દયા લાવી સજામાં ઘટાડો કરતાં માત્ર દોઢ વરસના કેદખાનામાં ધકેલી દીધો! ત્યાંની સીવીલ જેલમાં મારી સજાની મુદત પૂરી કરી રહ્યા પછી હું છુટવા પામ્યો અને મ્હારે વતન પુને પાછો ફર્યો.

લડાઈ દરમ્યાન મારી સેવાઓ બજાવતાં મેં જે જે કાંઇ સુખ દુઃખનો અનુભવ મેળવ્યો, તે અત્રે વિગતે દરશાવવાની હું જરૂર જોતો નથી; ટુંકમાં માત્ર એટલુંજ કહેવું પુરતું થઇ પડશે, કે જેટલો વૈભવ અને સુખવિલાસ મેં મારી આખી જીંદગી દરમ્યાન ભોગવ્યાં હતાં તે કરતાં અધિક પ્રમાણમાં દુઃખો અને વિપત્તિઓ મ્હને જેલમાં, તેમજ ત્યાંથી નિકળી નાઠા પછી પણ સહન કરવાં પડયાં હતાં. જે થોડો ઘણો પણ વિશ્વાસ, પ્રિત કે માન મારા વિષે ભુલેચુકે પણ જે કોઇ ધરાવતું હતું તે પણ હવેથી મારા તરફ ધિક્કાર, ફિટકાર અને તિરસ્કાર કરી મ્હને અળગો રાખતું. મ્હારી આવી સ્થિતિમાં હું કેવળ સંતાપિત અને દુઃખમય પુતલું થઇ પડયો હતો. ચો બાજુના મારા પછી તથા કબસ, કંગાળ હાલતમાં કોઇ એકના પણ દિલાસા કે સધિયારાની ગેરહાજરીમાં દુઃખ પામી રિબાયા કરવા કરતાં, અંતે હું એવા મક્કમ ઠરાવપર આવ્યો હતો, કે મ્હારે હવે આપઘાતથી આ જીંદગીનો છેડો લાવી દુન્યાના ઝગડાઓથી મુક્ત થાઉં, અને મારો આ વિચાર અમલમાં મેલવા સારૂ એક દિવસે હું તત્પર થયો. મ્હારી સઘળી તૈયારીઓ મેં રાખી, તથા તેજ રાતે હું મોતને તાબે થવા ખુશ દિલે તૈયાર થયો! પણ મોતને તાબે થવા કરતાં બીજા એકને તાબે થવાનું મારી સરજતમાં હોય કે શું, તેજ દિને મ્હારા વડીલ બંધુએ મ્હને ખબર આપી કે:

"મેહેરવાન તમને મળવા માંગે છે, અને પોતાની તાડીની દુકાને તમને બોલાવ્યા છે, જ્યાં તેઓ તમારી વાટ જોતા બેઠા છે!"

અહા! આ તેજ એકલો એકજ જીવ, માત્ર એકજ પવિત્ર આત્મા મ્હારે માટે હસ્તી ધરાવતો હતો, જે એકલોજ મ્હારો બાળમિત્ર લેખાતો; તેજ એક પ્યારો વફાદાર મિત્ર મ્હારાં તમામ ભુંડાં કરતુકો છતાં મ્હને તુચ્છકારીને હાંકી

કાઢવાને બદલે સદા મ્હને પોતાના તરફના ઉમદા ઉપદેશો, દિલાસા તથા ધીરજનાં વાકયો અને હિમ્મતના શબ્દોથી દરેક કારમા પ્રસંગે પણ મ્હને સારી સલાહ આપતો હતો. આ તેજ મ્હારો મેહેરબાન મિત્ર મેહેરવાન હતો, જે આજે શ્રી મેહેરબાબાના પનોતાં અને પવિત્ર નામે આશકાર થઇ હાલ સકળ જગતનો ગુપ્તપણે ઉદ્ધાર કરી રહ્યો છે. અરે! તે વેળાએ જો માત્ર હું એટલુંજ જાણવાને ભાગ્યશાળી થાત, કે પોતાની તાડીની દુકાનમાં મને બોલાવનાર મ્હારાં બચપણનો સાથી મેહેરવાન એ કોઇજ નહિ, પણ મ્હારો નિર્માણ થએલા પુજ્ય ગુરુ અને પરમાત્માને પામી ચુકેલો એક પવિત્ર આત્મા છે, તો તો—

આ વેળાએ મેં મ્હારા વડીલ ભાઇને ઉડાવનારો જવાબ આપતાં જણાવ્યું કે: "ઠીક છે; હું જઈશ." પણ મ્હારા આ જવાબથી સંતોષ ન પામતાં તેઓ બોલ્યા; "ના; મ્હારે તમને સાથેજ તેડી જવા છે. મ્હારૂ ગમે તેવું કામ એ કારણે પડતું મેળવા મ્હને ખાસ આગ્રહપૂર્વક જણાવવામાં આવ્યું છે; અને હમણાંજ તમને હું મ્હારી સાથે તેડી જઇશ. તમારે માટે તેઓ બેહદ ઇંતેજારી ધરાવે છે, માટે મ્હારી સાથે તમને આવવુંજ પડશે!"

હ્યાં હું હવે લાઇલાજ હતો, જેથી તે વેળાએ મ્હારા વડીલ ભાઇ સાથે જવાને તૈયાર થયો; માત્ર એવાજ વિચારથી, કે એકાદ કલાકમા હું મ્હારા તે આગલા એક વારના માનીતા અને પરદુઃખભંજન સાથીને છેલ્લીવાર મળીને મ્હારી ફરજ અદા કરીશ. પછી હું મ્હારા વડીલ ભાઈ સાથે ત્યાં ગયો. મ્હને દૂરથી જોતાંજ મ્હારા આ નેક ખસલત મિત્રે દોડતા આવી ભર સડકપર હર્ષભેર મ્હને દાબીને બગલગીરી કરી જોરથી પોતાની છાતી સરસો ચાંપી, મ્હારી ગરદન તથા કપાલપર પુષ્કળ ચુમીઓ લેવા માંડી. અરે! તે કેવો ભલો! કેટલો નેક અને ઉમદા ખવાસનો! મ્હને જન્મ આપનાર મ્હારી સગી માવતરે પણ મ્હને આટલા હર્ષથી કોઇવાર છાતી સરસો ચાંપીને આસ્વાશન દીધું નો'તું. ગરીબ બિચારી! તેણી કેમ અને કેવી રીતે તેમ કરી શકે! ખાનદાનના નામને એબ લગાડી સીહા ચાંલ્લો કપાળે ચોંટાડનાર મુજ જેવા એક પલીદ પુત્રને ભેટતી વેળાએ મ્હારી દુઃખી માતા પ્રેમ કે ભાવ કયાંથી લાવે! માતા તે માતાજ રહી; અને સાચો મિત્ર તો આજે પણ વફાદારજ હતો. એક માનવંત કુટુંબના અને ખાનદાની માબાપનો એક તેવોજ કુળદિપક, કુળવાન તથા અંડર-ગ્રે-જ્યુએટ સકર્મી પુત્ર, મ્હારા જેવા એક બદમાસમાં ખપતા અને જેલ જાત્રાઓ જઇ આવેલા ગુન્હેગાર અપરાધીને, રાહદારીઓની ચાલુ આવજાવની ભર સડક ઉપરજ ઉભા રહી, કોઇની પણ દરકાર કે કશાંપણ ભુંડાં પરિણામના ભય વિના છાતી સાથે દાબી ફીસી દોટીઓથી વધાવી લે, એવી પ્રેમ અને મિત્રતાની લાગણી બીજા સાધારણ મનુષ્યમાં તો કવચિતજ માલુમ પડશે.

હુમો બન્ને ભેટયા, પરસપર એક બીજાનો ખુલાસો કીધો અને બીજે દિને ફરી સહવારથી મળવાના વચનથી છુટા પડયા. હર્ષનાં આંસુઓ ટપકાવતો હું ઘરે આવ્યો, પણ મ્હારૂં સઘળું ચિત્ત અમીરી ખવાસના મ્હારા એ ઉમદા મિત્ર મેહેરવાન શેહેરીઆર ઉર્ફે મેહેરબાબામાંજ પ્રેરાયું હતું. તેઓની બગલગિરીથી મ્હને એટલી તો રાહત થઇ, એટલો તો સંતોષ થયો, કે હું મ્હારી થોડાક કલાક આગમચની કંગાળ હાલતનું ભાન વટીક ભૂલી ગયો હતો; તેમ વળી તે મુબારક હોઠના ચુંબનથી મ્હારા મન ઉપર કાંઈ અજબ જેવી અસર થઇ હતી. મેં મ્હારા તે દિવસના સઘળા આપઘાતિક વિચારોને હડસેલી કાઢયા, અને તે માટેની કરેલી તમામ તૈયારીઓ નષ્ટ કરી રાત્રે ઘણાજ આરામ તથા ખુશદિલ અને શાંતમનથી બિછાને પડયો. બીજી સહવારે હુમો બન્ને પાછા મળ્યા અને તે દિવસથી હું શ્રી મેહેરબાબાને પૂરો અર્પણ થયો. હવે તેમની પવિત્ર સંગતમાં હું પણ મ્હને પોતાને ભલોજ લેખતો ચાલ્યો, અને દિનપરદિન તેમની વળણો પ્રમાણે વર્તન રાખવાનો નિશ્ચય કર્યો, અને તેમના રૂડા નિયમોનું મેં કેટલુંક અનુકરણ કરવા માંડયું. ખ્વાજા હાફેઝે શીરાઝીએ એક ઠેકાણે ખરૂંજ કહ્યું છે કેઃ—

“**आंके झर मी शवद अझ परतवे आं कलबे शीयाह;**
**कीमीयाईस्त के दर सोहबते दरवीशानस्त.**”

પરમાત્માને પુગી ચુકેલા એકાદ દરવીશ (સદગુરુ)ના સહવાસ કે સોબતની કીમીયાના જેવી અસરથી પોલાદના જેવું સીહા (કાળું) અંતઃકરણ પણ સોનાની માફક પ્રકાશિત થાય છે.

આ પછી માંસાહારનો ખોરાક તજી, અન્ન, ફળ, શાકના સાદા ખોરાકપર દિવસો ગુજારવા, ધર્મપર આસ્થા રાખી બંદગીના ફાયદા પામવા, નિચ કૃત્યો કે હવસને તાબે ન થતાં, મનપર કાબુ રાખી તેને સદા પવિત્ર રાખવું, વચનો તથા કાર્યોથી ભલી ભલાઇઓ કરવા, જુગારનો લોભ તજી માયામાં ન પડવા, હુમત–હુખ્ત તથા હવરેસ્તના પાક કલામો પ્રમાણે અમલ કરવા વિગેરે બીજી અનેક દાખલા દલીલો સહિતની નશિયતો તથા ઉપદેશોનાં, શ્રી મેહેરબાબા તરફથી મ્હને મળતાં રહેલાં ચાલુ શિક્ષણોના પરિણામે અંતે મેં મ્હારી પ્રતિકૂળ રીતભાત ઉપર હંમેશના માટે પૂરો મેળી,

“ એલી ! હવે ફર પાછો ! ” એમ પોતાને સંબોધીને હું કેહવા લાગ્યો. નઠારી સોબતનો નઠારો અનુભવ મેં હદ ઉપરાંત ભોગવ્યો હતો, ત્યારે હવે સારી સંગતનો સારો અનુભવ મેળવવા મેં મન સાથે નિશ્ચય કર્યો, અને અલબત્ત, આજે હું તેના સારાંજ પરિણામ અનુભવવાને ભાગ્યશાળી થયો છું.

खातीरम वख्ती हवस करदी के बीनद चीझहा;
ता तोरा दीदम न दारम जुझ न दीदारत हवस." (हाफेझ.)

અગાઉ મ્હારો એવો એક વખત હતો, કે હર હમેશ હું કાંઇને કાંઇ નવુંજ જોવા તથા ભોગવવાનો અનુભવ લેવાની ઈચ્છા ધરાવતો હતો, પણ જે દહાડે મેં ત્હને દીઠો, તે શુભ ઘડીથી માત્ર ત્હારાં મુબારક દર્શન સિવાય મ્હને બીજી કશી પણ તથા કે તમા કે ઇચ્છા હવે રહી નથી.

મ્હારી પ્રથમની અને હાલની હાલતમાં આટલી ઝડપે આવો ચમત્કારિક ફેરફાર થએલો દેખી, મ્હને પિછાનનારાઓમાંના જેઓ આજે મ્હને જુએ છે તેઓ સઘળા અજાયબ થયા વિના રહેતા નથી; કેમકે જેલની સજા પામેલો એક કેદી પોતાનું છુટાપણું ભોગવ્યા પછી તો વધુ ને વધુ નફકરો બની પોતાની લાજ શરમ એક કોરે મૂકી જ્યારે વધારે ભુંડાં કર્મ કરવા તરફ પ્રેરાય છે, ત્યારે મ્હારા સંબંધે તો તેથી ઉલટુંજ બનવા પામ્યું હતું. ઇશ્વર કૃપાથી અને મ્હારા પરમપુજ્ય ગુરુ શ્રી મેહેરબાબાના પ્રતાપે મેં મ્હારી આગળની તમામ બદફએલી તેમજ સઘળાં વ્યસનોને હાંકી કાઢી મ્હને પોતાને હું સ્વસંતોષથી ચ્હાતાં શિખ્યો છું. ગુરુ કૃપા તે એજ, અને એજ તે ગુરુની મહાન લીલા. ખ્વાજા હાફેઝે શીરાઝી વધુ એવું પણ કહી ગયા છે કે:—

"बंदए पीरे खराबातम के लुत्फश दायमस्त;
वर्ना लुत्फे शेखो झाहेद गाह हस्तो गाह निस्त."

હું તો મ્હારા પીરો મુરશીદ, એટલે કે, સદ્દગુરુનો માત્ર બંદો છું, કે જેની મેહેરનજર મુજ કમતરીન બંદા ઉપર શરૂઆતથી આખર સુધી એક સરખી રહેલી છે; તો જોકે દુન્યાદારી—પરહેજગાર—મર્દોની મેહેરબાની તો મ્હારાપર કદી જણાય છે તો કદી જણાતી પણ નથી.

જુઓ કે, મ્હારા જેવો એક નહીંજ સુધરે એવો જાનવરી ખ્વાસનો ઇનસાન આંખના એક પલકારામાં કેવી રીતે ઠેકાણે આવ્યો. તેનું જો અવલોકન કરવું હોય તો હું હિમ્મતથી કહીશ કે, આ પ્રતાપ તો મ્હારા પુજ્ય ગુરુ શ્રી મેહેરબાબાનોજ હતો અને છે. સંત કબીરે કહ્યું છે:—

सब रसायण मैं करी, हरीसा मीला न कोय;
रती भार जो हरी मीले, तो तन मन कंचन होय.

શ્રી મેહેરબાબા સંબંધી જોકે મ્હારાં પહેલાં પુસ્તકમાં તેમજ બીજા જાહેર છાપાઓમાં બીજે અનેક ઠેકાણે જરૂર જોગા ખુલાસા બહાર પડયા છે, છતાં તેઓ શ્રીને લગતી વધુ થોડીક માહિતી મ્હારા સુજ્ઞ વાંચક વર્ગની જાણમાં લાવવાની મ્હારી લાલચ હું થોભાવી શકું એમ ન હોવાના કારણે અત્રે ટુંકમાં એક બે બોલ તેમના વિષે હું લખીશ.

શ્રી મેહેરબાબાની જાહેર જીંદગી તરફ જોતાં તે કેવળ સાધારણ માલુમ પડે છે. તેઓનો જાતિ સ્વભાવ એક ન્હાના બાળક જેવો છે. ઉચ્ચ ઇશ્વરી દરજ્જે પુગવા છતાં પણ તેમનામાં તે બાબતનો જરાએ ગર્વ કે અભિમાન જણાતાં નથી; સામું તેવણુ મીલનસાર અને શાંત મનોવૃતિના હોઇ હમેશાં ખાકસારી અખત્યાર કરતા રહ્યા છે. તેઓના ઉપદેશો, ગમે તેવા નાસ્તિકને ઇશ્વરી માર્ગ-પર લાવનારા તથા મનને શાંતિ પમાડનારા હોય છે. ધર્મપર તેઓની આસ્થા અતિ પ્રબળ અને પ્રિત તથા વિશ્વાસ ધરાવનારી છે. વળી દરેક ધર્મને માન આપી ચાલનાર અને સર્વ કોમને પોત પોતાના ધર્મપર યકીનદાર રહેવાની ઉમદા તાલીમ આપનાર લેખે તેઓ સઘળા તરફના માનને વધુ લાયક નિવડયા છે. તેઓનો પહેરવેશ તદન સાદો, તથા શરીરે કુસ્તી સુદરેહ સદા જળવાયલી રૂહી છે. આ વાત ખાસ લખવાની હ્યાં જે અગત્ય જણાઇ છે તે એટલા માટે કે, કેટલાકો તરફથી એ માટે શંકા ઉપ્તન્ન થતાં મ્હને ઘણીકવાર તેવાં નરનારીઓ તરફથી પુછવામાં આવ્યું છે. મ્હારા જાત અનુભવપરથી હું પુરવાર કરવાને વટીક સામર્થવાન છું કે સુદરેહ કુસ્તીના પવિત્ર પહેરવેશને ધિક્કારી શરીર-પરથી સદા માટે કાઢી નાખનારને શ્રી મેહેરબાબાએ તે પાછા પહેરતા કર્યા છે; એટલુંજ નહિ, પણ તેવાને ધર્મના ફરમાનો અને રાહરસમોમાં મક્કમપણે માનતા કર્યા છે. એઓશ્રી ભાગ્યે ચોવીસ કલાકમાં બેચાર કલાકની ઉંઘ લેતા હોય. છેલ્લાં દોઢ બે વરસથી તો આખી આખી રાત પરવરનું નામ પોકારતા યા તો તાસવીસ કરતા સજાગરૂ હાલતમાં ભોંયપર પાંથરેલાં બિછાનાપર સજાગૃત રહે છે. શ્રી મેહેરબાબા અન્નનો ખોરાક કોઇ કદાચજ લે છે, અને તે પણ માત્ર દાળભાતનો સાદોજ હોય છે. મોટે ભાગે તેઓ ભુખા રહેવું વધારે પસંદ કરતા હોય એમ જણાય છે; કેમકે ચાલુ અપવાસ કંઇક મુદતથી રાખતા આવ્યા છે. હાલમાં પણ પુરા બે દિવસ દરમ્યાનમાં પૂરા છત્રીસ કલાક અપવાસ પર રહી અન્નજળ વિના ભૂખા રહે છે, જ્યારે બાકી રહેલા બાર કલાકમાં માત્ર એકજ વાર દાળ-ભાતનો સાદો ખોરાક નહિ જેવો જમી, પાછા અપવાસ પકડે છે. આ રૂઢી છેલ્લા કેટલાક વખતથી ચાલુજ છે. મેં "પ્રજા-મિત્ર" તા૦ ૧૬ મી રવિવાર તથા "સાંજ વર્તમાન" તા૦ ૧૭ મી સોમવારના અંકમાં આપેલા "શ્રી મેહેરબાબાને લગતી હીલચાલ"ના ખુલાસામાં જણાવ્યા પ્રમાણે તેઓની પેદલ મુસાફરીઓ દરમ્યાન માત્ર જળ પદાર્થ (**Liquid**) પરજ રહેતા, અને શિષ્ય મંડળી, જેમાં હિંદુ, મુસલમાન તથા જરથોસ્તી કોમનો સમાવેશ છે, તે સઘ-ળાને હંમેશાં બે વાર પેટપૂરતો દાળભાતનો ખોરાક મળતો રહ્યો છે. શ્રી મેહેરબાબા પાછા પોતાનું ભોજન રોજના નિયમ પ્રમાણે બે વાર પેટપુરતું ખાતા પીતા કયારે થશે, એવો સવાલ તેઓને જ્યારે પુછવામાં આવે છે ત્યારે જવાબમાં હમેશાં હસીને કહે છે કે; "થોડોક વધુ સમય પસાર થવા બાદ હું પાછો તમારા ભેગો પૂરેપૂરો ખાતો પીતો થઇશ !"

શ્રી મેહેરબાબાની હાલતનો ખ્યાલ આવવો મુશકેલ છે. વળી તેમની હાડમારી અને વિપત્તિઓનું વર્ણન કરવું પણ મિથ્યા જણાય છે. એટલી તો હદ ઉપરાંતની વેદનાઓ તેઓ જાતે ઉપાડી શકે છે, કે કોઇ વેળાએ તો શિષ્ય મંડળથી તેઓની બેહદ દુઃખી હાલત દેખી પણ શકાતી નથી. એટલે સુધી કે, મ્હારા જેવા કેટલાક નબળાં મનના ચેલાઓની આંખમાં તો વારંવાર દયાના આંસુઓ સુદ્ધાં ભરાઇ આવે છે.

મ્હારા પુજ્ય શ્રીની આવી દશા ઉપરથી હું એજ અનુમાન પર આવ્યો છું, કે ઇનસાન પોતાના મનપર કાબુ ધરાવતાં જો શીખે છે, તો પછી તેને દુઃખ સુખ કે ભલાં ભુંડાંની કશી પણ અસર રહેતીજ નથી; તેને મનથી તો સઘળું નહિજ જેવું અને બધું એકસરખુંજ હોય છે.

મનની મજબુતાઈ આગળ આપણા શરીરની મજબુતાઇ કશાં પણ ઉપયોગની નથી. શરીરના બળ કરતાં મનનો કાબુ પ્રબળ છે; અને વળી મનની મજબુતી અને મન ઉપરનો કાબુ મેળવવા અર્થે પવિત્ર ચાલચલણ અખત્યાર કરી અષોઇ-વાળી જીંદગી ગુજારવાની ખાસ જરૂર છે; બાકી બીજાં ફાંફાં છે. આટલું જણાવ્યા પછી હવે હું પુસ્તકના સંબંધમાં થોડોક ખુલાસો કરી મ્હારો આ લેખ પુરો કરીશ.

આ તો મારે પ્રથમથીજ કહી દેવું જોઇતું હતું કે, હું કાંઇ શીખેલો ભણેલો કોઇ ગ્રેજ્યુએટ નથી, કે નથી લેખક કે વકતા. મ્હારો અભ્યાસ માત્ર અંગ્રેજી ચાર ચોપડી સુધીનો અને તે પણ નહિ જેવો છે. વળી ગુજરાતીનો અભ્યાસ પણ મેં જોઇએ તેવો કર્યો નથી, કેમકે હું ઉપર જણાવી આવ્યો છું તેમ મ્હારી બદકૂએલીએ મને વધુ અભ્યાસ કરવા દીધોજ ન હોતો. એટલા માટે આ લખાણની ભાષામાં સમાયલી ભુલચુકો, કે ખામીઓને લઇ ચલાવી નાંખતી કરવા હું મ્હારા મેહેરબાન વાંચકોને વિનંતી કરૂં છું.

મ્હારાં આ શુભ કામમાં મ્હને સંપૂર્ણ સહાયતા આપનાર મ્હારા ભાઇ શ્રી. શો. મ. દેશાઇનો આભાર માનવાની મારી ફરજ હું આ તકે અદા કરૂં છું.

વધુમાં મ્હારે આ પુસ્તકના અગાઉથી થએલાં ગ્રહાકોનો આભાર માનવાનો છે; તેમજ વળી પહેલું પુસ્તક ખરીદનારાં ભલાં બાનુઓ તથા ગૃહસ્થોનો પણ આ તકે હું ઉપકાર માનું છું, અને આશા રાખું છું કે, તેઓમાંનો કોઇ સખી શક્તિવાન વર્ગ ન્હાની મોટી સંખ્યામાં મજકુર પુસ્તકની ખરીદી કરી તે જાત પર-જાતના ગરીબ વર્ગના વાંચન માટે અથવા બીજા ખાનગી યા જાહેર ખાતાંઓમાં મુફત વેહેંચણી દાખલ ફેલાવવાની ચાલુ મદદ કરતા રહી પુણ્ય હાંસલ કરશે. તથાસ્તુ.

બુટ્ટી ઓટ કેંપ પુના, ગુરુ ચરણે,

તા૰ ૨૫ મી ડીસેમ્બર ૧૯૨૩. ખાકસાર સેવક,

**ઇરાની બેહરામ જમશેદ જીહાંન.**

# સાકોરીના સદ્ગુરૂ.

## પુસ્તક ૨ જું.

## ભાગ ૩ જો.

### પ્રકરણ ૧ લું.

**ખંડોબાને તેમજ શિરડીને મહારાજની છેલ્લી સલામ.**

भोगेरोगभय कुलेच्युतिभय वित्तेनृपालाद्भयं ।
मानेदैन्यभयं बलेरिपुभयं रूपेजरायाभय ॥
शास्त्रेवादभयं गुणेखलभय कायेकृतांताद्भय ।
सर्व वस्तु भया न्वितं भुविनृणां वैराग्यमेवाभय ॥

ભોગ ભોગવનારને રોગ લાગુ પડી જવાનો ડર રહે છે. નામીચાં કુળને નીચે ગબડી પડવાનો ભય રહે છે. ઘણી દોલત હોવાથી રાજા તરફની ધાસ્તી રહે છે. માનપાન ભોગવનારને અપમાન પામવાનો ભય રહે છે. બળવાન હોય તેને પોતાના કરતાં વધારે બળવાળા શત્રુની બીક રહે છે. સ્વરૂપની સુંદરતાવાળાને ઘડપણની ફિકર રહે છે. શાસ્ત્રો ભણેલા વિદ્વાનને વાદવિવાદમાં ઉતરવાનો ભય લાગે છે. લાયકીવાળા ગુણી જનને નાલાયક ખળ પુરૂષથી ચોંકાને ચાલવું પડે છે. શરીરને વિષે મરણનો ભય લાગેલો હોય છે. એ પ્રમાણે માયાને લઇને આ જગતમાં સર્વ વસ્તુ તજવાની બીક અને ભય રહે છે. **માત્ર વૈરાગીને વૈરાગ અવસ્થાને લીધે કોઈ પણ સ્થાન કે વસ્તુ તજી જવાનો ભય હોતો નથી.**

**જેમ એક વેપારી પોતાનો માલ બીજા કોઇ ગ્રાહકને વેચી નાખવા પછી તે વેચેલા માલ પર પોતાનો કશોએ હક્ક ધરાવતો નથી, તથા જેમ એક પિતા પોતાની પુત્રીના લગ્ન પછી તેણી પર પોતાનો કશો અધિકાર રાખી શકતો**

નથી, તેમ આ પણ જાણવું જોઈએ, કે એકવાર શિરડી આવી શ્રી સાંઇબાબાને દિલો જાનથી હવાલે થયા પછી મહારાજ એક વેપારી માફક કે એક પિતા મીસાલે પોતાના "જીવ" ઉપર કશો પણ હકક કિંવા અધિકાર ધરાવતા ન હતા. એક પિતા પ્રમાણે જોતાં મહારાજે પોતાની પુત્રી "જીવ"નો હાથ શ્રી સાંઇબાબાને લગ્નમાં આપ્યો હતો, જેથી સાંઇબાબા પોતાની આ પરણેતર (મહારાજના જીવ)પર સઘળો હકક ધરાવતા હોવાથી ગમે તે રીતે તેણીની સાથે છુટ લેતા હતા; અને તેણી પર મહારાજ હવે કશીએ સત્તા ન ધરાવતા હોવાથી કશું બોલી કે કરી શકતા ન હતા. વળી એક વેપારી પ્રમાણે સરખાવતાં મહારાજે પોતાનો નબળો માલ સામાન (જીવ) સાંઇબાબાને મુકિતની કીંમતે વેચ્યો હતો, જે એકવાર વેચી નાંખ્યા પછી હવે મહારાજ તેના ઉપર પોતાનો કાંઈ પણ હકક ધરાવતા ન હતા; જેથી સાંઇબાબા તેનો ગમે તેમ ઉપયોગ કર્યા જતા હતા; મહારાજ જેવી ચીજ જગત્‌માં હસ્તી ધરાવતીજ ન હતી, પણ મહારાજના દેહમાં સાંઈબાબા પોતેજ વસતા હતા અને પોતાની ઇશ્વરી કારકીર્દિ બજાવ્યા જતા હતા.

> દસ્તે લયલા ગમ કે હાથોં સે હુવા નશતર જદેહ;
> કએસકા વાદી મેં ખુંસે સુર્ખ દામન હો ગયા.

જેમકે; લેલી બાજારી પડી અને નશતરથી તેના હાથમાંથી જ્યારે લોહી કાઢ્યું, ત્યારે કૈશ જે તેના ને તેનાજ ઇશ્કથી બિમાર થઇને એક ખોળિયાંમાં જાણે કે બે જીવ ભરાઇને જંગલે જંગલે ભટકતો હતો, તેના પહેરનની દામન લોહીથી લાલ થઇ ગઇ હતી, તેમ સાંઇબાબાના એકજ ખોળિયાંમાં ઉપાશની-જીવ, અથવા ઉપાશની મહારાજના એકજ ખોળિયાંમાં સાંઇનાથ-જીવ, એમ બે સાથે રહેતા હોવાથી એકરસ ને એકતાર થઇ ગયા હતા.

બારીકીથી જોતાં મહારાજના દરેક કામો, વિચારો, અને વચનો સાંઇબાબાનાં પોતાનાંજ હતાં. સાંઈબાબાની આજ્ઞાનુસાર મહારાજે ચાર વરસ શિરડીમાં રહી કેવી રીતે ગુજાર્યાં, એ આપણે જોઇ આવ્યાં છીએ, માટે હવે વધુ લંબાણ ન કરતાં નવી બાબત હાથ ધરીશું.

ડાકટર ગણપતરાવ પંડિત (જે હજી હૈયાત છે) "શીંડી" નામના નાગપુરની નજદીકમાં આવેલાં ગામમાં પોતાની બદલી પર જતાં માર્ગમાં સાંઇબાબાના દર્શનાર્થે શિરડી આવી પહોંચ્યા. આ ભલા ડાકટર સાહેબ પ્રભુના પરમ પ્રેમી હતા, અને સંત પુરૂષોની સંગત સાધી તેઓની સંપૂર્ણ શ્રધ્ધાથી સેવા બજાવ્યા જતા હતા. તેમણે મહારાજ વિષે પ્રથમ કદી સાંભળ્યું પણ ન હતું, અને તેમને કદી દીઠા પણ ન હતા. ડાકટર પીલે, જેઓ મહા-

રાજ સંબંધે સઘળી વાતોથી માહિતગાર હોવા ઉપરથી તેમના દર્શને રોજ આવતા જતા હતા, તેમની ડો૦ ગણુપતરાવ પંડિત સાથે સારી મિત્રાચારી હતી. ડો૦ પીલેને શિરડીમાં જોઈ જેટલા ડો૦ ગણુપતરાવ ખુશ થયા તેટલાજ ડો૦ ગણુપતરાવને ત્યાં આવેલા જોઈને ડો૦ પીલે પણ બહુ ખુશ થયા હતા. તે બન્ને મિત્રો એક બીજાને મળ્યા. ખબર અંતર પૂછતાં ડો૦ પીલેએ મહારાજને લગતી વાત છેડી, અને તેમને હવાલે જતી સાંઇબાબાની તમામ ઈશ્વરી સત્તા, મહારાજ માટે સાંઇબાબાએ કરેલી ભવિષ્યવાણી, તેમની લાંબી મુદત સુધીની વગર ખાધા પીધાની હાલત તથા તેમના ચમત્કારો, અને વિચિત્ર રીતભાતો વિગેરે સઘળું વર્ણન કર્યું. તે સાંભળી ડોકટર ગણુપરાવે મહારાજના દર્શન માટે અતિશય ઈંતેજારી બતાવી ડોકટર પીલેને પોતાની સાથે આવવાનો આગ્રહ કરી બન્ને ડોકટરો મહારાજના દર્શને ગયા. ખંડોબાનું દેવળ હજી પણ હાલ હવાલ સ્થિતિમાંજ હતું. ત્યાં જઈ મહારાજના તેમણે દર્શન લીધાં. મહારાજના આકર્ષિક ચહેરા ઉપર ઐશ્વરિ પ્રકાશ જોઈ ડોકડર ગણુપતરાવના મન પર એટલી તો ઉંડી અસર થવા પામી કે, તેઓ પ્રેમના નવધાર આંસુઓ પાડતા રડતાજ બેઠા હતા. થોડીકવાર સૂધી અહીં તહીંની વાતો કર્યા પછી તેઓ બન્ને સાષ્ટાંગ નમસ્કાર કરી ત્યાંથી રવાના થયા, અને પાછા શિરડી ગયા. મહારાજના પ્રેમમાં ડોકટર ગણુપતરાવ એટલા તો ખેંચાઈને લીન થયા હતા કે, પોતાની નજર સનમુખ સર્વદા તેઓ મહારાજનીજ મૂર્તિ જોવાને ઇંતેજાર રહેતા હોવાથી, પોતાના દિલની આ પ્રેમભરી લાગણી તેમણે ડો૦ પીલે પાસે જાહેર કરી. દિન પર દિન ડો૦ ગણુપતરાવ મહારાજ તરફ એટલા તો ખેંચાયા કે હવે મહારાજ વગર જાણે તેમને ચાલતુંજ ન હોય તેમ તેઓને પોતાની સાથે શીંડી લઇ જઇ ત્યાં પૂરતા આરામમાં રાખવાની ઇચ્છા ડો૦ પીલે પાસે જણાવી બોલ્યા કે; મહારાજ જો કે પરબ્રહ્મ અવસ્થાને પહોંચ્યા છે છતાં તેમની સ્થૂળ સ્થિતિ બહુજ દયાજનક છે, જે દેખી પણ શકાતી નથી. ડો૦ ગણુપતરાવના કહેવામાં કશોજ શક હતો નહિ, કે મહારાજની હાલત ખરેજ દયાજનક હતી. આ પણ દેખીતું હતું કે, લોકો તેમને સતાવી નાહકના હેરાન કરતાં હતાં, અને વળી મહારાજના શરીરના હાડકે હાડકાં નિકળી આવ્યા છતાં, તેઓ મોં પર અન્નનો એક દાણો પણ મૂકતા ન હતા. આવી ભયંકર સ્થિતિમાં ત્યાં રહેવું એ ડોકટર ગણુપતરાવના જણાવ્યા મુજબ બહુ દુઃખદાયકજ હતું. તેમની ઈચ્છા માત્ર એટલીજ હતી, કે મહારાજે સાંઇબાબાના હુકમ મુજબ ચાર વરસ શિરડીમાં રહી ગુજારેલાં હોવાથી હવે તેમને પોતાની સાથે "શીંડી" લઇ જઈ ત્યાં પોતાની માવજત હેઠળ રાખવા, અને ત્યાં તેઓને દવા અને પુષ્ટિકારક ખોરાક પર થોડાક મહિના રાખી તેમની

પ્રથમની શારીરિક શકિત પાછી લાવવી. પોતાનો આ શુભ હેતુ જ્યારે તેમણે ડો૦ **પીલેને** કહી સંભળાવ્યો ત્યારે ડો૦ **પીલેએ** શંકા બતાવીને કહ્યું કે, જો એમ કરવામાં આવે તો અતિ ઉત્તમ થઇ પડે, પરન્તુ મહારાજ તે કબુલ કરે એમ મ્હને લાગતું નથી. આ સાંભળી ડો૦ **ગણુપતરાવે** તેમની શંકા દૂર કરી પોતાનો મત પ્રદર્શિત કર્યો કે, ડો૦ **પીલે** જો મહારાજને સમજાવવાની કોશેશ કરે તો જરૂર તેમાં ફતેહ પામશે; કેમકે ડો૦ **પીલે** જેમ તન મન ધનથી મહારાજને અર્પણ થઈ ચુકયા હતા, તેમ મહારાજ પણ ડો૦ **પીલે** પર મહેરબાન હતા, અને તેમના માટે પોતે સારો અભિપ્રાય ધરાવતા હોવાથી મહારાજ કદી તેમની ઇચ્છા નાકબુલ કરનાર નથી. લાગ જોઇને અંતે **શિરડી** છોડવાની એક દિવસ અગાઉ ડો૦ **ગણુપતરાવ** ડો૦ પીલેને સાથે લઈ મહારાજના દર્શનાર્થે દેવળમાં આવ્યા, અને ડો૦ **પીલેએ** વાત છેડવાની શરૂઆત કરતાં ડો૦ **ગણુપતરાવની** ઈચ્છા તેમને કહી સંભળાવી. ડો૦ **પીલેએ** પોતાની આ અરજ કાકલુદીથી કરી અને **શિરડીમાં** રહી વધુવાર હેરાન ન થતાં મહારાજ જો ડો૦ **ગણુપતરાવ** સાથે જઈ સાજા અને તંદરોસ્ત થઈ પાછા આવે તો તેમાં તેઓ પોતે પણ રાજી હતા. ડો૦ **ગણુપતરાવે** પણ પોતાથી બની શકતા હરેક પ્રયત્નથી મહારાજને સમજાવ્યા અને પગે હાથે લાગી આજીજી કરવા માંડી. આ સઘળો વખત મહારાજ શાંત ચુપકીદી અખત્યાર કરી બેઠા હતા. જયારે આ બન્ને ડોકટરોની કાકલુદીનો કહ્યાંત પૂરો થયો ત્યારે, ડોકટર સાહેબ કયારે **શીંડી** જનાર છે તે જાણુવા માંગતાં ડો૦ **ગણુપતરાવે** જણાવ્યું કે, નોકરી અર્થે જવું પડતું હોવાથી તેઓને બીજે દિવસે જવું જરૂરનું હતું, કેમકે મળેલા હુકમ મુજબ "શીંડી"ના દવાખાનાનો ચાર્જ ત્યાંના ડોકટર પાસેથી લઈ તેને ચોક્કસ તારીખે છૂટો કરવાનો હતો. રાત્રે વિચાર કર્યા પછી બીજે દિને સવારે પોતાનો નક્કી ઠરાવ જાહેર કરવા જણાવ્યાથી તે બન્ને ડોકટરો હવે રજા લઈ **શિરડી** પાછા ફર્યા. બીજી સવારે તે બન્ને પ્રેમી ડોકટરો પાછા ખંડોબાના દેવળમાં હાજર થયા, અને મહારાજની ઈચ્છા જાણુવા માંગી. મહારાજ ડો૦ ગણુપતરાવ સાથે **શીંડી** જવા કબુલ થયા; એવી શરતે કે, તે બન્ને ડોકટરોએ **શિરડીના** કે **શીંડીના** કિંવા બીજા કોઇ પણ ઠેકાણુના કોઇને પણ **શિરડી** છોડયા વિષે અથવા નવા મુકામ વિષે જણાવવું નહિ. તે બન્ને ડોકટરો સિવાય ત્રીજું કોઇ પણ પોતાની હીલચાલ વિષે કશું જાણેજ નહિ એવી મહારાજની ઈચ્છા હતી; કેમકે રોજ રોજ ભક્તજનો આવી તેમને કંટાળો આપે, દર્શન લેવા અર્થે સતામણી કરે, તથા પગે હાથે પડી જરાએ આરામ કે સુખશાંતિમાં રહેવા ન દે, અને તરેહવાર સવાલ જવાબ કરી મગજ પાકવી નાખે, એ સઘળું

પહેલાંથીજ એકાંતવાસ પસંદ કરનાર મહારાજને બીલકુલ રૂચતું ન હતુ. કેટલીક વાર આવી બાબતોમાં જ્યારે હદ થતી ત્યારે મહારાજ રડી પડતા હતા. આવાં કારણોએજ મહારાજે પેલા બન્ને ડોકટરો પાસેથી વચન માંગ્યું હતું. તે ભલા ડોકટરોએ આ બાબત ગુપ્ત રાખવાનું વચન ખુશીથી આપ્યા પછી મહારાજે પોતાની ઉપડવા માટેની તૈયારી કરવાની સૂચના આપતાં એવું ઠરાવ્યું, કે રાત્રિના બે વાગતાને શુમારે તેઓએ ગાડાંમાં મહારાજને પ્રથમ **ચીટળી** સ્ટેશને લઈ જવાનો બંદોબસ્ત કરવો, અને ત્યાંથી પછી આગળ લઈ જવા તેમને છુટ હતી. હર્ષથી અર્ધ ઘેલા બનેલા બન્ને ડોકટરો ત્યાંથી ઉતાવળે ઉપડીને એક વિશ્વાસુ ગાડાંવાળા સાથે બંદોબસ્ત કરી તેને દરેક તાકીદ આપી બન્ને જણ પોતાને મુકામે પાછા ફર્યા, અને રાતની વાટ જોતા તેઓ મહારાજને નસાડી લઈ જવાની તૈયારીમાં મગ્ન થતા ઉભા. પોતે ઉપડવા અગાઉ મહારાજે ડો૦ **ગણુપતરાવને** ચેતવી રાખ્યા હતા કે, પોતાને **શીંડી**માં લઈ જઇ રાખવામાં ડોકટર સાહેબને બહુ બહુ વેઠવું પડનાર હતું તથા ઘણી મુશકેલીઓ સામે થવું પડનાર હતું. વળી નકામી હેરાનગતિ અને અનેક પ્રકારનાં સંકટો તેઓને સોસવાં પડશે તે જૂદાં. ડો૦ **ગણુપત**રાવે મહારાજના આ શબ્દો સાંભળીને જણાવ્યું કે;

" મહારાજ! આપને માટે મ્હને જેટલો વધુ ત્રાસ વેઠવો પડે તેટલો હું મ્હને પોતાને ભાગ્યશાળી લેખીશ. મ્હારી તો એજ પ્રાર્થના છે, કે આપ જેવા સત્યને પહોંચી વળેલા એક સચ્ચિદાનંદ સદ્દગુરૂ પ્રત્યેની મ્હારી સેવાનું સેવટ સદા સંકટમાંજ આવજો! આવી સેવાનો લાભ જેમ વારંવાર આવતો નથી તેમ સઘળાનાંજ નસીબમાં આવો અલભ્ય લાહવો હોતો નથી. મ્હને વેઠવાં પડનારાં સંકટો કે ત્રાસની આપ લેશ માત્ર પણ ઉપાધિ કરશો નહિ. રેલ્વેના સત્તાધિકારીઓ કે બીજા કોઈ તમને કાંઈએ પૂછે ગાછે નહિ તેની હું સંભાળ રાખીશ. આપ જાણો છો તેમ હું એક સરકારી અમલદાર છું, જેથી તેઓ આપણુને કદી સતાવનાર નથી, બલ્કે સતાવવાની હિમ્મત વટીક કરી શકનાર નથી. હું આપને કોઇ પણ વાતની તકલીફ થવા દઇશ નહિ, તેમ આપ મ્હારી તકલીફનો પણ બીલકુલ ખ્યાલ કરશો નહિ; કેમકે, તેવી તકલીફો મ્હારે મનથી આનંદજ આનંદ છે!"

જો દીલ કીમારખાનેમેં બુતસે લગા ચુકે હએ,
વોહ કાબાબતધન છોડકે કાબેકો ના ચુકે હએ.

જુગારખાનામાં પોતાનો યાર જુગાર ખેલે છે તે વેળાએ તેણે પોતાનુ દીલ તે યારને જુગારના દાવમાં લગાડવા સારૂ અર્પણ કર્યું છે, તે આ બેકાબા જેવા ગુફામાં છુપાએલા યારના મુકામને મૂકી દઈને કાબા તરફ કેમ વળી જશે?

વધુ કશું ન કહેતાં મહારાજે ડૉ૦ ગણુપતરાવને માત્ર એટલીજ સલાહ આપી, કે કોઈ કાંઈ મ્હારે વિષે પૂછે તો હું આપનો એક દર્દી ગ્રાહક છું એટલુંજ કહેજો! પછી અંધારી રાતે બે કલાકે મહારાજ ખંડોબાના દેવળમાંથી બહાર પડયા; ગાડું ત્યાં તૈયારજ ઉભું હતું; જેમાં તે ડૉકટરોએ મહારાજને માટે નરમ ગાદી તકિયા ગોઠવી મેલ્યા હતા. મહારાજ બહારથી જો કે હાડપિંજર જેવા જણાતા હતા છતાં પોતે અંદર ખાંને તો હુશિયાર, મજબુત અને તંદરોસ્ત પોતાને અનુભવતા હતા. જેથી પેલાં નરમ બિછાના પર બેસવાની ના પાડી. પરન્તુ તે દયાળુ ડૉકટરોએ તો તેમને ઉંચકી ઉપાડીને ગાડાંમાં બેસાડયા. શિરડીથી મહારાજને સુખરૂપ વિદાય થતા જોવાને ડૉ૦ પીલે દેવળમાં હાજર જ હતા. મહારાજના ઉપડવાની અગાઉ ડૉ૦ પીલે રડી પડી બોલ્યા કે, ડૉ૦ ગણુપતરાવ તેનો ઈષ્ટ મિત્ર થતો હતો અને તેમના ઉપર ડૉ૦ પીલેને પૂરતો વિશ્વાસ હતો, છતાં મહારાજની સાથે તેમની ઓળખ નવીન જ હોવાથી કદાચ મહારાજને ત્યાં નહિ સોહવાય એટલા સારૂ, મુંબઈ જવાને મિષે સાંઇબાબા પાસે રજા લઈ પોતે શીંડી મહારાજને આવી દર્શનનો લાભ પણ લેતો રહેશે એમ જણાવ્યું. મહારાજે ડૉ૦ પીલેને દિલાસો દઈ ઉપદેશના થોડાક શબ્દો કહી સંભળાવ્યા પછી ડૉ૦ ગણુપતરાવ અને મહારાજ કોઈની પણ જાણ વગર ડૉ૦ પીલેને ત્યાંજ રડતા મેલી શિરડીથી ઉપડી ગયા.

જેસે રીતે રહત હે વિવાહ કાજ નરનાર,
તેઉ ફરે હરી ભકિતમેં સંગ ફરે કિરતાર.

શ્રાવણ શુદ પાંચમનો તે દિવસ હતો. વૃષારૂત હોવાથી વરસાદના છાંટા ચાલુ ધીમા ધીમા ટપકયાજ કરતા હતા. સવારે છ વાગે તેઓ ચીટળી સ્ટેશને આવી પહોંચ્યા. ડૉ૦ ગણુપતરાવ હાથ મોં ધોઈ તૈયાર થવામાં રોકાયા, અને મહારાજ સ્ટેશનના પ્લેટફોર્મ પર અહીં તહીં લટાર મારતા ધીમી ચાલે ફરતા હતાં. દ્યાં મહારાજનું હાડપિંજર શરીર એકાએક સુઝી આવ્યું. ઠંડી હવાને લીધે કે બીજાં કોઈ કારણે સોજો થઈ આવ્યો હતો. ડૉકટર સાહેબે પોતાનું મત આપતાં કહ્યું કે, હદ વિનાની અશકિતને પરિણામે આ સોજો થઈ આવ્યો હતો, પણ તેમાં ધાસ્તી જેવું કશું ન હતું; કેમકે તે પોતાની મેળે આપોઆપ ઉતરી જશે. ડૉકટરે થોડુંક ફરાળ ખાઇ લીધું અને ટ્રેનની રાહ જોતા થોભ્યા. અંતે નવ વાગે ટ્રેન આવી ઉભી. મહારાજની ખાસ આજ્ઞાનુસાર ત્રીજા વર્ગની ટીકીટ કઢાવેલી હોવાથી તેઓ ત્રીજા વર્ગમાં બેસી હવે ઉપડી ગયા. ડૉકટરે મહારાજને બેસવા ઉઠવા માટેની સઘળી સારી સંભાળ રાખી હતી. શીંડી જવા

માટે આ હમદનગરથી મનમાડ જતી ટ્રેનમાં જવું પરતું હોવાથી તેઓ શુમારે અગીઆર વાગે મનમાડ જંકશન પર આવી ઉતર્યા, અને સાંજના પાંચ વાગતા અગાઉ શીંડી જવા માટેની બીજી કોઈ ટ્રેન ન હોવાથી ત્યાંજ, સ્ટેશનના પ્લેટફોર્મ પર, તેઓ આરામ કરતા પડયા રહ્યા.

દરો દીવારપે હસરતસે નઝર કરતે હંય;
રૂખસત અય અહલે વતન અબતો સફર કરતે હંય.

## શિરડીમાં હવે શું બન્યું તે જોઈએ.

બીજે દિવસે મહારાજની ગેરહાજરી વીશે શિરડીના લોકોનું સાંજ સૂધી કશુંએ ધ્યાન ખેંચાયું નહિ, કેમકે મહારાજની વિચિત્ર રીતભાતનો તેઓને સારો અનુભવ હતો, જેથી તેઓશ્રી કદાચ પોતાની તેવી વિચિત્ર રીત પ્રમાણે આજુબાજુનાં જંગલોમાં અથવા ગુરાળ (ગોળ બનાવવાનું ખેતર) તરફ ભટકતા ફરતા હશે, એવું ધારીને તેઓએ ઝાઝી કનવાર કરી નહી; પણ રાત્રિએ જ્યારે ડૉ૦ પીલે, દુર્ગાભાઈ અને ભાઇની ત્રગડી પોતાના હમેશના ચાલુ નિયમ મુજબ કોફીના પ્યાલાં લઈને મહારાજના દર્શને આવી ઉભી, ત્યારે મહારાજને ગેરહાજર જોઈ તેઓની અજાયબીનો પાર રહ્યો નહિ. ડૉ૦ પીલે મહારાજને આપેલા કોલને સાચા રહી, જાણે કશું જાણતાજ ન હોય તેમ, અજાયબી જણાવતાજ ઉભા. દુર્ગાબાઇ અને ભાઇ ખરેખરાં ગભરાઈ ઉઠયાં હતાં. તેઓની પૂરી ખાત્રી હતી કે, મહારાજ દિવસની વેળાએજ માત્ર બહાર ભટકતા હતા, પણ રાત્રે તેઓ કદી ગેરહાજર રહેતા ન હતા; ખાસ કરીને તેમના આવવાની વેળાએ તો મહારાજ સદા ત્યાં હાજર જ રહેતા હતા. આજે એમ કેમ? ડૉ૦ પીલએ તેઓને શાંત પાડવાની કોશેશ કીધી, અને તેઓનો ગભરાટ મટાડવા જણાવ્યું કે, મહારાજ કદાચ અહીં તહીં કયાંએ આરામ કરતા પડયા હશે માટે ફિકર કરવી નહિ. તેઓને વધુ ધીરજ આપતાં ડૉ૦ પીલે બોલ્યાઃ

"મહારાજની મોટાઈ આપણે કયાંથી પિછાની શકયે! તેમની અગાધ લીલાનો આપણને સ્વપ્ને પણ ખ્યાલ ન આવે તો પછી કેમ કહી શકાય કે તેઓશ્રી હાલમાં કયાં હશે અને શું કરતા હશે! એટલું તો હું ખાત્રીથી કહી શકું છું કે તેમના માટે કશીએ ચિંતા કરવી નકામીજ છે. કારણ કે આપણે સારી પેઠે જાણીએ છીએ કે, સાંઈબાબાએ પોતાનો ઇશ્વરી હવાલો મહારાજને સોંપ્યો છે, અને જે વખત જાય છે તેમાં સાંઈબાબાની જગ્યાએ મહારાજ લોકોમાં જાહેર થશેજ. તો પછી સાંઇબાબા પોતાના આ ગાદી વારસને હરકત આવેલી કેમ જોઈ શકશે? વધુ એક કલાક હ્યાં રાહ જોતાં થોભો; જો આવે તો ઠીક, નહિ તો પછી ઘરે જઈ નિરાંતે ઉંઘો."

ફરકરત મીઆંને આં કે મારશ દર બર;
બા આં કે દુ ચશ્મે એન્તેઝારશ બર દર.

જેની પ્યારી જેની પાસેજ છે તેની, અને જે પોતાની માશુકની દરવાજા ઉપર રાહ જોઈને ડોળા ટાંગી રહેલો છે તેની વચ્ચે આસમાન જમીનનો ફરક છે.

વધુ એક કલાક તેઓ ડૉ૦ પીલે સાથે ત્યાં થોભ્યાં, પણ મહારાજ ત્યાં હોય કયાંથી કે આવે ? આખરે થાકીને તે બિચારાંઓ કાફી અને દુધ કુતરાને પીવાડી દુઃખી દિલે પોતાને મુકામે પાછાં ફર્યાં. બીજે દિને સવારથી આખા દિવસ સૂધી તેઓએ જો કે કાંઇ વધુ વિચાર કર્યો નહિ, પણ રાત્રિના કૉફી દૂધ લઈ દેવળમાં આવતાં ફરી મહારાજને ત્યાં ગેરહાજર જોઇ બિચારી દુર્ગાબાઇ અને બાપડા ભાઇના હાથપગ ગળી ગયા. રડમસ ચહેરો કરી અચકી અચકીને બોલી ઉઠયાં કે; " અતિ નાતવાનીને કારણે મહારાજ કેંઠે પડી ગયા હોય, અથવા બેભાન પડયા હોય, અને કદાચ તેવી હાલતમાં મરણ પણ પામ્યા હોય તો ! " ગરીબ બિચારી દુર્ગાબાઇ ! તેણે આવા આવા કંઇક તર્ક વિતર્ક કરી પોતાનો ભય પ્રગટ કર્યો. તેણીનો આ ભય દૂર કરવા ભાઈ તેની સાથે શોધ કરવા જવા તૈયાર થયો, પણ ડો૦ પીલેએ સલાહ આપી કે, આવા રાત્રિના વખતે મહારાજની શોધમાં નિકળવું એ સલાહકારક નથી, માટે સહવારે શોધ કરવાનું રાખો તો ઠીક, હું પણ તમને મદદ કરીશ. આ સલાહ માન્ય રાખી સઘળાં વિખરાઇ ગયાં.

બીજે દિવસે સહવારે ડોકટર સાહેબ તો મહારાજની શોધમાં નિકળવાને બદલે સાંઇબાબાની સેવામાં રોકાયા. આ રીતે ધીમે ધીમે મહારાજના ગુમ થવાની હકીકત વિસરાતી જતી હતી. એક તરફ આ ચાર વરસ દરમ્યાન મહારાજને માટે રોજનું નિયમિત ભોજન લાવી દરરોજ કુતરાઓને ખવાડતી વાસુ કાકા અને સગુણની જોડી, તથા બીજી તરફ દુર્ગાબાઇ, ડો૦ પીલે અને ભાઇની ત્રગડી મહારાજને માટે નિયમ મુજબ રોજની કોફી અને દુધ લાવી કુતરાઓને પાતી, તે બન્ને ટોળી હજી પણ પોતાની ફરજ પૂર્ણ ભક્તિભાવથી અદા કર્યા કરતી હતી, જેથી મહારાજની ગેરહાજરી છતાં કુતરાંઓને દુધ અને ખોરાક મળતાં રહ્યાં હતાં.

વખતના વહેવા પછી મહારાજના ઓચિંતા ગુમ થવા વિષેની ખબર ધીમે ધીમે ફેલાવા માંડી, અને ચોતરફ હોહાકાર મચી રહ્યો. સાંઇબાબાની મસજીદમાં એક દિવસ જ્યારે સઘળાં ભરી દરબારમાં હાજર હતાં ત્યારે, મહાદેવરાવે સાંઇબાબાના કાન પર મહારાજના ગુમ થવા વિષેની ખબર નાખતાં જણાવ્યું કે, તેઓ કેમ, કયારે અને કયાં જતા રહ્યા હતા, તે કોઈપણ

જાણતું નથી, અથવા સમજી પણ શકતું નથી. આ સાંભળી ખુશાલ જીવે સાંઇબાબા બોલ્યાઃ—

"મહારાજને ડૉ૦ પીલેએ છુપાવ્યા છે!"

ડોકટર પીલે તો અજાયબીમાં ગર્ક થઇ ગયો. સાંઇબાબાની ગુપ્ત શક્તિ ક્યાં સૂધી કાર્ય કરી રહી હતી તે વિષે ડૉ૦ પીલેને મળેલા અનેક અનુભવોમાં આ એક પ્રત્યક્ષ અનુભવ હતો, જે એટલો તો અણુધાર્યો અને અચાનક હતો કે, તેનું હૈયું તે વેળાએ ભરાઈ આવ્યું. સાંઇબાબાના આ સખુનોની સચ્ચાઇ ડૉ૦ પીલે એકલોજ સમજી શકયો હતો, અને બીજાં સઘળાંઓ તો મશકેરી સમજી ચુપજ રહ્યાં. સાંઇબાબાના બોલવાનો ભેદ કોઇ પણ સમજી ન શકવાથી તેઓએ તે પર કશું લક્ષ નો'તું આપ્યું; જેથી આ વાત ભૂતકાળમાં બની ગયલા એક બનાવ લેખે પસાર થવા લાગી.

## પ્રકરણ ૨ જું.

### મહારાજનું શીંડી ગમન—કાંબળી અને ગુણપાટનાં કૌતકો.

यस्मिन् सर्व्वाणि भूतान्यात्मवाभूद्विजानतः ।
तत्रकोमोहः कः शोकाएकत्वनुमनु पश्यतः ॥

જ્યારે મનુષ્યને એવું જ્ઞાન થાય છે, કે આત્માજ સર્વ વસ્તુ રૂપે થયો છે, ત્યારે જ્યાં ત્યાં સર્વમાં એકત્વ જોનારા મહાજ્ઞાનીને સારી માઠી વસ્તુ વિષે મોહ કે શોકની ભાવનાજ રહેતી નથી.

હવે આપણે મનમાડ જંકશન તરફ પાછાં ફર્યે. સાંજે પાંચ વાગે ટ્રેન આવી પહોંચી અને ડૉ૦ ગણપતરાવ ત્રીજા વર્ગના ડબામાં મહારાજને લઇ ઉપડયા. ભુસાવલ થઈ તેઓ બીજે દિને સહવારે નવ કલાકે શીંડી આવી ઉતર્યા. મનમાડથી શીંડી સૂધીની મુસાફરીમાં કશું અસાધારણ બનવા પામ્યું નહિ. મહારાજ સઘળો વખત મૂગા મૂગા પડયાજ રહ્યા હતા. કોઇ અધિકારીએ કે બીજા કોઇએ પણ કાંઈ પૂછયું મૂકયું પણ નહિ, અને કશો વાંધો પણ ઉઠાવ્યો નહિ. શીંડી સ્ટેશન પરથી બેલગાડીમાં બેસી મહારાજ અને ગણપતરાવ ડોકટરની જોડી દવાખાના તરફ રવાના થઈ. શીંડીમાં ડોકટર ગણપતરાવ નવીનજ હતા. મહારાજ તો દવાખાનાના કમ્પાઉંડમાં એક ઝાડ હેઠળ પલાંઠો મારી બેઠા. દવાખાનાના જે ડોકટર પાસેથી પોતાને હવાલો લેવો હતો, તે ડોકટર સાથે પાંચેક મિનીટ વાતચિત કરી ડોકટર ગણપતરાવ પાછા ફર્યા, અને મહારાજને દવાખાનાના વરંડાના બાજટ પર આરામ કરાવ્યો. થોડી વારે

બન્ને ડોકટરો પાછા ફર્યા, ત્યારે મહારાજને જોઇ તે દવાખાનાનો ડોકટર બોલ્યો. ગણુપતરાવ સાથે ધીરેથી કાંઇક વાત કરી તે પાછો ત્યાંથી જતો રહ્યો. બીજે દિને ગણુપતરાવે તે ડોકટર પાસેથી દવાખાનાનો ચાર્જ તપાસી લીધો, અને હવે તે તમામ જગ્યાએ ધાર્મિક ક્રિયાઓ કરાવી તે જગાને શુધ્ધ કરવાની ડોકટર ગણુપતરાવે ખટપટ કરવા માંડી.

મહારાજે આ બે ડોકટરોને પોતાની તથા સાંઇબાબાની સાથે સરખાવવાનો એક વિચિત્ર ખ્યાલ મનમાં ઉત્પન્ન કર્યો. તે દવાખાનાનો ચાર્જ છોડી જનાર, એક જુનો અનુભવી ડોકટર હતો, અને જાતે એક મુસલમાન હતો, અને વળી તે ઘરડો પણ હતો; ત્યારે તેનો ચાર્જ લેનાર પણ એક કાબેલ ડોકટર (ગણુપતરાવ) હતો, જે જાતે હિન્દુ અને વળી જવાન હતો. તેજ મીસાલે સાંઇબાબા પણ એક જુના અનુભવી અને ઘરડા મુસલમાન ઇશ્વરી તબીબ હતા. સત પુરૂષો ઇશ્વરી તબીબ તરીકે લેખાય છે, જેથી આ બે લૌકિક ડોકટરોના ચાર્જની આપ લે સાથે બે ઇશ્વરી તબીબોના ચાર્જની આપ લે વિષે મહારાજે પડયા પડયા સરખામણી કરવામાં જરાએ ભૂલ કરી ન હતી.

ત્યાંની તમામ જગ્યાને ક્રિયા કર્મથી પવિત્ર બનાવવા અગાઉ ચુનો લગાડવાનું શરૂ કરવામાં આવ્યું. સફાઇ સુઘડાઇ થતાં સૂધી મહારાજ અને ડોકટર ગણુપતરાવ દવાખાનાના કમ્પાઉંડરના ઓરડામાંજ રહ્યા. ડોકટર સાહેબનું કુટુંબ પણ ત્યાં આવી ચઢયું. કુટુંબના સભાસદોમાં માત્ર ડોકટર સાહેબના માતુશ્રી, તેઓનાં પત્નિ અને પુત્રી પણ હતાં. તેઓને પણ કમ્પાઉંડરના ઓરડામાં ઉતારો આપવામાં આવ્યો હતો. ડોકટરે પોતાના કુટુંબને મહારાજની ઓળખાણ કરાવતાં તેઓની અદ્દભુત આગળ વધેલી ઈશ્વરી અવસ્થાનું બ્યાન કર્યું. તે ભલું કુટુંબ મહારાજને જોઇ ખુશી થયું, અને તેમના પ્રત્યે પ્રેમ ભકિત અને સેવાની લાગણી ધરાવવા માંડી. મહારાજનું પગથી માથા સૂધી સઘળું મેલું શરીર જોઇ ડોકટર સાહેબ તથા તેમના માતુશ્રીએ મહારાજને ઘણાજ સમજાવી પટાવી અંગોળાવવાની રજા માગી. ઘણા દિવસથી વધેલી દાઢી હજામ પાસે મુંડાવી, પાટ પર બેસાડી સાબુ ચોપડી બરાબર અંગોળ કરાવ્યું. કંઈ દિવસો અને મહિનાઓ કે વરસોથી અંગ પર ભરાઇ રહેલા મેલ સફા કીધા. પછી ડોકટરના માતુશ્રીએ મહારાજને લંગોટી બાંધવા સારૂ એક નવીન કપડું આપ્યું. મહારાજે તે પણ સ્વીકારી લંગોટ બાંધી ડોકટરની શિખવણીથી તેમનાં પત્નિએ મહારાજની કામ્બળી પણ તેમને પૂછયા ગાછયા વગર ધોબીને ધોવા આપી દીધી. અંગોળ કરી આવ્યા પછી મહારાજે પોતાની કાંબળી ત્યાં જયારે દીઠી નહીં ત્યારે સવાલ કરતાંમાં, ખરી હકીકત જાણતાં બરાબરજ, એક ફાડી ખાનાર સિંહની પેઠે છેડાઇને બરાડા પાડવા લાગ્યા. અતિશય તપી જઇને લંગોટી બાંધેલું કપડું

કહાડીને ફેંકી દીધું, અને આખો દહાડો રમખાણ જગાડવામાંજ પસાર કીધો. મહારાજે ડૉકટર અને તેના કુટુંબને બહુ ગાળો ભાંડવા માંડી; અને સર્વને દિલગીર કરી પોતે કાંઈએ નહીં ખાતાં પીતાં તે બાપડાંઓને પણ કાંઈ ખાવા પીવા દીધું ન હતું. છેક સાંજ સુધી કડક વચનો કહી પોતાની કામળ પાછી લાવી આપવાનો મહારાજે ડૉકટરને હુકમ કર્યો, અને પછી શાંત પડયા. રાત્રિના માટે તો ગુણપાટના બે ટુકડાઓ પોતાની પથારી માટે સ્વીકાર્યા. ગુણપાટનો એક કુકડો જમીન પર પાંથરી બીજો આંગ પર ઓઢવા માટે રાખ્યો.

શાલો ઝર્બફત મુબારક તુમ્હે દોલતમંદો;
હમકો કમ્બલમેં દુશાલેકી મઝા મીલતી હયે.

ઓ જરદારો! જરીની વણેલી શાલો તમનેજ મુબારક, અમને તો ધાબળીમાંજ શાલ જેવી મજા પડે છે.

ડૉકટરના ઓરડાઓને ચુનો ચકો થવા બાદ મહારાજ, ડૉકટર અને તેમનું કુટુંબ ત્યાં જઈને રહ્યાં. ત્યાં મહારાજને એક એલાહિદી ઓરડી આપવામાં આવી, જયાં આખો વખત તેઓ શાંત એકાંતમાં પડી રહેતા. મહારાજને શીંડી આવ્યાને ભાગ્યેજ પંદરેક દિવસ થયા એટલામાં, **શિરડીથી** ડૉ૦ પીલે તેમનાં દર્શને આવી પહોંચ્યા. ડૉ૦ **પીલેએ** મહારાજની કામળની હકીકત જાણી મહારાજના હુકમ વગર ધોબીને આપવા માટે ડૉકટર **ગણુપતરાવને** ઠપકો આપ્યો. ક્રિસ્ટીઓમાં જે મહા સદ્‌ગુરૂ **પોપના** નામે ઓળખાય છે તેનો વૈભવ જોઈએ તો એક પાદશાહ કરતાંએ વિશેષ હોય છે, જયારે હિંદુ મહા સદ્‌ગુરૂની સાદાઈ તેથી ઉલટીજ હોય છે. **પોપનો** ઝભો લાલ રંગનો છે, અને સેંટ એગ્નીસના મઠમાંના મેંઢાંઓના ખાસ ઉનનો સુશોભિત બનાવવામાં આવે છે. વળી તેને સોનેરી તરાંહથી સણગારેલો હોય છે. **પોપના** પોશાકની કિંમત ૪૫૦૦૦૦ સાડાચાર લાખ રૂપૈયાની છે, જયારે આપણા મહારાજના પોશાકની કિંમત કોડીનીએ નથી. તકરારમાં ન ઉતરતાં અંતે તેણે એવું ઠરાવ્યું કે, મહારાજને **શીંડીથી** લઈ જઇ પોતાને ત્યાં **નાગપૂરમાં** રાખવા. પહેલાં ડૉ૦ **ગણુપતરાવે** ના પાડી, પણ અંતે એક શરતે મહારાજને લઇ જવા ડૉ૦ **પીલેને ગણુપતરાવે** પરવાનગી આપી, કે ગણુપતરાવ પાછા જયારે ઇચ્છા જણાવે ત્યારે ડૉ૦ **પીલેએ** મહારાજને પાછા તેમને ત્યાં શીંડી લાવવા, અને મહારાજે પણ ફરી એકવાર પોતાની પવિત્ર હાજરીથી તેમના ઘરને પાવન કરવું. ડૉ૦ **પીલેએ** આ વાત કબુલ રાખી અને મહારાજને પણ સઘળું સમજાવતાં તેઓ પણ રાજી થયા. મહારાજે ડૉ૦ **પીલેને** ત્યાં હાલ તુરત જવાનું એટલા માટેજ પસંદ કર્યું કે, ડૉ૦ **ગણુપતરાવની** માતા અને બાયડી મહારાજને ખાવા પીવા માટે ભારે કજીઆ કરતાં હતાં. તેઓના રોજના કજીઆથીજ આ પંદર દિવસ

સુધી રોજે બે ત્રણ વાર દુધ, કોફી, અને ફ્રુટ વિગેરે તેઓ લેતા રહ્યા હતા; જેથી આવા ઝગડાથી અળગ રહેવા મહારાજ નાગપૂર જવાને તૈયાર થયા, અને ડૉ૦ પીલે સાથે એક દિવસે શીંડીથી ઉપડી તેઓ નાગપૂર જઇ પહોંચ્યા. નાગપૂરમાં શીતાબળડીમાં આવેલાં ડૉ૦ પીલેના મકાને તેઓ જઈ રહ્યા. વખત રાત્રિનો હોવાથી તેઓ ત્યાં જતાંજ ઉંઘી ગયા, અને બીજે દિવસે ડૉ૦ પીલેએ પોતાનું મકાન તેઓને બતાવી બધેબધ ફેરવ્યા. મકાનના ઉપલા ભાગના એક ઓરડામાં મહારાજને મન પસંદ જગ્યા આપવામાં આવી. વૈદ્ય અને મરાઠે નામના ડૉ૦ પીલેના બે બ્રાહ્મણ મિત્રો, જેઓએ શિરડીમાં સાંઇબાબાના દર્શન વેળાએ મહારાજને દીઠા હતા, તેઓ ડૉ૦ પીલેને ત્યાં મહારાજની અચાનક પધરામણી વીશે જાણીને દર્શને આવતા થયા. તેઓ હમેશાં મહારાજના દર્શન લઇ પગે પડતા. જાતે બ્રાહ્મણ હોવાથી તે બન્ને ગ્રહસ્થો મહારાજને માટે કૉફી તૈયાર કરી લાવતા, અને તે આજીજી કરી તેમને પાતા હતા. ધીરે ધીરે તેઓ પોતાની બાયડીઓને પણ મહારાજનાં દર્શને મોકલવા લાગ્યા. તેણીઓને વગર અચકાવે મહારાજની સેવા કરવાનો હુકમ મળેલો હોવાથી તે બન્ને ભલી બાઇઓ તેમની દિલોજાનથી સેવા ચાકરી કરતી રહી; અને તેમના પ્રત્યે પ્રેમ અને ભક્તિભાવથી તેણીઓ ખીદમત ઉઠાવવા લાગી.

માળ ઉપર મહારાજના ઓરડાની બાજુમાં એક બીજો ઓરડો હતો, જ્યાં ડૉકટરે પોતાનો જુનો સામાન અને નકામો કચરો ભરી રાખ્યો હતો. મહારાજે આ ઓરડાની મુલાકાત લીધી, અને ત્યાંની હાલહવાલ સ્થિતિ જોઇ, બધા સરસામાનને તેના વર્ગે કરવા મંડી ગયા. ત્યાંના સામાનમાંથી મળેલી બે ખાલી ગુણપાટ ઉંચકી મહારાજે તે પોતાની પાસે રાખી મેલી. મહારાજને આ ઓરડો પસંદ પડવાથી ત્યાંજ પડાવ નાંખવાનો પોતાનો વિચાર તેઓએ ડૉ૦ પીલેને જાહેર કર્યો. પેલી ગુણપાટોને એક બીજા સાથે સાંધીને એક કરવા માટે મહારાજ તે સીવવા બેઠા એટલામાં, વૈદ્ય અને મરાઠેની બાયડીઓ ત્યાં આવી લાગી. મહારાજને ગુણો સીવતાં જોઇ તે ભલી બાઇઓએ તેમના હાથમાંથી તે ખેંચી લઈ જાતે સીવવા બેઠી, અને તે એવી તો સફાઇથી સીવી આપી કે, ઠંડીના દિવસોમાં તે ઓઢવાને પણ કામ લાગે અને ગરમીના દિવસોમાં નીચે પાંથરવાને પણ ઉપયોગી થઇ પડે.

બુરીદી દુમે મારો ખસ્તી સરશ;
બદીબા બે પૂશીદેહૂ ખાહી બરશ.

તેં સાપની પૂછડી કાપી નાંખી અને તેનું માથું ઝખમી કીધું; હવે શું તેને રેશમી કપડાં પહેરાવશે ?

મહારાજ બે વાર પેલા ઓરડામાં જઈ બેઠા, જેથી તેમને આ ઓરડો વધુ પસંદ જણાયાથી ડો૦ પીલેએ તેની અંદરનો સામાન કહાડી નખાવી તેને ચુનો ચક્કી કરાવી મહારાજના વપરાસને માટે એલાહિદો રાખ્યો. તે. દિવસ પછીથી મહારાજ તેજ ઓરડામાં પડી રહ્યા, અને ત્યારથીજ ગુણપાટ વાપરવાની તેમને ટેવ પડી ગઈ, જે ટેવ આજે પણ હજી ચાલુજ છે. મહારાજના આ ઓરડામાં બારી વાટે રોશની દાખલ થતી હતી, પરન્તુ મહારાજને તેટલું પણ પસંદ ન પડવાથી માત્ર એક ન્હાનું બાકોરૂં રહેવા દઈ તમામ બારીને છાણા ગોબરથી લીંપીને થાપી નાંખી, અને માંહે આવતો ઉજાસ બંધ કરી દીધો. ડો૦ પીલે અને તેમનું કુટુંબ મહારાજના કોઈ પણ કામની આડે આવતું નહિ, અને તેઓશ્રીને જેમ કાંઈ મનની લ્હેરમાં આવે તેમ કરવા દેતા હતા. કોઈ કદાચ ડોકટર પીલેની તથા વૈદ્ય અને મરાઠેની બાયડીઓ સાથે મળીને તેઓને અંઘોળ કરાવતી હતી. આ પ્રમાણે નાગપૂરમાં પણ મહારાજને આવી રહ્યાને પંદરેક દિવસ ન થયા હશે એટલામાં, ડોકટર ગણપતરાવ પોતાના પત્નિ સાથે મહારાજના દર્શને આવી ઉભા. ડોકટર સાહેબે મહારાજને જણાવ્યું કે; "શ્રીજીની ગેરહાજરીને કારણે મ્હને ઉંઘ પણ આવતી નથી.મ્હારૂં સઘળું લક્ષ આપનામાંજ પરોવાઈ રહેલું હોવાથી, મ્હારાથી કાંઈ કામકાજ પણ થઈ શકતું નથી. આપની જુદાઈએ મ્હને દિવાનો બનાવી દીધો છે !"

જીડકી સહ્ય અદા સહ્ય, ચીબર જબી સહ્ય;
સબ કુછ સહ્ય પર, એક નહીકી નહીં સહ્ય.

ઓ મહારાજ ! મ્હને ત્હારૂં છંછેડવું, ત્હારૂં ગુમાન, ત્હારો ગુસ્સો એ સર્વ કબુલ છે, પણ ત્હારૂં ના પાડવું મ્હને કબુલ નથી.

આ બધી ખરી હકીકત જણાવી ડો૦ ગણપતરાવે મહારાજને પોતાને ત્યાં લઈ જવાની તજવીજ કરવા માંડી. ડો૦ પીલેની મદદ લઈ ડો૦ ગણપતરાવે મહારાજને હવે બહુજ વિનંતિ કરવા માંડી, જેથી અંત્તે લાઈલાજ થઈ તેમણે ડોકટર સાથે જવા કબુલ્યું; અને ફરી એક વાર હવે મહારાજ શીંડી જવા ઉપાડયા. ત્યાં જઈ પહોંચ્યાને ચોથે દિવસે ડોકટર ગણપતરાવની વરસગાંઠ પડતી હતી, જેથી તેની એક દિવસ અગાઉ ડોકટર સાહેબ, તેમના માતુશ્રી અને પત્નિએ ભાતભાતનાં પકવાનો તૈયાર કરી રીતસર આયંદે ખોરાક લેવા સારૂ મહારાજને અરજ કીધી, પણ મહારાજે ના તે નાજ પાડી. સઘળી સમજાવટ છતાં મહારાજે જ્યારે નાજ પાડી ત્યારે ડોકટર ગણપતરાવે પોતાના માતુશ્રીને ફરમાવ્યું કે, બીજે દિવસે એટલે વરસગાંઠને શુભ દિવસે ઘરમાં કશું રાંધવુંજ નહિ, અને મહારાજ જ્યાં સૂધી તે દિને ભોજન લે નહિ ત્યાં સૂધી તે સઘળાંઓએ પણ આવા શુભ દિવસે ભુખ્યાજ રહેવું! ડોકટરનો

આ હુકમ સાંભળી મહારાજ અતિશય રિસે ભરાયા અને કહ્યું કે; તેઓએ જો રાંધ્યું નહિ કે ખાધું નહિ તો તેઓ એક ઘડી પણ ત્યાં થોભનાર નથી, અને જેમ આવ્યા તેમ પાછા સીધા ચાલ્યા જશે! બીજે દિવસે ભોજન રાંધવામાં આવ્યું. ડૉ૦ ગણુપતરાવે પોતાને હાથે મહારાજની પુજા કરી અને પછી નૈવેદ લાવી સામે મેલી દરેક પકવાનમાંથી થોડુંક ચાખવાની અરજ કીધી. ડૉ૦ સાહેબના માતુશ્રીએ હાથ જોડી એવી તો કરગરીને વિનંતિ કીધી કે, મહારાજથી ના પાડી શકાયુંજ નહિ; જેથી તેમણે દરેક વાનીમાંથી અકેકો નવાળો ચાખ્યો; ત્યાર પછી ઘરનાં સઘળાં જમ્યાં. ચાર વરસની લાંબી મુદત સૂધી અન્ન ખાધા વિના રહ્યા પછી આ પહેલીજવાર મહારાજે મોં પર અન્ન મૂકેલું હોવાથી આખો દિવસ તેઓશ્રીને વેદના ભોગવવી પડી. ડૉ૦ ગણુપતરાવે મહારાજની આ વેદનાનો બીજોજ અર્થ કર્યો, કે શરૂમાં થોડું ખાધાથી મહારાજને આ ત્રાસ વેઠવો પડયો હતો, માટે મહારાજને વધુ ખાવા સૂચવ્યું. ડૉકટરની આ સલાહથી મહારાજે ત્રણેક દિવસ વધુ ખાયાજ કીધું, પણ કોઠો કબજ થવાથી તેઓ અતિ ઘણા હેરાન થવા લાગ્યા. અંતે "એનીમા" વાપરવાની ડૉકટરને ફરજ પડી. આટલું કર્યા છતાં પણ મહારાજને ચાલુ વેદના થયાજ કીધી. મહારાજે હવે ખાવાનું શરૂ કરેલું હોવાથી તેમણે તે ચાલુજ રાખવાનો ઠરાવ કીધો. મહારાજને જુલાબ આપવા માટે ડૉકટર સાહેબે ચોકકસ દવાઓ આપ્યાજ કીધી, પણ તે સઘળી ફોકટજ ગઈ. અંતે સાતમે દિવસે મહારાજના અંદરૂનમાં મસાની કોથળી બંધાએલી જણાઈ. એવામાં ડૉ૦ પીલે પણ ત્યાં આવી લાગ્યા અને મહારાજની આ હાલત જોઈ તેનું કારણ જાણવા માગ્યું. સઘળો ખુલાસો થતાં ડૉ૦ પીલે પોતાના તે મિત્ર ઉપર પાછા છેડાયા, અને મહારાજ જેવા એક મહાત્માના શરીરને આ રીતે દુઃખ કરવા માટે ડૉ૦ ગણુપતરાવ ઉપર રિસે ભરાઇ તેમને સખ્ત ઠપકો આપી મહારાજને પોતાની સાથે પાછા નાગપૂર ઉપાડી ગયા. ડૉ૦ પીલેએ મહારાજને સલાહ આપતાં જણાવ્યું કે, પોતે ખોરાક શરૂ કરેલો હોવાથી તે હવે પાછો બંધ ન કરતાં ચાલુજ રાખવો. પોતાના ઇષ્ટ મિત્રો વૈદ્ય અને મરાઠે જાતે બ્રાહ્મણ હોવાથી તેમના ઘરથી મહારાજના ભોજનની વ્યવસ્થા કરવા ડૉ૦ પીલેએ સૂચના કીધી, પરંતુ બીજાઓને તકલીફ ન આપતાં પોતે જાતેજ રાંધી ખાવાનું મહારાજે વધુ પસંદ કર્યું; જેથી પહેલે દિવસે તેમણે પોતાને હાથે પૌઆ રાંધ્યા, અને તેમાં ચોકકસ મસાલો ભેળી તેને એવા તો સ્વાદિષ્ટ બનાવ્યા, કે જ્યારે ડૉ૦ પીલે તથા તેમના મિત્રોએ અને તેમની બાયડીઓએ તે ચાખ્યા ત્યારે તેમાં કાંઇ ઓરજ પ્રકારનો સ્વાદ જણાયો. આવા પૌવા તેમણે કદી ચાખ્યાજ ન હતા. બીજે દિવસે મહારાજે નારિયેળીના પાણીમાં લિજ્જતદાર ખીચડી રાંધી અને તેમાંથી પણ થોડુંક ખાઈ બાકીનું ઘરનાં માણસોને ખાવા

આપ્યું. આ મુજબ બીજા બે દિવસ સૂધી મહારાજે રાંધી ખાધું, પણ એની ખટપટમાંએ ડૉકટર અને તેના કુટુંબને પરિશ્રમ પડતો લેખી રાંધી ખાવાનું બંધ કર્યું, અને ભિક્ષા માંગવાનો વિચાર કર્યો. ભિક્ષા માંગીને ખાવાના વિચારથી હાથ ઉઠાવવા મહારાજને ડૉકટરે સમજાવ્યા, કે આમ કીધાથી પોતાના કુટુંબને નામોશી અને નીચું લાગશે. તેમની વિનંતિ ઉપર લક્ષ ન દેતાં ભિક્ષા માગવાનો પોતાનો ઠરાવ પડનો મેલવાની સાફ ના પાડી. મહારાજ દિવસમાં એકજવાર અને તે રાત્રિના ભોજન કરતા હોવાથી રાત્રે પોતાનો માટીનો કટોરો (ખાપર), જેમાં રોજ તેઓ ભોજન કરતા હતા, તે લઈ બહાર પડવા પહેલાં બ્રાહ્મણ ફળિયાંની દિશા પૂછી લીધી. ડૉકટરે ફરીથી એકવાર વાર્યા, પણ જ્યારે નહીંજ માન્યું ત્યારે બ્રાહ્મિણ લત્તાની નિશાણી આપ્યા મુજબ ભિક્ષા માંગી લાવ્યા. આ પ્રમાણે દર રાત્રિએ તેઓ ભિક્ષા માંગવા નિકળતા. તેઓ કદિ પણ એકજ લત્તામાં પ્રતિ રોજ ભિક્ષા માંગતા નહિ, પણ જૂદા જૂદા લત્તામાં અને જૂદે જૂદે ઘરથી માંગી લાવતા. આણેલી ભિક્ષામાંથી થોડુંક પોતે ખાઇ બાકીનું ડૉકટર અને તેના કુટુંબને આપતા, જે તેઓ પોતાને ભાગ્યશાળી લેખી ખુશીથી ખાતાં. એક દિવસે આવી ભિક્ષા માંગતાં મહારાજને કોઈ બ્રાહ્મણે ઉઠાવગીર મવાલી સમજી ખૂબ માર માર્યો. ચું કે ચાં કર્યા વગર મહારાજે તે માર ખાધો છતાં, ભિક્ષા માંગવાનું તેમણે છોડયું નહિ. આ પ્રમાણે ભિક્ષાના પંદરેક દિવસ પૂરા થયા પછી ડૉ૦ પીલેના ભાઇ ચીન્નાસ્વામી ખડકપૂરથી આવી પહોંચ્યા. ભિક્ષાના આ પંદર દિવસ દરમ્યાન, ડૉ૦ પીલેના મિત્રો વૈદ્ય અને મરાઠેની બાયડીઓ રાંધેલું ભોજન પણ લાવતી હતી, પણ તેઓ તે સ્વીકારતા ન હતા. હવે સઘળાંઓએ મહારાજને અરજ કરી કે, ભલે તેઓ ભિક્ષા માંગે, પણ તે ભિક્ષામાં મળેલું ભોજન તેઓને ખાવાને આપી મહારાજ પોતે તેઓના હાથનું રાંધેલું ભોજન ખાવાની કૃપા કરે ! મહારાજે તે અરજ પણ ના પાડવાથી સઘળાં લાચાર થયાં.

## પ્રકરણ ૩ જું.

## નાગપૂર નિવાસ—ભક્ત ચીન્નાસ્વામીના કુટુંબની સરભરા.

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान् निबोधत ।
क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गं पथस्तत् कवयोवदन्ति ॥

ઉઠો ! જાગો ! જ્ઞાની પુરૂષની પાસે જઇ જઇને જ્ઞાન ઉપદેશ લેતા જાવ. જ્ઞાની બુધ્ધિમાન પુરૂષ બ્રહ્મ સાધનના માર્ગને તીક્ષ્ણ ધારવાળી તરવારના જેવું દુર્ગમ કહે છે, માટે બ્રહ્મજ્ઞાન મેળવતાં પડતાં કષ્ટથી કંટાળશો નહી.

દુર્ગાપુજા (નવરાત્રિ)ની રજા હોવાથી ચીન્નાસ્વામી ખાગપૂરમાં ડૉ૦ પીલે જે પોતાના વડીલ ભાઇ હતા, તેમને ત્યાં આવી ઉતર્યા હતા. મહારાજ હજી ભિક્ષા માંગી ખાતા હતા. આ દિવસોમાં પોતે સઘળાંઓ ઉપર ઉખડતા, સર્વને કડવા શબ્દો કહી ભુંડી ગાળો ભાંડતા, ન ખમી શકાય તેવાં વિશેષણો વાપરતા, અને તરેહવાર અફાડઝિંક કરવા લાગ્યા. એક દિવસ મહારાજ પોતાના નિયમ મુજબ ભિક્ષા માંગવા ન જતાં વૈદયને ત્યાંના ભોજન માટે થોભ્યા. વૈદયની બાયડીએ તે દિવસનું ભોજન લાવવામાં લગાર ઢીલ કરી, જેથી મહારાજ પાછા રિસે ભરાયા, અને તે બાઇને તેણીના ધણી, ડૉ૦ પીલે અને ચીન્નાસ્વામી વિગેરેની હાજરીમાં પકડીને ખૂબ માર માર્યો. તે ભલી બાઇને આટલો સખ્ત માર પડયા છતાં, તેણી તથા બીજાં સઘળાં આ મારને સદ્‌ગુરૂ પ્રસાદિ લેખી રાજી રાજી થયાં. બીજી રાત્રે મહારાજ પાછા નિયમ પ્રમાણે ભિક્ષા માંગવા નિકળ્યા. જોકે તેઓ ભિક્ષા માંગી લાવતા, તો પણ તેમનો નૈવેદ તો હરરોજ ચાલુજ રાખવામાં આવ્યો હતો.

પોતાની રજા પૂરી થવાની ચાર દિવસ આગમચ ચીન્નાસ્વામીએ પોતાના વડીલ ભાઈને અરજ કરી મહારાજને પોતાને ત્યાં ખડકપૂર લઈ જવાની આજ્ઞા પૂછી. સદ્‌ગુરૂની સેવા બજાવવાનો આ આયતો આવેલો લાગ જતો નહિ મેલવાની ઈચ્છાએ ચીન્ના સ્વામી પોતાના ભાઇને બહુ બહુ વિનવવા લાગ્યો, જેથી ડૉ૦ પીલેએ પોતાના ભાઈનો આ વિચાર મહારાજને કહી સંભળાવ્યો; પણ ખડકપૂર જવાની તેઓ શ્રીએ નાજ પાડી. તે બન્ને ભાઈઓએ ચાર દિવસ પ્રર્યંત લાગ લાગત મહારાજને મનાવ પટાવ કર્યા કીધાથી આખરે ત્યાં જવા તેઓ કબુલ થયા; જેથી હવે તેઓના ઉપડવાની સઘળી તૈયારીઓ થઈ રહી. ડૉ૦ પીલેએ ઉપડવાની થોડાક કલાક અગાઉ પોતાના બંધુને એકાંતમાં બોલાવ્યો અને તેને સલાહ આપતાં કહ્યું:—

"મહારાજની ચમત્કારિક રીતિઓ તમે નજરો નજર જોઈ છે, એટલે હવે વધુ કશું કહેવાની જરૂર નથી, છતાં તમને ચેતવી રાખેલા સારા, એમ હું ધારૂં છું. યાદ રાખો કે, મહારાજની રીતભાતો કેવળ વિચિત્ર હોવાથી તેમનાં વિચિત્ર આચરણથી તમો જરાપણ ડગમગશો કે ગભરાશો ના. જેમ તેઓ કરે તેમ કરવા દેજો. જે કાંઈ માગે મુકે અથવા ખાય કરે તે સઘળું તેમની ઈચ્છાનુસાર કરતા રહી એમના પ્રત્યે સંપૂર્ણ શ્રદ્ધા રાખજો; અને ખાત્રીથી જાણજો કે એઓ જે કાંઈ સઘળું કરે છે તે આપણાં સારાંનેજ કાજે કરે છે. તમારા પ્રાણથી પણ વિશેષ સંભાળ લેજો, અને એમની આજ્ઞા ઉત્થાપશોજ મા. તમો મ્હારા ભાઈ છો એટલા માટેજ નહિ, પણ તમો મહારાજની સંભાળ અને જતન લઈ શકશો એવી મ્હારી ખાત્રી હોવાથીજ હું તમારી જોડે એઓશ્રીને મોકલવાની હિમ્મત કરૂં છું; માટે ખુદાને

ખાતર મ્હારી આ સલાહનો અનાદર કરશોજ નહિ. મુસાફરીમાં જો કોઈ તમને રોકી રાખી હરકત કરે અથવા પરપૂછ કરી સતાવે તો તેવાઓને મ્હારૂં નામ આપજો, અને જણાવજો કે, મહારાજ મ્હારી માવજત હેઠળ રહેલા મ્હારા એક મિત્ર છે, અને મેંજ તેઓને હવા ફેર બદલ કરવા સારૂ તમારા ભેગા ખડકપૂર મોકલ્યા છે." પોતાના વડીલ ભાઈના આ હુકમ અને સલાહ મુજબ ચાલવાનું **ચીન્ના** સ્વામીએ અભય વચન આપી તેઓ છુટા પડયા.

નાગપૂરમાં પોતાના જાત ભાઈઓને ત્યાં ભિક્ષા માંગતી વેળાએ બનેલા એક રમુજી બનાવની અત્રે નોંધ લેવી વ્યર્થ જશે નહીં. મહારાજની વિચિત્ર રીતભાત અને અવતારથી બેઅવતાર હાલત ઉપરથી બ્રાહ્મિણ ચાલીમાંના તિખળી જવાંનોએ મહારાજને ભેજાંથી ગએલા એક દિવાના ભિક્ષુક તરીકે માની લીધા હતા. તે પોરિયાઓ મહારાજની ઠેકડી કરી તેમને પજવતા અને તરહેવાર ચાળા કરી તેમને સતાવીને રમુજ મેળવતા હતા. ઉઠાવગીર મવાલી તરીકે એક અજ્ઞાન બ્રાહ્મિણનો માર ખાધા પછીની બીજી રાત્રીએ એક તિખળી નાદાન જવાને ગરીબ બિચારા મહારાજને ભોજન આપવાને બદલે તેઓની ખાપરમાં ઘોડાની લાદ ભરી આપી. પોતાની ખાપરમાં પોતાનાજ જાતભાઈએ શું નાખ્યું હતું તેની રાત્રિના અંધકારમાં મહારાજને કશી પણ ખબર ન પડવાથી તે લઈ આશિષો દેતા આગળ ગયા, અને બીજા બે ત્રણ બ્રાહ્મણોના ઘરેથી મળેલું ભોજન પણ તેજ ખાપરમાં લઈ મહારાજ ઘરે આવી તે સઘળું ભેગું કરીને હોંસે હોંસે ખાવા લાગ્યા. મહારાજે પોતાને મળેલી તે રાતની ભિક્ષામાંનું અડધું અડધ ભોજન ખાઈ લઈ, બાકી વધેલું અડધું ભોજન નિયમ મુજબ ઘરનાં માણસોને ખાવાને આપ્યું. મહારાજને પોતાના ભોજનમાં લીદ હોવાનો મુદ્દલ ભાસ કે સ્વાદ માલુમ પડયો ન હતો, પણ ડોક્ટર વિગેરે બીજી મંડળીએ તે ભોજન ખાતાંજ તેમને લાદની દુર્ગંધ તુરત માલુમ પડી. તે વેળાના તેઓના કમકમાટ અને અજાયબીનો પાર ન હતો. મહારાજે જયારે તેઓ મારફતે ખરી હકીકત સાંભળી ત્યારે તેઓ પેટ પકડીને હસવા લાગ્યા હતા!

આશવીન શુદ ત્રિયોદશી (તેરસ) ના દિવસે મહારાજ, **ચીન્ના** સ્વામી અને તેના મિત્ર સીતારામ **નાઈડુ** સાથે, **ખડકપૂર** જવા માટે **નાગપૂરથી** ઉપડયા. આ લાંબી અને કંટાળા ભરેલી ટ્રેનની મુસાફરી દરમ્યાન મહારાજ એકજ ઠેકાણે, વગર સુવે, વગર હાલવે, વગર ખાવે, વગર પીવે અને વગર ઉઠવે, સઘળો વખત બેસીજ રહ્યા હતા. **નાગપૂરથી** ઉપડેલા મહારાજ ઠેઠ **ખડકપૂર સુધી** આવીજ હાલતમાં સ્તબ્ધ બેસી રહ્યા હતા. **ખડકપૂરના** સ્ટેશન પર ઉતર્યા પછી તે સઘળાં ગાડીમાં બેસી **ચીન્ના** સ્વામીના ઘરે જઈ પહોંચ્યાં.

ડૉ૦ **પીલે** અને **ચીન્ના** સ્વામી એ ભાઈઓ જાતે મદ્રાસી હતા. ચીન્ના સ્વામી મરાઠી ભાષા સારી જાણતો હતો, પણ તેની બાયડી મરાઠી બિલકુલ સમજી કે બોલી શકતી ન હતી. ડૉ૦ **પીલે** સિવાય આ સઘળાંઓ હજી હયાત છે.

ગાડીમાંથી ઉતર્યા બરાબર **ચીન્ના** સ્વામીએ મહારાજના ખાવા માટેનો બંદોબસ્ત કર્યો, અને પેંવા, દૂધ, મિઠાઈ વિગેરે લાવી તેમની સામે મેલ્યાં; પણ મહારાજે પોતે તે ન ખાતાં **ચીન્ના** સ્વામીને તથા ઘરનાં બીજાંઓને વ્હેંચી આપ્યાં, જે તેઓએ હર્ષના ઉમળકાથી ખાધાં. મહારાજને મનપસંદ એક ઓરડી, ઘરમાં દાખલ થવાના જમણા હાથ પર, એલાહિદી રાખવામાં આવી. **ચીન્ના** સ્વામીની બાયડીને મરાઠી નહિ આવડતું હોવાથી તેણી મૂગી મંત્ર મહારાજ સામે આવી ઉભી રહેતી, અને મહારાજ પણ તેણીની ભાષાથી બિન માહિતગાર હોવાથી હાથના ઈસારા કરી તેણીને ત્યાંથી ચાલી જવા કહેતા હતા, પણ **ચીન્ના** સ્વામીના મિત્ર **સીતારામ નાઇડુ**ની બાયડી મરાઠી સારૂં જાણતી હોવાથી હરહમેશ મહારાજ પાસે બેસી વાતો કરતી અને તેમને જોઈતું સઘળું લાવી હાજર કરતી હતી. **સીતારામ** પોતે, અને તેના માતુશ્રી જે થોડુંક મરાઠી જાણતાં હતાં તેઓ હરરોજ મહારાજનાં દર્શને આવતાં અને અતિ પ્રેમથી તેમને ચાહી ભજતાં હતાં. ઉપર જણાવેલી મહારાજની ઓરડીની જમીન સીમીંટની અને મોસમ વરસાદની હોવાથી મહારાજના હાડપિંજરને શરદી લાગી જવાનો સંભવ હોવાથી, ખાટલો અથવા એવાંજ કોઈ ઉંચા આસન પર બેસવાને તેઓએ મહારાજને અતિશય વિનવ્યા, પરંતુ તેમણે તે પણ માન્ય ન રાખ્યાથી તેઓએ લાચાર થઈ ભાતનાં છાલાં ગુણીમાં ભરી તેના નરમ તકિયા સીવી તૈયાર કર્યા, અને તે વાપરવાની મહારાજને જબરીથી ફરજ પાડી. આવા એક તકિયા ઉપર બેસી બીજો પોતાની પીઠ પાછળ રાખી મહારાજ તે ઓરડીની દિવાલને અઢેલી શાંતિમાં પડયા રહેતા. **ચીન્ના** સ્વામી, તેના મિત્ર **સીતારામ નાઇડુ**, તેની બાયડી તથા માતુશ્રી, મહારાજના દર્શને આવી હર ઘડી તેમની હાજતો પુરી પાડવા તત્પર રહેતાં હતાં. **ચીન્ના** સ્વામી ઘણા સારા સ્વભાવનો, સ્વચ્છ અંતઃકરણવાળો અને સદા ચરણી ઇશ્વર પરાયણ પ્રેમી ભકત છે. **સીતારામ નાઇડુ** પણ તેના મિત્ર **ચીન્ના** સ્વામીને મળતાજ ઘણાક સારા ગુણો ધરાવનારો ભોળો ને ભલા આચાર વિચારવાળો એક લાયક પુરૂષ છે. પોતાના વિષે કાંઈ પણ વાત બીજા કોઇને પણ નહિ કહેવાની એ બન્ને મિત્રોને મહારાજે સખ્ત મના કરી હતી. મહારાજ (સ્ટોવના) ચુલા પર પોતાના હાથે ભોજન રાંધી આખા દહાડામાં રાત્રિનું વાળુ માત્ર કરતા. કોઇકવાર દિવસના કોફી બનાવીને પીતા, બાકી સઘળો વખત ઇશ્વરી અવસ્થામાં લીન થઇ ઓરડીમાં એકાંત ધ્યાન તાનમાં એકાગ્ર ચિત્તે પડી રહેતા હતા.

"અંતઃકરણની ઉંચી સુખવાળી સ્થિતિ તો તત્વ વિચાર વડેજ આવે છે; અને આ તત્વ વિચાર વૈરાગ્ય દ્વારા, દુઃખો વડેજ પ્રકટતો હોવાથી પરમાત્મા જેમના અંતઃકરણમાં પોતાનું સ્વરૂપ પ્રકટ કરવા ઇચ્છે છે, તેમને અયોગ્ય જણાતાં દુઃખો એક પછી એક આપતા અનુભવવામાં આવે છે. જેમ દુઃખ આવવું એ પાપના ફળનું છે, તેમ દુઃખ આવવું એ પરમાત્માના અનુગ્રહનું અથવા પુણ્યનું પણ ફળ છે. જે જે મનુષ્યોને દુઃખ એ પાપનું ફળ હોય છે તે તે મનુષ્યો દુઃખ આવતાં ઈશ્વરને ગાળો દે છે, સત્કર્મ અથવા સત્ક્રિયાને નિંદે છે, અને પોતાના શુભ કર્તવ્યનો પરિત્યાગ કરે છે. પણ જે જે મનુષ્યોને દુઃખ આવતાં પરમાત્મામાં અધિક ભકિત પ્રકટે છે, સત્કર્મ તથા સતક્રિયામાં વિશેષ અભિરૂચિ થાય છે, તથા તત્વ વિચારમાં પૂર્વના કરતાં વધારે દ્રઢ સ્થિતિ થાય છે, તેમને આ જગત્માં દુઃખ જેવું અને જેટલું હિત કરે છે, તેવું અન્ય કોઈ કરતું નથી. અંતઃકરણની ઈષ્ટ પરાયણ અથવા તત્વ પરાયણ સ્થિતિ એજ વસ્તુ વિચારથી આ જગત્માં સુખરૂપ સ્થિતિ છે. બીજી સર્વ સ્થિતિઓ આ તત્વ વિચારવાળી સ્થિતિ સાથે સરખાવતાં દુઃખ રૂપ છે. અને આ તત્વ વિચારવાળી સ્થિતિ જીવોને દુઃખો આવવાથી જેટલી વહેલી આવે છે તેવી સુખો આવવાથી કદી આવતી નથી, એ સર્વને અનુભવ સિધ્ધ છે. દુન્યાંકા તલબ કરનેવાલા રન્જુર=આકેબતકા ચાહનેવાલા મજદુર=મગર હય તાલેબે મઓલા મશરૂર.=આ દુન્યાનીજ માયામાં લપટાઈ રહેલાઓ આખરે તો દુઃખીજ છે, તેમ વળી પોતાનું છેવટ અને પોતાનો સરંજામ માત્ર સારો ઇચ્છનારા તો મજુર જેવાજ છે. પરંતુ પરમાત્માનીજ બસ તલબ કર્યા કરનારા તો હમેશાં આનંદી અને સુખીજ છે.

ડો૦ **ગણપત**રાવના વરસગાંઠ પછી મહારાજે પોતાનો લાંબી મુદ્દત સુધી બંધ કરેલો ખોરાક **શીંડી**માં પાછો ચાલુ કરવાથી કોઠાની કબજિયાત થઈ હતી, અને ડોકટરે આપેલા "એનીમા"થી મસાનું દરદ ઉભરી આવ્યું હતું, તેનું જોર **ખડક**પુરમાં વધવા માંડયાથી મહારાજને અસહ્ય વેદના થવા લાગી. **ચીન્ના સ્વામીએ** "**સુરંગ**નો પાક" તૈયાર કર્યો, અને રોજ સવારે તે પાક તેઓને ખવાડતા રહ્યા. **સ્વામી** પોતાની બાયડી અને માતાની મદદ વડે મહારાજને વારંવાર અંઘોળ કરાવી સાફ રાખતા હતા. આ રીતે **ઉપાસની** સ્વામીની સેવા કરવામાં **ચીન્ના** સ્વામી પાછી પાની નો'તા કરતા. આ પુરૂષ પોતાનું સઘળું સુખ મહારાજની સેવા ચાકરીમાંજ સમાયલું સમજતો હતો. મસાનું દરદ મહારાજને ચાલુ સતાવ્યા કરતું હોવાથી જાતે રાંધી ખાવાનો શ્રમ વધુ તકલીફ કરતો હતો. અંતે કંટાળી જઈ એક અઠવાડિયાં પછી ફરીને ભિક્ષા માંગી ખાવાનો વિચાર થતાં, પહેલી રાતેજ મહારાજ ભિક્ષા માંગવા બહાર નિકળ્યા. બ્રાહ્મણ ફળિયાથી અજાણ

હોવાને લીધે કલાકો સુધી રવડી રઝળી અંતે થાકીને પાછા ફર્યા. મહારાજની પહેલી રાત ભિક્ષા માંગવામાં નિષ્ફળ નિવડેલી જોઇ ચીન્ના સ્વામી તથા બીજાઓએ સલાહ આપી, કે ભિક્ષુકેજ અન્ન આપે ખાવું હોય, અને મ્હારા ઘરનું રાંધેલું આપને ખપતું ના હોય તો આપે રાત્રિ કરતાં દિવસેજ ભીક્ષા માંગવા જવું, અને નિયમ મુજબ રાત્રે ખાવું. આ વાત માન્ય રાખી બીજે દિવસે અંગ ઉપર ઓઢેલી ગુણપાટ સહિત હાથમાં ખાપર લઇ બપોરે ભિક્ષા માંગવા મહારાજ બાહાર પડયા. પહેલી ભિક્ષા તેમણે **બાજીરાવ** નામે એક શુદ્રને ત્યાં માગી. મહારાજ બ્રાહ્મણવાડથી અજાણ હતા, અને **ચીન્ના** સ્વામી તથા **સીતારામ નાઇડુ** દિવસે પોતાના કામ પર જતા હોવાથી બીજું ,કોઇ તેઓને જોઇતો લ-તો દેખાડનાર હતું નહિ **બાજીરાવ** પણ ઓફીસે ગયા હતા, પણ તેના ઘરના માણસોએ જણાવ્યું કે, તેઓ બ્રાહ્મણ નહિ પણ શુદ્ર જાતિ છે, માટે જો મહારાજને બ્રાહ્મણના ઘરે ભિક્ષા માંગવી હોય તો તેઓના ઘરની પાસેનું બીજું એક ઘર છોડી આગળ જવું, જયાં સઘળાં બ્રાહ્મણના ઘરો આવેલાં છે. મહારાજ આગળ વધ્યા અને નિશાણી મુજબ એક ઘર છોડી બીજા ઘરના દરવાજા પર તેઓ ભિક્ષા માંગતા ઉભા. આ ઘર દાસ વ્યંકટેશ **ખાસનીસ**નું હતું; જે પોતાના હાથેજ રાંધેલું ભોજન તુરતનાજ ખાવા બેઠા હતા. પહેલો કોળિયો મોંમાં જેવો તે મેલવા જતા હતા તેવામાં મહારાજે ત્યાં દેખાવ દીધો. **ખાસનીસ** જે સાચો ઇશ્વર ભકત અને ભલાં પવિત્ર મનનો પ્રેમી પુરૂષ હતો, તે મહારાજને દરવાજા પર આવી ઉભેલા જોઇ ખાતાં અટકયો, અને બ્રાહ્મણ રિવાજ મુજબ, જમવા બેઠા પછી પોતાની જગ્યા પરથી ઉઠી ન શકતો હોવાથી, તથા તેની બાયડી પણ બિમાર પડેલી હોવાથી, તેણે પોતાના ઘરમાં આવવાની વિનય પૂર્વક અરજ કરી. મહારાજ ઘરમાં પેઠા. તેઓને આવેલા જોઇ ખાટલે પડેલી **ખાસનીસ**ની સ્ત્રી **લક્ષ્મી**બાઇ ઉઠી અંદર ગઇ, અને થોડીવારમાં તાજો શીરો તૈયાર કરી લાવી ખાસનીસ અને મહારાજની સામે મેલ્યો. પેટ પુરતું ખાઇ રહ્યા પછી મહારાજ **ચીન્ના** સ્વામીને ત્યાં પાછા ફર્યા અને ખાસનીસ પણ પોતાના કામ પર ઓફીસે ગયા. આ પ્રમાણે ત્રણ દિવસ વેર ભિક્ષા માંગી ખાધા પછી મહારાજને તેનો પણ કંટાળો થવા લાગ્યાથી પાછા પોતાના હાથે રાંધી ખાવા લાગ્યા.

દિવાળીના શુભ પ્રસંગે ત્રણ દિવસ સુધી જેમ ઘર ઘર દીવા દીપક કરવામાં આવે છે, તેમ **ચીન્ના** સ્વામીએ પણ આ તહેવારના દિવસો પર પુષ્કળ રોશની અને ઠાઠ કર્યો હતો. નર્ક ચતુર્દશી (કાળી ચૌદશ)ને દિને ચુલા પર પોતાનું ભોજન રાંધતાં રાંધતાં મહારાજને દેવ જાણે એકાએક કાંઇ વ્હારૂં ભરાઇ આવ્યાથી, **ચીન્ના** સ્વામી અને તેના ઘરનાને વિના પ્રયોજને ભુંડી

ગાળો ભાંડવા માંડી. રસ્તે આવતાં જતાં લોકો પણ સાંભળે તેમ મોટા સાદે ગાળોનો વરસાદ વરસાવવા લાગ્યા. આનું કારણ મહારાજની ગુપ્ત શકિતના કોઈ ઉછાળાનુંજ હતું. આ રમખાણ વેળાએ **લક્ષ્મી**બાઇએ પોતાના પતિ **ખાસનીસ**ને આજનો દિવસ પોતાને ત્યાં જમવા અર્થે મહારાજને તેડી લાવવાને મોકલ્યા હતા. દરવાજા પર આવી પુગતાં **ખાસનીસે ચીન્ના** સ્વામીને હાંક મારી, એટલે મહારાજે હવે **ચીન્ના** સ્વામીને છોડી **ખાસનીશ**ને પકડયો, અને કડવી કડવી ગાળોથી તેને પણ વધાવી લીધો. **ચીન્ના** સ્વામીએ ઘરના પાછલા દરવાજેથી આવીને **ખાસનીશ**ને પૂછતાં, મહારાજને પોતાને ઘરે તેડી જવા આવ્યો હતો એમ જણાવ્યું; ત્યારે સ્વામીએ તેને સલાહ આપી કે, બીજે દિને સહવારે આવી આમંત્રણ આપજો, કેમકે મહારાજનો સ્વભાવ ગએલો હોવાથી આજનું આમંત્રણ આપવાની કોઈની પણ હિમ્મત થતી ન હતી. **ખાસનીસ**ના જવા પછી લગભગ અરધોક કલાક સૂધી મહારાજના ગાળોના આશિષોનો વરસાદ તો ચાલુજ રહ્યો. પછી એકા એક ઉઠી પોતેજ દરવાજો ખોલ્યો, અને પોતે રાંધેલો સઘળો ખોરાક બહાર રસ્તા પર ફેંકી દઈ, દિવાળીની રોશની સારૂ મૂકેલી બત્તીઓ, ફાનસો, કોડીઆં વિગેરે સઘળું બુઝાવી નાંખી હવે તેઓ **ચીન્ના** સ્વામી તથા તેની બાયડી તરફ ફર્યા. તે બન્ને ધણી ધણીઆણીને ગાળો ભાંડી તેઓને હડસેલી કાઢી ધકકા મારી ઘરની બહાર હાંકી કાઢયાં. તે ભલું જવાન જોડું ઘરની બહાર નિકળી જવા પછી મહારાજ પોતે પણ બહાર પડયા, અને નજદીક આવેલા ચોકમાંના પાણીના નળ આગળ જઈ ઉભા. ત્યાં મહારાજની નજર રસ્તા ઉપર પડેલાં એક માટીનાં મટકાં પર પડી, જે ઇંડા, શીંદુર; ચોખા, ફુલ વિગેરેથી ભરેલી હતી. આવાં માટીનાં મટકાંઓ કે થાળીઓ અથવા પત્રાવળીમાં વહેમી લોકો ઉપર જણાવેલી થોડીક ચીજો મૂકી ધુતમ ધાતમની ક્રિયા તથા છુમંત્રની પુજા કરી ચાર સડકની વચ્ચો વચમાં ચાંચડ ઉપર ઉતાર લેખે લાવી મેલે છે.

પડેલાં આ મટકાંને જોઈ મહારાજ એટલા તો છેડાયા, કે વધુ મોટા અવાજે અતિ ભુંડી ગાળો ભાંડતા તે તરફ ગયા, અને જોરમાં તે મટકાંને એક લાત મારી તેના ટુકડે ટુકડા કરી મેલ્યા. માંહેલી સઘળી વસ્તુ સડક પર વેર વિખેર થઇ પડી. સઘળી વસ્તુઓ ઉપાડી લઈ મહારાજે બાજુમાં આવેલાં નાળાંમાં ફેંકી દીધી, અને ત્યાંથી પસાર થતાં સઘળાં રાહદારીઓને ગાળો ભાંડતા ઉભા. મહારાજ રસ્તાપરથી આવતાં જતાં લોકોને બેધડક ગાળો ભાંડી તેઓને એવા કડવા શબ્દો કહેવા લાગ્યા કેઃ—

"આ ગામના લોકો વેરસી ખૂનીઓ છે. તેઓ પોતાનાજ ભાઈબંધોને મારી નાંખવા બેઠા છે!" મહારાજની આ વિચિત્ર રીતભાતથી સઘળાં લોકો તેઓને મગજથી ગએલા દિવાના કિંવા ગાંડા માણસ લેખે ગણવા લાગ્યાં.

ખબરે ત્યું યુરે ઇશ્કે સુન! ન જુનું રહા ન પરી રહી;
ન તો તું રહા, ન તો મેં રહા; જો રહી સો બેખબરી રહી.

હે યારો! ખુદાઇ મસ્તીના ખ્યાલમાં પડવાની વાત તો તમે સાંભળો, કે તેમાં કોઈ દિવાનો પણ નથી રહ્યા, કે નથી કોઈ પરી પણ રહી. તેમાં નથી તમે રહ્યા કે નથી હું રહ્યો, જે રહી ગઈ છે તે તો બેખબરી (અજ્ઞાન) જ રહી ગઇ છે.

અરધાક કલાક પછી મહારાજ શાંત પડયા, અને પોતાની ઓરડીમાં જઇ બેઠા. **ચીન્ના** સ્વામીએ હવે હિમ્મત કરી બત્તીઓ સળગાવી, અને ભોજન કરી લઇ મહારાજની સેવામાં હાજર થયા. તે રાત્રે મહારાજે કશું પણ ખાધું નહિ. આ પછીથી મહારાજ કદિ ખાતા, કદિ કોફીજ પીતા, તો કદિ બીલકુલ કાંઇ ખાતા પીતાજ ન હતા.

## પ્રકરણ ૪ થું.

## નવ વર્ષની મીરાંબાઇનો સહવાસ; અને ખડકપૂર નિવાસ.

मत्या परीक्ष्य मेधावी बुद्धया सपाद्य चासकृत् ।
श्रुत्वा द्रष्ट्वाथ विज्ञाय प्राज्ञे मैत्रीं समाचरेत् ॥

જ્ઞાની પુરૂષ યુક્તિથી પરિક્ષા કરીને, બુદ્ધિ વાપરીને વારંવાર યોગ્યતાની ખાત્રી કરીને, જોઇને, સાંભળીને, અને વધારે ને વધારે ખાત્રી કરીને, જે સુમતિનું મનુષ્ય માલુમ પડે તેનોજ સહવાસ વધુ રાખે છે.

શિયાળાના દિવસો ચાલુ થએલા હોવાથી મહારાજ, **ચીન્ના સ્વામીના** ઘરની સામે આવેલ ફણુસના ઝાડ હેઠળ રોજ સહવારે તડકામાં જઇ બેસતા. આ ઝાડની પાસે પાણીનો નળ હતો, જ્યાં **બાજીરાવની** નવ વરસની પુત્રી **મીરાંબાઇ** રોજ પોપટનું પાંજરૂં ધોવા જતી. એક દિવસ મહારાજે તેણીને પોતાની પાસે બોલાવી તેણીના પોપટ વિષે તરેહવાર પ્રશ્નો પુછયા, જેના તે છોડીએ ઉત્તમ પ્રકારે ઉ-તર આપ્યા. આ પછી તે છોડીનો મહારાજ પ્રત્યે પ્રેમ ઉત્પન્ન થતાં તેણી પ્રતિ રોજ થોડોક વખત તેમની પાસે જઈ બેસતી, અને મહારાજ પણ તે નિર્દોષ બચ્ચાં સાથે નિર્દોષ ગપ્પાં મારી તેણીને ખુશી કરતા હતા. એક દિવસે મહારાજ પોતાને હાથે રાંધેલું ભોજન જમવા બેઠા હતા

**એટલામાં મીરાંબાઈ** ત્યાં આવી લાગી. મહારાજને જમતા જોઈ તેણી ચાલી જવા કરતી હતી, પણ મહારાજે તેણીને રોકી, અને પોતાના ભોજનમાંથી થોડુંક ખાવાને તેણીને આપ્યું. જો કે **મીરાંબાઈએ** ના પાડી જણાવ્યું કે, તેણીની માતા રિસે ભરાશે છતાં, મહારાજે જબરી કરવાથી તેણીએ અંત્તે ખાધું, અને ઘરે જઈ તે નિર્દોષ બાળાએ સઘળી હકીકત પોતાના માતા પિતાને કહી દઈ ઉમેર્યું કે, મહારાજને દિવાના કહેનારાં સઘળાં પોતેજ દિવાના હતાં; કેમકે મહારાજ તો પૂરા પહોંચેલા પાકા પુરૂષ છે. **મીરાંબાઈ**ના આ સાચા ખુલાસા પછી તે ભલાં માતા પિતાએ તેણીને કહ્યું કે, મહારાજ આપણે ઘરે જમવા આવશે કે કેમ, તે તેમને પૂછી જોજે! મીરાંબાઈએ મહારાજને જયારે આ પ્રશ્ન કર્યો ત્યારે તેઓ બોલ્યા કે; એક દિવસ જરૂર તેઓ તેણીને ત્યાં જમવા આવશે, માટે નચિંત રહેવું. મહારાજ હવે પોતાનો ઘણો ખરો સઘળો વખત તે ઝાડ હેઠળ પડી રહી ગુજારતા. રાત દિસ ત્યાંજ પડી રહેતા, અને લહેર આવે ત્યારેજ માત્ર ઓરડીમાં જઈ બેસતા. ફરી મહારાજે ભિક્ષા માંગવાનો ઇરાદો રાખ્યો; કાંકે હાથે રાંધી ખાવામાં તેમને બહુ જંજાળ કરવી પડતી. **મીરાંબાઇને** બ્રાહ્મણના ઘરો દેખાડવા સારૂ પોતાની સાથે લઈ તેઓ દિવસે ભિક્ષા માંગવા જતા, અને મળેલી ભિક્ષા રાત્રે ખાતા. દિવસે મહારાજને ભિક્ષા માંગવા જવા સિવાય બીજું કાંઈ કામ ન હોવાથી પાછલે બારણેથી તેઓ બહાર પડી સીધા ચાલ્યા જતા, અને ઠેઠ ગામની બહાર જઈ થાકીને લોટ પોટ થએલા પાછા ફરતા હતા. પોતાના રોજના ચાલવાના આ નિયમમાં એક દિવસ મહારાજ ગામની બહાર શુમારે એક માઈલ દૂર નિકળી ગયા, જયાં તેમની નજર, છેટે જણાતાં હારબંધ ઝાડોની ઘટા પર પડી. આ જગ્યા અતિ મનહર હતી. ત્યાંના રમણિય દેખાવની વધુ નજદીક જઈ પહોંચતાં તેઓને એક તળાવ જણાયું, જેની આજુબાજુ બેલીના ઝાડો ઉગી નિકળેલાં હતાં. આ સુંદર દેખાવ નિહાળતા મહારાજ સહેજ આગળ વધ્યા; પણ તુરત પાછા થોભી જઇ એકકી ટગરે ત્યાં જમીન પર કાંઈ જોતા ઉભા રહ્યા. તે તળાવથી થોડેક દુર ઉગેલાં ઝાડોની નજીકમાં એક હાડપિંજર પડેલું મહારાજે દીઠું. તે શરીર અઠાવીસેક વર્ષની વયના કોઈ જવાનનું હતું, જેની આસપાસ મેલાં ફાટાં તૂટાં કપડાં વિંટાળેલાં હતાં. તે હાડપિંજરમાં જીવ હતો, પણ એટલું તો અશકત અને નાતવાન પડયું હતું કે, પોતાની જગ્યા પરથી તે સહેજ હાલી પણ શકતું ન હતું. આવી ઉજડ વેરાન જગ્યા, જયાં કોઇ કાળું કુતરૂં પણ ભૂલે ચૂકે કહિ આવવાની હિમ્મત કરે નહી, ત્યાં માણસના એક જીવતાં હાડપિંજરને પડેલું જોઈ મહારાજને બહુ અજાયબી લાગી: તે જીવંત હાડપિંજર ઈનશાનની દયાજનક સ્થિતિ ઉપર દયા લાવી મહારાજ તેની નજદીક જઇ બેઠા; અને તે

પડેલો જવાન્ કોણ હતો, કયાંથી આવ્યો હતો, અને શા માટે તેની આ હાલત થઈ હતી, વિગેરે સવાલો પૂછવા માંડયા, પણ ઘણી અશકિતને લીધે તેની જીભ પણ ઉપડતી ન હતી, જેથી તેને બોલવાની ફરજ ન પાડતાં મહારાજે તેને ખોરાક માટે ઈશારો કરી પૂછી જોયું. તે કમબખ્ત શખ્સે કશુંએ ખાવાની ના પાડી, પણ પીવાને માટે "શરબત" એવો એકજ શબ્દ મહા મહેનતે બોલી શરબત માંગ્યું. મહારાજ ઉઠી ઉભા થયા અને બનતી ઝડપે લાંબું છેટું કાપી પાછા ચીન્ના સ્વામીને ત્યાં પાછલે દરવાજે દાખલ થઈ બે લીંબુ, થોડીક સાકર અને એક વાસણ લઇ મહારાજ ઉતાવળે ત્યાં જઈ તે લીંબુનો રસ મરવા પડેલા પુરૂષ સમક્ષ નિચવી તેનું શરબત બનાવ્યું, અને તેને ઉઠાડી તૈયાર કરેલું શરબત તેને પીવા આપ્યું; અને ઝટ એકજ ટાંસે તે પી ગયો, અને બીજાં વધુ શરબતની માગણી કીધી. મહારાજે પોતા પાસેનું બીજું લીંબુ નિચોવી વધુ શરબત તૈયાર કર્યું અને તેને પીવાને આપ્યું. ફરી એકજ ગોટે તે સઘળું પી લઈ પેલાં હાડપિંજરે આરામ કર્યો. મહારાજ ચીન્ના સ્વામીને ત્યાં પાછા ફર્યા. પોતાની ઓરડીમાં મહારાજને આજે એક અજબ જેવા ચમત્કારિક દેખાવનો એકાએક અનુભવ થયો. આ દેખાવમાં મહારાજે સાંઈબાબા તથા પેલાં હાડપિંજર બન્નેની વચમાં પોતાનાજ આકારને બેઠેલો દીઠો! ત્યાં વળી મહારાજના આકારે મહારાજને પ્રશ્ન કીધો કેઃ—" તેં આ બન્નેને જયારે શરબત પાયું, ત્યારે મ્હનેજ પાવાનું કાં ભૂલી ગયો?" ભલા મહારાજે પોતાના આકારને પ્રતિઉત્તર દીધો; " મેં પોતે પણ પીધું નથી. આપણ બન્ને નહિજ પીએ!" પછી તુરત તે દેખાવ જતો રહ્યો.

> પ્રભુ કું કહત બને ન કછુ, જાકી ગતિ અકલીત;
> અહિ તેં બંધે અહિ નથ્યો, યવન ભજે હરજીત.

જે પુરૂષ રામ અવતારમાં નાગ પાસે બંધાયા તેમણે છોડવવા સારૂ કૃષ્ણએ તે મહાબળિયા કાળીનાગને નાથ્યો; વળી યુધ્ધ પ્રસંગે તુચ્છ જેવા કાળયવનથી પોતે તો નાસી ગયા, ને જીતી લીધા ત્યારે તો લીલા માત્રમાં મહાદેવજીનેજ! આવી રીતે પ્રભૂની ગતિ ઘણી અકળિત છે, માટે પ્રભૂને કાંઈ નિશ્ચય કહી શકાતું નથી, કે તમે આવા તેવાજ છો!

બીજે દિને મહારાજ ફરી એક વાસણમાં સાકર અને લીંબુ મેલી થોડુંક ખાવાનું પણ લઇ પેલીજ જગ્યા પર આવ્યા. તેમની પોતાની ભારે અજાયબી વચ્ચે હવે જુએ છે તો પેલાં હાડપિંજરના ફાટાં ટુટાં મેલાં કપડાં સિવાય ત્યાં બીજું કાંઈ હતુંજ નહિ! પેલો શખ્સ ત્યાંથી વિચિત્ર પ્રકારે અંતરગત થયો હતો. તે એટલો તો અશકત અને નાતવાન હતો કે, જયારે બોલી ચાલી પણ શકતો ન હતો, ત્યારે તે કેમ અને કયાં ગયો હશે, એના વમળમાં મહા-

રાજ હવે ગુંચાયા; જેથી એક દિવાનાની પેઠે ચીન્ના સ્વામીને ત્યાં પાછલે દરવાજેથી ગાળો દેતા માંહે પેઠા. ચીન્ના સ્વામી તુરતનો ઓફીસમાંથી આવી ઘરમાં વાંચતો બેઠો હતો. મહારાજે એક મજબુત જાડા તકિયા વડે ચીન્ના સ્વામી અને તેની બાયડીને પુષ્કળ માર માર્યો, અને પછી પોતાની ઓરડીમાં જઇ બેઠા, તે છેક અરધે કલાકે શાંત પડયા.

ઉપલા બનાવ પછી ચીન્ના સ્વામીએ નાગપુર પોતાના વડીલ ભાઇ ડો૦ પીલે પર મહારાજની આવી ઘેલી ગાંડી રીતનો અહેવાલ લખતાં જણાવ્યું કે, તેઓ ન છાજતી ભુંડી ગાળો ભાંડી વગર વાંકે સઘળાંને મારે છે અને નાહકનું રમખાણ જગાડી ફજેતી કરે છે; વિગેરે. આ પત્રનો જવાબ આપતાં ડો૦ પીલેએ પોતાના ભાઈ ચીન્ના સ્વામીને ધીરજ આપીને જણાવ્યું કે, મહારાજની આવી ચાલથી લગારે ન ગભરાતાં હિંમત રાખવી; કેમકે તેઓ ચીન્ના સ્વામી ધારતા હતા તેવા ઘેલા નહિ પણ પૂરા પાકા પહોંચેલ છે, તથા ઉચ્ચ પ્રકારની ઐશ્વર્ય અવસ્થામાં તેઓ શ્રી સંપૂર્ણ પહોંચી ચુકેલા હોવાથી તેઓની ગાળાગાળી અને મારફાડને અશીર્વાદ સમાન તેણે લેખવી જોઇએ. પોતાના ભાઇનો આ દિલાસાપત્ર વાંચ્યા પછી ચીન્ના સ્વામીને કાંઈક રાહત મળી અને પોતાના ભાઈના પત્ર પછી ચીન્ના સ્વામી મહારાજની ગમે એવી રહેણી કરણીથી જરાએ ગભરાયો નહિ.

અસતકો આદર બૂરો, ભલો સતકો ત્રાસ;
જ્યોં સૂરજ અધીકો તપે, ત્યોં બરખાકી આસ.

નઠારા પુરૂષનો આવજો માવજો અને આદરમાન ભુંડાં છે, પરંતુ સંત અને સત પુરૂષ ગાળ દે, મારે છુંદે, અને અપમાન આપી અસભ્યતા બતાવે તેજ ભલી ગણવી. જેમકે, સૂર્ય જેમ જેમ વધારે તપી જઇને વધારે તાપ આપે તેમ તેમ પુષ્કળ ફાયદા કરનારો વરસાદ પાછળથી વરસ્યા વિના રહેતો નથી. માટે સાધુ સંતો આપણા ઉપર રિસે ભરાઈને ક્રોધ કરે તે તો આપણા કલ્યાણનેજ વાસ્તે છે એમ સમજી લેવું.

થોડાક દિવસ પછી મહારાજના મસાની ગાંઠ ફાટવાને લીધે, અથવા બીજાં કોઈ ન જણાયલાં કારણે હાજતને રસ્તેથી લોહીની ધાર વહેવા માંડી. ખુનની ધાર એટલી તો ભયંકર એક સરખી રીતે વહેવા લાગી, કે આખી ઓરડી રક્તમય થઇ ગઇ. ચાર દિવસ સૂધી એ મુજબ ચાલુ એક સરખાં લોહીના વહેવાથી મહારાજ અતિશય હેરાન થયા, અને પોતે મેળવેલી થોડી ઘણી શારીરિક શક્તિ પણ ગુમાવી દીધી. મહારાજની આવી ગંભીર હાલત જોઇ ચીન્ના સ્વામી તથા તેના કુટુંબના માણુસો ગભરાટમાં પડયાં. તેઓને પહેલી ફિકર તો એ પડી, કે જો મહારાજ આવી હાલતમાં મરણ પામે તો ડો૦ પીલેને

તેઓ શું જવાબ દે ? જેથી ના હિમ્મત થઈ તે સઘળાં પોકે પોક રડવા લાગ્યાં. મહારાજે તેઓને રડતાં જોઇ દિલાસો દીધો અને પોતાનું વહેતું લોહી આપો આપ ચોથે દિવસથી બંધ પડવાની ખાત્રી આપી તેઓને રડતાં બંધ પાડયાં. ડોકટરને બોલાવી દેખાડવાની તેઓએ મહારાજને બહુએ કાકલુદી કર્યા છતાં તેમણે સાફ ના પાડી. અંતે ચોથે દિને, મહારાજના જણાવ્યા મુજબ, વહેતું લોહી આપો આપ બંધ પડયું અને ચીન્ન સ્વામી તથા બીજાં કુટું-બીઓએ છુટકારાનો દમ ખેંચ્યો.

લોહી એક સરખું ચાલુ વહેવાથી મહારાજ એટલા તો અશકત થઈ પડયા હતા, કે ન તો તેઓ જાતે રાંધી શકતા, કે ન તો તેઓ ભિક્ષા માંગવા જઈ શકતા. આ કારણે **ચીન્ન** સ્વામીએ પોતાના ઘરના પાછલા ભાગની સામેની ચાલ પર રહેતા શ્રી **રામપંથ** નામના બ્રાહ્મણને બોલાવી મહારાજ માટે ભોજન તૈયાર કરવા અરજ કરવાથી, તે મોટી ખુશી સાથે કબુલ ગયો. શ્રી **રામપંથ**ની બાયડી **જાનકીબાઇ** પોતાના ધણીના જેવીજ ઉમરાવ દિલની હતી, તે દરરોજ મહારાજ માટે ભોજન લઈ આવતી, અને તેમની સેવા કરવામાં મોજ માનતી. થોડા દિવસ પછી મહારાજની પ્રકૃતિ સુધરવાથી તેણીને ભોજન બંધ કરવા અને પોતે હાથે રાંધી અથવા ભિક્ષા માંગી ખાવાની ઇચ્છા બતાવી. તે દયાળુ પતિ પત્નિએ મહારાજને પોતાને ત્યાં આવી જમવાને વિનંતિ પૂર્વક અરજ કરી. મહારાજ કબુલ થયા, અને રોજ રોજ શ્રી **રામપંથ**ને ઘરે જઇ ખાઈ આવતા. એક અઠવાડિયાં સૂધી તે ભલાં લોકની પરોણાગત ચાખી મહારાજે હવે પાછી ભિક્ષા માંગવાનું શરૂ કરી દીધું. બહારથી જણાતી મહા-રાજની રીતભાતો અને વિચિત્ર આચરણથી લોકો તેમને દિવાના કે ચકરમ લેખતાં હતાં, એમાં તેઓનો કશો દોષ ન કહેવાય. કેમકે મહારાજની વર્તણુકજ એવી હતી કે, કોઈપણ સાધારણ માનવી તો તેઓને દિવાનાજ ધારી શકે. એટલા ઉપરથી પણ વળી જણાશે, કે એક દિવસે ઘરને પાછલે દરવાજેથી બહાર પડતાં રસ્તા પર પડેલો બે ઇંચ જાડો અને ભારે વજનનો એક ગોળાકાર લોખંડનો ટુકડો મહારાજને જડયો. મહારાજે તે ઉપાડીને હવામાં અધ્ધર ફેરવવા માંડયો. ત્યાંથી આવતાં જતાં રાહદારીઓને ન છાજતી ભુંડી ગાળો બે ધડક દેવા માંડી. મહારાજની આવી જોખમ ભરેલી રમતથી ધાસ્તી ખાઈ કોઈએ પણ તેમની સામા થવાની કે આગળ આવવાની હિમ્મત કરી ન હતી.

મહારાજના શરીરની અશક્તિનો વિચાર કરતાં **ચીન્ન** સ્વામીએ હાથ જોડીને મહારાજને અરજ કરી કે; "આવી હાલતમાં મહેરબાની કરી જાતે રાંધવાની તકલીફ આપે લેવી નહિ; તેમ ભિક્ષા પણ માંગવાની કાળજી કરવી

નહિ. આપને ખાવાને માટે હું એક બ્રાહ્મણનો બંદોબસ્ત કરવા ધારું છું. દૈવયોગે **વિનાયકરાવ** નામે ઇશ્વર આસ્થાવાળા એક બ્રાહ્મણ સાથે આ બાબત વાત થતાં તે જાતે મહારાજના દર્શન લેવા આવ્યો, અને નમસ્કાર કરી જણાવ્યું કે, મહારાજ માટે ભોજન મોકલવાની તેની અતિ ઘણી ખુશી છે, માટે જો પોતે સ્વીકારે તો તે પોતાને ખરો ભાગ્યશાળી લેખશે. મહારાજ તેનું દિલ નહિ દુઃખવતાં ભોજન સ્વીકારવા કબુલ થયા. એક અઠવાડિયાં સૂધી ભલા **વિનાયક**રાવે મહારાજ માટે ભોજન મોકલ્યા કીધું. પછી પોતાની પ્રકૃતિ ઠીક થવાથી મહારાજ પોતે તે ભલા ગ્રહસ્થને ત્યાંજ જઈ જમતા થયા. **વિનાયક**રાવને ત્યાં જમવા જવાનો મહારાજે કોઈ ખાસ વખત મુક્રર કર્યો ન હતો. જ્યારે ભૂખ લાગે ત્યારે, અને જ્યારે મનમાં આવે ત્યારે બે ઘડક ત્યાં ચાલ્યા જતા હતા.

**ખડક**પૂરમાં મહારાજને આવી રહ્યાને દોઢ માસ પૂરો થયો હતો, અને હવે નાતાલ (ક્રીસ્ટમસ) ની રજા હોવાથી **ચીન્ના** સ્વામીને **શિરડી** જઈ **સાંઇબાબા**નાં દર્શન કરવાની ઈચ્છા થઇ. મહારાજની પરવાનગી લઇ, પોતે આઠ દિવસમાં પાછા ફરવાનું વચન આપી, **ચીન્ન** સ્વામી ઉપડયા. મહારાજ હવે **વિનાયક**રાવને ત્યાં વધારે આવજાવ કરતા થયા.

રોજના નિયમ મુજબ મહારાજ ઝાડ હેઠળ જ્યારે પડી રહેતા હતા, ત્યારે **પાતરા** બાબુ નામે એક બંગાલી ગ્રહસ્થ પોતાની ઓફીસે જવા માટે તે તરફથી પસાર થતાં રોજ મહારાજને જોતો હતો. **પાતરા** બાબુની ખાત્રી હતી કે, મહારાજ કોઇ સાધારણ પુરૂષ કિંવા દિવાના નહિ, પણ એક મોટા સતપુરૂષ હતા. મહારાજ માટે **પાતરા** બાબુએ **ચીન્ન** સ્વામીને પણ પ્રશ્ન કર્યા હતા, પરન્તુ **ચીન્ના** સ્વામીએ ઉડાવનારા જવાબો આપી પોતાને મળેલા હુકમ મુજબ માત્ર એટલુંજ ટુંકમાં તેને જણાવતા, કે મહારાજ તેના ભાઈના મિત્ર થતા હતા, તેમજ દર્દી અને ચકરમ હતા, જેથી તેના ભાઇએ તેઓને **ખડક**પૂર પોતાને ત્યાં હવા ખાવા મોકલ્યા હતા; કેમકે મહારાજ તેના ભાઇની દેખરેખ અને સારવાર હેઠળ હતા. પણ **પાતરા** બાબુ આ ખુલાસાથી સંતોષ પામ્યો ન હતો. તેને પૂરો વિશ્વાસ હતો કે, મહારાજ કોઇ પૂરા પહોંચેલા મહાત્મા હતા, જેથી તે રોજ ત્યાંથી પસાર થતાં દૂરથીજ નમસ્કાર કર્યા કરતો.

**બાજીરાવ**ની ન્હાની છોકરી **મીરાંબાઇ** હરહમેશ મહારાજ પાસે આવી તેમનાં દર્શન લેતી હતી. કોઇ કોઇવાર **ખાસનીસ**ની બાયડી લક્ષ્મીબાઇ પણ મહારાજના દર્શને આવતી હતી. એક દિવસે લક્ષ્મીબાઇએ મહારાજને પોતાને ત્યાં આવી જમવાનું નોત્રું દીધું, જેથી એકાદ દિવસ જરૂર તેણીને ત્યાં જમવા જવાની મહારાજે કબુલાત આપી; અને આપેલી કબુલાત મુજબ એક દિવસ

તેઓ લક્ષ્મીબાઇને ત્યાં જઇ ઉભા. ઘરમાં બીજી બે ચાર સ્ત્રીઓ દળણું દળતી બેઠી હતી. મહારાજને આવેલા જોઇ તે સઘળીઓ ઉઠી ઉભી થઈ. મહારાજ ત્યાં ઘંટી આગળ જઈ બેઠા, અને પોતે દળણું દળવા બેઠા. કોઇએ મહારાજને રોકવાની હિમ્મત કરી નહિ. થોડીવાર પછી લક્ષ્મીબાઈ બિહતી ધ્રુજતી મહારાજ પાસે આવી તેમના કામમાં મદદ કરવા લાગી. બરાબર આઠમે દિવસે ચીન્ન સ્વામી અને તેનો મિત્ર સીતારામ નાયડુ શિરડીથી પાછા ફર્યા.

મહારાજે હવે ઝાડ હેઠળની પોતાની બેઠક બદલી દક્ષિણ દિશાએ આવેલા તારના એક થાંભલા આગળ .બેઠક રાખી. મહારાજ હાજત વખતે સંડાસમાં જતા અથવા પોતાની ઓરડીમાંજ બેસતા. ઓરડીમાં જમા થતું મેલું તથા જખમમાંથી ઝરતું લોહી અને પરૂ વિગેરે ચીન્ન સ્વામી અને તેની બાયડી સાફ કરતાં હતાં, પણ પાછળથી મહારાજે સંડાસમાં જવું બંધ કરી ઓરડીમાંજ હાજતે બેસવા માંડયું, અને ત્યાંનું મેલું પોતેજ સાફ કરવા લાગ્યા. રાતે દરવાજો બંધ કરી બીજે દિને સહવારે આઠ વાગતે ઉઘાડતા; તે પહેલાં કોઈ ત્યાં દરવાજા આગળ જતું નહિ. કદાચ ભૂલે ચુકે જો કોઈ તેમનો દરવાજો ખખડાવતું અથવા હાંક મારીને મળવાની કોશેશ કરતું તો મહારાજ છેડાઈ પડીને ભુંડી ગાળો દેતા, અથવા બહાર આવી તેને માર મારતા હતા. રાત્રે પોતાની ઓરડીમાંજ હાજતે બેસતા, અને બીજી સહવારે તે જગ્યા સાફ કરી ત્યાંનું મેલું ઉપાડી બહાર લઈ જતા, અને તે પોતાની બેઠકવાળા તારના થાંભલા પાસે વહેતી નીકમાં ફેંકી દેતા હતા.

ન્હાવો ધોવો કહા ભયો ! મનકો મેલ ન જાય;<br>
મીન સદા જલમે રહે, ધોએ કગંધ ન જાય.

શરીરને સુંદર રાખવા થકી ન્હાવા ધોવાથી શું વળવાનું છે ! મન મેલું હોય અને શરીર સાફ રાખવાથી કાંઈ સાર્થક થવાનુંજ નથી. એમ તો માછલી સર્વદા પાણીમાં ને પાણીમાંજ ન્હાયા કરે છે તેથી શું ? તેનો વાસ મારતો દુર્ગંધ કાંઈ જતો રહેતો નથી.

સઘળો વખત તેમનો બડબડાટ ચાલુજ રહેતો. મહારાજની આ રીત-ભાતો જોકે એક ઘેલાં માણસને બરાબર મળતી આવતી હતી, તોપણ જેઓને આવાં આચરણોની ખબર હતી તેઓ સારી રીતે ચેતી ગયા હતા કે, સતપુરૂષોની હાલત આવી ન સમજી શકાય એવીજ હોવાથી, મહારાજ પણ સામટી રીતે લેતાં એક સત પુરૂષજ હોવા જોઇએ. વળી કોઈક પ્રસંગે મહારાજની હુશિયારીની વાતો અને તારીફ લાયક રૂઢીઓ ઉપરથી પણ પરખાઈ જતું કે, તેઓ પરમહંસ દિક્ષા પામેલા અંતર્જ્ઞાની ઈશ્વરી પુરૂષ છે.

મહારાજ હવે લાદ, છાણુ, મેલું વિગેરે જમા કરી લાવી તે પેલા તારના થાંભલા આગળ એકઠું કરતા, અને રોજ તે માંહેથી થોડું થોડું સળગાવી તેનો સેક કરતા બેસતા. ટાપણું કરવા બેસવાનું કાંઈ પ્રમાણુજ ન હતું. પોતાના પતિઓ ઓફીસે સિધાર્યા પછી પેલી સ્ત્રીઓ મહારાજના દર્શને આવી તેમની પાસે બેસતી. આ બાઇઓને મહારાજના દર્શને આવતાં જોઇ બીજી સ્ત્રીઓએ પણ તેઓની નકલ કરવા માંડી; તેથી દિન પર દિન વધુ અને વધુ સ્ત્રીઓ મહારાજના દર્શને આવતી થઇ. રફતે રફતે મહારાજ એક પુજ્ય મહાત્મા તરીકે લોકોમાં જાહેર થતા ગયા. શહેરમાં જગે જગ મહારાજની વાતો ફેલાતી ગઈ, અને તેમના સતની વાતો ચોમેર પ્રસરી રહી. પુરૂષો પણ સાંજના ઓફીસેથી પાછા ફરતાં મહારાજના દર્શને આવતા થયા. મહારાજને માટે આ એક આફત સમાન હતું. સઘળાં મુલાકાત લેનારાં સ્ત્રી પુરૂષોને હવે રોજ રોજ એક ને એક મહારાજે સમજાવવા માંડયું કે:—

"તમો ધારો છો તેવો હું કોઇ સંત નથી. સતપુરૂષ નથી. મહાત્મા નથી. અને કોઇપણ ભકિતને જરાએ લાયકનો નથી. તમો નકામા ભડકી ગયાં છો, માટે મહેરબાની કરીને મ્હારા નાદે નહીં લાગો. હું એક કમનસીબ કમબખ્ત સાધારણ પુરૂષ છું. વળી અર્ધ બિમારીમાં અને અર્ધ ઘેલાપણામાં હું પૂરો મરી રહેલો છું; તો દેવ દયાને ખાતર મ્હને હ્યાં શાંતિમાં મરી રહેવા દો!"

માન નહિ અપમાન નહિ, એસે શિતલ સત;
ભવસાગર ઉતર પડે, તોરે જમ કે દંત.

માન કે અપમાન કાંઇ સમજતાજ નથી. તે સાધુસંતો પોતાની ઇશ્વરી શાંતિમાં એટલા તો ચકચૂર હોય છે કે, સંસારી માણસોની પેઠે તેઓને માનની મોટાઈ જેવું, કે અપમાનના દુઃખ જેવું કશુંએ હોતુંજ નથી. તેઓ તો આ સંસારને બીજેજ નાકે પેલે પાર ગયેલા હોય છે, અને યમરાજાના પણ દાંતો તોડીને નિરાંતે બેઠેલા હોય છે. તેઓને જન્મ મરણની ફેરા આંટિની પણ દરકાર હોતી નથી.

મહારાજનું આ ભાષણ સઘળાં ચૂપ બેસીને સાંભળતાં હતાં, અને દરરોજ તે સાંભળવા પાછાં ને પાછાં આવતાં હતાં. દહાડે દહાડે સ્રી પુરૂષોમાં ઘટાડો થવાને બદલે સામો વધારો થતો જોઇ મહારાજે મીરાંબાઇની મદદ લીધી, અને તેણીની મારફતે સઘળાંઓને ઘરે પેગામ મોકલી તેઓને ત્યાં નહિ આવવા માટે સમજાવવા પ્રયત્ન કીધો; પણ દિવસે સ્રીઓ અને સાંજે પુરૂષો એટલી મોટી સંખ્યામાં દર્શને આવતાં થયાં, કે આ બન્ને વર્ગ સાથે વાતચિત કરવાનું પણ પુરૂં ઠેકાણું કે ભાન રહેતું ન હતું. ત્યાં હાજર થતાં સ્ત્રી પુરૂષોને મહારાજ કોઇવાર ન છાજતી ગાળો આપતા, તો કોઈવાર સારા સારા ઉપદેશો

આપતા. કદી તો માર મારી તેમને રડાવતા, અને કદિ તો રમુજી વાતો કરી હસાવતા. આટલું કર્યા છતાં પણ તેમના બોલવાનો છેવટનો સાર એટલોજ હતો કે, તેઓ સત્પુરૂષ નહિ પણ અર્ધ બિમાર અને અર્ધ પાગલ પુરૂષ હતા; લોકો નકામા ભુલથાપ ખાતા હતા! બીજાઓ તેમની સમક્ષ નમન કરે એવી તેમનામાં લેશ માત્ર પણ લાયકાત નથી. મહારાજનો આ સારાંશ સાંભળવા માટેજ જાણે લોકો આવતાં હોય તેમ, ઓછાં થવાને બદલે વધતાંજ ગયાં; તે એટલા સુધી કે મહારાજ જો કદિ પોતાની ઓરડીમાં ભરાતા તો ત્યાં પણ લોકો જતાં, અને ચીન્ન સ્વામીનું ઘર સ્ત્રી પુરૂષોથી ભરાઈ જવાથી ઠેઠ ફણસના ઝાડ સુધી બેસતાં હતાં, અને મહારાજ જે સઘળું કહેતા તે સાંભળતાં હતાં. સાધુઓ પાસે કાંઈક એવી કરામત હોય છે, કે જેથી તેઓ ધારે તેમ કરી શકે, એવા વહેમી વિચારોને લીધે લલચાઈને ભગવાં કપડાં દીઠાં, કે વ્હેમીઓ તેમની પાછળ ફરે છે, ને કહે છે કે, "મહારાજ મ્હને કાંઈક એવું બતાવો કે ફલાણો શેઠ મ્હને વશ થઈ જાય ને મ્હનેજ દેખે એવું કરી આપો! બીજો વહેમી કહે; "એવો દોરો કરી આપો, કે કોઈ વાતની કમીજ રહે નહીં, બધું એની મેળેજ જયાંથી ત્યાંથી ચાલ્યું આવે!" ત્રીજો કહે; "હું મ્હારો કેસ જીતું એવું કંઈક કરી આપો, જડજની બુદ્ધિ ફરી જાય ને મ્હારા લાભમાં હુકમનામુ કરી આપે એવું કરો!" વળી વ્હેમી સ્ત્રી કહે; "મ્હને છોકરા થાય એવું કંઈ કરો!" કોઈ કહે મ્હને દલ્લો આપો, હું ત્રીજો ભાગ તમને આલીશ!" હે ગાંડાઓ! જો તેનાથી દલ્લો અપાતો હોય તો વળી ત્રીજોજ ભાગ તમે આપો ને તે લે એવું કહેવું હસવા સરખું નથી? ભગવાં કપડાં પહેરેલા સાધુ, કે નાગા બાવા ઓથી ધર્મ-ભોળાં લોકો ઠગાતાંજ રહે છે, પણ મહારાજની વાત તો ન્યારી હતી.

મહારાજ જે કાંઇ કહેતા તે ઓરડીમાં ગાદી પર બેઠાં બેઠાંજ કહેતાં. મહારાજના બોલવામાં સઘળું જો કે ઘેલું ગાંડુંજ હતું, છતાં પિછાનનારાઓ સમજી ગયા હતા કે, આવી ચકરમ બોલીમાંજ સઘળું તત્વ સમાયલું છે. મહારાજ સઘળાંઓને વારંવાર સૂચવતા રહ્યા હતા કે, "તમો ઘેલાં બની મ્હને સતપુરૂષ શા માટે માની બેઠાં છો? મ્હારો પીછો પકડી તમો પોતે હેરાન થઈ મ્હને પણ શા સારૂ હેરાન કરો છો? ખુદાને ખાતર ચાલ્યાં જાવ, અને તમાસી ભ્રમણા છોડી દો!"

આશા તો એક રામકી, દૂજી આશ નિરાસ;
નાદ કીનારે ઘર કરે, કબુ ન મારે પ્યાસ.

આશા કરો તો તમે મ્હારી કે કોઈ બીજી વસ્તુની નજ કરશો, માત્ર પરમેશ્વરથીજ તમારી ઉમેદ રાખશો તો બસ છે. મિઠાં જળની નદીને કિનારે વસનારાંઓ કદિ પણ તરસે મરી જતાં નથી, તેમજ જો તમો લોકો એકલા એક પરમાત્મા ઉપર વિશ્વાસ રાખશો તો તમને નિરાશ થવું નજ પડશે.

હવે ચીન્ના સ્વામીએ સ્ત્રીઓ તથા પુરૂષોની વધતી જતી સંખ્યાને અટકાવી તેઓને આવવાની ના પાડી. મહારાજને થતો ત્રાસ ઓછો કરવા ચીન્ના સ્વામી પોતાની બનતી કોશેશ કર્યો જતો હતો; પણ લોકો તે બિચા-રાનું કે મહારાજનું લગારે નહિ માનતાં વધુ અને વધુ આવતાંજ રહ્યાં. મહારાજે તેઓને મનાવ્યાં, પટાવ્યાં, સમજાવ્યાં, આજીજી કરી, કાલાવાલા કીધા, અને છેવટે તરેહવાર ધમકીઓ પણ આપી રિસે ભરાયા, ગાળો ભાંડી અને પોતે દિવાના હોઇ કોઈવાર મગજ જશે તો કોઈને મારી નાખવાની પણ ખુલ્લી ધમકી આપી, છતાં લોકો મહારાજ પ્રત્યેના પ્રેમમાં એટલાં તો લીન થયાં હતાં કે, તેમની આવી ધમકીઓ અને મારફાડની જરાપણ કનવાર ન કરતાં હિમ્મતથી આવતાં રહી પોતાનો પ્રેમ અને ભકિતભાવ ખુલ્લાં પ્રદર્શિત કરતાં રહ્યાં.

દર ગુરૂવારે મહારાજને અંગોળ કરાવવાનો લોકોએ ઠરાવ કર્યો. લક્ષ્મી-બાઇ અને ખાસનીશ, જેઓનો સઘળો જીવ પ્રાણ મહારાજમાંજ ભરાયો હતો, અને મહારાજને શ્રી દત્તાત્રય ગુરૂનોજ અવતાર માનતાં હતાં, તેમણે એક ગુરૂવારની સહવારે મહારાજને પોતાને ઘરે લઈ જઈ પાટ પર બેસાડી આખા શરીરે તેલ ચોપડી અંગોળાવ્યા. પછી ભારે આનંદ અને મગરૂરીથી તેમની પુજા કીધા બાદ મહારાજ ચીન્ન સ્વામીને ત્યાં પાછા ફર્યા. બીજા બ્રાહ્મણોએ પણ ખાસનીશની નકલ કરતાં મહારાજને પોતાને ત્યાં લઇ જઇ અંગોળાવી ફરાળ ખવાડી પુજા કરવાને માટે અરજ કીધી; પણ મહારાજે ના પાડી જણા-વ્યું કે, હું સઘળાંઓને ત્યાં અંગોળ ને ફરાળ કરવા અને મ્હારી પુજા કરાવવા અર્થે અહિં આવ્યો નથી. ખાસનીશ સાથના મ્હારા પૂર્વ જન્મોના સંબંધને લીધેજ તેને ત્યાં મ્હારૂં આવવું થયું છે; જેથી એનો અર્થ એમ નથી થતો કે, મ્હારે સઘળાંજ ઘરોમાં રવડતા ફરવું !"

> જૈસી ઉનકી નોકરી, તૈસો ઉનસેં હેત;
> ધતનો દૂધ ન બુજિયે, જીતનો હોવે સ્વેત.
> એક નેન અમૃત ઝરે, એક નેનમેં બીજ;
> એક નેંનમેં બિખ બસે, એક નેંનમે રીઝ.

લોકોની આવજાવની ગડબડમાં અને તેઓ સાથની વાતચિતની લહેરમાં મહારાજને વિનાયકરાવને ત્યાં ખાવા જવાની પણ પુરસદ રહી નહી, તેથી તે ગ્રહસ્થે ખાસ બંદોબસ્ત રાખી રોજ બપોરે બાર વાગતે મહારાજ સારૂ ભોજન મોકલવા માંડયું. મહારાજે ભોજન નહી મોકલવા વિનાયકરાવને સમજાવ્યા, પણ તેમણે જણાવ્યું કે; "મહારાજ ! આપ ખાવ કે ન ખાવ, જેવી આપની ઇચ્છા, પણ હું તો રોજ નૈવેદ તરીકે ભોજન મોકલતોજ રહીશ !" દિવસે મહારાજ

કશું ખાતા ન હોવાથી તથા કોફી પણ પીવાનું બંધ કીધાથી વિનાયકરાવને ત્યાંનું નૈવેદ મીરાંબાઇને ખવાડતા, અને પોતે, લક્ષ્મીબાઈ અથવા બીજી કોઇ ભકત સેવકી રાત્રિના ભોજન સારૂ રાંધી લાવતી, તેમાંથી થોડુંક ખાતા. મહારાજ સઘળું ખાઈ જતા ન હોવાથી બાકી વધેલું પાછું લઇ જવા કહેતા, પણ તેઓ જ્યારે તેમ નહિજ કરતાં ત્યારે મીરાંબાઇને અથવા બીજાં કોઇ બાજુએ બેઠેલાંઓને વહેંચી આપતા હતા.

દર ગુરૂવારે મહારાજને અંગોળાવવાની રૂઢી જ્યારે સ્ત્રીઓએ ચાલુ કીધી ત્યારે તેઓ નગ્ન હાલતમાં બેસતા. દરેક સેવકી પોતાના ઘરથી ગરમ પાણીનું વાસણ તથા શરીરે ચોળવાનું તેલ લઇ આવતી, અને મહારાજને બહાર ઉભા રાખી સઘળીઓ સામટી અથવા એક પછી એક તેમના શરીરે તેલ ચોપડી પછી ગરમ પાણીએ અંગોળાવતી. એક ગુરૂવારે તે સ્ત્રીઓ મહારાજના શરીરને અડધું તેલ ચોપડી રહી એટલામાં, કદાચ તે સ્ત્રીઓ પૈકી એકાદના મનમાં કાંઈપણ દુષ્ટ ભાવના થવાથી કે કેમ, મહારાજ એકાએક રિસે ભરાઇ ઉઠી ઉભા થઈ તે સ્ત્રીઓને ગાળો ભાંડવા માંડી; અને ઉકળેલાં પાણીનાં સઘળાં વાસણો ઉંચકી અફાળવા લાગ્યા. સઘળો સામાન અહિં તહિં ઉડાડી દઈ, બાજુમાં આવેલી ગટરમાં બેસી જઇ ત્યાંનાં ગંદીલાં પાણીથી પોતાના શરીરને ધોવા માંડયું. ગટરના પાણીથી ન્હાતી વખતે મહારાજ બડબડતા હતા કે; "અશુધ્ધ અને અપવિત્ર વિચારોવાળી સ્ત્રીઓએ લાવેલાં સ્વચ્છ દેખાતાં પાણી સાથે સરખાવતાં, ગટરમાંનું આ નરકનું પાણી ગંગા જળ જેવું પવિત્ર છે!" પછી શાંત પડયા ત્યારે પોતાની ઓરડીમાં જઈ બેઠા. પુરૂષ મંડળી આ વાત જાણીને ઓચંબામાં પડી અને વધુ વિશ્વાસથી હવે મોટી સંખ્યામાં મહારાજની મુલાકાતે આવતી થઈ.

જબ લગ ભક્તા સ કામતા, તબ લગ નિષ્ફલ સેવ;<br>
કહે કબીર વો કયું મીલે ? નિષ્કામી નિસ દેવ.

સદ્‌ગુરૂ ઉપર એક સ્ત્રી ફીદા થઈને મ્હોટી ભકતાણી પણ કાં નહીં થઇ હશે, પણ જો તેણીનો કામાતુર સ્વભાવ મિટયો ન હશે તો તેણીની સેવા સાવ વ્યર્થજ છે. જે નિષ્કામ વૃત્તિનો સાધુ પુરૂષ છે તેનો સમાગમ કામાતુર સ્ત્રી સાથે શી રીતે બંધ બેસતો થઇ પડશે ?

એક દિવસ મહારાજ પોતાની બેઠકવાળા તારના થાંભલાની સીધી દિશાએ જતા હતા, તેટલામાં માર્ગમાં તેમણે એક સ્ત્રીને મેલાં કપડાં ધોતાં જોઇ તેણીની પાસે જઇ ઉભા. તે કપડાં મેલાં, તેલથી ભરેલાં, જુના તથા મુશકેલીથી ધોઈને સાફ થાય તેવાં હતાં. તે બાઈ અતિશય શ્રમ લઇને લુગડાં ઉપરનો મેલ કાઢવા પ્રયાસ કરી રહી હતી. મહારાજને આ જોઇ તેણીની દયા આવી

જેથી તે કપડાં પોતે ધોવા બેઠા, અને થોડા વખતમાં તે સઘળાં સ્વચ્છ ધોઈ કાઢયાં. આ બાઈનું નામ ભાગુ હતું, જે જાતની "મહાર" હતી.

એક દિવસ સ્ત્રી મંડળને મહારાજ ઉપદેશ આપી રહ્યા હતા, અને કેટલીક સ્ત્રીઓ મહારાજની સેવા બજાવતી હતી. આ વેળાએ શ્રી રામપંથની બાયડી જાનકીબાઇ ત્યાં આવી લાગી. આ બાઇ બહુજ ધર્મિ, શ્રધ્ધાળુ, અને સાચી ભકતાણી હતી. તેણી હરહમેશ મહારાજના દર્શને આવતી, અને કોઇ સાથે કાંઈએ બોલ્યા ચાલ્યા વગર ચુપચાપ આવીને ચાલી જતી હતી. પણ આજ દિને જાનકીબાઈએ આવી વરંડા ઉપરજ પોતાનાં સઘળાં વસ્ત્ર ઉતારી નાંખી કેવળ નગ્નાવસ્થામાં અંદર જઈને મહારાજના માથા પર પુલો મેલી તેમના પગ ધોઈ પાણી પીધું, અને પછી પુજાની સઘળી ક્રિયાઓ કરી ચુપચાપ પાછી બહાર નિકળી સઘળાં વસ્ત્ર પાછાં પહેરી ત્યાંથી ચાલતી થઈ ! ધારવા મુજબ આ બાઈએ એકાદ ધાર્મિક પુસ્તકમાં કદાચ વાચ્યું હશે કે, નગ્ન હાલતમાં સદ્‌ગુરૂની પુજા કરવાથી કાંઈક આત્મિક વૃધ્ધિની પ્રાપ્તિ થાય છે, જેથી તેણીએ આવું પગલું ભરવાની હિમ્મત કરી હોય ! ત્યાં હાજર રહેલી બીજી સ્ત્રીઓ દેખતાં જાનકીબાઈએ આવું આચરણ કરવાથી તે બાયડીઓને અજાયબી લાગવાથી આ વિષે મહારાજનો વિચાર જાણવા તે સઘળી સ્ત્રીઓએ તેમના તરફ ઉત્સાહથી જોયું, એટલે મહારાજે ટીકા કીધી કે, જાનકીબાઇએ આ રીતે કરવું ન હતું. કદાચ જો કોઈ શાસ્ત્રમાં પણ આ રીતે લખાયું હોય કે આમ કરવાથી મુકિત મળે છે, તો પણ દુન્યાદારીનો વિવેક જાળવી આ હદે જવા માટે તેણીએ પુખ્ત વિચાર કરવો જોઇતો હતો. એ રીતે જાનકીબાઇની નિન્દા થવા લાગી.

શાયદ પસ કારે ખીશતન બેનીશસ્તન;
લીકન ન તવાં જુબાંને મર્દુંમ બસ્તન.

એક માણુસ પોતાનાં કામથી પાછું હઠીને બેસવા ચાહે તો હઠી જઇને કર પડે, પરંતુ માનવીઓની જીભલડી તો ભુંડું બોલવાથી બંધ પડી શકેજ નહીં.

મહારાજ હવે સ્ત્રીના સ્વામીના ઘરથી થોડેક દૂર આવેલા, રેલ્વે બાજુના બંગી લત્તાઓમાં કોઇ કોઈવાર ભટકવા લાગ્યા. તેમની સાથે ઘણું કરીને મીરાંબાઈ રહેતી, અને જ્યાં જતા ત્યાં તે છોડી પણ જતી.

# પ્રકરણ ૫ મું.

## ગીતાજીનું અધ્યયન કરવા માંગતા ખળ પુરૂષનો સંવાદ.

उपदेशोहि मूर्खाणां, प्रकोपाय न शांतये ।
पयः पानां भुजगानां, केवलं विष वर्द्धनं ॥

મૂર્ખા ખળ પુરૂષને ઉપદેશ કરવાથી તે ઉલટો બળી બળીને અધીરો પડે છે, પણ શાંતિ પામતો નથી. જેમ સાપને દૂધ પાવાથી પરિણામ તો એજ આવે છે કે, તે દૂધ પણ ઉલટું ઝેરી થઈ જાય છે.

**મહારાજને ખરા ભકિતભાવથી જેઓ માનતાં, તેમના આગળ મહારાજ હર હમેશ "ગીતા"ના શ્લોક કહી સંભળાવતા, તથા તેનો ઉંડો ગુહ્યાર્થ ખુલ્લી રીતે સમજાવતા હતા. એક રવિવારે બપોરે શુમારે ચાર કલાકે હાજર રહેલી મંડળી સાથે તેઓ વાતે વળગેલા હતા, તેટલામાં હામોહરપંથ નામે એક શખ્સ ત્યાં આવી તેમને નમસ્કાર કરતો ઉભો! તેણે પોતાની સાથે આણેલી ભગવતગીતા મહારાજ આગળ ધરી તેમાંનો સારાંશ પોતાને સમજાવવા અરજ કરી! બહારથી તે જુદોજ માણસ માલુમ પડતો અને માંહેથી તેનાં ફેલ પ્રાક્રમ જુદાંજ હોવાથી મહારાજે પામી જઈ તેને બનાવી કાઢવાના ઈરાદાથી તેઓશ્રીએ પૂછયું:—**

"શું ગીતા કોઈ સ્ત્રીનું નામ છે? અથવા કોઈ પુસ્તકનું નામ છે?" પોતાને મ્હેણું મારવામાં આવેલું તે અહેખો શખ્સ સમજી ગયો.

નૂરે ગેતી ફરૂઝે ચશમ એ હૂર;
ઝેસ્ત બાશદ બ ચશમે મુશકે કૂર.

પૃથિવને પ્રકાશિત કરનારા સૂર્યના ઝરાનો પ્રકાશ ચામ ચિમોડી જેવાં હિસાંધળાં જનાવરની આંખમાં તો ભુંડોજ દેખાય છે. પછી તે નિંદક બોલ્યો.

"મહારાજ! આપ તો સદ્દગુરૂ છો, અને સર્વ બ્રહ્માંડનું અખંડ જ્ઞાન ધરાવો છો, તો આવા સવાલોથી શું આપ મ્હારી મશ્કેરી કરતા નથી?" વઢવિવાદમાં ન ઉતરતાં મહારાજે તેને પ્રશ્ન કર્યો કે; "ગીતા કોણે ઉત્પન્ન કરી, અને તે કોને હવાલે કરવામાં આવી એ શું તમો જાણો છો?" પેલો કહે: "શ્રી કૃષ્ણ ભગવાને અર્જુનને તે સોંપી હતી."

મહારાજ કહે:—

"ત્યારે ગીતાનો સમજાવનાર પણ શ્રી કૃષ્ણ જેવો હોવો જોઈએ, તથા તેનો સાંભળનાર પણ અર્જુન જેવો હોવો જોઈએ. હું કાંઇ શ્રીકૃષ્ણની યોગ્યતા, લાયકાત, અનુભવ કે જ્ઞાન ધરાવતો નથી; ત્યારે કઈ રીતે હું તમને ગીતા સમજાવી શકું ભલા?"

જ્ઞાન ઘટે કોઇ મૂઢકી સંગત, ધ્યાન ઘટે બિન ધીરજ લાએ,
પ્રીત ઘટે કોઈ મુંગે કે આગે, ભાવ ઘટે નિતહી નિત જાએ;
શોચ ઘટે કોઈ સાંધુકી સંગત, રોગ ઘટે કુછ ઓસડ ખાએ,
કવિ ગંગ કહે સુન શાહ અકબ્બર, દારિદ્ર ઘટે હરિગુન ગાએ.

તે શખ્સ ગંભીરાઇથી બોલ્યોઃ—

"મહારાજ! હું વિશ્વાસપૂર્વક માનું છું તથા જાણું છું કે, આપ પોતેજ શ્રી કૃષ્ણ છો!"

વાત હવે વધુ રસ પર ચઢી. ત્યાં હાજર રહેલી મંડળી આ વાદવિવાદ બહુ ધ્યાનથી અને ઉમંગથી સાંભળતી હતી. મહારાજે હવે તેને ઉત્તર આપ્યો કે;

"હું કોણ છું તે તો શ્રી કૃષ્ણ એકલોજ જાણે; છતાં આ તકરારને ખાતર કબુલ પણ કરીએ, કે હું શ્રી કૃષ્ણ છું, તો ગીતા સાંભળવા અને સમજવાને અર્જુન કયાં છે? શું તમો અર્જુનની યોગ્યતા, લાયકાત અને દરજ્જો ધરાવવાનો દાવો કરી શકો છો?" દામોદર કહેઃ "બીલકુલ નહિ." ત્યારે મહારાજ કહેઃ—

"જો તમો અર્જુન હોઇ શકતા નથી તો પછી મ્હારૂં શ્રી કૃષ્ણપણું શા ખપનું? ત્યારે તો આ બાબતનો ત્યાંજ છેડો આવ્યો!"

તે સખ્સ હવે વધારે વાદવિવાદમાં ઉતરતાં બોલ્યોઃ—

"જો આપ કહો છો તેમ શ્રી કૃષ્ણ આપ પોતે ન હો અને હું પણ આપ જાણો છો તેમ અર્જુન નથીજ, ત્યારે ગીતા તો વગર સમજાવે અને વગર સમજવેજ રહી જશે!"

"આમ માની લેવામાં તમારી મોટી ભૂલ થાય છે;" મહારાજે કહ્યું; કેમકે તમો જો અર્જુનની લાયકાત ધરાવતા થાવ તો શ્રી કૃષ્ણ કોઇ પણ આકાર કે રૂપમાં તમારી પાસે હાજર થવોજ જોઇએ. માટે તમે અર્જુનની લાયકાત ધરાવવાની કોશેશ કરો અને પછી તમને ગીતાનો પૂરો અર્થ સમજાશે!

સુખુન્રા સર અસ્ત અએ ખેરદમંદો બુન;
મએ આવર સુખન દર મીઆંને સુખન.
ખુદાવંદે ફરહંગો તદબીરો હુશ;
ન ગુઇઅદ સુખન તા ન બીનદ ખમુશ.

હે અક્કલમંદ! દરેક વાતની શરૂઆત ને અંત હોય છે, માટે જયાં સૂધી કોઈની વાત પહેલેથી છેલ્લે સુધી પૂરી થાય નહીં ત્યાં સુધી તું વચમાં વચમાં ટાપસી પૂરી બીજી વાત નહીં કર. ડહાપણ, યુકિત અને અકકલનો સાહેબ જયાં સૂધી વાતના કરનારાને ચુપ રહેલો જુએ નહીં ત્યાં સુધી કદિ પણ વચમાં ટાપસી પૂરે નહીં! પાછો તે શખ્સ કહેવા લાગ્યો;

"આપ શ્રી કહો છો તે સઘળું ખરૂં, પણ જેમ અર્જુન શ્રી કૃષ્ણનો સાચો અને પરમ ભક્ત હતો, તથા તેની પુજ્ય ભાકત ઉપર નજર કરીને શ્રી કૃષ્ણે તેને ગીતા આપી હતી, તેમ મ્હારામાં પણ થોડીક ભકિત હોવી જોઈએ, જેના પ્રમાણમાં મ્હને ગીતાની સમજ 'મળવી જોઈએ, અને તેવી સમજ પછી આપો આપ અર્જુનપણું મ્હારામાં ઉત્પન્ન થવું જોઈએ." મહારાજે જવાબમાં જણાવ્યું કે:—

"માત્ર ભકિતના યોગથીજ અર્જુનને ગીતા કહી સંભળાવવાની શ્રી કૃષ્ણને ફરજ પડી ન હતી! ખરૂં જોતાં તો અર્જુનના બીજા ચાર ભાઈએ શ્રી કૃષ્ણના એક સરખા પરમ ભકતો હતા, તો કાં નહિ શ્રી કૃષ્ણે તેમને પણ ગીતાજીની ઉમદા ભેટ આપી, અને શા માટે માત્ર અર્જુનનેજ તે ભેટની કુંચી આપવામાં આવી, એ તમારે જાણવું જોઈએ! જો કે તે વેળાએ પાંચે પાંડવો ત્યાં હાજર હતા, તથા પાંચે ભાઈએની શ્રી કૃષ્ણ પ્રત્યેની ભકિત એક સરખી હતી, તથાપિ ગીતાજીનો ભેદ સાંભળી તથા તેને ઓળખી અનુભવ મેળવવાની શકિત માત્ર અર્જુનમાંજ કયાંથી આવી? શ્રી કૃષ્ણની પસંદગી અર્જુન ઉપરજ કાં ઉતરી હતી? વળી પાંચે પાંડવના કામ, ઓદ્ધા અને હાલત તેઓના નામની સરખામણીમાંજ હોવાથી, અર્જુનના નામની સરખામણી સાથે ગીતા જાણવાને માટે ભકિતનો કિયો ખાસ પ્રકાર જરૂરનો છે, તે હું થોડાંમાં સમજાવીશ. સંસ્કૃત ભાષામાં "અર્જુન" શબ્દનો અર્થ "નિરૂપયોગી સુકું ઘાસ" એવો થાય છે. અર્જુનનો સ્વભાવ, વર્તણુક અને ચાલચલણ પણ તેના નામ મુજબ "નિરૂપયોગી સુકાં ઘાસ" ને મળતી હતી. અહંકાર અને હુંપણું (ગર્વ) મટાવનાર હૃદયમાંજ સર્વદા ઈશ્વરનો વાસો હોય છે, અને જયાં ઈશ્વર પ્રગટયો હોય ત્યાં ભાગવતનો ભેદ સચવાય છે. અર્જુન પોતાને નિરૂપયોગી સુકાં ઘાસ પેઠેજ સમજતો હતો. વળી તે અતિશય બળવાન અને શૂરો હુશિયાર લડવૈયો હોવા છતાં તે માટેનો જરાએ ગર્વ તેનામાં હતોજ નહિ. રણ સંગ્રામમાં પોતાની વિરૂધ્ધ લડતા શત્રુ લડવૈયાઓ ઉપર પણ તે દયા કરતો હતો. યુધ્ધના સમયે તો બહાદુરી અને મરદાનગી સિવાય દયા હોતીજ નથી. આ કારણે અર્જુન બળવાન અને બહાદુર હોવા છતાં તેનામાં નિર્દયતા હતીજ નહીં; તે દયાળુ દિલનો શેરમર્દ હતો. વળી પોતે પુરૂષજાતિ હોવા છતાં તેણે સ્રીપણું અખત્યાર કર્યું હતું. આ મુજબ સ્રી પ્રમાણે વર્તવાનો પ્રસંગ બીજા પાંડવોને મળ્યો ન હતો. (વીરાટ નગરમાં સ્રી વેશ ધારણ કરી અર્જુન એક વર્ષ પર્યંત રહ્યા હતા) હું શ્રી કૃષ્ણ ન હોઉં તો પણ આવી રીતનું અર્જુનપણું તમારામાં આવેથી શ્રી કૃષ્ણને મ્હારામાં પ્રગટ કરવાને શકિતવાન થશો અને મ્હારી મારફતે તમે ભાગવત અધ્યયન પણ કરી શકશો."

ગાફલ મૂઢ ગમાર, અચેતન ચેતરે; સમજી સંત સુજાન, શિખામણ દેત રે;
વિષયા માંહિ બે હાલ, લગા દિન રૈન રે; શિર વેરી જમરા ન સૂઝે નેન રે.

આ સઘળું સાંભળ્યા છતાં તે પુરૂષે પોતાની હઠ છોડી નહિ. તે વધુ હઠીલો થયો, અને જેવી રીતે બીજા પ્રોફેસરો, પંડિતો કે જ્ઞાનીઓ સમજાવે છે તે રીતે ભાગવત સમજાવવાને મહારાજને દુરાગ્રહથી કહ્યું. મહારાજે જણાવ્યું કે, તે રીત મુજબ તેઓને સમજાવતાં આવડતું નથી. ત્યારે તે બોલ્યો;

"આપ સત્પુરૂષ હોવાથી ચાહે તે રીતે સમજાવી શકશો!" મહારાજ કહે:—"તમો ધારો છો તેટલો હું જો જ્ઞાની હોઉં, તો જેણે મ્હને તે જ્ઞાન આપ્યું છે તેની પાસેથી તમો પણ શીખો!" મહારાજે હવે ભંગીઓની ચાલમાંના એક ભંગીના ઘર તરફ પોતાની આંગળીથી ઇશારત કરી તેને કહ્યું; "જૂઓ પેલું ઘર! ત્યાં રહેતી ભંગિયેણે મ્હને પૂરૂં જ્ઞાન શીખવ્યું છે. તમો પણ તેણીની પાસે જાઓ, અને જ્ઞાન મેળવો!" પેલો શખ્સ બોલી ઉઠયો:— "તેણીએ આપને શીખાડયું છે તો ભલે! હવે તે જ્ઞાન મ્હને આપજ આપો!" મહારાજ કહે;

"ખરૂં કહું તો મ્હારી આંખે બરાબર દેખાતું નથી, માટે આ પાસેની ગટરનાં પાણીમાં તમારી ગીતાને ભિંજવી લાવો તો હું તે વાંચીને તમને શિખાડું!" કહ્યું છે કે;

મદેહ મર્દે બી અરજરા સાઝે જંગ;
કે ચુન બાઝ જૂઇ ન આયદ બ ચંગ.

નાલાયક મર્દને લડાઇનાં હથિયાર આપતો ના, કારણ કે જયારે તે તું પાછાં લેવા માંગશે ત્યારે તે ત્હારા હાથમાં આવશેજ નહીં.

મહારાજના આ છેલ્લા શબ્દોથી જાણે તેનાં કોઈ છુપાં કરતુકનો તેને તેવોજ છુપો જવાબ મળ્યો હોય નહીં શું, તેમ તે શખ્સ ચોંકયો, અને હવે તેને ભાન આવ્યું, આંખના એકજ પલકારામાં તે જમીન પર લાંબો છટ થઈ પડયો, અને મહારાજના પગ પર માથું મૂકી સાષ્ટાંગ નમસ્કાર કીધા! પછી તે ઉઠયો, અને પોતાની ગીતા બગલમાં મારી ત્યાંથી ચુપચાપ રવાના થયો. તેના ચાલી જવા બાદ મહારાજ પોતાની મંડળી તરફ ફરીને બોલ્યા:—

માત્ર પોથી પુરાણ વાંચી પંડિતાઈ દાખવનારા પંડિતોનો જગતમાં કાંઇ ટોટો નથી, પરન્તુ પાકું જ્ઞાન અનુભવ સિદ્ધ મેળવનારા તો કરોડોમાં એકાદજ હોય છે. વળી તેવો પૂર્ણ અનુભવ સંપાદન કરનારને શાસ્ત્રિય જ્ઞાનની પણ કશી જરૂર રહેતી નથી. જાવ, હિતની ભાવનાનેજ પોષતાં રહો. એજ સર્વત્ર વ્યાપી રહેલા સર્વોત્તમ હિતનો આપણને અનુભવ કરાવનાર છે.

પાંચેં કે શહરમેં, વેસ્વા કિયા દુકાન;
તેલ ગમાયા ગાંડકા, કછુ ન પાગી માન.
કછુ ન પામી માન, રૈન સારી ભર રોઇ,
ઈસ ગાંદૃ કે શહેર, ઇજ્જત અબ્રુ સબ ખોઇ;
કહે દીન દરવેશ, ભાવ કયા ભારૂઓકા?
નહિ જાન્યા નાયકા, શહેર હે પાંચોંકા.

એક હકીમને લગતી કથા મ્હને હમણા યાદ આવી છે તે સાંભળો.

## પ્રકરણ ૬ ઠું.

### ક્રમે ક્રમે કર્મકાંડ, ક્ષણે ક્ષણે આત્મજ્ઞાન, કણે કણે વૈદ્યજ્ઞાન. એકદમ હકીમજી થનારનું દ્રષ્ટાંત.

गुणाभावे फल न्यूनं भवन्त्यफलमेव च ।
अनाग्मे तु न फल न गुणो द्रश्यते क्वचित् ॥

જે ગુણ પ્રાપ્ત કીધા હોય તેમાં પ્રત્યક્ષ કર્મનો અભાવ રહી જાય તો કીધેલા ઉદ્યોગનું સંપૂર્ણ ફળ મળતુજ નથી. અર્થાત, એક વેળા કર્મ નિષ્ફળ જાય છે, પરંતુ પરોક્ષ કર્મ શરૂ ન કીધાથી ફળ અથવા ઉદ્યોગ વિગેરેમાં કાંઇજ ગુણ કે સાર્થક દીઠામાં આવતું નથી.

કોઈ એક ગામમાં "હકીમજી"ના નામે જાણીતો થએલો એક પૂરો ઉસ્તાદ વૈદ રહેતો હતો, જે વૈદકીય વિદ્યામાં એટલો તો કુશળ હતો, કે બીજો કોઇ પણ વૈદ તેની બરાબરી કરી શકતો ન હતો. તેની તારીફનાં બાંકાં ગામેગામ પુકાતાં હતાં. વૈદકીય શાસ્ત્રનું જ્ઞાન પણ તેણે સંપૂર્ણ પણે સંપાદન કર્યું હતું, જેથી જોઇતું પરિણામ નિપજાવવા માટે તે સઘળા ઉપચારો કરવામાં પ્રવીણ હતો. હજારો રોગીઓ તેના ઈલાજથી નિરોગી થયા હતા, અને કંઈક ગંભીર બિમારોને નવી જીંદગી આપી તેઓના આશીર્વાદ તે મેળવતો હતો. ટુંકમાં, તે એક અતિ બાહોશ, અનુભવી અને નામીચો વૈદ હતો. વૈદકીય શાસ્ત્રનું જ્ઞાન મેળવવા તત્પર રહેલા બીજા દેશના એક જવાનને કાને આ નામીચા વૈદની તારીફ આવતાં તે પોતાના ગામથી હકીમજી પાસે જોઈતું જ્ઞાન મેળવવા અર્થે આવ્યો. હકીમજીએ પેલા જવાન છોકરા પાછળ પોતાનો કીંમતી વખત રોકી તથા ભારે શ્રમ ઉઠાવી તેને વૈદકીય શાસ્ત્રનો તમામ ગ્રંથ સંપૂર્ણ પાઠ કરાવ્યો, અને તેની સમજણ સાથે જોઈતું જ્ઞાન આપ્યું. તે જવાન પોતે પણ હુશિયાર અને ઉમંગી હોવાથી દિલ લગાડીને ખંતથી મહેનત લઇ તમામ શાસ્ત્ર ભણવા ઉપરાંત સઘળો સાર સમજી લઈ, વૈદકીય શાસ્ત્રમાં પાકો ઉસ્તાદ બન્યો. પોતે મેળવેલાં જ્ઞાનની સંપૂર્ણ ખાત્રી કર્યા પછી તે જવાને પોતાના ઉસ્તાદ હકીમજીને કહ્યું; "ઉસ્તાદજી! જો તમારી આજ્ઞા હોય તો હું મ્હારે ગામ જઈ હકીમનો ધંધો ચાલુ કરૂં!"

હકીમજીએ વિચાર ઉંડા કરીને કહ્યું:—

વૈદકીય જ્ઞાન તેં સંપૂર્ણપણે સંપાદન કર્યું છે, એ નિશંક અને નિસંદેહ છે, છતાં આ ધંધો ચાલુ કરવા વિષે હું કાંઈપણ સલાહ તને આપી શકતો નથી; તને જેમ ઠીક લાગે તેમ કર!"

"મહેરબાન ઉસ્તાદજી!" તે જવાન બોલ્યો; "વૈદકીય વિદ્યા હું જ્યારે બરાબર જાણી ચુકયો છું ત્યારે ધંધો શા માટે ન કરવો? મ્હારી પૂર્ણ ખાત્રી છે કે, આપના આશીર્વાદ લઇ હું મ્હારા ધંધામાં જશ અને નામના જરૂર મેળવીશ! મ્હને આશીર્વાદ દઈ રજા આપો।" આટલું કહી તે જવાને પોતાના બાહોસ ઉસ્તાદને સાષ્ટાંગ નમસ્કાર કર્યા, અને ગુરૂના આશીર્વાદ મેળવી તે પોતાને વતન પાછો ફર્યો.

તેની પ્રવીણતા માટે સર્વ વતનીઓની ખાત્રી થવાથી સર્વ રોગીઓ તેની સલાહ લેવા લાગ્યાં. તે જવાને દવાખાનુ ખોલીને પોતાની જાહેરાત પણ આપી હતી. લાચાર બેચાર દર્દીઓ આ જવાન વૈદનો ઇલાજ અજમાવવા મોટી સંખ્યામાં આવતાં રહ્યાં, છતાં પણ જેવી જોઇએ એવી ઘરાકી ચાલી નહીં. કેમકે સાજાં થવાં જોઈએ એવાં બિમારો પણ તેના હાથે સાજાં થતાં ન હોવાથી, ધાર્યા મુજબની ખ્યાતિ તે મેળવી શકયો નહિ. તે જવાનને હવેજ ભાન આવ્યું કે, શાસ્ત્ર ભણવામાં કાંઈ કચાસ રહેલો હોવાથીજ ઉસ્તાદે ધંધો શરૂ કરવાની મના કરી હશે. નેપોલ્યન કરતાં નેપોલ્યનનો આસીસ્ટંટ જેનરલ બહુજ જ્ઞાનવાન હતો. યુધ્ધકળાનું તેને ઉત્તમ જ્ઞાન હતું, પણ તે યુદ્ધ વેળાએ કેવી કળે વળે વાપરવું તે બીલકુલ જાણતો ન હોવાથી ઘણીવાર તે નકામો થઇ પડયો હતો. ઘરાકી નહીં જેવીજ ચાલવાથી અંતે તેણે પોતાનું દવાખાનું બંધ કર્યું; અને પાછો ઉસ્તાદ હકીમજીને જઇ મળ્યો. પોતાની સઘળી હકીકતથી ઉસ્તાદજીને વાકેફ કીધા. હકીમજીએ સઘળું સાંભળી લઈ તેને દિલાસો દઈને કહ્યું:-

"તેં માત્ર હકીમાનુંજ જ્ઞાન પ્રાપ્ત કર્યું, પણ તેને લગતી ક્રિયાનો પ્રત્યક્ષ અનુભવ તેં મેળવ્યો નથી. આ અનુભવ મેળવવાની જો ત્હારી ઇચ્છા હોય તો હું સલાહ આપીશ, કે મ્હારા મદદનીશના હાથ હેઠળ પ્રત્યક્ષ ઉપચારો જોતો કરતો થઇ, જાતિ અવલોકન કરવા માંડ!"

હકીમજીનો આ મદદનીશ વૈદકીય શાસ્ત્રથી વાકેફ ન હતો, અને વૈદકીય શાસ્ત્રનો એક શબ્દ વટીક તે જાણતો ન હતો, છતાં તે હકીમજી જેવા એક ઉસ્તાદના હાથ હેઠળ પ્રત્યક્ષ કામ કરતો હોવાથી વર્ષોના માત્ર અનુભવો અને અવલોકનથી પ્રત્યેક રોગની ચિકિત્સા કરતો એટલુંજ નહિ, પણ હકીમજીની ગેરહાજરીમાં તેમનો ધંધો પણ ચલાવવાને તે શકિતવાન થયો હતો.

જ્ઞાનની કિંમત તેના જથ્થામાં સમાયલી નથી, પણ તેના ઉપયોગમાં સમાયલી છે. થોડુંક પણ એક વાતનું સંપૂર્ણ જ્ઞાન વહેવારની અંદર, ઉપર ચોટિયા જ્ઞાન કરતાં વધારે ઉપયોગનું થઇ પડે છે.

તે જવાન શિષ્યને પોતાની ખામી માલમ પડી હતી, જેથી હવે તે પોતાને મળેલી સલાહ મુજબ પેલા મદદનીશના હાથ હેઠળ કામ કરવા લાગ્યો. મદદનીશના કહ્યા પ્રમાણે તે મલમ બનાવતો, રસાયણો તૈયાર કરતો, અને ઘુંટકો પણ ઘુંટવા બેસતો. દવાખાનાને લગતું સઘળું કામ કરતાં જરાએ લાજતો નહી. થોડો વખત પછી કમનસીબે હકીમજી મરણ પામ્યા, અને તેની જગ્યાએ તેનો મદદનીશ તેજ ધંધો ચલાવવા લાગ્યો; અને જવાન શિષ્ય મદદનીશની જગોનું સઘળું કામ કરતો થયો. આ પ્રમાણે પ્રત્યક્ષ કામ કરવાથી તે જવાનની કીર્તિ ચોમેર ફેલાવા લાગી. ટુંક મુદતમાં હકીમજીની જગ્યાએ ધંધો ચલાવતો તે મદદનીશ પણ મરણ પામવાથી પોતાના ઉસ્તાદ હકીમજીના દવાખાનાનો પૂરો હવાલો આ જવાન શિષ્યને મળવાથી પોતાના ઉસ્તાદ જેવીજ નામના અને જશ મેળવવાને તે નસીબવંત નિવડયો.

આ રીતે પહેલો હકીમ, શાસ્ત્ર તેમજ કર્મકાંડમાં પણ પ્રવીણ હતો. બીજો હકીમજીનો મદદનીશ માત્ર કાર્ય કર્મમાંજ કુશળ હતો. જ્યારે ત્રીજો જવાન હકીમ રોગની ચિકિત્સા કરવામાં, શાસ્ત્રોકત જ્ઞાન સંપાદન કરવામાં, તેમ ઓષડો બનાવવાના પ્રત્યક્ષ પ્રમાણો કરી જાણવામાં પણ કુશળ થયો. અર્થાત; માત્ર ફીલસુફી, જાહેરી જ્ઞાન અને અપરોક્ષ જ્ઞાન બન્ને મળી તેને કર્તવ્યમાં મૂકયા સિવાય મનુષ્ય પાકટ થતો નથી.

## પ્રકરણ ૭ મું.

### ભાગુ મહારાણના ઘરનો સમાગમ. ભકતોનો કંટાળો.

बंधनान्यपि भवंतिबहुनि, प्रेमरज्जुकृतबंधनमन्यत् ।
दारुभेद निपुणोपिषंडघ्रि, र्निषक्रियोभवति पंकजबद्धः ॥

કાંઈ પણ બાંધવું હોય ત્યારે ઘણી વસ્તુઓની જરૂર પડે છે, પરંતુ તોડી ભાંગી નાંખવાને તો કોઈ પણ શકિતવાન થાય છે. તથાપિ પવિત્ર પ્રેમ ભાવની મજબુત ગાંઠ તો કોઈથીએ તોડી શકાતી નથી. ભમરાને કઠણમાં કઠણ લાકડું કોચી નાખતાં તો વાર લાગતી નથી, તથાપિ કમળની પ્રીતિ તેને એવો તો પકડી રાખે છે, કે તે કોમળ કમળને તેનાથી કોચીને બહાર નિકળી શકાતુંજ નથી.

પોતાની મુલાકાત અને દર્શને આવતાં સ્ત્રી પુરૂષોની સંખ્યામાં દિન પ્રતિ દિન વધારો થતો જોઈ, મહારાજે હવે તેઓથી દૂર થવાની યુકિતઓ રચવા

માંડી. પોતે જોકે દરેક ઉપાયો અજમાવી જોયા હતા, તો પણ તેમાંનો એક સફળ થયો ન હતો. પોતે મહાત્મા કિંવા સત પુરૂષ નથી એમ વારંવાર સમજાવ સમજાવ કરતાં પણ તેઓ થાકયા હતા. પથ્થર પર પાણી પડે, ભીંગે પણ ભેદે નહીં; મુરખકુ અક્કલ દેવે, સમજે પણ માને નહીં. લોકો તરફથી પોતાને અપાતાં માન, ઈઝત, નમસ્કાર, અદબ આદાબ વિગેરેથી તે એટલા તો કાયર કાયર થઈ ગયા હતા, કે હવે શું કરવું તે તેમને સુઝતું ન હતું. લોકો સાથે વાતો કરતાં પણ જાણે તેમના ગળાં પર હવે છરી ફરતી હતી; જેથી હવે સવારથી તે સાંજ સૂધી મહારાજે ગેરહાજર રહેવા માડયું. પોતાની બેઠક છોડી તેમણે હવે એકાંતવાસ લીધો. કોઈવાર ઘણેજ દુર જઈ એકાંત પડી રહેતા, તો કોઈવાર પોતાનો વખત બીજાંઓને મદદ કરવામાં કહાડતા. મુલાકાતે આવનારાંઓ મહારાજને પોતાની હમેશની બેઠક પર ન જોઈ તેમની રાહ જોતાં થોભતાં, અને કલાકો સૂધી ઈંતેજાર રહેવા છતાં, મહારાજ નજ આવતા તો કંટાળો ખાઈ પાછાં પોતાને ઘરેબારે ચાલી જતાં. બહારનાં ગરીબ લોકોને તેઓનાં જૂદાં જૂદાં કામોમાં મદદ આપી છેક મોડી રાતે મહારાજ પાછા ફરતા, અને પોતાની ઓરડીમાં ભરાઈ જઈ આરામ કરતા હતા કોઈવાર **ભાગુ** મહારડણના ઘરમાં જઈ બેસતા, તો કોઈવાર રેલ્વે લાઈન નજદીક આરામ કરતા હતા. આવી જૂદી જૂદી જગ્યામાં જઈ રહેવાથી **ચીન્ના** સ્વામીને ત્યાં તેઓ ઓછાજ નજરે પડતા. પોતાને જે કાંઈ કામ જણાતું તે કરવામાં પોતાનો વખત પસાર કરતા હતા. કોલસા ઉપાડનારા કુલીઓની જોડમાં રહી કોઈવાર કામ કરતા, તો કોઇવાર ઈંટ ઉપાડનારા કુલીઓ ભેગા નજરે પડતા. કોઇવાર ઈંટ ઉપાડવાનું કામ કરતા, તો કોઈવાર ભારે પત્થરાઓને એક જગ્યાએથી ઉપાડી બીજી જગ્યાએ લઈ જઈ નાંખવાના કામ પર તેઓ નજરે પડતા. વળી કોઈવાર મોટા પત્થરોને ટાંકી કરી નાના નાના આકાર બનાવવા સારૂ હાથમાં હથોડા સાથે નજરે પડતા હતા. આ રીતે જે કાંઈ કામ તેમની નજરે પડતું કે વગર પૂછવે ગાછવે બે ધડક તેમાં સામેલ થઈ જેમ લહેરમાં આવે તેમ કર્યા જતા હતા.

**ભાગુ** મહારડણના ઘરમાં જઈને જ્યારે બેસતા ત્યારે તેણીનો ધણી **નામદેવ**, જે એક ભાવિક ભકત હતો તે સીતારી પર **કબીરજી**નાં સુંદર પદો ગાઈ સંભળાવતો. તે પદો એવાં તો અસરકારક હતાં, કે કોઈનું પણ મન હરી લેતાં. મહારાજને પૂરા સદ્ગુરૂ જાણી દિલદારી અને દિલોજાનથી **નામદેવ** મહાર અનેકાં સુંદર ચુંટી કહાડેલાં કબીરનાં પદો એવા તો સુરીલા અને મધુર અવાજે ગાઈ સંભળાવતો કે, મહારાજ તેમાં તલ્લીન થઈ જઈ પોતાની હસ્તીનું ભાન પણ ભૂલી જઈ રહી પડતા હતા.

બ્રહ્મા જ્ઞાનતેં ભકિત બડ, કુરૂ કોબિદ અનુમાન;
નિજાનંદિ શુક આતમા, ખેંચ્યો હરિગુન ગાન.

બ્રહ્માજ્ઞાન કરતાં ભકિત મોટી છે. હે પંડિતો ! તમે નહીં માનતા હો તો મનમાં અનુમાન કરી જૂઓ, કે શ્રી શુકદેવજીનો આત્મા પોતાના આત્મામાંજ આનંદ પામ્યો હતો, પણ ત્યાંથી હરીના ગુણ ગાનના આનંદથી ખેંચીને બારણે આણ્યો. એટલે કે, શ્રી વેદ વ્યાસજીની આજ્ઞાથી જૈમુનિ રૂષીએ તેમને ભાગવતના ૧૦ મા સ્કંધના બે શ્લોક પક્ષીનું રૂપ લઈને સમજાવ્યા, એ શ્રી કૃષ્ણની દયા સમજવી. ઉપલા શ્લોક સાંભળવાથી જેમ તેઓ શ્રી કૃષ્ણના પ્રેમના આનંદમાં નિમગ્ન થયા હતા તેમ મહારાજ પણ કબીરજીની ઇશ્વર પ્રેમની વાણી સાંભળી હર્ષથી રડી પડયા હતા.

જ્યારે ધ્યાનમાં આવતું ત્યારે વળી બે ચાર દિવસ સૂધી બીજા સ્વામીને ત્યાંની પોતાની ઓરડીમાંજ જઈને બેસી રહેતા, અને બહાર નિકળતાજ નો'તા. એ સઘળું તેમના મગજના કાંટા પર આધાર રાખતું હતું.

બંગાલી, તેલંગી વિગેરે બ્રાહ્મણ સ્રી પુરૂષો મહારાજની ભકિતમાં એટલાં તો લીન થતાં જતાં, કે તેમનાં દર્શન લેવાને એક પણ દિવસ તેઓ ચુકતાં નહીં. આ ભકતો પૈકી કેટલાંક એવાં પણ હતાં, કે જેઓ મહારાજના દર્શન થયા વગર કદિ ભોજન પણ ખાતાં નહિ; જેથી મહારાજ જ્યારે પોતાની ઓરડીમાં હોય ત્યારે ત્યાં જઈ તેઓ તેમનાં દર્શન લેતાં, પણ જો તેઓ ત્યાં ન જણાતાં ગેરહાજર રહેતા તો તેઓ તેમની શોધ પાછળ પડીને પણ દર્શન લેતાં હતાં. કોઈ જગ્યાએ મહારાજ આરામ કરતા પડયા હોય અથવા મનન ચિંતન કરતા કિંવા કામમાં રોકાયલા હોય, તો ત્યાં પણ હાજર થઇ તેઓ પડાપડી કરીને દર્શન લેતાં અને નૈવેદ રજુ કરતાં હતાં. સઘળાં ભકતો મહારાજના પ્રેમમાં એટલાં તો આસકત થયાં હતાં, કે એક દિવસ પણ તેમનું દર્શન કીધા સિવાય તેમને ચાલે એમ ન હતું.

કિયામત હય કિસીકો પ્યાર કરના ઇસ જમાનેમેં,
ગજબકા સામના રખ્ખા હુવા હય દિલ લગાનેમેં.

પરન્તુ મહારાજ તો તેઓને જોતાં બરાબર જ રાતા પીળા થઈ જતા. તે પ્રેમી ભકતોની આવી સેવા ભકિત, નમસ્કાર નૈવદ વિગેરેનો મહારાજ અસ્વીકાર કરી તેઓને કડવાં કડવાં વેણો ઓચરતા; તેઓ પર રિસે ભરાઈ તરેહ તરેહની ભૂંડી ગાળો આપી કહેતા કે;

"તમારી સતામણીને લીધે મ્હારી આરામની જગ્યા પણ છોડી દઈને મ્હને અહીંતહીં ભટકવું પડે છે. મ્હને શાંતિમાં એકલો પડી ન રહેવા દેવાથી આવી જગ્યાઓએ કોઈપણ કામ મ્હારે કરવું પડે છે. તમ લોક મ્હારો પીછો છોડો એટલા હેતુથી તો આવાં આવાં સંકટો મેં જાણી જોઇને વ્હોરી લીધાં છે; છતાં

તમે નિર્દયોને મ્હારા ઉપર દયા નથી આવતી; અને હ્યાં પણ યમદૂતની પેઠે મ્હારી પાછળ પડી મ્હને વગર લેવે દેવે હેરાન કરી સતાવો છો, તો ભગવાન શી રીતે તમારૂં ભલું કરી શકનાર હતો ? "

બાત અયસી તો લરકપનકી ન જીનહાર કરો,
નંગો નાપૂસસે ઇતના ન કભી આર કરો.
રસમેં દુનિયા હય કે હમસરસે હમ હમસર મીલતે,
બાજસે બાજ, કબૂતરસે કબૂતર મીલતે.
બ્યાહ દુંગા તુમ્હે કરકે કોઈ જરદાર પસંદ,
અપની તજવીજસે હોગા જો તરહદાર પસંદ.

મહારાજ તે સઘળાંઓને હાંકી મેલતા અને તેમનું નૈવેદ પણ ઉડાડી દેતા. આ ભકતો જેઓમાં ઘણાખરા મોટા પદ્વિધરો પણ હતા, તેઓ મહારાજનાં નઠારાં વચનો, નબળી ગાળો, અને મારફાડની જરાએ કનચાર કે દરકાર ન કરતાં તેઓની સેવામાં સદા હાજર જ રહેતા હતા. આ જોઈ મહારાજ કહેતાઃ—

" હું દિવાનો ન હતો, પણ હવે તો ખરેખર દિવાનોજ થયો છું ! શું તમો પણ મ્હારા જેવા દિવાના થવા માંગો છો ? "

આ સાંભળી તેઓ પૈકી કેટલાકો જવાબ દેતા; " મહારાજ ! હમારૂં ગમે તે થાઓ તેની હમને તમા કે તથા નથી. આપ જ્યારે જાણોજ છો, કે હમારો નિશ્ચયપૂર્વક આપના દર્શન લેવાનો અમે નકકીજ ઠરાવ કરેલો છે, ત્યારે આપ ચાહે ત્યાં હો કે ચાહે તે કરતા હો; અમોને તે જાણવાની શી જરૂર છે ? હમે તો આપની સેવામાં હાજર ને હાજર જ રહેવાના, પછી આપ ભલે ગાળ ગળોચ કરીને મારપીટ કરો, હમો તે સઘળું સહન કરવા રાજી છિયે; શક્તિવાન છીએ ! "

" લગી હય ઉસ જાદૂયે ચશ્મકી નઝર હમારી આંખોમેં,
સમા રહી હય વહી મૂરત બસ હમારી આંખોમેં —લગી.
કિયા હય ઉસ એકતાયે દહરને જો ઘર હમારી આંખોમેં,
દૂઇકા બીલકુલ નહીં તવસ્સુલ મગર હમારી આંખોમે —લગી.
બસી હય સૂરત જો માહકી સર બ સર હમારી આંખોમેં;
વહી તરાવત દિલમેં વહી હય નઝર હમારી આંખોમે —લગી."

વારંવાર આવા જવાબો મળવાથી મહારાજ અંતે લાચાર થઈ બોલતાઃ-

"જ્યારે હું મ્હારી ઓરડીમાં હોઉં ત્યારે ભલે તમો લોકો આવો અને જે કરવું હોય તે કરો, પણ પ્રભુને ખાતર હ્યાં આવી મ્હને ના સતાવો. તમો ક–વખતે અને ક–ઠેકાણે આવી મ્હારી ફરજ અદા કરતાં મ્હને કંટાળો ન આપો ! " આ સઘળું સાંભળી તેના જવાબમાં તેઓ સાષ્ટાંગ નમસ્કાર કરતાં અને ત્યાંથી

ગુપચુપ આવ્યાં જતાં હતાં. મહારાજ જ્યારે ચીન્ના સ્વામીને ત્યાં હતા ત્યારે યમુનાબાઈ નામે એક બ્રાહ્મિણ સ્ત્રી , જેણી મહારાજની ભકિતમાં સર્વદા લીન રહેતી, તેણી મહારાજને માટે હરરોજ એક પ્યાલું ભરીને દુધ લાવતી, અને તેણીનો પોતાના પ્રત્યે અગાધ ભકિતભાવ જોઈ મહારાજ તે સ્વીકારતા હતા. મહારાજ ઓરડીમાં રહે કે બીજે કેઠે બહાર રહે તો પણ તેણી પોતાની ફરજ બજાવતી રહી હતી. મહારાજ જો કાંઈ કામ કરતા જણાતા અથવા કેઠે દૂર પડયા રહેતા તોપણ યમુનાબાઈ દુધ લઇ હાજર થતી, અને મહારાજ તે પી જતા હતા. પોતે ઉપદેશ આપતા તે વેળાએ મહારાજ યમુનાબાઈ અને તેણીના ધણીને ઉદ્દેશીને બોલતા કેઃ--

"ઇશ્વરની લીલા અલૌકિક, અગાધ, અને અપરંપાર છે; તથા તે સમજી શકાય એવીએ નથી. તે સર્વવ્યાપક હોવાથી જો કે બધે બધ હાજર નાજર છે છતાં, તે કોઇને પણ જણાતો નથી, બલ્કે તેને કોઇ જોઇ શકતું નથી. ભલાઈના કામોમાં તેજ મદદ કરે છે, અને ભલાંનું સદા તે ભલુંજ ઇચ્છે છે. તે કદિ કોઈનું ભુંડું ઇચ્છતો નથી. જો કે ભુંડાં કર્મોનો તે વિરૂધ્ધિ છે તોય તેમાં પણ કાંઈ સારૂંજ પરિણામ લાવવા થકી તેમાંએ તેનોજ હાથ હોય છે. આપણાં ભલાંને ખાતર તે ભલાઇ કરે તેને આપણે અજ્ઞાનતાથી ભુંડાઇ કહીએ છીએ. કારણ કે ભલું પરિણામ છેવટે લાવવા થકી પ્રથમ તે જે કાંઈ કહેવાતું નુકશાન કરે છે, તેને આપણા મનથી પ્રથમથીજ નઠારૂં સમજવામાં આપણોજ દોષ છે. સાંઇ સબસે ભલાઈજ કરતે હય.

જુગારની બદીમાં ફસેલો એક જુગારી, પોતાનું સઘળું સુખ જુગારની રમતમાંજ માની લેછે. જુગારીનું જીવતર જુવો ખેલવાથીજ છે, જેથી જુગારીનો પિતા, જો પોતાના પુત્રની આ રમતને ભવિષ્યની ખાનાખરાબીનું મૂળ જાણી લઇ તેને તે નાદમાંથી છોડવી લેછે, તો તે જુગારી પુત્ર પોતાનું સુખ છિનવી લેવાયલું માની પોતાના તે સુખમાં આડે આવનાર પિતાને હજારો શ્રાપ દેતો બેસે છે; તો જો કે તેનો પિતા તેના ભલાં માટેજ તેની કુટેવ છોડાવે છે, છતાં તે જુગારી પુત્ર પોતાનું જીવતર બરબાદ થએલું માની પોતાના તે ભલા પિતાને પોતાની ખાનાખરાબી કરનો શત્રુ જેવો લેખે છે. એક માતા પોતાની પુત્રીને અલંકારોથી સણગારવા સારૂ એરીંગ પહેરાવવાને કાન વિંધાવે છે અથવા સોહાસન દેખાડવા થકી હાથે બંગડીઓ પહેરાવરાવે છે, ત્યારે પુત્રીને જે દુઃખ થાય છે તે તેની માતા તરફથીજ થાય છે એમ માનીને, માતાને દુશમન બરાબર લેખે છે. ભગવાન પણ આપણું ભુંડું નહીં પણ ભલુંજ કરવામાં મચેલા રહે છે એમ પૂરા વિશ્વાસથી માની, તે જે સ્થિતિમાં આપણને રાખે તે સ્થિતિમાં આપણે આનંદે રહેવું જોઇએ. મનુષ્ય જન્મતાંની સાથેજ પોતાનાં નિર્માણ

થએલાં સુખ દુઃખ સાથેજ લઈને જન્મે છે. આપણા હાથથી અજાણ્યે કંઈ ભૂલ થઇ જાય તો તેથી પણ નિરાશ થવાનું કે મનમાં ખેદ કરવાનું કંઇ કારણ નથી. કેટલીક વખત તો એવી ચુકોજ આપણા શિક્ષકની ગરજ સારે છે. ઠોકર ખાઇ ખાઈને માણસ ઘડાતો અને સુધરતો જાય છે, અને ન્હાની ચુકોજ કોઇ કોઇ વાર મોટી આફતમાં પડતાં બચાવે છે. તે વખતે આપણે એમ કહી મનનું સમાધાન કરીએ છીએ કે, "ચાલો, શૂળીનું સોયે ટળ્યું!" વેપારમાં અનુભવની ખામીને લીધે ખોટ જાય છે, તો તેટલાથી અક્કલ વેચાતી લીધી એમ ગણીએ છીએ. રસાયણિક પ્રયોગો કરતાં કેટલીક વખત ભુલમાંથીજ મોટી શોધો હાથ લાગી જાય છે, અગર તો બીજી વખત તેવી ભુલ કોઇ ન કરે, એ એક લાભજ મનાય છે; અને તેટલે દરજ્જે શોધ ખોળમાં આગળ વધ્યા અગર માર્ગમાંથી એક જાતની ભુલ દુર થઈ એમ વિદવાનો માને છે.

"જેને સાચાં સુખની ખરી ભાવના હોય છે તેને દુઃખનો હિસ્સો વધારે પ્રમાણમાં ભોગવવો જરૂરનો છે; જેથી તેના પ્રમાણમાં ખરૂં સુખ ભોગવવાને તે ભાગ્યશાળી થાય છે. સુખ દુઃખની આ બેઉ હાલતો, જે સાવ ખોટીજ હોય છે, તેનો સંપૂર્ણ અનુભવ લીધા વિના તેમનાથી છુટકો મેળવી શકાતો નથી; અને સાચો બ્રહ્માનંદ પણ તેમનાથી પ્રાપ્ત કરી શકાતો નથી. માટે જો પરમાત્મા તમને દુઃખની દેણગી કરતો રહે તો તેનો પણ આનંદે સ્વીકાર કરજો, અને તેમાંજ સંતોષ માની તે સબુરીથી ભોગવતાંજ રહેજો! મ્હારો આ ઉપદેશ ભૂલશો નહિ. એ વિષે હું તમને એક વાત કહું છું તે લક્ષ દઈને સાંભળો!"

## પ્રકરણ ૮ મું.

## શ્રી શંકર મહાદેવના ન્યાયની વિચિત્રતા.

યદા ન કુરુતે પાપં સર્વ્વભૂતેષુ કર્હિચિત ।
કર્મ્મણા મનસા વાચા બ્રહ્મ સમ્પદ્યતે તદા ॥

કોઈ પણ પ્રાણી પ્રત્યે જ્યારે એક મનુષ્ય પોતાના કર્મોએ કરીને, મનથી કરીને, અને વાચાથી કરીને પાપ કર્મ ન કરતાં પુણ્યનાજ કામો કરે છે ત્યારે તે બ્રહ્માનેજ પ્રાપ્ત કરે છે.

શ્રી શંકર વાજબી કરનારા નથી એમ જણાવી એક પ્રસંગે પાર્વતીજી શ્રી શંકરની સાથે તકરારમાં ઉતર્યાં. પાર્વતીની તકરારમાં વજુદ હતું; કેમકે તે જાણવા માંગતાં હતાં; કે "જેની નિયત પાક હોય તેના મોંમાં શા માટે ખાક હોય? તથા જેની ઘાનત ખોટી હોય તેના મોંમાં શા માટે રોટી હોય?" આનું કારણ જાણવા માટે તેમણે શ્રી શંકરને પ્રશ્ન કર્યો કેઃ—

"મ્હને સમજ નથી પડતી કે, તમારી ખરાં દિલથી જે ભક્તિ કરે છે તથા તમારા પર જાન પ્રાણ કાઢી આપી તમારાં ચરણે પડવામાં ખરૂં સુખ માને છે, તે

શા માટે જગતમાં સદૈવ દુઃખજ ભોગવતો રહે છે? અને જે સ્વપ્ને પણ તમારી યાદ કરતો નથી, તથા તમને માનતો કે પિછાનતો નથી, તે શા માટે જગતની સર્વ સુખ સંપત્તિ ભોગવતો રહે છે? ધર્મીને ત્યાં ધાડ,ને કસાઈને કુશળ! આ તે કેવો ન્યાય અને કેવો બદલો? તમારો સઘળો વ્યવ્હાર ઉલટો અને ગેરવાજબી જણાય છે. હું ખરૂં કહું છું કે, મ્હારાથી તમારો આ ગેરઈનસાફ દેખી શકાતો નથી!" આ સાંભળી શ્રી **શંકર** હસીને બોલ્યા;

"હે પ્રિયે! હું જે કાંઈ સર્વ કરૂં છું તે સારાસાર વિચારથી ન્યાય દ્રષ્ટિથીજ કરૂં છું. મ્હારા કારભારમાં મેં રતીભારનો પણ ફરક કદિ પડવા દીધો નથી, કે પડવા દેનાર પણ નથી; મ્હારી પાસે ઈનસાફ, અને પવિત્ર સાચા ન્યાય સિવાય બીજું કશું નથી. હું અન્યાય સહન કરી શકતોજ નથી, એ હું તમને કોઇ પ્રસંગે પુરવાર કરી આપીશ!"

બીજે દિવસે શ્રી **શંકર** અને **પાર્વતીએ** આ પૃથ્વી પર ઉતરી ઘરડાં ભિક્ષુકોનો અવતાર ધારણ કર્યો. શ્રી **શંકર** ઘરડા ભિખારી થયા અને **પાર્વતીજી** ઘરડી ભિખારડી થયાં. બન્ને એક ગામમાં દાખલ થયાં. સહવારનું પહોર હજી ફાટવાની તૈયારીમાં હતું. કામદાર વર્ગ પોત પોતાના કામ પર જવાની દોડાદોડી કરી રહ્યો હતો. ખેડુતો પોતાની ખેતીના કામ પર મંડયા હતા. તવંગરો નિરાંતે આળસ ખાતા ઉઠયા હતા. દરદી બિમારો કષ્ટ ભોગવતા ખાટલે પડયા પડયા રોતા હતા. સ્ત્રીઓ ઘરનું આંગણું સાફ કરતી, કચરો કાઢતી, ચોક ચાંદણું કરતી વાસણ કુસણ અજવાળતી ચુલા પર ધણીઓને માટે ભોજન તૈયાર કરતી, અંગોળ સારૂ પાણી કકડાવતી, અરીસામાં જોઈ મૂખમુદ્રાની રચના કરતી જણાતી હતી. વેપારીઓ દુકાનના દરવાજા તુરતના ખોલી રહ્યા હતા, અને ધીરેધીરે સૂર્ય પ્રકાશવા લાગ્યો હતો. શ્રી **શંકર** અને **પાર્વતી**, તુરતનીજ દુકાન ખોલી બેઠેલા એક મારવાડીની દુકાન આગળ જઈ ઉભાં, અને ખાવા માટે કાંઈ આપવા તે મારવાડીને કાકલુદીથી વિનંતિ કરી. તેઓને ભિક્ષા માંગતાં આવેલાં જોઇ તે મારવાડી બખાળી ઉઠયોઃ—

"અરે ઓ ચાંડાળો! શું ભગવાને તમને આંખો નથી આપી? શું તમો આંધળાં મૂવાં છો? શું જોઇ શકતાં નથી, કે હજી તો મેં મ્હારી દુકાન પણ પૂરેપૂરી ઉંઘાડી નથી, તો શા માટે અવદશા જેવાં તમે સામે આવી ભીખ માંગતાં ઉભાં છો? તમારી જોડી એક ભૂત અને બીજી ડાકેણ જેવી સવારના પહોરમાં મ્હારી દુકાનના દરવાજા પર કાં આવી ચઢી હશે! તમે ઘરડાં થયાં તોપણ તમને લાજ કે શરમ નથી? જાઓ; નિકળો હાંથી! મેં હજી એક પાઈની પણ વિક્રી કરી નથી તો તમ નીચ કુતરાંઓને હું શું આલું! તમ પાપી, હલંકત મૂર્ખાંઓ, જાઓ છો કે? નહીં તો લાત મારીને કાઢું?"

દૌલત પાઇ ન પાઇયે, સપનેમેં અભિમાન;
ચંચલ જલ દિન ચારકો, ઠાઉં ન રહત નિદાન.
ઠાંઉ ન રહત નિદાન, જિયંત જગમેં યશ લીજે,
મીઠે બચન સુનાય, વિનય સબહિસોં કીજે.
કહે ગિરિધર કવિ રાય, અરે યહ સબ ઘટ તૌલત,
પાહુન નિશિદિન ચારિ, રહત સબહીકે દૌલત.

આ રીતનો શીરપાવ મળવાથી બન્ને જણાં મૂગાં મૂગાં ત્યાંથી આગળ ચાલ્યાં. પરમેશ્વરનો નિયમ ભંગાય છે. જે પરમેશ્વરની આજ્ઞાથી વિરૂધ્ધ છે, તે કાયદો તેની આજ્ઞા થઇ છે. અને જે પરમેશ્વરની આજ્ઞા એમાં તે મનાઇ સમજે છે. પછી એક ગરીબ બ્રાહ્મણના દરવાજા આગળ જઇ તેઓ ઉભાં, અને કશું વાસી કુસી ભોજન આપવા અરજ કીધી. તે બ્રાહ્મણ સાચો ઈશ્વર ભકત હતો. તેણે પેલાં ઘરડાં ભિક્ષુકોને જણાવ્યું કે; "સવારના પહોરમાં જો કે તાજું રાંધેલું ભોજન તૈયાર નથી, તોપણ ગઈ રાતનું વધેલું થોડુંક છે તે ખપશે ?" પેલાં ભિક્ષુકોએ તે લેવાની હા પાડવાથી પેલા બ્રાહ્મણે પોતાની બાયડીને રાત્રિનું વધેલું આણી આપવા જણાવ્યાથી, તે વાસી ભોજન જ લઈ તેઓ ત્યાંથી ચાલતાં થયાં. તેજ દિવસે પેલા મારવાડી વેપારીને ત્યાં રોજ કરતાં અતિ ઘણી વિક્રી થઇ અને તે દિને તે વેપારી સારૂં કમાયો; અને પેલા ગરીબ બ્રાહ્મણને ત્યાં તો તેજ દિને તેનો એક પૂરો જવાન બેટો બિમાર પડી ગયો !

બીજે દિવસે ફરી પાછાં તે ઘરડાં ભિક્ષુકો પેલા મારવાડીની દુકાને જઇ ઉભાં; પણ તે કમબખ્ત મારવાડીએ ફરીને ગાળ ગળોચ કરી તેમને હાંકી કહાડયાં. તેઓ આગળ વધ્યાં અને પેલા ગરીબ બ્રાહ્મણના દરવાજા પર ભિક્ષા માંગતાં જઇ ઉભાં. તે બિચારા બ્રાહ્મણે માયાળુ શબ્દોથી તેઓને આવકાર આપ્યો, અને પહેલી રાતનું વધેલું ભોજન તેઓને લાવી આપ્યું, જે લઇ તેઓ પાછાં ચાલતાં થયાં. તેજ દિવસે પેલા મારવાડી વેપારીને ત્યાં આગલા દિવસ કરતાં પણ વિશેષ વિક્રી થઇ, અને તે જાદે કમાયો; જ્યારે તેજ દિવસે બ્રાહ્મણનો એક પૂરો દીકરો મરણ પામ્યો !

જાહી હાથ ધનુષકો ચઢાયો હૈ સીતાપતિ,
જાહી હાથ રાવણ સહારે લંક જારી હૈ;
જાહી હાથ તારે ઐા ઉબારે હાથ હાથી ગહિ,
જાહી હાથ સિંધુ મથી લચ્છમી નિકારી હૈ;
જાહી હાથ ગિરિવર ઉઠાય ગિરિધારી ભયે,
જાહી હાથ નંદ કાજ નાથે નાગ કારી હૈ;
હૌં તો અનાથ જોરિ હાથ કહૌં દીનાનાથ,
વાહી હાથ મેરો હાથ મહિમેંકી પારી હૈ.

ત્રીજે દિવસે આ ઘરડાં ભિક્ષુકો ફરીને તે મારવાડીની દુકાને ભિક્ષા માંગતાં જઈ ઉભાં. રોજના આવા ચાલુ કંટાળાથી તે મારવાડી હવે અતિશય છેડાઇ પડયો, અને તેઓને ધક્કા મારી તેણે હાંકી કાઢયાં. તેઓ આગળ ગયાં અને પેલાજ ગરીબ બ્રાહ્મણના ઘર આગળ જઈ ભોજનની માંગણી કરતાં ઉભાં. તે ગરીબ બાપડો પોતાના લાડકવાયા પુત્રના અકાળ મરણની ઉંડી દિલગીરીમાં ગર્ક હોવા છતાં પ્રેમથી તેમને આવકાર દઈ, જે કાંઇ વધ્યું હતું તે સઘળું લાવી આપ્યું, જે લઈ તેઓ ચાલતાં થયાં.

રોમમાં સુલેહનું જે મંદીર જેનસ નામે ઓળખાય છે તેના દરવાજા લડાઇના વખ્તે ઉઘાડા રાખવામાં આવે છે, અને સુલેહના વખતમાં ઢાંકેલા રાખે છે. એનું કારણ જેમ નોહા અને તેના બેટાઓ જગરેલ થતાં દુનિયાં તરફ ફરીને જોતા ઉભા હતા, ને જ્યારે જગરેલ ઉતરી ગઈ કે સામા ખડા ઉભા રહીને જગતને જોતા હતા, તેજ પ્રમાણે માણસે દુન્યાનાં દુઃખની રેલ વખ્તે તડામાર ખડખડાટ ઉભા રહેવું ને સુખની વખ્તે તો નમેલા જ ઉભા રહેવું જોઈએ.

વળી પણ અજાયબ સંજોગ બન્યો, કે તેજ દિને તે મારવાડી રોજ કરતાં ચાર ગણી ઘરાકી મેળવી ધૂમ કમાયો હતો, અને હવે પેલા બ્રાહ્મિણની બાયડી બિમાર પડી.

દહાડાઓ સૂધી આવો ક્રમ ચાલ્યાજ કીધો. તે ઘરડાં ભિક્ષુકો દરરોજ તે મારવાડીની ગાળો ખાતાં, તેની તરફથી બે આબ્રુ અને ફજેત થતાં, ધક્કા મૂક્કી ખમતાં, અને જેમ જેમ તે વધુ ને વધુ તેઓની ફજેતી કર્યો જતો હતો તેમ તેમ તે મારવાડી દિન પર દિન વધુ ને વધુ કમાતો અને વૈભવો ઉડાવતો હતો. બીજી તરફ પેલો ગરીબ બ્રાહ્મણ જેમ જેમ તે ઘરડાં ભિક્ષુકો ઉપર દયા લાવી તેઓને ભોજન આપ્યો જતો, તેમ તેમ તે વધુ ને વધુ હેરાન થતો હતો. ખુલ્લાં દિલે અપાતાં ભોજનના બદલામાં વળી દુઃખ પર ડામ, તે ગરીબ બ્રાહ્મણની જવાન પુત્રી પણ મરણ પામી.

ખુદા હિદાયત દે તુઝકો દુઆ યહે કરતા હું,
તૂં માર માર ખુશીસે મયેં આજ મરતા હું.!

તેની બાયડી પણ પાછળથી મરણ પામી અને છેવટે તે પોતે પણ મરણતોલ ખાટલે પડયો.

છેલ્લે દિવસે તે ભિક્ષુકોની જોડી ફરીને તે બ્રાહ્મણને દરવાજે ભિક્ષા માંગતી આવી ઉભી. દુઃખથી પીડાતો તે બ્રાહ્મણ તેઓને આવી ઉભેલાં જોઈ ધીમા ખોખરા અવાજે બોલ્યો:--

"મ્હારા મહેરબાનો ! મ્હને બિમારીએ એટલો તો અશક્ત અને નાતવાન કરી મેલ્યો છે, કે હું ઉઠી પણ શકતો નથી, માટે કૃપા કરી માંહે આવો, અને જૂઓ પેલી પેટીમાં મ્હારી મરનાર બાયડીએ ચણા મેલ્યા છે તે ખાઈ લો અને હાલ તુરત તમારી ભૂખ મટાડો. મ્હને માફ કરજો, કેમજે હવે મ્હારી પાસે બીજું કાંઇએ રહ્યું નથી. હવે મ્હારી શક્તિ પણ જતી રહી છે; અને હું પૂરો લાચાર થઈ પડયો છું."

જોઇ ગરક જન દુઃખમાં, કર કરૂણા હમેશ;
રંક ભણી તૂં જોય તો, જોય તને પરમેશ.

અમુક સમયે પરોપકાર કરીશું તથા ભોગ ભોગવીશું, એવા વિચાર રાખવા નહિ ! કેમકે સૃષ્ટિ નિયમ પ્રમાણે પદાર્થ માત્ર અનિત્ય હોવાથી ક્ષણ માત્ર પણ શરીરનો ભરોસો નથી; માટે જે શુભ કર્તવ્ય હોય તે નિરંતર કરતાંજ રહેવું !

તે ભિક્ષુકોએ ઘરમાં ઘુસી પેટી ખોલી, અને તેમાંથી ચણા કહાડી તે ચાવતાં ચાવતાં આનંદથી ઘરની બહાર નિકળી તેઓ ચાલતાં થયાં. તે દિવસે પેલો બ્રાહ્મણ પણ મરણ પામ્યાથી પાર્વતીની આંખમાં આંસુ ધાઈ આવ્યાં. તેમનાથી હવે વધુ વાર આ તમાશો દેખી ન શકાવાથી બખાળી ઉઠયાં:—

"હે સ્વામીનાથ ! આ તે શું કહેવાય ! આ તે તમારો કેવો ન્યાય ? જે ગરીબ બ્રાહ્મણ પોતાનાં મરણની છેક છેવટની ઘડી સુધી આપની ખાતરદારી કરતોજ રહ્યો, તેનો કેવો ફેજ ! આપની સેવામાં તે ગરીબ બાપડો પોતાનું સર્વસ્વ ખોઈ બેઠો અને છેલ્લાં પોતે પણ જાનથી ગયો ! અને પેલો કૃપણ મારવાડી, જેણે આપણને ફકત ગાળો, કુવાકયો, માર ફજેતી, અને અપમાન-નીજ ભિક્ષા કહાડી આપ્યા કીધી, તેને અમન ચમનમાં ધંધો ખિકાવી વૈભવો ભોગવતો કીધો ! આ તે શું તમો ન્યાય કરો છો ?"

કેટલાક માણસો ખરેખરા સજ્જન, માયાળુ, અને દિલસોઝ વૃત્તિવાળા હોય છે, પણ તેમનો સ્વભાવજ એવો હોય છે કે, છુપી વાત તેમનાથી ઝાઝી વખત જીરવી શકાતી નથી; તેમના પેટમાં કોઇ વાત ટકી શકતી નથી. સ્ત્રીઓના સંબંધમાં તો કહેવત જ થઇ પડી છે કે, બિલાડીના પેટમાં જો ખીર ટકે તો તેમના પેટમાં વાત ટકે. શ્રી શંકરે શાંત પાડી હસીને પાવતીજીને કહ્યું:— "આ પૃથ્વી ઉપર તો હું તમારા પ્રશ્નનો યોગ્ય ઉત્તર આપી શકું એમ નથી. હ્યાંનું આપણું કામ પૂરૂં થયું છે; માટે ચાલો હવે પાછાં કૈલાસ જઇશું !"

પકવ અને અપકવ એવાં બે જાતના હુંપદ મનુષ્ય જાતની અંદર છે. જે કાંઈ હું જોઉં છું, જેનો મ્હને સ્પર્શ લાગે છે તે મ્હારૂં નથી; બલ્કે આ શરીર પણ મ્હારૂં નથી. હું અખંડ, પ્રતિબંધથી મુકત અને સર્વજ્ઞ છું. જે અહંમપદને આ

વિચાર છે તે પકવ અહંમપદ કહેવાય છે, પરંતુ આ મ્હારૂં ઘર છે, આ મ્હારાં છોકરાં છૈયાં છે, આ મ્હારી સ્ત્રી છે, વિગેરેનું જેને ભાન છે તે અપકવ અહંમ-પદ કહેવાય છે.

**શ્રી શંકર અને પાર્વતી** કૈલાસ ગયાં કેડે તુર્તજ પાર્વતીએ પેલા ગરીબ બ્રાહ્મણને પોતાના આખાં કુટુંબ સહિત અમર્ગ સુખ ભોગવતો દીઠો; એટલે શંકરે પાર્વતી તરફ જોઈ પૂછ્યું:—

"પ્રિયે ! હવે તમેજ કહો, કે કિયું પરિણામ સરસ અને કિયો ઇન્સાફ ખરો ? હમેશનું આ અમર સુખ સારૂં, કે તે પેલી ક્ષણભંગુર જગતનું જન્મ મરણની ફેરા આંટીની લાલચમાં લપટાયલું ક્ષણભંગુર કહેવાતું સુખ સારૂં ?"

સઘળા પ્રકારનું જ્ઞાન અને અનુભવ મેળવવા અને સંપૂર્ણતાએ પહોંચી શકાય એવી વૃદ્ધિ મેળવવા માટે ગરીબાઇ તેમજ તવંગરી, મહેનત તેમજ આરામએશ, રિકઝીક તેમજ શાંતિ, એવી દરેક હાલત કાંઇ ને કાંઇ અનુભવ શીખવે છે; જેથી જીંદગીના દરેક વર્ગમાંથી તે અનુભવો શીખવા જોઇયે. તેટલા માટે એક ડાહ્યું આદમી જે મોજ મજા અર્થે નહી, પણ જ્ઞાન અર્થે અનુભવ મેળ-વવાની કાળજી રાખે છે, તે આવી દરેક હાલતને આવકારદાયકજ ગણે છે:—

ભજે સુઆ હરિનામ, કે બૈઠા તાકમેં,
દિના ચારકા રંગ, મિલેગા ખાકમેં;
સાહેબ વેગ સંભાલ, કાલસેં રાર હે,
જમકે હાથ ગલેલ, ફટકકા પાર હે.
યહ દુનિયાં ગાજીદ, પલકકા પેખનાં,
યામેં બહુત બિકાર, કહીં કયા દેખનાં;
સબ જીવનકા જીવ, જગત આધાર હે,
જો ન ભજે ભગવત, છઠીમેં છાર હે.

**પાર્વતીએ** લજવાઇને એકરાર કરતાં કહ્યું:—"હે અનાથોના નાથ ! તમે જે કરો છો તે સઘળું વાજબી અને ન્યાય પૂર્વકજ કરો છો. હું વધુ કશું હવે બોલવા માંગતીજ નથી ! મ્હને ક્ષમા કરો !"

સારાંશ એ છે કે; આ વિનાશી જગતમાં જે કોઈ સર્વદા દુ:ખનોજ અનુભવ લેતો રહે છે, તેને અવિનાશી ભૂવનો ઉપર કાયમનાં સાચાં સુખનો અનુભવ થાય છે; અને જે આ ત્રણ પાંચ દહાડાની જુઠી જગતમાં વિહાર વૈભવ ગુજારીં સુખ સંપત્તિથી મોજ ઉડાવે છે, તે પરલોકનાં અમૃત ભોગવવાથી કમનસીબ રહી, વારંવાર જન્મ મરણના ફેરામાં આવન જાવન કરતો રહી દુ:ખોનેજ ભોગવે છે; જેથી પેલા મારવાડીની છેવટ ગતિ નરકમાં જ થએલી જાણવી.

જેઓ અંતઃકરણમાં શુદ્ધ અને નિર્મળ છે, તેઓજ ઇશ્વરને જોઈ શકે છે. જે કોઈ આ પવિત્ર હાલતને પુગે છે તેને ગુરૂ યા શિક્ષક શોધવા જવાની જરૂર પડતી નથી. કારણ કે તેવાં પવિત્ર મનુષ્ય પ્રત્યે શ્રેષ્ટ દૈવી હસ્તીઓ પોતાની મેળે ખેંચાઇ આવે છે અને તેને શિક્ષણ આપે છે. જે પ્રમાણે એકાદ પ્રાણી કે ફુલની ખુબસુરતી તરફ આપણે ખેંચાઈ જઇએ છિયે, તેજ પ્રમાણે આપણી પવિત્રાઇ તરફ દૈવી શ્રેષ્ટ હસ્તીઓ ખેંચાઈ આવે છે.

## પ્રકરણ ૯ મું.

### યમુનાબાઇનો પ્રસંગ. લિંબડાની ચટણીનો વિચિત્ર સ્વાદ.

नभवति सभवति नचिरं, भवति चिरंचेत्र फलेवि सवादी।
कोपः सत्पुरुषाणां, तुल्यः स्नेहेनर्नाचानाम् ॥

સદ્દગુરૂનો કોપ અને ક્રોધ કાંઇ નીચ માણસોની પેઠે પ્રથમ તો હોતોજ નથી, અને જો હોય છે તો તે કોપ લાંબો કાળ સુધી રહેતોજ નથી; અને જો સતપુરૂષોનો ક્રોધ લાંબો વખત રહે છે તો તેનું ફળ વાંધા ભરેલુજ નિપજે છે.

આ એક ને એકજ વિષય જૂદી જૂદી રચનાથી યમુનાબાઈ અને તેના ધણીને મહારાજ સંભળાવ્યા કરતા. દર ગુરૂવારે સ્ત્રીઓ તરફથી તેઓને અંગોળ કરાવવું પણ ચાલુંજ હતું. કોલસા અને માટીનું કામ કર્યાથી એક અઠવાડિયાંમાં તો તેમનું શરીર ગંદીલું થએલું દેખીને પેલી સેવકીઓ કોઈ કોઇવાર તેઓને કહેતી;

"મહારાજ! કેટલી બધી મહેનતે હમે તમારૂં શરીર તેલ લગાડી પાણીથી ચોળ્યે છીએ છતાં હમારી મહેનત બરબાદ કરો છો, અને કાંઇ નહીં ને કાંઈ કામમાંજ રોકાઇને આપ પોતાનાં સ્વચ્છ કરેલાં શરીરને ગંદું રાખો છો. વારંવાર કોલસા, માટી, છાણ અને કિચડમાં લપટાયા કાં કરો છો?" આનો ખુલાસો આપતાં મહારાજ કહેતા;

"મ્હને અંગોળ કરાવવાને તમને કહે છે કોણ? મ્હારા શરીરને સાફ કરવા હું કયાં તમને તેડું છું? મ્હને સાફ સફાઈની જરૂરજ કયાં છે?" ત્યારે સેવકીઓ પાછો પ્રત્યુત્તર કરતી કે;

"હમો આપની સેવા માંગીએ છીએ; અને આપની સેવાનીજ હમને જરૂર છે. આ સેવા કરવામાં હમો કાંઇ આપના ઉપર ઉપકાર કરતાં નથી, ઉલટાં અમો પોતેજ આપનાં ઉપકૃત થઇએ છિયે." તેઓની આ આપલુશી દાબી દેવા અર્થે શ્રીજી તેમને કહેતા કેઃ—

"જો અંગોળ ક્રિયાને તમે સેવાની ઉપમા આપતાં હો, તો મ્હારૂં શરીર બગડયા શિવાય અંગોળ કરાવવાની સેવા તમારાથી થઈ શકશેજ નહીં. હું

સ્વચ્છ રહીશ તો તમને સેવા કરવાનો લાભ કયાંથી મળશે? આ હું સારી પેઠે સમજીનેજ જાણી જોઇ ખરડાઈને લીપાઉં છું!"

એક દિવસે મહારાજ પોતાની ઓરડીમાંથી બહાર આવ્યા, અને ત્યાંના સરકારી દવાખાનાની દર્દીઓ માટેની ઓરડીઓના વરંડા પર જઈ ચઢયા. દર્દી લોકોની સઘળી ખોલીઓ ખાલી હોવાથી તે બંધ રાખવામાં આવી હતી. છેલ્લી ઓરડી "સ્મોકીંગ રૂમ" એટલે બીડી પીવાની એલાહિદી જગો લેખે ખાસ જૂદી રાખવામાં આવી હતી, જયાં તે દવાખાનાનો ડોકટર અને તેના સોબતીઓ પાના અને બીજી રમતો રમતા, ચીરૂટ સીગરેટ ફુંકતા, અને ગપ્પાં મારી પોતાનો વખત પસાર કરતા હોવાથી, મહારાજ જેવા તે વરંડાના એક ખુણામાં જઈ ઉભા, તેવા જ તે ડોકટર અને તેના સોબતીઓ આ રૂમમાં જવા માટે ત્યાં આવ્યા. આ ડોકટર જાતે બંગાલી હતો. સ્વભાવે તે ખાંઉં કરડું જેવો અતિ મગરૂર અને તુમાખી હતો. વળી તે નાસ્તિક આચાર વિચારનો હોવાથી આસ્તિક શ્રધ્ધાળુ ભકતોને તુચ્છ પ્રાણી લેખે સમજતો. એટલુંજ નહિ, પણ તેવાઓની ઠેકડી કરી પોતે તેમાં મજા લેતો. તે પોતે પોતાનેજ હુશિયાર લેખી ગર્વિષ્ટ થયો હતો. મહારાજની ઉચ્ચ અવસ્થા વિષે તે જાણી ચુકયો હતો, તથા લોકોને તેમના ચરણે પડતાં દીઠાં હતાં, તોપણ તે પોતાના અભિમાનમાં મસ્ત રહેલો હોવાથી તેમના પ્રત્યે જરાએ ભાવ તેને ઉત્પન્ન થયો ન હતો. મહારાજને વરંડાના ખુણામાં પડેલા દેખી તે ડોકટરનો મિજાજ ગયો, અને રાતો પીળો થઈ ક્રોધ કરીને બોલી ઉઠયો:—

"હે પાગલ! શા માટે તું હ્યાં પડયો છે? ઉઠ ઘેલા, અહિંથી ચાલ્યો જા; નહિ તો ધકકા મરાવી બહાર કઢાવીશ!" તુર્તજ મહારાજ ઉઠી બેઠા થઇ વિવેક પૂર્વક બોલ્યા; "ડોકટર સાહેબ! તમારા ડોકટરી ભેજાંએ મ્હને જયારે પાગલ ધાર્યો છે, અર્થાત, તમારા ડોકટરી અનુભવે તમોએ મ્હને ગાંડા તરીકે ઓળખ્યો છે, ત્યારે તો તમારી ફરજ છે કે મ્હારી આપ સંભાળ લો અને મ્હારો કાંઇ બંદોબસ્ત કરો, જેથી મ્હારાં ઘેલાપણાંમાં હું બીજાંઓને ઈજા પહોંચાડી શકું નહીં. હું બિમાર છું અને પાગલપણાના રોગથી પીડાઉં છું. આપ એક ડોકટર છો, તો પછી શા માટે હું તમારો દરવાજો છોડી બીજે ઠેકાણે મ્હારો ઈલાજ કરાવવા જઉં! શું મગજના રોગથી પીડાતા એક રોગીને સાજો કરવો એ એક ડોકટરની ફરજ નથી? તમારી પાસે ઈલાજ કરાવવાનો મ્હને હક્ક નથી?"

મહારાજની આ દલીલ સાંભળી તે ડોકટરનું તો પાણી ઉતાર થઈ ગયું, તોપણ પોતાના બચાવમાં તે માત્ર એટલુંજ બોલ્યો;

"પાગલખાના (મેડ હાઉસ)માં જાઓ! તમારો ઈલાજ ત્યાંજ થશે!"

મહારાજ આજે જાણે કે તે ડોકટરનો ગર્વ નીચે પાડવાજ ખાસ આવ્યા હોય તેમ તેની સાથે સવાલ જવાબ કરતા બેઠા. પોતાને પાગલખાનામાં જવાની સલાહ મળેલી સાંભળીને પાછા કહેવા લાગ્યાઃ—

"જેનું ભેજુંજ ઠેકાણે ન હોય, તેને બીજાઓના બચાવ માટે અથવા પોતાના ઇલાજ માટે, પાગલખાનામાં જવાનું ભાનજ કયાંથી હોય! પાગલને વેળે ખાધા પીધાની પણ સુધ્ધિ બુદ્ધિ રહેતી નથી તો પછી તેને પાગલખાના (મેડહાઉસ) ને તે કયાં શોધવા જઈ શકશે? એક પાગલ તરીકે મ્હને આટલો જલદી પિછાની લેવામાં તમારાં ડોકટરી ભેજાંએ ખરેજ કમાલ કરી છે, પણ દિલગિરીભર્યું માત્ર એટલુંજ છે, કે ડોકટરીને લગતા કાયદા કાનુન તો તમારૂં ભેજું ધરાવતુંજ નથી. એક ડોકટર તરીકેની તમારી ફરજો શી અને કઈ કઈ છે તે તમારે પહેલાં તો જાણવી જોઈએ. તમે એક સરકારી દવાખાનાનો ચાર્જ ધરાવતા ડોકટર છો, તો મ્હારા જેવા એક રવડતા રઝળતા પાગલ પ્રત્યે તમારી શી ફરજ છે તે જૂઓ, હું તમને કહું. કાં તો તમારે મ્હને એક ઠેકાણે બંધ બસ્ત પૂરી રાખી મ્હારી સંભાળ લેવી જોઈએ, અથવા તો મ્હારી હાલત જો વધુ ગંભીર જણાય તો પોલીસના વડા (સુપરીનટેન્ડન્ટ) ને ખબર આપવી જોઈએ, અથવા તો પાગલખાનાના વડા (સુપરીનટેન્ડન્ટ) ને લખી મ્હને તેના હવાલામાં સોંપવો જોઈએ, કાં તો તમારા વડા (સીવીલ સરજીઅન) ની સલાહ લઈ આગળની તજવીજ કરવી જોઈએ. આ ફરજમાં જો તમો પછાત પડશો તો સરકારના ઠપકાને જરૂર લાયકના થઇ પડશો!"

મહારાજના આ વાદવિવાદ દરમ્યાન તેમના કેટલાક ભકતો ત્યાં આવી ચઢયા, અને મહારાજની દલીલ સાંભળી ડોકટર તરફ જોઈને પૂછવા લાગ્યાઃ-

"ડોકટર સાહેબ! તમોએ કદી દિવાના માણસોને આવી વાતો કરતાં સાંભળ્યા છે? તમારા જેવા કંઈકોને દિવાના કરી મેલે એવા આ એક ઇશ્વરી દિવાનાને પાગલખાનાને લાયકનો ઠરાવવામાં આપ પોતાનીજ નાલાયકી પૂરવાર કરો છો. એક સત્પુરૂષને દિવાનો કહેવા અગાઉ તમોએ બે વાર વિચાર કરવો જોઈતો હતો!" બાપડા ડોકટરને તો ભોંય ભારે પડી; જેથી મસ્તક નમાવી દઈ ચુપચુપ ચાલ્યો ગયો. મહારાજે પણ ત્યાંથી ઉઠી બીજી જગ્યાએ જઈ પોતાના ભકતોને ઉપદેશ કરવા માંડયો.

આ બનાવ પછી દર સાંજે મહારાજ તે સરકારી દવાખાનાની નજદીકની જગ્યામાં, અથવા બિમારોની ઓરડી આગળ આવેલી ગંદી જગ્યામાં પડી રહેતા હતા. આ સરકારી દવાખાનું ખાસનીસના ઘરની પાછળ આવેલું છે. મહારાજ જ્યારે પણ આ ઠેકાણાઓ ઉપર રાત સૂધી પડયા રહેતા ત્યારે ખાસનીસની બાયડી તથા બીજી બે ત્રણ સ્ત્રીઓ તેમનું ભોજન ત્યાંજ લઇ જતી. ચીન્ના સ્વામીના

મિત્ર સીતારામ નાઈડુની માતા, પોતાના હાથનું રાંધેલું ભોજન મહારાજને જમાડવાને માટે બહુજ ઈંતેજાર રહેતી હતી. તેણી હર હમેશ તે માટે મહારાજને વિનવતી રહેતી; પરન્તુ મહારાજ માત્ર "જોઈશું!" એમ ટુંકમાંજ પતાવતા, જેથી તેણી વધુ ઈંતેજાર રહેતી. અંતે એક દિવસે તેણીની ઈચ્છા પૂર્ણ કરવા અર્થે મહારાજે તેણીને લીંબના પાંદડાંની ચટણી અને જુવારની રોટલી પોતાને માટે લાવવા ફરમાવ્યું. તે સાંજે મહારાજ દવાખાનાની બાજુની ગંધાતી મેલી જગ્યામાં પડયા હતા. બીજી સ્ત્રીઓએ ત્યાંજ ભોજન લાવી સામે ધર્યું. આ વેળાએ નાઇડુની માતા પણ ત્યાં આવી ચઢી. તેણી પોતાની સાથે મહારાજે માંગેલી ચટણી અને રોટલી લાવી હતી, જે તેણીએ બીજી સ્ત્રીઓના ભોજન ભેગાંજ મહારાજ સામે ધર્યું. ખાતી વખતે ઘણું કરીને બધાંને જ પોતાની આગળથી તેઓ હાંકી મેલતા હતા, પરન્તુ તે દિવસે સઘળી સ્ત્રીઓને ખાસ ત્યાં બેસવા દઈ, પેલી લીંબડાંના પાંદડાંની ચટણીનો લોંદો હાથમાં લઈને બોલ્યાઃ–

"હું હવે બ્રાહ્મણ રહ્યો નથી. કારણ, ભાગુ મહારણ જેવી શુદ્રને ઘેર હું રહું છું. મ્હારે હાથે તમોને કશું ખાવા આપવાની હવે મ્હારી ઇચ્છા થઈ છે, તોપણ તમો બ્રાહ્મિણ છો અને વળી ઉંચ જ્ઞાતીની બ્રાહ્મણીઓ છો, તો શી રીતે હું તે તમોને આપી શકું? કદાચ મ્હારા જેવા ભ્રષ્ટ થએલા એક બ્રાહ્મણના હાથનું આપેલું તમો નહિ પણ ખાઓ!"

મહારાજના આ શબ્દો સાંભળી તે સ્ત્રીઓ ઝટ બોલી ઉઠીઃ— "મહારાજ! એ તમો શું બોલો છો! હમો તો આપની પ્રસાદીની વાટજ જોયા કરીએ છીએ!"

> તમે દરિયાં, અમે ચીલ્યાં, અમે ચૅાં ચૅાં કરી પીધાં;
> તમારાં તો રતિભારે ન ઘટયાં, ને અમે તો સૌ તર્યાં.

આથી મહારાજે તે ચટણીના લોંદામાંથી, ન્હાની લખોટી વાળી દરેકને અકેકી ગોળી વહેંચી આપી. સઘળીઓ અત્યંત ખુશાલીથી તે ગોળીઓ લઇ રહી એટલે મહારાજ કહે;—"જો તમને આ લેવાની ખરાં દિલની ઇચ્છા હોય તોજ લેજો; માત્ર દેખાદેખીથી લેશો ના!"

તે સ્ત્રીઓ તો મહારાજ જે કાંઈ આપે તે લેવા તલપાપડ થઈ રહેલી હોવાથી દરેકે ઉમળકાથી તે ગોળીઓ મહારાજના આપ્યાથી ખાવા માંડી. થોડુંક ખાઈ રહ્યા પછી મહારાજે ચટણીના સ્વાદ માટે તેણીઓને પૂછયું; જેનો તે સ્ત્રીઓએ એક સામટા અવાજે જવાબ દીધો કે; "ચટણીનો સ્વાદ તો કાંઇ ચમત્કારિક લાગે છે." આ ચમત્કારિક શબ્દનો અર્થ જાણવા માટે મહારાજે પૂછયું કે; "કડવું તીખું, ખાટું, મીઠું, મોળું, ફિક્કું વિગેરે સ્વાદોમાંનો કિયો સ્વાદ તમને લાગે

છે ?" તે સ્ત્રીઓએ જણાવ્યું કે, "આપે જણાવેલા સ્વાદોમાંનો એકે સ્વાદ તેમાં હતો નહિ. કાંઇ જુદાજ પ્રકારનો અને વિચિત્ર તે સ્વાદ તે સ્વાદજ હતો, જે સ્વાદનું કોઇ નામથી વર્ણન થઇ શકતું ન હતું!" આ સાંભળી મહારાજ બાઇકુની માતા પર છેડાયા અને ક્રોધ કરી બોલ્યાઃ—

"મેં જે માંગ્યું તે તમો નથી લાવ્યાં!" તે બિચારી બાઇ ગભરાઈને બોલી ઉઠીઃ—

"મહારાજ! આપની આજ્ઞાને બોલે બોલ હું તાબે થઇ છું. મ્હારી ફરજમાં મેં જરાએ કચાસ રાખ્યો નથી!"

ત્યાં મહારાજે તેણીને એક ગોળી આપી, તેણીએ તૈયાર કરેલી ચટણી તેણીનેજ ખાઇ જોવા ફરમાવ્યું. તે ગોળી તેણીએ ચાખવા બાદ સ્વાદમાં તે કડવી હોવાનું જણાવ્યું. તેનો સ્વાદ કડવો જણાયાથી મહારાજ હવે બીજી સ્ત્રીઓ તરફ ફરીને બોલ્યાઃ—

"તમે જે ગોળીઓ ખાધી, તે તો લીંબનાં પાંદડાંની ચટણી છે. તે ખાસ મેં મ્હારે માટે મંગાવી હતી. આ લીંબના પાનની ચટણી, પોતાના હાથે તૈયાર કરી લાવનાર બાઇ તો તેને કડવી કહે છે, અને તમે તો તેને ચમત્કારિક અને વિચિત્ર સ્વાદવાળી જાહેર કરો છો! ભગવાન જાણે, શા માટે તમને તેનો સ્વાદ કડવો નથી લાગ્યો, અને બનાવનારનેજ શા માટે તે કડવો લાગ્યો છે!"

"આપણામાં વિશુદ્ધ પ્રેમ છે માટેજ તેનું આપણને ભાન થતું સંભવે છે. તેથી દૃઢપણે માનો કે, તમારામાં વિશુદ્ધ પ્રેમ પૂર્ણ કળાથી પ્રસરી રહ્યો છે. જે જે ઉંચા ગુણો આપણામાં જણાતા ન હોય તે તે ગુણો આપણામાં છે એવું આરંભમાં દૃઢપણે માનવું એ તે તે ગુણોને આપણામાં પ્રકટ અનુભવવાનું પ્રથમ પગથિયું છે." સઘળી સ્ત્રીઓએ જવાબ દીધો કેઃ—

"મહારાજ! આપના પવિત્ર હાથે આપવામાં આવેલી વસ્તુ અમોને કડવી લાગેજ શી રીતે?" સઘળી સ્ત્રીઓ તે પછી આ બાબતનો અજાયબીથી વિચાર કરતી ત્યાંથી જતી રહી. મહારાજ પણ ઉઠી ચીન્ના સ્વામીને ત્યાં પાછા ફર્યા. તે દિવસ પછી ઘણાંઓ મહારાજ માટે આવી ચટણી બનાવી લાવતાં, અને મહારાજ પોતાની મરજીમાં આવે તેની ચટણી કબુલ રાખી બાકીની પાછી વાળતાં કહેતા કેઃ—"જેનું મન મિઠું છે, તેનો અર્પેલો લીંબડો મ્હને કદિએ કડવો લાગતો નથી. તોપણ બધાં જ પ્રેમીઓ એવું લાવે તે મ્હારે સઘળું ખાવુંજ જોઇએ, એ કાંઇ ફરજીઆત નથી."

આયંદે મહારાજનો રાત્રિનો ખાસ ખોરાક ઘણું કરીને લીંબનાં પાંદડાંની ચટણી અને જુવારીની રોટીનોજ થઇ પડયો હતો. મહારાજે યમુનાબાઇને છેલ્લો ઉપદેશ આપી રહ્યા પછી, એક મહિનો પૂરો થયા કેડે તેણીનો ધણી એકા

એક બિમાર પડયો. આ અરસામાં મહારાજ એક દિવસે વગર કારણે અમસ્થા ગુસ્સે થઇ અતિશય છેડાયા, અને ચીન્ના સ્વામીનું ઘર તજી ભાગુ મહારણને ત્યાં જઈ રહ્યા. ભાગુ મહારણ અને તેણીનો ધણી નામદેવ મહારાજને પોતાને ત્યાં આવી રહેલા જોઈ અતિ ઘણાં રાજી થયાં; કારણ કે તેઓ પોતાને ત્યાં મહારાજ પધારે એ માટે પૂર ઉમેદ રાખી રહ્યાં હતાં. ભાગુ મહારણની જે ઝોંપડીમાં મહારાજ જઇ બેઠા હતા તે તેણીના ખાસ વપરાસનું નહતું. તેણીની ઝુંપડીની સામેજ એક ડગલાંને છેટે આ ઝોંપડી આવી હતી, જે તેણીનીજ માલકીની હતી. આ ઝોંપડીને દરવાજો ન હતો, વળી તેની દિવાલો પણ ફાટીતૂટી ગુણપાટોની બનાવેલી હોવાથી તે માંહે ઠંડી હવા ચાલુ ફુંકયા જ કરતી હતી. કકડતી ઠંડીના દિવસો હોવાથી પહેલી રાતે મહારાજને બહુ ઇજા વેઠવી પડી હતી; તો જોકે નામદેવે તેઓશ્રીને એક ગુણપાટ આપી હતી અને કોલસા તથા લાકડાંની એક નાની ધુણી તેમના સામે સળગાવી મેલી હતી. ચીન્ના સ્વામી પોતાના કામ પર ઓફીસે ગએલા હોવાથી તેની ગેરહાજરીમાં મહારાજ તેનું ઘર તજી ગયા હતા, જેથી તેજ રાત્રે તે મહારાજ આગળ આવી હાથ જોડી ઉભો રહી પોતાને ત્યાં પાછા આવી રહેવાને તેઓશ્રીને કરગરીને કાલા-વાલા કરવા લાગ્યો, પણ મહારાજે તેનું જ્યારે નહીજ માન્ય રાખ્યું ત્યારે લાચાર થઇ જોકે પોતાની અરજ પડતી મૂકી, તો પણ પોતાને ત્યાંથી ગાદી તકિયા વિગેરે જે મોકલે તે સ્વીકારવા તેણે મહારાજને અરજ કરી. મહારાજે તે પણ ના પાડી કહ્યું કે; તેના તરફથી જે કાંઈ લાવવામાં આવશે તે સઘળું ફેંકી દેવામાં આવશે. છેવટે નિરાશ થઇને ચીન્નાસ્વામી પોતાને ઘેર પાછો ફર્યો, અને પોતાની બાયડીને લઇ ફરી મહારાજ પાસે હાથ જોડતો આવી ઉભો. બાયડીએ મહારાજના પગ પર પડી અરજ કરી અને તે બન્ને ભલાં ધણી ધણીયાણીએ રડી રડીને મહારાજને કાકલુદીથી અતિશય વિનવ્યા, પણ મહારાજે હવે તેમને ત્યાં જવાની ના તે નાજ પાડવાથી તેઓ નાસીપાસ થઇ અંતે પાછાં ફર્યાં.

આ નવા મુકામ પર આવી રહ્યા પછી મહારાજની ભક્ત મંડળી પણ ત્યાંજ જવા લાગી. ત્યાં પણ દહાડે દહાડે તેઓની સંખ્યામાં વધારોજ થતો રહ્યો જોકે મહારાજ ત્યાં પણ આવનારાંને ગાળો ભાંડતા અને રિસે ભરાતા, છતાં તે સર્વ આવ્યાજ કરતાં હતાં. કેટલીકવાર મહારાજ તેઓને મ્હેણાં પણ મારતા કે; "એક મહારના ઘરમાં આવી બેસવું એ શું તમો બ્રાહ્મણોનો ધર્મ છે?" પરન્તુ આવાં મ્હેણાં વિષે પણ કોઈ દરકાર કરતું નહીં. વિનાયકરાવ તરફનું નૈવેદ હજીએ ચાલુજ રહ્યું હતું. તે નૈવેદ મીરાંબાઈ અને બીજાંઓને ખાવા સારૂ મહારાજ આપી દેતા. આ ઝોંપડીમાં આવી રહ્યા પછી ત્રીજે દિવસે હરદાસ નામનો એક કીર્તનકાર ફથેકરી બુઆ મહારાજની મુલાકાતે

આવ્યો. હરદાસ બહુજ ભલો, ઉચ્ચ સ્વભાવનો એક યુવક હતો. તે નાગપૂર તરફનો રહીસ હોઈ વેદાંત વિગેરે ધાર્મિક વિષયમાં પ્રવીણ હોવા ઉપરાંત શાસ્ત્રની ફીલસુફી પણ સારી રીતે સમજનો હતો. ઈશ્વર ભકિતમાં હમેશાં લીન રહેતો અને બીજાઓને પણ પોતાની સાથે તેવી ભકિતમાં જોડવાના હેતુથી તેણે કીર્તન કરી કથા સંભળાવવાનું કામ ઉપાડેલું હતું. મહારાજ ખડકપુર આવી રહેવા વિષે સાંભળી બપોરે ચાર વાગતાને શુમારે, પોતાના બેત્રણ બીજા સોબતીઓને સાથે લઈ હરદાસ બુઆ ઝોંપડીમાં દાખલ થયા, અને સાષ્ટાંગ નમસ્કાર કરી મહારાજની સામે આવી બેઠા. મહારાજ નાગા અને દિવાના જેવા પડયા હતા; પણ બુઆને જોઇ તેઓ બોલ્યા;

"વૈદ્ય બુઆ! દર્દીઓને ઓષડો આપવાનું કામ બરાબર ચાલે છે?" મહારાજના આ માર્મિક શબ્દો સાંભળી હરદાસ બુઆ અજાયબીમાં પડયો. ન તો મહારાજે અગાઉ કદી તેને દીઠો હતો, કે ન તો તેણે મહારાજને કદી દીઠા હતા. મહારાજે તેનો ધંધો પિછાની લેવાથી ઉપલો પ્રશ્ન કરેલો હોવાથી હરદાસ બોલ્યાઃ—

"સ્વામીજી! હું મ્હારી ફરજ એકજ નિષ્ટાથી બજાવતો રહ્યો છું; તેનું પરિણામ હવે આપશ્રીના હાથમાં છે. મ્હારૂં દવા આપવાનું (કીર્તન કરવાનું) કામ તો રોતસર ચાલુજ છે!" થોડીક બીજી ઈદર તીદરની વાતો પછી હરદાસ બુઆ મહારાજની રજા લઈ ત્યાંથી વિદાય થયા.

પેલી તરફ યમુનાબાઇનો બિમાર ધણી એક દિવસે બહુજ ગભરાવા લાગ્યો, અને તેજ દિને સાંજ પડતાં છ વાગે મરણ પણ પામ્યો. શ્રીજી તો આ બનાવની એક મહિનો અગાઉ યમુનાબાઈને પ્રથમ જણાવી ગયા પ્રમાણે, વારંવાર ઉપદેશ મારફતે ચેતવતાજ રહ્યા હતા; અને જે સાંજે તેણીનો ધણી મરણ પામ્યો તેની સહેનારથીજ મહારાજને નીચે જણાવેલા શબ્દો ચાલુ બડબડયાં કરતા સર્વ ભકતોએ સાંભળ્યા હતા.

"આજનો દિવસ મહા ભુંડો છે; હું દુઃખી છું! મ્હારી કમ્મર ટૂટી ગઈ છે. ઓ! હું મરૂં છું!"

આ ઉપરથી ખુલ્લું સમજ પડી જાય છે કે, યમુનાબાઇના પતિનાં પાસે આવતાં મરણ વિષે મહારાજને અગમચેતી થઈજ હતી. યમુનાબાઇએ મહારાજના ઉપદેશો આગમચથીજ ધ્યાન પૂર્વક સાંભળેલા હોવાથી આવા કટોકટ વખતે હિંમત ન હારતાં તેણીએ તારીફ લાયક ધીરજ રાખી હતી. તેણી પોતાના પતિના મરણને ત્રીજેજ દિવસે મહારાજના દર્શને આવી, જે વેળાએ બીજી ઘણી સ્ત્રીઓ ત્યાં હાજર હતી. યમુનાબાઇને જોઇ મહારાજ બોલ્યા; "ગરીબ બિચારી! અંતે પતિ વિયોગ દીઠો! આ બાપડી લગ્નના જે મજબુત ગાંઠથી બંધાઇ હતી, તે ગાંઠ આખરે છુટયો ખરો! બાઈઓ! સ્ત્રી પુરૂષના લગ્નના જોડાણ વિષે હું પહેલાં તમોને એક વાર્તા કહી સંભળાઉં છું તે ધ્યાન દઈ સાંભળો, અને પછી મ્હારે જે કાંઇ કહેવું હશે તે હું તમને કહીશ."

## પ્રકરણ ૧૦ મું.

### મુસાફરના સ્વપ્ના ઉપરથી બોધ.

यस्तु सर्व्वाणि भूतान्यात्मन्ये वा नुपश्यति।
सर्व भूतेषु चात्मानन्ततो न विजुगुप्सतो ॥

જે કોઇ પરમાત્મામાંજ સર્વ વસ્તુઓને દેખે છે, અને સર્વ વસ્તુઓમાં એકલા એક પરમાત્માનીજ સત્તા ચાલતી જૂએ છે, તે મનુષ્ય કોઇની પણ અવજ્ઞા કરતોજ નથી.

એક રમતિયાળ વાંદર આ ઝાડ ઉપરથી તે ઝાડ પર, અને તે ઝાડ પરથી પેલાં ઝાડ પર આખો વખત જેમ નાચ્યા કુદયાં કરે છે, તેમ એક મુસાફર પણ આ ગામમાંથી તે ગામમાં, અને તે ગામથી પેલા ગામમાં, એમ રાત દિવસ રખડતો અને રઝળતોજ ફરે છે. ગામે ગામ અને શહેરે શહેર રખડી રઝળી ચૂકેલો આવો એક વાંદરા જેવો મુસાફર એકવાર કોઇ અજાણ્યા મુલકમાં આવી ચઢયો. ભૂખથી તે અધમૂઓ થયો હતો, જેથી પોતાના પેટનો ખાડો પૂરવા કયાં જવું તે માટે રસ્તે ચાલતાં એક રાહદારીને તેણે પૂછયું. મનને ભાવતું અને પેટ પૂરતું ખાવાની જો તેને દરકાર હોય, તો બાજુના મોહોલ્લામાં થતાં મોટે ખાંચરેનાં એક લગ્નમાં ધાઈ મારવાને તે રાહદારીએ તેને સલાહ આપી. પોતાને મળેલી સલાહ અને ઇધાણી મુજબ તે મુસાફર પેલા મોહોલ્લામાં દાખલ થયો, જ્યાં એક મોટો મંડપ નાંખેલો તેની નજરે પડયો, જે પરોણાઓથી ખીચો ખીચ ભરાયલો જણાયો. ભીજલશનો ઠાઠ અતિ ભારે હતો, અને લોકો સંખ્યાબંધ આવતાં જણાયાં. આ સઘળી ધાંધળ ધધુખર નિહાળતો તે મુસાફર, બીજા પરેણાઓ ભેગો ગુપચુપ તે મંડપમાં ઘુસ્યો, અને સારે નસીબે એક ખુણામાં ખાલી પડેલી ખુરસી પર તેણે પોતાની બેઠક લીધી. મંડપની વચ્ચો વચ્ચ પરણુતાં જોડાંને માટે ખાસ ઉંચી બેઠક કરવામાં આવી હતી, જે પર પેલા મુસાફરની નજર પડતાંજ તે અજાયબીથી પોતાની ખુરશી ઉપરથી ઉછળીને ઉભો થયો. એકકી ટગરે મંડપમાંની આ ખાસ બેઠક તે જોઈ રહ્યો હતો. તેની નજર લગ્નના પવિત્ર ગાંઠથી સંધાતી તે જોડી પર હતી; જેમાં પરણુતી કન્યા ચાલીસ વર્ષની ઉમ્મરની અને તેણીનો વર બાર વર્ષની ઉમ્મરનો જુવાન હતો! પ્રિય પ્રિતમનું આ વિચિત્ર જોડું જોઇને મુસાફર બહુ હેરત પામી અંદેશામાં પડયો, પરંતુ તે વિષે કોઇને કાંઈ પૂછવા કરવાની હિમ્મત કીધી નહિ, કેમકે તે એક ધાડ મારેલો વગર આમંત્રણનો પરોણો હતો, અને તે સારી રીતે સમજતો હતો, કે જો સહેજ પણ ગડબડ કે ધાંધળ તેણે કીધી તો ભોજનને ઠેકાણે માર ખાઇને ભૂખે પેટે બહાર નિકળવાનો પ્રસંગ

આવવાનો; જેથી તે ચૂપજ રહ્યો, અને ક્યારે સઘળા જમવા ઉઠે તેની વાટ જોતો બેઠો. લગ્નની ક્રિયા વિધિ અંતે પૂરી થવાથી જમવાની પંગત મંડાવા લાગી. જેમ જેમ પંગત પુરી થતી જતી, તેમ તેમ પેલા મુસાફરની ભૂખ વધતી જતી હતી. લોકોનો જબરો ધસારો હોવાથી તે પહેલી બે ત્રણ પંગત ચુકયો હતો, પણ હવે તેને લાગ મળવાથી એક સારી જગ્યા પકડી લીધી અને ભોજન લેવા બેઠો. તે મુસાફર વારંવાર પેલી તુરતની પરણેલી જોડીને એક સરખો ટીકયાજ કરીને મનમાં હસ્યા કરતો હતો. પરોણાઓને દર્શન આપવા, ઓળખાણ કરાવવા, અને આશિષ મેળવવા અર્થે દરેક પંગતમાં તે જોડી ફરતી હતી. પેલા મુસાફરને આ રીતે તેઓને ટીકતો અને મુછમાં હસતો જોઈ કેટલાંકોએ તેમ કરવાનું તેને કારણ પૂછયું. પેલો મુસાફર ધાસ્તીનો માર્યો ઉજળો પુણી જેવો થઈ ગયાથી તેને પૂછવામાં આવેલા આ ઓચિંતા સવાલથી એટલો તો ચિત્તભ્રમ થયો, કે તે કાંઈએ બોલી શકયોજ નહીં; જેથી ફરી સવાલ પૂછવામાં આવ્યો અને વળી તેણે જવાબ આપવાના અખાડાજ કર્યા. ત્રીજીવાર પાછું પૂછવામાં આવ્યું ત્યારે ત ત-પ પ થયો, અને કાંઈ ભાંગું તુટું એવું તો બોલ્યો, કે જે પોતે પણ સમજી શકયો નહીં! આથી વધુ ખુલાસાવાર બોલવાને તેને ફરી ચોથીવાર ફરમાસ થઇ, જેથી અંતે મહા મહેનતે તે બોલ્યોઃ- "આજે આ શો પ્રસંગ છે?"

અજાયબીમાં સૌ લોકે તેને ધારી ધારીને જોયા પછી સૌ બોલી ઉઠયાં:—

"તું એક ધાઈ મારેલો, વગર નોતરેલો પરોણો લાગે છે. શું તું જોઇ શકતો નથી, કે આ સઘળી વિવાહની ધામધૂમ થઇ રહી છે?" ગભરાઇને તે બોલવા લાગ્યોઃ—

"નોતરવામાં આવેલા પરોણાઓમાંના મ્હારા એક મિત્રના ખાસ આગ્રહથી હું તેની જોડે આ મીજલશમાં હાજર થયો છું; પણ મહેમાનોની ભારે ઠઠમાં હમો એક બીજાથી છુટા પડી ગયા છિયે. હું માત્ર આ બાર વરસના વરરાજા અને ચાલીસ વરસની કન્યાને જોઈ ભાનભૂલો થઇ બેઠો હતો, અને એ કારણે તમને તુરત જવાબ આપી શકયો ન હતો."

"તું આ ગામથી અજાણ હોય એમ જણાય છે." તેઓ બોલ્યાં.

"હા;" તે મુસાફરે જવાબ દીધો; "તમારા ગામનો રિવાજ શું આવાં લગ્ન માટેનો છે? મ્હેં ઘણે ઠેકાણેનાં અને ઘણી જાતનાં લગ્નો જોયાં છે, પણ આવો પ્રકાર તો મેં કદી કેઠે દીઠોએ નથી કે સાંભળ્યો પણ નથી. હાં તો દરેક ગામના અને દરેક દેશના લગ્નના રિવાજોથી ઉલટાજ પ્રકારનો રિવાજ નજરે પડે છે. વરરાજા કરતાં ચાર ગણી વધુ ઉમ્મરની તો કન્યા છે, અને કન્યા કરતાં ચાર ગણી ઓછી ઉમ્મરનો તો તેનો વર છે! આવાં લગ્ન તો કુદ્રતની પણ વિરૂદ્ધ દેખાય છે; ત્યારે આ દેશમાં આવો રિવાજ ચાલવાનું કારણ શું?

"પ્રાચીન કાળથી આ રિવાજ હ્યાં ચાલતો આવેલો છે." તેઓએ પેલા મુસાફરને જવાબ કર્યો; "હમારા બાપદાદાથી ચાલતા આવેલા રિવાજોને હમો માન આપીએ છીએ; એથી વધુ હમો કશું તને સમજાવી શકતાં નથી."

આટલું કહી તેઓ ત્યાંથી ચાલતાં થયાં. પેલો મુસાફર પણ પોતાનું ભોજન પુરૂં કરી રહેલો હોવાથી ઉઠી ઉભો થઇ ધાંધળ ધરપચ કરતો મંડપ-માંથી બહાર પડયો; અને પોતાની મુસાફરીમાં આગળ વધ્યો. તે વિચિત્ર લગ્નના રિવાજનો ભેદ મેળવવાના વિચારો તેના મનમાં રમ્યા કરતા હતા. આ વિષેની આતુરતાથી તે વળી એક બીજાં નવાં ગામમાં દાખલ થયો. થોડેક દૂર જતાં તેની નજર એક સુંદર અને અતિ દમામદાર બાંધણીનાં મોટાં મનોહર મંદીર ઉપર પડી, જ્યાં હજારો લોકોની ભારે ઠઠ જામી હતી. તે મંદીરની આસપાસ અને અંદર લોકો ખીચોખીચ ભરાયલાં હતાં. લોકોનાં તે જંગી ટોળાંને હિંમ-તથી હડસેલી બાજુએ કરતો તે મુસાફર મહા મુશ્કેલીથી પોતાનો રસ્તો કરી, મંદીરની એક બારી આગળ આવી પ્હોંચ્યો. બારી વાટે માંહે શું થતું હતું તે જોવા લાગ્યો. તેણે જોયું, કે ખાસ એક ઉંચી બેઠક પર, માથાથી તે પગ સુધીના સફેદ સાદા પોશાકમાં, લગભગ પંચોતેર વર્ષની વયની એક વૃધ્ધ ડોસી બિરાજેલી હતી. તેણીના માથાના બાલ સફેદ દૂધ જેવા હતા. ત્યાં આસપાસ બેઠેલા લોકોને તે ડોસીમા "પુરાણ" વાંચી સંભળાવતી હતી. આ પુરાણ વાંચી સમજાવવાની તેણીની રીત, બીજા બુઆઓની રીતથી કાંઈ નિરાળી જણાઈ. તેણીનું વિવેચન જૂદી જૂદી સઘળી જાતનાં લગ્નોને વિષે હતું, જેમાં લગ્નોના રિવાજો, કારણો, અસરો, પરિણામો, અને જૂદી જૂદી રૂઢીઓ વગેરેની સમજણ તેણી આપતી હતી. પેલો મુસાફર તે ડોસીમાનું આ વિવેચન પૂરાં ધ્યાનથી સાંભળતો ઉભો હતો; અને પોતે જોએલાં પેલાં વિચિત્ર લગ્ન વીશેનું વિવેચન કયારે આવશે તેની ખાસ ઇંતેજારીથી રાહ જોતો હતો. અંતે પેલાં વિચિત્ર લગ્નનો વિષય હાથ ધરતાં એકાએક તેણી અટકી ગઇ. સઘળાં લોકો ઉઠી ઉભાં થયાં, અને ગંભીરતાથી તે જગ્યો છોડી ચાલતાં થયાં. સઘળી મંડળી ત્યાંથી વિસર્જન થવા પછી તે વૃધ્ધ પુરાણિક બાઈ પણ ઉઠી ઉભી થઈ, અને પુરાણ લઈ તે મંદીર બહાર ચાલવા લાગી. પુરાણિક બાઈ અતિ હુશિયાર અને ડાહ્રી સ્ત્રી હતી. તેણીનાં ભાષણો ઘણી સારી સારી નસીયતોથી ભરપૂર અને સાંભળવા લાયક હતાં. લોકો તેણીને એક માતાના પ્યારથી ચાહી માન આપતાં, અને એક દેવી તરીકે તેણીનો પૂર્ણ ભક્તિભાવથી આદર સત્કાર કરતાં હતાં. લોકો તેણીની સેવા કરવા સદા તત્પર રહેતાં, પણ તે માટે તેણીએ કઠિન કાયદા ઘડી કહાડયા હતા; જેમાં એક એ પણ હતો કે, તેણીને માન આપવા, આવકાર આપવા, સેવા કરવા, પગે લાગવા, વગેરે ભક્તિ ભાવ પ્રદર્શિત કરવાની ઇચ્છા ધરાવનાર

ભક્તોએ માત્ર મંદીરમાં તેણી જ્યારે હાજર હોય ત્યારેજ તેમ કરવું, પણ એકવાર તેણી મંદીરમાંથી બહાર પડી કે કોઇએ તેણીને નમસ્કાર કરવો નહિ, માન આપવું નહિ, અને તેણીની પાછળ પાછળ જવું નહિ. લોકો તેણીના હુકમને સદા માન આપી નમતાં રહેતાં હતાં. પેલો મુસાફર તે લોકોમાંનો ન હોવાથી પોતે જોએલાં વિચિત્ર લગ્નની વિગતવાર બાતમી આ પુરાણિક બાઇ પાસેથી મેળવવા અર્થે તેણીની પાછળ પાછળ ચાલ્યો પુરાણિક બાઇએ એકવાર પાછળ જોયું; અને તેણીની પાછળ કોઈ આવતું નથી એવી ખાત્રી કરી લઈ સડસડાટ ચાલવા માંડયું હતું. શુમારે એક કોશ સૂધી ચાલ્યા પછી તે એક મશાનમાં દાખલ થઈ, અને ત્યાં આવેલાં એક ઝોંપડાંનું તાળું ઉઘાડી માંહે પેઠા પછી તુરત દરવાજો બંધ કરી દીધો. મશાનમાં આવેલાં આ ઝોંપડાંને તે મુસાફર થોડોક વાર જોતોજ ઉભો, અને પછી તે તરફ આગળ વધ્યો. દરવાજા પાસે આવી લાગતાં તેણે હિમ્મત પકડી તે દરવાજાના બાકોરાંમાંથી જોયું અને પુરાણિક બાઈની હીલચાલ તપાસવા લાગ્યો. પહેલાં તેણીએ એક પેટી ઉઘાડી પેલી પુરાણ પોથી મૂકી અને પછી કપડાં કાઢી નાગી થઇ ન્હાવા બેઠી. અંગોળી રહ્યા પછી તેણીએ ભોજન તૈયર કરવા માંડયું. પેલો મુસાફર હવે તે ઝુંપડીની બહાર એક ખુણામાં જઈ બેઠો. દિવા બત્તી થઇ ગયાં હતાં, અને શુમારે આઠ વાગ્યાનો વખત હતો. આ વખતે પુરાણિક બાઈએ પોતાની ઝુંપડીનું બારણું ઉઘાડયું અને બહાર ડોકયું કાઢી મોટે સાદે પૂછયું:-"કોઇ ભૂખ્યું છે ?"

પેલો મુસાફર અંધારાનો લાભ લઇ છુપાઇ બેઠો હતો. પોતાને જોઈતા સવાલનો લાભ મેળવવાનો આ આયતો લાગ આવેલો ધારી તે મુસાફર ઉઠી ઉભો થયો, પણ હિમ્મત હારી જઇને પાછો જયાંનો ત્યાં સંકોચાઇને બેઠો. પુરાણિક બાઇએ હવે બીજી વાર સવાલ કીધો:—"કોઇ ભૂખ્યું છે ?"

પાછો પેલો મુસાફર ઉઠી ઉભો થયો, પણ પાછો નાહિંમત થઇ બેસી ગયો. ત્રીજી અને છેલ્લી વાર પુરાણિક બાઇએ પાછો સવાલ પૂછયો:—" કોઈ ભૂખ્યુ છે ?"

"હા !" અંતે તે મુસાફરે હિમ્મતથી જવાબ દીધો; "હા; હું ભૂખ્યો છું." એટલું કહી તેણીની સામે જઇ ઉભો.

ઘડીક વેર પુરાણિક બાઈએ તે મુસાફર તરફ ધારી ધારીને જોયું, અને પછી પૂછયું:—"તું ગામનો રહીસ છે કે આ મશાનનો બાશીંદો છે ?"

"હું આ મશાનનો વાસીંદો છું !" તે મુસાફરે હિમ્મતથી જવાબ દીધો; "અને ઘણા દહાડાઓનો ભૂખ્યો છું !" એમ ઉમેર્યું.

તે મુસાફરનો આ ખુલાસો સાંભળી પુરાણિક બાઇએ તેને અંદર દાખલ કરી દરવાજો બંધ કર્યો, અને તેને બેસવા કહી પોતે ભોજન કાઢવા માંડ્યું.

મુસાફર પણ ઠંડે પેટે ઝુંપડીના એક ખુણામાં જઈ બેઠો; જ્યાં થોડીવારમાં ડોસીમાએ ભોજન તેની સામે ધર્યું, અને બોલી:—

"તું ભુખ્યો છે તો ખાઈ લે, અને ત્હારી ભૂખ મટાડ."

મુસાફરે બાએ ચઢાવી પીરસેલું ભોજન નિરાંતે ખાવા માંડયું. થોડીવારમાં તે સઘળું સફાચટ કરી નાંખ્યું; પણ હજી તેનું પેટ નહિ ભરાયાથી તે પેલી સ્ત્રી તરફ આતુર નજરે જોતો બેઠો. આ જોઈ તે પુરાણિક બાઈ પોતાનું ભોજન પણ તેની આગળ લાવી બોલી;

"તું ભૂખ્યો છે તો ખાઈ લે, અને ત્હારી ભૂખ મટાડ."

તે મુસાફર આ બીજીવાર પીરસાએલું ભોજન પણ હજમ કરી ગયો, છતાં તેની ભૂખ હજી મટી ન હતી, જેથી ફરીને તેણે પુરાણિક બાઈ ભણી આતુર નજરે જોયું. તે ઘરડી સ્ત્રી તેનો મર્મ સમજી જઈ શાંતપણે માયાથી બોલી:—

"તું હજી ભૂખ્યો છે, તો ત્હારી ભૂખ હવે બીજી રીતે મટાડવી જોઈશે. ઉઠ, હાથ મોં ધોઈ નિરાંતે પોઢી જા!"

આજ્ઞાનુસાર તે ઉઠયો અને હાથ મોં ધોઈ સુવાની તૈયારી કીધી, પણ પેલાં વિચિત્ર લગ્નનો ભેદ જાણવા તે ભારે ઈંતેજાર હોવાથી જો કે પુરાણિક બાઈને તે માટે પૂછવા તેણે ઘણાં ફાંફાં માર્યાં, પણ તે પોતાની જીભજ ઉપાડી શકયો નહિ. નાચાર થઈને પોતાનો તે સવાલ ધીરેથી બીજી સવારે પૂછવાના ઈરાદાથી હાલ તો તે ઉંઘી ગયો. સહવાર પડી ગયા છતાં પણ તે મુસાફર ઉઠયો નહિ. કલાકો વહી જવા માંડયા, સાંજ પડી, રાત પડી, છતાં તે જેમનો તેમ પડયો રહ્યો. એ મુજબ ત્રણ દિવસ અને રાત પેલો મુસાફર, પુરાણિક બાઈની અદ્દભુત શક્તિના યોગે કરીને શાંત ઉંઘમાં ત્યાંજ પડયો હતો. પુરાણિક બાઈ આ ત્રણ દિવસો દરમ્યાન પોતાનું રાબેતાનું સઘળું કાર્ય પૂર્ણ રીતે બજાવતી રહી હતી. ન્હાવું ધોવું, રાંધવું સીંધવું, મંદીરમાં જવું આવવું, પુરાણ વાંચી સંભળાવવું, ભૂખ્યાંઓને ત્રણવાર પ્રશ્ન કરવા વગેરે સઘળું તેણીનું કાર્ય વગર હરકતે ચાલુજ હતું. ચોથી સવારે પેલો મુસાફર પોતાની ગાઢ નિદ્રામાંથી જાગૃત થયો. પોતે કયાં હતો તે જાણવા સારૂ આસપાસ નજર નાંખી, અને ધીરે ધીરે સઘળું ધ્યાનમાં આવતાં ઉઠી ઉભો થયો. પુરાણિક બાઈ પણ તેને સામેજ આવી મળી તેની ખેરિયત પૂછવા લાગી. મુસાફરે જણાવ્યું કે;

"રોજ કરતાં મ્હારી પ્રકૃતિ આજ વધુ સુસ્ત છે; કેમકે મ્હારા મગજ પરનો એક ચોક્કસ બોજો ઓછો થવાને બદલે વધવા પામ્યો છે. એક વિચિત્ર લગ્નના દેખાવે મ્હારા મન પર છેલ્લા કેટલાક દિવસોથી ભારે અસર કરી હતી.

હું તે લગ્નનો ભાવાર્થ બીલકુલ નહીં સમજી શકવાથી તમારી પાસે આવ્યો હતો; પણ તે માટે તમને હું પૂછું તે અગાઉ બીજા એક લગ્નના સ્વપનાએ આજે મ્હને ભ્રમિત કર્યો છે."

હ્યાં મુસાફરે પોતે જોએલાં વિચિત્ર લગ્નનું સવિસ્તર બ્યાન કર્યું, અને પછી પોતાનો સ્વપ્નો ગળગળીને કહ્યોઃ

"મ્હારા આજના સ્વપ્નામાં મેં મ્હને પોતાને તમારી પોતાની સાથે જ લગ્નના પવિત્ર ગાંઠથી જોડાતો દીઠો! મેં પ્રથમ જોએલાં લગ્ન કરતાં આ સ્વપ્નાનાં લગ્ન સાવ ઉલટીજ ક્રીસમનાં થયાં છે પહેલાં લગ્નમાં કન્યા ચાલીસ વરસની અને વર બાર વરસનો હતો; જ્યારે આજના સ્વપ્નામાં તમારી સાથનાં લગ્નમાં કન્યા (પુરાણિક બાઇ) પંચો-તેર વર્ષની અને તેનો વર (મુસાફર પોતે) પચ્ચીસ વરસનો હતો! આનો મર્મ શો છે, તે તમે મ્હને નહિ કહો વારૂં?"

• હ્યાં પુરાણિક બાઇએ જાણવા માંગતાં, પેલા મુસાફરે પોતે કેણ છે, ક્યાંથી આવ્યો, કયાં જવાનો વગેરે પોતાની હકીકત કહી સંભળાવી. સઘળું સાંભળી લીધા પછી ડોસીમા બોલીઃ—

"તને જોઇતો જવાબ ફરી તને સ્વપના મારફતેજ મળવો જોઇએ, માટે આજની રાત્રે તું સુઇ ઉઠે ત્યાં સુધી થોભ, અને તું સઘળું જાણશે."

તે રાત્રીએ પેલો મુસાફર પહેલા દિવસની માફક ખાઇ પીને સુતો અને ફરી બીજા ત્રણ દિવસ અને ત્રણ રાત શાંત ઉંઘમાં પડયો રહ્યો. પુરાણિક બાઇનું કહેવું સાચુંજ નિકળ્યું; કેમકે તેને આ બીજી ઉંઘના સ્વપનામાં પેલાં વિચિત્ર લગ્ન અને તેનું કારણ; તેવાં લગ્નની અસર અને પરિણામ; તથા પુરાણિક બાઇ સાથમા પોતાના લગ્ન અને તેનું કારણ; તેવાં લગ્નની અસર અને પરિણામ વગેરેની પૂરી માહિતી અને સમજણ પૂરેપૂરી મળી ગઇ ચોથી સહવારે તે મુસાફર ઉંઘમાંથી ઉઠયો, અને જાગૃત થતાંજ તેણે પોતાને પૂર્ણ બ્રહ્મજ્ઞાની લેખે અનુભવ્યો.

**વાર્તાનો સારઃ**—આ ઉપરથી આપણે લગ્નનો પૂર્ણ મર્મ સમજી શકીએ છીએ. દ્વૈત (બે પણા)નાં આવાં જોડાણથી અદ્વૈત (એક પણા)ની અવસ્થા પ્રાપ્ત થઇ શકે છે. (એ માટે જૂઓ પ્રથમ દર્શાવાયલાં પુસ્તકાલયનો અનુભવ.) હ્યાં પણ આ રીતેજ નજર આવતું હતું. દ્વૈત (બે પણા)નું જોડાણ સંધાયું હતું, પણ વિષયની ગેરહાજરીને કારણે અદ્વૈત (એક પણા) અવસ્થાનુ જ્ઞાન પ્રાપ્ત કરવાને તેઓ શકિતવાન થયાં હતાં! જેથી વિષય (હવસ) રહિત આ રીતનાં લગ્નમાંજ સત અવસ્થાનો અનુભવ મેળવી શકાય છે; જ્યારે માત્ર હવસને (વિષયને) વશ થઇ પોતાની નીચ વાસનાની કાંક્ષા પૂરી કરવાના હેતુથી જ્યાં લગ્ન સંધાય છે, ત્યાં દ્વૈત (બે પણા)નીજ હાલત સદૈવ રહેવા પામે છે.

"જો એક વાર આપણે આપણો આત્મા, જે આપણા શરીરમાં વસે છે, પણ જે શરીર વગરનો છે, તે હમેશનો, અનંત, અને જાથુકનો છે, એમ સમજીએ, તો પછી આપણામાંથી શોક અને ભય જતા રહે છે. આ આત્મા શબ્દોની સમજથી કે મનની ચતુરાઈથી કે ઘણી વેળા શ્રવન કરવાથી પણ મેળવી શકાતો નથી, પણ તે તો જેને આત્મા ખુદ પસંદ કરે છે તેનાથીજ આત્મા પામી શકાય છે; તેનાથીજ આત્મજ્ઞાન સમજી શકાય છે. જે કોઈએ પોતાની ઈંદ્રિયોને વશ કીધી નથી, જેણે પોતાના મન ઉપર કાબુ મેળવ્યો નથી, જે કોઈ પોતાનાં ભિત્તરના આત્માની અંદર લીન થઈ તેને સ્વાધીન રહેતો નથી, તેને આત્મા મળી શકતો નથી. આવાં સદાચરણ એટલે શુભ કાર્યો વગર માત્ર પોથી પઢવાથી આત્મા મળી શકતો નથી."—(**કથોપનિષદ.**)

પોતાની આ વાર્તા પૂરી કરી રહ્યા પછી મહારાજ વધુ ઉપદેશ આપતાં બોલ્યા:

"જગતનો કર્તા ઈશ્વર, ઈનસાફનો સચો ધણી છે. અને તે જે કાંઈ કરે છે તે પોતાના અદલ ઈનસાફની રૂએજ કરતો આવ્યો છે. હુકતાલા આપણા હકમાં સદૈવ સારૂંજ કરતો આવ્યો છે, હજી પણ તે સઘળું સારૂજ કરતો રહ્યો છે, અને હવે પછી પણ તે જે કાંઈ કર્યો જશે તે આપણાં સારાંનેજ કાજે કરશે, એ નિર્વિવાદ છે. પ્રત્યેક ધર્મમાં તેને વખાણવામાં આવ્યો છે, એ આપણે જાણીએ છીએ. વળી આપણે એ પણ જાણીએ છીએ કે, કંઇકોએ તેના ગુણ ગાયા છે, અને કંઇકોએ તેની હસ્તીને દાખલા દલીલોથી સાબીત કરી આપી છે, કંઇકોએ તે માટે શાએરીઓ ચલાવી ગઝલો લલકારી છે, તથા કંઇકોએ અભંગો અને કીર્તનો ગાઈ બજાવ્યાં છે. વળી તેના માટે અસંખ્ય પુરાણ પુસ્તકો પણ લખાયાં છે અને લખાય છે, છતાં તે સઘળી સમજાવટ તમારે અધુરીજ જાણવી; કેમકે ગુણવંતા પરમેશ્વરના જેટલા ગુણ ગાઈએ એટલા થોડા ને થોડાજ છે. પરમાત્માને પિછાનવા અને સમજવાને માટે કેટલાકોએ પોતાના કીંમતી પ્રાણ ગુમાવ્યા છે, કેટલાકો મગજથી ખીસી ગયા છે, કેટલાકો જીવ પર જોરાવરી કરી જંગલમાં જઈ બેઠા છે, તો કેટલાંકોએ પહાડો અને ડુંગરાઓ ખણી કહાડયા છે. પંડિતો અને ફિલસુફો, સાધુઓ અને દરવીશો, કવિઓ અને લેખકો, એ સઘળાઓએ પરમાત્મા કોણ અને શું છે, તે જાણવા જણાવવાના ફાંફાં માર્યાં છે, પણ તે સઘળાં કાંઈ સિદ્ધ પરિણામ વિના ફોકટજ લેખાયાં છે. તે ગુપ્ત મહા શકિત કોણ અને કયાં છે, અને શું છે તેને પૂર્ણપણે પહોંચી વળેલા સત પુરૂષો સિવાય બીજા કોણ જાણે છે? આપણે માત્ર એટલુંજ જાણવું જોઈએ, કે જે કાંઈ છે તે માત્ર તેજ છે! દરેક ધર્મનાં પવિત્ર ફરમાનો અને પાક કલામો એ પરમાત્માનીજ આજ્ઞાઓ, ફરમાનો અને કલામો હતાં, જે સઘળાં દેવતાઓ અને પેગમ્બરો

આપણે માટે ખાસ લાવ્યા હતા. એ સઘળા આપણા ભલાંનેજ કાજે મોકલવામાં આવ્યા હતા, તેમ તે આપણા ભલાંનેજ માટે લાવવામાં પણ આવ્યા હતા. વળી આપણા વડીલોએ પણ તે ભલાંનેજ અર્થે સ્વીકાર્યા હતા, ત્યારે આપણે પણ આપણા પોતાનાં ભલાંને અર્થેજ તે મુજબ અમલ કરવો જોઈએ, અને આપણા વંશજોના ભલાં માટેજ તે સાચવી રાખવી જોઈએ. આપણા હિંદુ ધર્મના ફરમાનો વિષે હું લંબાણુ વિવેચન કરવા માંગતો નથી, પણ તે પવિત્ર ફરમાનોમાં લગ્ન વિષેના ફરમાનોની ચોકકસ રૂઢી હાથ ધરી તે તમને ટુંકમાં સમજાવીશ. શાસ્ત્રોમાં પણ તે રૂઢીને ટેકો આપતાં જણાવવામાં આવ્યું છે કે, પતિના મરણ પહેલાં જો પત્નિ મરણ પામે, તો તેને મોક્ષ પ્રાપ્તિ થાએ છે; અને તેટલા માટે તેણીને સૌભાગ્યવતી લેખવામાં આવે છે. આ લખાણનો ખરો ભાવાર્થ શાસ્ત્રમાં જણાવવામાં આવ્યો નથી, પણ હું એ ભેદ તમારી આગળ ખુલ્લો કરીશ.

નિસંદેહ છે કે, સ્રીનો પતિ એ સ્રીનો પરમેશ્વરજ છે, માટે એક પતિવ્રતા સ્રીએ પોતાના પતિનું પરમેશ્વર પેઠે પુજય ભાવથી પુજન કરવું, એ પતિવ્રતાની પહેલી અને પવિત્ર ફરજ છે પોતાનો પતિ ભલો હો વા ભુંડો, નસાબાજ હો વા મર્યાદશીલ હો, સ્વચ્છંદી હો વા પતિધર્મ પાળનાર હો, રંક હો વા રાય, સુખી હો વા દુઃખી, જેવો પણ હો તેવો, આખરે તે તેનો પતિ હોવાથી તેણીએ તેને પરમેશ્વર જેવો લેખી તેની તેટલાજ પ્રેમથી દરેક રીતની સેવા કરવી જોઈએ. જેમ તેણી તેને પરમેશ્વર તરીકે માને તેમ, જગતે પણ તેને પરમેશ્વર તરીકે માનવો જોઈએ. ના; એટલુંજ નહિ, પણ પરમેશ્વર પોતે પણ તેને પરમેશ્વર લેખે કબુલ રાખે એવો કરવો જોઈએ. તે (પતિ) અને પોતે (પરમેશ્વર) બન્ને એકજ છે! આ કારણે જ્યાં સુધી પોતાનો પતિ આ સ્થિતિએ આવી પહોંચે નહી ત્યાં સુધી સ્રીએ તેની સેવા ચાકરી સંપૂર્ણ રીતે કરતાં રહેવું જોઈએ. પતિ પ્રત્યેની સઘળી ફરજો એકજ જન્મના ફેરામાં જો પત્નિ તરફથી ચાલુજ રાખવામાં આવે તો એક જન્મમાંજ તેણીની આ ફરજો સઘળી અદા થઈ જાય છે. વળી જો પત્નિનાં સારાં નસીબે એકાદ સદ્‌ગુરૂના નિકટ સંબંધમાં સંડોવાવું પડે છે તો તે સદ્‌ગુરૂ (જે પોતે પરમેશ્વર રૂપ હોય છે) પોતાની છુપી આત્મિક શકિતના પ્રતાપે તેણીના પતિને પરમેશ્વર પદ સંપાદન કરાવે છે."

"જેણીનું મન, વૃત્તિ અને વાણી પવિત્ર છે તેને કશો ભય નથી. સમજુ તરૂણીઓએ દુષ્ટ માણુસ સાથે નજ બોલવું એવો નિયમ રાખી તેના પરિચયમાં આવવું નહિ; અને પતિ તરફનો પોતાનો પૂર્ણ પ્યાર માત્ર શબ્દોથીજ નહિ, પણ ઉમદા વર્તણુકથી બતાવવો, અને એજ ઉત્તમ ગૃહિણીઓને શુભ ફળ દાતા છે."

"પતિવ્રતા પતિને અનુસરતી, હીરે હર ઘડી હેતે રે;
તેની મરજી એજ એની મરજી; જીવન દોરી એ છે રે.

પ્રાણથી પ્યારો ગણી પીયુની અનન્ય ભકિત કરતી રે,
દુર્જન દુષ્ટને દેખી દૂરથી, આઘી એ ઓસરતી રે. ”

ત્યાં યમુનાબાઇ તરફ ફરી મહારાજ બોલ્યાઃ—“તમારા સંબંધે પણ કાં નહિ આ મુજબ બનવા પામ્યું હોય? માટે શાંત થાઓ, અને ધીરજ ધરી પૂર્ણ ખાત્રીથી જાણજો કે, સદગુરૂ (પરમેશ્વર) જે કાંઇ કરે છે તે સઘળુ ઉત્તમ અને સારાંનેજ અર્થે કરે છે. જો કે તેનું સારૂં કરવું આવી રીતે આપણા મનની વિરૂધ્ધ અને ઉલટું જણાય છે, છતાં વખત આવવે તે સઘળું ખુલ્લું જણાઇ આવે છે, અને પછીજ આપણે સમજતાં થઇએ છીએ કે, જે કાંઇ પ્રથમ માઠું થવા પામ્યું હતું તે આજના સારા દહાડાને માટેજ હતું.

તમારૂં મન સદગુરૂમાં લીન હોવાથી તમે પરમેશ્વર સાથે એક થએલાં બરાબર ગણાવ છો. આ એક સિદ્ધાંત છે, અને તે કેવળ સાચો છે, જે કદાચ તમે હાલ નહિ પણ જાણતાં હો, માટે મ્હારેથી જો જાણવા ઇચ્છા ધરાવતાં હો તો હું કહું તે ધ્યાનથી સાંભળો.

કોઇ એકાદ શરીર જ્યારે મરણ પામે છે, ત્યારે તે શરીરમાં રહેલો જીવ (મરનારનો જીવ) તેની જે કાંઇ પ્રીયમાં પ્રીય વસ્તુ હોય ત્યાં જઇ વાસો કરે છે! તમે તમારા મરનાર ધણીને બહુ વ્હાલાં હતાં, તથા તે પણ તમને વ્હાલો હોવોજ જોઇએ. તમારા ધણીની પ્રીયમાં પ્રીય વસ્તુ તે તમે પોતેજ છો, અને હવે જો કે તેને મરણ પામેલો ધારવામાં આવે છે છતાં, તેનો જીવ તમારામાંજ વાસો કરી રહ્યો છે. હવે તમો પણ જાણી શકયાં છો કે, તમારા ધણીને પરમેશ્વર પદ મળતાં સૂધી તમારી ફરજ પૂરી થઇ શકતી નથી; તથા તમારો ધણી તેના કીધેલા અપરાધો અને ગુન્હાઓની સજા ભોગવ્યા સિવાય છુટો (મુકત) થયા વિના પરમેશ્વરને મળી શકતો નથી; અને તે કીધેલા અપરાધો અને ગુન્હાઓની સજા ભોગવ્યા વિના તે પોતાના ગુન્હાઓ અને અપરાધોથી કદી મુકત થઇ શકતો નથી. હવે જૂઓ, કે તમારા મરનાર ધણીનો જીવ (તે પોતે) તમારામાં વાસો કરતો હોવાથી તેના ગુન્હા અને અપરાધોનું ભોગવવું તમારે માથે પણ આવી પડયું છે. તમારાં એક શરીરમાં હવે બે જીવ વાસો કરી રહ્યા છે. બન્ને જીવોના ગુન્હા અને અપરાધોનું ભોગવવું, તે બન્ને જીવોને ધરાવતા આ તમારા એકજ દેહને શીર આવી પડયું છે; જેથી તમારા ધણીના હિસ્સાનું પણ તમનેજ ભોગવવું પડશે; જે ભોગવ્યા પછીજ તેને તમે મુકત કીધા બરાબર લેખાશે; તથા તમે તમારી ફરજ સંપૂર્ણ રીતે બજાવેલી કહેવાશે. આ સઘળું સદ્ગુરૂની યોજનાથીજ થાય છે, પણ કમનસીબે કોઇ તે સમજી શકતું નથી. આપણા પવિત્ર શાસ્ત્રમાં પણ જણાવેલું છે કે, સઘળી ઇશ્વરી ક્રિયા તથા ધાર્મીક કૃત્યો અને કર્મો જે એક પુરૂષ પોતાની હયાતિ દરમ્યાન કરતો હોય, તે સઘળી તેના

મરણ પછી તેની હયાત બાયડીએ કરવી યોગ્ય છે. આ કારણે એક પરણેતરને પોતાના ધણીના મરણ બાદ, સ્રીપણું પણ બાજુએ મેલી પુરૂષપણું લાવવા અર્થે, પોતાના માથાના વાળ મુંડાવી નાંખવા પડે છે, હાથમાંની બાંગડીએ તોડી નાંખવી પડે છે, અંગમાંની ચોળીને રૂખસદ આપવી પડે છે, શરીર પરનો દાગીનો ઉતારી લેવો પડે છે, અને એ ઉપરાંત તેણીને શ્રી વિષ્ણુની પુજા પણ હવે જાતે પોતેજ કરવી પડે છે, જે પુજા પુરૂષની હયાતિ દરમ્યાન સ્રીને કરવાની સખ્ત મનાઈ હોય છે.

આ પ્રમાણે પુરૂષના મરણ પછી શ્રી વિષ્ણુની પુજા કરવાનું ફરમાન શાસ્ત્રોમાં જણાવવામાં આવ્યું છે; જેથી શ્રી વિષ્ણુ તેજ સદ્‌ગુરૂ હોવાથી, સ્ત્રીઓએ પોતાના ધણીના મરણ પછી સદ્‌ગુરૂની સેવા, ભકિત, પુજા કરવી યોગ્ય છે. સદ્‌ગુરૂ પ્રત્યેની આવી ફરજોથી સ્ત્રીઓમાં સ્વાભાવિક પ્રેરણા, હિંમત અને શકિત ઉત્પન્ન થાય છે; જેના યોગે તેઓ પોતાના ધણીએ કીધેલાં પાપોનું ભોગવવું ધીરજ અને સબુરીથી સહન કરી શકે છે. તમો (યમુનાબાઈ) પણ આ હાલતે આવી પુગ્યાં છો. અનેક જન્મોના સંસ્કારો તમને એકજ જન્મમાં ભોગવવા દેઈ તમારી સઘળી ફરજોથી તમને મુકત કરાવવાની ચાવી તમારા સદ્‌ગુરૂ પાસેજ છે. માટે જેવા દિવસ આવે તેવા નચિંતે કહાડયાં જજો. તમને ફિકર કરવાની કશી જરૂર નથી. સદ્‌ગુરૂએ જણાવેલા માર્ગે (તેણે આપેલા ઉપદેશ પ્રમાણે) દોરાવાથી પોતાના ધણીને પરમેશ્વર પદ આપવાની હાલત એક સ્ત્રી મેળવી શકે છે. સદ્‌ગુરૂના આવા ઉપદેશો શાસ્ત્રના આધારેજ હોય છે, એ તમારે અવશ્ય જાણવું જોઇએ. એક પત્નિ પોતાના પતિ અને કુટુંબ કબીલાને મુકિત અપાવવાને સમર્થ થઈ શકે છે. જે માટે એક મહાત્મા જણાવી ગયા છે કેઃ—

दाराधीनः स्वर्गं मोक्षौ पितृणा पितृणांमात्मनश्चः

એનો અર્થ એ થાય છે કે, પોતાના મરણ પામેલા વાડવડીલો, જેઓ બીજા જન્મો કે દુઃખી હાલત યા નરક (દોજખ) અનુભવી રહ્યાં હોય, તેઓને (પોતાના પતિને આપ્યા પછીજ) મુકિત અને ખરૂં સુખ આપવાનું એક સ્ત્રીનાજ હાથમાં હોય છે.

આ ઉપરથી પુરવાર થાય છે, કે પત્નિ પોતાના સદ્‌ગુરૂની આજ્ઞાનુસાર શાસ્ત્ર પ્રમાણે વર્તે તો તેણી પોતાનાં સઘળાંઓને ખરૂં સુખ સંપાદન કરાવી શકે છે. માટે તમે પણ એકાદ સદ્‌ગુરૂની સંગત સાધો અને તેની સેવામાં સદા તત્પર રહો; તથા તે તમને જેમ કહે તેમ પૂર્ણ શ્રધ્ધાથી વર્તો, એટલે તમારૂં પણ સો સારૂંજ થશે! ધારવા કરતાં વખત વધુ લંબાયો છે માટે હવે તમે સઘળાં જાઓ, અને તમારા સંસારની ફરજો અદા કરો! જવા અગાઉ આટલું

ધ્યાનમાં રાખતાં જાઓ, કે આજના મ્હારા ઉપદેશથી હું એમ નથી કહેવા માંગતો, કે હું સદ્દગુરૂ છું, માટે તમે મ્હારી સેવા કરો! ના; કદી નહિ; ભૂલે ચુકે આવો ખ્યાલ એક ઘડી પણ તમારાં મનમાં ઉત્પન્ન થવા દેશો નહિ. મ્હેં જે કાંઇ કહ્યું છે તે સઘળું માત્ર તમને છુપી કામગીરિની માહિતી કરાવવા અર્થેજ કહ્યું છે; માટે હું ઇચ્છું છું કે, તમારામાંના કોઇપણ તરફથી મ્હારા ઉપદેશનો ઉલટો અર્થ ન કરવામાં આવશે, પણ તેનો ભાવાર્થ સમજવાની કોશેશ કરી તે મુજબ અમલ કરજો!"

હવે આપણે હરદાસ બુઆની અધુરી રહેલી બાબત પૂરી કરીશું. મહારાજ આગળથી તે છેલ્લો વિદાય થયા પછી સઘળે તેમનીજ પવિત્ર મૂર્તિ તેને દ્રષ્ટિગોચર થતી હતી. હરદાસ બુઆ પોતાના મિત્રો અને પિછાનનારાઓ તથા કીર્તન સાંભળવા આવનારાં સઘળાં લોકો સમક્ષ ખુલ્લી રીતે જાહેર કરતો હતો કે;

"મહારાજ જેવા એક પૂર્ણ પરમહંસ પરબ્રહ્મને મેળવવામાં ખડકપૂર ખરેજ નસીબવંત છે."

મહારાજની સેવા કરવા, તેઓને પુજય ભકિતભાવથી ચ્હાવા, તેમના પ્રત્યે વિશ્વાસ રાખવા, અને તેમના ઉપદેશ પ્રમાણે વર્તન રાખવા વગેરે ખાસ સલાહ હરદાસ બુઆ લોકોને આપતો રહ્યો હતો. કેટલાક દિવસો પછી લોકોના આગ્રહને માન આપી બુઆજીએ ચીન્ન સ્વામીના ઘરની સામે આવેલાં બાળાજીનાં મંદીરમાં કીર્તન કરવા ઠરાવ્યું; જેથી મહારાજને આ કીર્તનમાં પધારવાની તેમના ભકતોએ ધાંધળ મચાવી. બાળાજીના મંદીરમાં કીર્તન કરવા કરતાં મહારાજની ઝુંપડી આગળજ તે કરવાની હરદાસ બુઆની બહુએ જિજ્ઞાસા હતી, પણ મહારાજની "બાલોન્મત્ત પીશાચવત" અવસ્થા ધ્યાનમાં લઈ બુઆને ડર લાગ્યો. તેણે વિચાર કીધો કે, જો મહારાજ તેઓની હાજરીથી છેડાયા, તો મારપીટ કરી તાલ તંબુરા પણ કયાં ને કયાં ફેંકી દેશે; જેથી અંતે જોકે મંદીરમાંજ કીર્તન કરવાનું નક્કી કર્યું, છતાં મહારાજને ત્યાં ઘસડી લાવવાની મસલત ચલાવવામાં આવી. કીર્તન માટે ઠરાવેલો દિવસ રવિવારનો હતો. આ દિને બપોરના ચારને શુમારે મહારાજના ભકતોમાંના બે તેઓને તેડવા માટે ઝુંપડી પર આવી ચઢયા, અને સઘળા ભકતોની વતી તે બન્નેએ મહારાજને નોત્રું દીધું, પણ મહારાજે ત્યાં જવાની ના પાડી કહ્યું:—

"હું એક મહારના ઘરમાં રહું છું; નરક અને પીશાબ (ગૂ મૂત)માં હું પડયો છું; હું ભ્રષ્ટ થયો છું, હું મરવા પડયો છું, અને હરદાસ બુઆનું કીર્તન સાંભળવાની હું લાયકાત ધરાવતો નથી; માટે જાઓ, અને મ્હારો આ સંદેશો તે સર્વને પહોંચાડો!"

" કયા ગરજ ઉસકો કિસીકી જો હય આશક યાર પર?
ગુલ નજર આવે, તો દિલ માઇલ હો કયસા ખાર પર? કયા.
સચ હય ગ્હે આશકકો દિવાનાં તો હર એક કહેતા હયે;
લેક કયા પરવા ઉસે, જ્હો હય દિદા દિલદાર પર? કયા.
ઇન્સસે ઇનસાન કા તો ઇશ્ક તો છુગતા નહીં,
મુઝસે છુટે ઇશ્ક કયું આશક હું મયે ગફ્ફાર પર! કયા.
દેખતા હું જુજ ખુદા કે ગયર તો લગતી હય આગ,
થૂકતા હૂં મયેં સદા ઉસ સૂરતે મુરદાર પર! કયા."

તે ભકતોએ વિનંતિ કરવી ચાલુ રાખી, તેટલાં મહારાજના મસાનું લોહી વહેતું થયું; જેથી મહારાજ ઉઠી હાજતે બેઠા. આ અરસામાં બીજા બે ખાસ ભકતો મહારાજને તેડી જવા ત્યાં આવી પહોંચ્યા, અને બહુ કાકલુદીથી તેઓશ્રીને પોતાની સાથે આવવા અરજ કરી. મહારાજે થોડીક પળ વિચાર કર્યો અને પછી પોતે હાજત પુરી કરી મંદીરમાં આવશે એવું કહી ત્યાંથી તેઓને જતા રહેવા ફરમાવ્યું; પણ તે ભકતો ત્યાં થોભ્યા અને શ્રીજીને સાથે લઈ જવાની ઇચ્છા પ્રદર્શિત કરી. તેઓએ મહારાજનો જખમ સઘળો ધોઇ ધાઇ સાફ કર્યો; અને હવે મીરાંબાઇ તથા બીજા બે ત્રણની જોડીમાં તે ભકતોને લઈ મહારાજ મંદીર તરફ ગયા. મંદીર આગળ આવી પહોંચતાંજ ત્યાં હાજર રહેલાં સઘળાંઓએ ઉઠી કાનના બહેર ફાડી નાંખનારા જયનાદોથી મહારાજને વધાવી લીધા. મહારાજ મંદીરની બહાર દરવાજા આગળ જઇ બેઠા, અને લોકોને પણ પોતાની બેઠક લેવા ફરમાવ્યું. તેઓએ મહારાજને અંદર આવી બેસવાને બહુએ આગ્રહ કીધો, પણ તેઓની અરજ મહારાજે નામંજુર રાખી. અંતે હરદાસ બુઆએ કીર્તન શરૂ કર્યું. મહારાજ તરફ ઈસારો કરી, હરદાસ બુઆએ સદ્ગુરૂની હાલતનું વિવેચન કરવા માંડયું. હરદાસ બુઆનું આ ભાષણ પ્રસંગને અનુસરતુ હતું, એટલુંજ નહિ, પણ તે એટલું તો રસીક અને મનોહર હતું, કે મહારાજ તે સાંભળી સઘળો વખત રડયા કરતા હતા. વળી ત્યાં હાજર રહેલી મંડળીના મન પર પણ તેથી સારી અસર થવા પામી હતી. થોડીવાર પછી મહારાજ એકાએક ઉઠયા અને બાજુમાં પડેલો એક જોડો (સ્લીપર) ઉપાડી મંદીરમાં દાખલ થયા; અને હરદાસ બુઆ પાસે જઇ તેમના માથા પર તે જોડો ત્રણવાર જોરમાં મારી, ઝટ મંદીરની બહાર નિકળી પોતાની ઝોંપડી તરફનો રસ્તો લીધો. હરદાસ બુઆએ પોતાના માથા પર પડેલા મહારાજના હાથમાંના ને જોડાને નમસ્કાર કર્યો, અને પછી મોટા માન સાથે તેને પોતાના હોઠ સાથે લગાડી ચુંબન કર્યું. હરદાસ બુઆનો આવો અગાધ પ્રેમ જોઈ ત્યાં હાજર રહેલી મંડળીની આંખમાં ખુશાલીનાં આંસુ ધાઈ આવ્યાં. પેલાં

ખાસડાંને ચુંબન લઇ રહ્યા પછી હરદાસ બુઆ ત્યાં હાજર રહેલાં લોકો તરફ ફરીને બોલ્યા;

"પ્રિય બંધુઓ ! હું તમને એકવાર કહી ચૂકયો છું, અને ફરી કહું છું, કે મહારાજ જેવા એક ઉંચ ઇશ્વરી અવસ્થા મેળવી ચુકેલા સદ્‌ગુરૂને મેળવવા કાજે ખડકપૂર ખરેજ મોટું ભાગ્યશાળી થયું છે. આજે હું મ્હને પોતાને પણ મહા ભાગ્યશાળી લેખું છું; કેમકે મ્હને જેવી પ્રસાદિ હાલમાં મહારાજ તરફથી મળી છે, તેવી ભાગ્યેજ બીજા કોઇને નસીબે મળી હોય. તમો સઘળાં મહારાજનાં પ્રત્યેક કાર્યની તથા તેમની દરેક ચર્ચાની નોંધ લેતાં રહેજો; અને દિલોજાનથી તેમના પ્રત્યે ભકિતભાવ વધારજો. મ્હને મળેલા આજના પ્રસાદથી આનંદ પામીને હું પણ પ્રતિજ્ઞા લઉં છું કે, આજ પછીથી કદી પણ હું કીર્તન કરવાનું મહેનતાણું લઇશ નહિ, અને જેવી કાંઇ શુદ્ધિ હવે પછી મ્હને મહારાજની કૃપાથી થશે તે પ્રમાણે મ્હારાં તન, મન, ધનના ભોગે હું વર્તન રાખીશ. પ્રભુ ! મ્હને તેમ સહાય થાવ !

> આતમ જ્ઞાન બિના જન તેરો, નર તન વૃથા ગયો ગયો !
> દુર્ગુણ પર ચિત્ત ધર ખર કોઈ દિન, શિવ શિવ મુખ ન કિયો કિયો;
> પર નારીસેં નેહ લગા કર, જમકો ચોર ભયો ભયો—આતમ.
> જનમ સફલ તિન કો જગમેં, જીન ગુરૂ મુખ તત્વ લિયો લિયો;
> મથુરાંદાસ અબે સબ ત્યાગી, ગુરૂ પદ શરણ ગ્રહો ગ્રહો—આતમ.

તે દિવસે હરદાસ બુઆએ પોતાનું કીર્તન ઠેઠ મોડી રાત પછી પૂરૂં કર્યું.

હરદાસ બુઆ હવેથી હરહમેશ મહારાજનાં દર્શને આવતા થયા, અને તેમની આજ્ઞા પ્રમાણેજ વર્તવા લાગ્યા. ખડકપૂર છોડવાની એક દિવસ અગાઉ બુઆજી મહારાજના દર્શને આવ્યા. થોડીક વાતચિત્ત પછી મહારાજે બુઆને પૂછ્યું:—"તમો શું શું ભણ્યા છો ?"

"ભગવત્ ગીતા, પંચ દશી અને યોગ વાશિષ્ટ." હરદાસ બુઆએ જવાબ દીધો. યોગ વાશિષ્ટનું નામ સાંભળી મહારાજને એકાએક કાંઇ ખ્યાલ આવતાં બુઆજીને સવાલ કીધો;

"યોગ વાશિષ્ટ એટલે વશિષ્ઠ મૂનીએ તૈયાર કરેલું પુસ્તક, જેમાં વશિષ્ટજીએ રામચંદ્રજીને ઉપદેશ કર્યો છે તેજ કે ?"

હરદાસ બુઆએ હા પાડવાથી મહારાજ આગળ ચાલતાં બોલ્યા;

"જુઓ બુઆ, હું તમને યોગ વાશિષ્ટનો બીજો પણ અર્થ સમજાઉં છું તે સાંભળજો.

યોગવાશિષ્ટનો ખરો ઉચ્ચાર યોગવાશિષ્ટ થાય છે; જે "યો-ગવા-અને શિષ્ટ" એવા ત્રણ જુદા જુદા શબ્દોનો બનેલો છે. "યો"નો અર્થ

"જે" થાય છે; "ગવા"નો અર્થ શિલક (બાકી રહે તે), તથા "શિષ્ટ"નો અર્થ ઉત્તમ થાય છે. સામટી રીતે લેતાં "યોગવાશિષ્ટ"નો અર્થ "જે શિલક તે ઉત્તમ" એવો થાય છે; એટલે કે વધુ ખુલ્લા શબ્દોમાં કહું તો "શરીરથી જૂદું થઈ" જે શિલક બાકી રહે છે તે ઉત્તમ અથવા શ્રેષ્ટ છે."

મહારાજની આ વિચિત્ર વ્યાખ્યા સાંભળી હરદાસ બુઆને બહુજ આનંદ થયો. બીજી થોડીક વાતચિત પછી હરદાસે પોતે ભવિષ્યમાં કેમ વર્તવું તે માટે મહારાજની ઇચ્છા જાણવા માંગી, જેથી મહારાજ બોલ્યા;

कर्मण्य कर्मयः पश्येद् कर्मणी च कर्मयः ॥

सबुद्धिमान् मनुष्येषु सयुक्तसः कृत्स्न कर्म कृतः ॥

મહારાજના આવા હરહમેશના શબ્દો અને ઉપદેશો ઉપર ધ્યાન આપતા રહી અંતે હરદાસ બુઆએ અગ્નિહોત્ર કરવા કબુલ થઈ, તેજ દિવસથી આ સૌથી શ્રેષ્ટ ક્રિયા આજ પર્યંત તેઓ કરતા રહ્યા છે.

ભાગુ મહારણની ઝોંપડીમાં આવી રહ્યા પછી પણ મહારાજને દર ગુરૂવારે અંગોળ કરાવવાનું સ્ત્રીઓ તરફથી ચાલુજ રાખવામાં આવ્યું હતું. મહારાજના અંગને તેલ ચોપડી સાફ અને સ્વચ્છ કરી ન્હવાડવામાં, ભાગુ અને અને તેણીનો ધણી નામદેવ મહાર પણ બીજી સ્ત્રી ભકતો ભેગાં સામેલ થઈ મહારાજની સેવા કરતાં હતાં; જોકે આ સઘળી સેવા ભકિતથી મહારાજ પૂરા કંટાળી ગયા હતા, અને વારંવાર તેઓને તેમ કરવાને ના પાડતા હતા, છતાં તેઓની ખરી ભકિત અને શ્રધ્ધા જોઈ તેમના ઉત્સાહનો ભંગ કરવાનું મહારાજને પસંદ પડયું નહિ; કેમકે પોતાને થતી તકલીફના ભોગે પણ આવા ખરા પ્રેમની સાચી ભકિત અને સેવાની ઇશ્વરની દરબારમાં કદર થાય એવું તેઓ ઇચ્છતા હતા, અને તે કારણેજ તેઓની આ ફરજમાં હરકત ન નાખતાં, મહારાજે તે ચાલુ રખાવી હતી. એક ગુરૂવારને દિને તે સ્ત્રી ભકતો મહારાજના અંગને તેલ ચોપડી રહ્યાં હતાં, તેટલાં એક ઘરડી આંધળી સ્ત્રી, એક ન્હાના છોકરાનો હાથ ધરી ત્યાંથી પસાર થતી જણાઈ. તે આંધળી ડોસીનો દેખાવ અતિ દયાજનક હતો, તેણીના પાકીને સફેદ થએલા માથાંના બાલ વેર વિખેર થએલા હતા, તેણીના શરીર પર મેલાં અને ફાટેલાં વસ્ત્રો, તેણીની કંગાળ્યતનો પૂરો ખ્યાલ આપી રહ્યાં હતાં. એકાએક મહારાજનું ધ્યાન તે ડોસી તરફ ખેંચાતાંજ તેઓ બોલી ઉઠયા:—

"મ્હારે ન્હાવાની ખાસ જરૂરજ હોય એવું હું કાંઈજ જોતો નથી. જેને ન્હાવાની ખાસ અને ખરેખરી જરૂર છે તે જૂઓ, પેલી આંધળી ઘરડી ડોસી જાય છે. તેણીના વેર વિખેર બાલ અને તેણીનાં મેલાં વસ્ત્રો જૂઓ, તેણીનું ખરડાએલું શરીર જૂઓ, શું તેણીને અંગોળાવાની જરૂર નથી? છેલ્લા કેટલાક

મહિનાઓથી તે બિચારીના નસીબમાં ન્હાવાનું સરજ્યું ન હશે! માટે હવે તેણીને ન્હવાડવી જોઇએ. હું જાણું છું અને પૂરા વિશ્વાસથી માનું છું કે, તે ડોસીજ મ્હારો પરમેશ્વર છે !"

મહારાજનું આ બોલવું સાંભળી લક્ષ્મીબાઇ તથા બીજી સ્ત્રીઓએ કહ્યું:—"મહારાજ! હમો તેણીને નહવડાવવા તૈયાર છીએ, માટે આજ્ઞા આપો!"

"હું હુકમ આપી શકતો નથી." મહારાજ બોલ્યા; "કેમકે તમો જાતે બ્રાહ્મણ છો, અને આ ડોસી તો હજામ જાતની જણાય છે, તો આવું અધર્મી કામ હું શી રીતે તમો પાસેથી કરાવી શકું? હું જાણું છું કે, એ સ્ત્રીજ મ્હારો તો પરમેશ્વર છે. વળી આજે ગુરૂવાર છે, તો કાં નહિ દત્ત મહારાજ આ ઘરડી સ્ત્રીના રૂપમાં હ્યાં આવ્યા હોય!"

મહારાજના મૂખમાંથી આ શબ્દો બહાર પડતાંજ તે સઘળી સ્ત્રીઓ ત્યાંથી દોડી ગઈ, અને જઇને પેલી ઘરડી બાઇ તથા તેણીનો સાથના છોકરાને મહારાજ કણે ઘસડી લાવી બેઉને ઉભાં કર્યાં. એ પછી તેણીને અંગોળ કરાવવાની તૈયારીઓ તેઓએ કરવા માંડી, અને તે માટે સામેનાજ મેદાનની જગ્યા પસંદ કીધી. તે ઘરડી સ્ત્રીને એક પાટ પર બેસાડી તેણીની આસપાસ રાંગોળી નાંખવામાં આવી. પછી સઘળાં લુગડાં કાઢી નાખી, તેણીના આખા શરીરે તેલ ચોપડી ઘણીજ સંભાળથી તે ડોસીને અંગોળાવ્યા પછી તે સ્ત્રીઓએ વૃધ્ધ ડોસીમાને નવી સાડી ચોળી પહેરાવી તૈયાર કીધી; અને તેણીની સાથના છોકરાને પણ ન્હવાડી તેને પણ નવાં લુગડાં પહેરાવવામાં આવ્યાં. સઘળું પુરૂં થઇ રહ્યા બાદ તે બંને આગળ સારૂં ભોજન લાવી મેલવામાં આવ્યું; જે ખાઈ રહ્યા પછી તે આંધળી ડોસી પેલા છોકરાની સાથે હસતી હસતી અને આશિષો દેતી ત્યાંથી રવાના થઇ. પેલી સ્ત્રીઓએ હવે મહારાજના તેલ ચોપડેલાં શરીરને સાફ કરી અંગોળ કરાવ્યું. સઘળું થઇ રહ્યા પછી મહારાજ ઝુંપડીમાં આવી બેઠા, અને ઘણાજ ખુશ થઇને બોલ્યા:—

"તમે આજે પેલી આંધળી વૃધ્ધ સ્ત્રીને અંગોળાવીને મ્હારાં હૃદયમાં આનંદોત્સવ પ્રકટાવ્યો છે; એટલુંજ નહિ, પણ તમે આજે મ્હારી ખરી સેવા કીધેલી હું લેખું છું. તે ડોસીની સેવા, એ મ્હારીજ સેવા કર્યા બરાબર છે! તે ડોસીમા તે હું પોતેજ છું એમ ધારી તમે જે સેવા તે ડોસીની કીધી છે, તે મ્હને પહોંચી છે, એ ખાત્રીથી જાણજો. વળી આ સેવા ખરી અને સાચા પ્રેમથી ભરેલી હોવાથી તેનો બદલો જરૂરજ તમને મળશે, એટલું તો હું તમને વિશ્વાસથી કહી શકું છું. મ્હારા આ બોલવાના ટેકામાં હું તમને એક વાર્તા કહી સંભળાઉં છું."

## પ્રકરણ ૧૧ મું.

मायांतु प्रकृति विद्यान्मा यिनंतु महेश्वरम्।
तस्या वयव भूतैस्तु व्यप्त सर्व्व मिदजग त्॥

એમ કહે છે કે, માયાનેજ પ્રકૃતિ સમજી લેવી; અને માયાનેજ મહેશ્વર પણ જાણી લેવો. તેનાં અંગ સમુહથીજ આ સઘળું જગત વ્યાપ્ત રહેલું છે.

### લાકડાંના પગની સેવા.

કોઈ એક નામીચાં શહેરમાં એક પૂર્ણ પરબ્રહ્મ સદ્ગુરૂ ઘણાંક વરસોથી પોતાનો મુકામ કરી રહ્યા હતા. આ મહા સદ્ગુરૂ ત્યાંના દરેક કોમના લોકોથી પુજાતા હતા. રાય યા રંક, ઘરડા વા જવાન, જાત કિંવા પરજાત, પુરૂષ કે સ્ત્રી વગેરે સઘળાં તેમનાં દર્શનનો દરરોજ લાભ મેળવતાં હતાં. તે મહાન સદ્ગુરૂના હાથ પગ તથા શરીર વગેરેની ચંપી કરવાની ખાસ સેવા માત્ર શ્રીમંતો અને મોટા ઓધ્ધેદારોનેજ ફાળે આવતી; જ્યારે ગરીબ બિચારા મુફલીસો અને અભણ વર્ગના લોકો આ ખાસ સેવાથી બાકાત રહેતા હતા. ગરીબ અને અભણ વર્ગનો "બાપુ"ના સાદાં નામવાળો એક શખ્સ સઘળાંઓમાં જાણીતો હતો, તે પેલા સદ્ગુરૂને ખરા પ્રેમથી અને પૂર્ણ ભકિત ભાવથી ચ્હાતો હોવાથી કેમે કરીને ગુરૂના હાથ પગ ચાંપવાની ખાસ સેવાનો લાભ મેળવવા ભારે પ્રયત્ન કરી રહ્યો હતો, પણ પેલા તુંદ સ્વભાવના તુમાખી તવંગરો તે બિચારાને લગારે ફાવવા દેતા નહિ. એટલુંજ નહિ, પણ તેને શ્રીજીની નજદીક પણ આવવા દેતા ન હતા અંતે લાઈલાજ થઈ બાપુએ છેટે ઉભા રહી એક દિવસે મહારાજને રડીને ફરિયાદ કીધી. આ સેવા કરવા દેવા કાંઇ બંદોબસ્ત કરવા વિનંતિ કીધી. બાપુનો આ વિનય જોઈ સદ્ગુરૂએ ત્યાં હાજર રહેલા ધનાઢયોને, આ ગરીબ ભકતને ખાસ સેવાની તક આપવા નરમ શબ્દોમાં જણાવ્યું, પણ તે તુમાખીઓએ જણાવ્યું કે;

"સ્વામીજી! આવા અભણ, અજ્ઞાન અને અણ સમજુ વર્ગના લોકોને તો દૂરજ રાખેલા ભલા; નહિ તો તેમનાથી તમને ઘણીજ હલાકી ભોગવવી પડશે. આવા લોકોને સહેજ છુટાપણું આપતાં તેઓ ખરડેલા પગ છેક ગાલીચા સુધી લઇ આવવાની સરકશી કરશે. હમારા મત મુજબ તો હાથ આપતાં પોંહચો પકડનારા આ પ્રકારના લોકોને દૂરથીજ દર્શન આપવાં સારાં; માટે આવી તેઓની વાહીઆત અરજ પર આપશ્રી બીલકુલ લક્ષ આપશો નહિ, એવું હમો માંગીએ છીએ."

શ્રીમંતોના આવા બચાવથી સ્વામીજી ચુપજ રહ્યા, અને વધુ વાદવિવાદ કરી તેને ન લંબાવતાં "ઠીક હું જોઈશ." એટલોજ જવાબ દઈ સઘળાને શાંત પાડયા. સ્વામીજીના "જોઈ લેવા" માટે બિચારો બાપુ દિવસો સુધી થોભ્યો, પણ તેની દાદ લેવાઇ નહિ; જેથી તેણે પોતાની અરજ ફરી અને ફરી ચાલુ રાખી, પણ તેનું કાંઇ પરિણામ ન આવવાથી અંતે પણ તેણે આશા છોડી નહિ. સ્વામીજી પ્રત્યે તે એટલો તો પુજ્ય બુધ્ધિ ધરાવતો હતો, કે પોતાની ગમે તેવી અરજ અને કોશેશ છતાં પણ જ્યારે તેમના હાથ પગની સેવા કરવાનું તેને ફાળે નજ આવ્યું ત્યારે, આ ખાસ સેવા બીજી કોઇ રીતે બજાવવાની તેણે યુકિત રચવા માંડી. તેણે લાકડાંના બે પગો તૈયાર કરી સદા તેની સેવા કરતા રહેવાના નિશ્ચયને અમલમાં મેલવા અર્થે બાપુએ બે આખા લાકડાંના પગો તૈયાર કરાવ્યા; અને હવે તે દરરોજ સહવારે સ્વામીજીના દર્શન લઇ, સામેના ખુણામાં બેસી પેલા બનાવતી પગો પોતાના ખોળામાં લઇ તેને ધીરે ધીરે દાબી ચમ્પી કરતો હતો. છેક મોડી રાત સુધી આ કૃત્રિમ સેવા બજાવી બન્ને પગો પાછા તે પોતાની બગલમાં મારી પાછો સ્વામીજીને નમસ્કાર કરી ઘરે જતો રહેતો હતો. બાપુની આ વિચિત્ર સેવા જોઇ, સ્વામીજીના શ્રીમંત ભકતો તેને પાગલ કહી તેની મજાક મશકરી કરતા જોઇ, પગ ચમ્પી કરતાં કરતાં બાપુ એકવાર બોલી ઉઠયો કે;

"સ્વામીજીના કુદ્રતી પગો પર જેટલો તમને હક્ક છે તેટલોજ મ્હને આ લાકડાંના અકુદ્રતી પગો પર હક્ક છે; માટે તમે તે નરમ સુંવાળા પગો દબાવતા રહો, અને હું આ સખ્ત કડક પગો દબાવતો રહીશ. આ રીતે તમો તે અસલ પગની તકલીફી સેવા કરી નકલી મોજ ભોગવવામાં ખરૂં સુખ માનો; અને હું આ નકલી પગની ખરેખરી સેવા કરી સાચે સાચી મોજ ભોગવવામાં ખરૂં સુખ માનતો રહીશ."

આ મુજબ પરમ ભકત બાપુએ પોતાની આ ભાવિક સેવા પૈરાં બે વરસ સુધી ચાલુ રાખી. કોઇ ઓછાં જ્ઞાનવાળાને જ્યારે પોતે બધું જાણનારો છે એવું અભિમાન થાય, ત્યારે તેણે, અથવા જેને ઝાઝી બુધ્ધિ નથી તેણે, વિદ્વાન અને મહાન પુરૂષનો સમાગમ કરવો; એટલે તેમનું અપુર્વ જ્ઞાન અને નમ્રતા જોઇને તેનું અભિમાન કિંવા અજ્ઞાન દૂર થાય છે.

એક દિવસે સ્વામીજીના પગોમાં એકાએક દુ:ખાવો થઇ આવ્યો, જેથી પોતાના તે દુ:ખતા પગો લગાર વધુ જોરથી દાબવાને સ્વામીજીએ પોતાના શ્રીમંત ભકતોને કહ્યું. સ્વામીજીના હુકમને માન આપી તેઓએ જોરમાં પગ ચમ્પી કરવા માંડી, પણ જેમ જેમ તેઓ વધુ દબાવતા ગયા તેમ તેમ તેમાં વધુ કળતર થતી હતી. ધીરે ધીરે કરતાં તે દર્દ એટલું તો વધવા માંડયું, અને

તેની એટલી તો વેદના થવા માંડી, કે સ્વામીજીથી ન જ ખમી શકાવાને કારણે મોટે મોટે બૂમો પાડવા માંડી. પેલા ધનાઢ્ય શેઠિયાઓ હજી કાંઈ કરે તે અગાઉ તો સ્વામીજીના બન્ને પગો રફતે રફતે સુકાતા ચાલ્યા; તે એટલે સુધી કે અંતે તેમના બન્ને પગો તદ્દન અકડી ગયા, અને સુકાઈને લાકડાં જેવા જડ થઈ નકામા જેવા થઈ પડયા. પેલા શ્રીમંત ભકતોમાં હવે ગભરાટ થઈ રહ્યો, અને શું કરવું તે કોઈને કાંઈ સુઝે નહિ. બીજી તરફ પેલા લાકડાંના નકલી પગો બાપુના ચાલુ દબાવ્યા કરવાથી નરમ થતા ગયા! સ્વામીજીના નકામા થઈ પડેલા પગોને માટે અંતે ડૉકટરને બોલાવવામાં આવ્યો, જેણે તે પગો તપાસી જણાવ્યું કે, જો સ્વામીજીના પગોને કપાવવામાં ન આવશે તો ધીરે ધીરે તમામ શરીર તે પગો માફક સુકાઈને લાકડાં જેવું થઈ પડશે, માટે જરૂર તે કપાવવા જોઈએ. ડૉકટરનું આ મત પેલા શ્રીમંતોએ સ્વામીજીને કહી સંભળાવ્યું; અને તેમની ઈચ્છા જાણવા માગી; પણ સ્વામીજી પોતાના દુઃખમાં એટલા તો ડુબેલા હતા કે, "કોઈ પણ રીતે મ્હારૂં દુઃખ કમી કરો!" એટલુંજ માત્ર બોલી તેમણે રડારોળ અને બુમાબુમ કરવા માંડી; જેથી ન છુટકે પેલા શ્રીમંતોએ સ્વામીજીના પગોને કાપી નાખવાની તે ડૉકટરને મંજુરિયાત આપી. ડૉકટરને પરવાનગી મળતાંજ તેણે સ્વામીજીના બન્ને પગો કાપી શરીરથી છુટા પાડયા. પોતાના બન્ને પગો કપાએલા જોઈ સ્વામીજી છેડાઈ પડયા અને બુમરાણ કરી મેલી મોટેથી બખાળી ઉઠયા કે:—

"કમબખ્તો! આ તમે શું કીધું! અરે રે! મ્હને વગર પગનો લંગડો બનાવી નાંખ્યો! હવે હું ચાલીશ કેમ, અને કઈ રીતે ફરહર કરીશ! હે ભગવાન! આ શો જુલમ!"

સ્વામીજીના બહારગામના બીજા ભકતો તેમના દર્શને આવી ચઢયા, અને નમસ્કાર કરી પગે પડવા ગ્હાયું, પણ સ્વામીજીના પગો હતાજ કયાં કે તેઓ પગે પડે! આ જોઈ તે સઘળા ગભરાટમાં પડી બોલી ઉઠયા;

"હમારાં ગામથી ઉપડયા અગાઉ અમે તો પ્રતિજ્ઞા લીધી હતી કે, જ્યાં સુધી સ્વામીજીના પગ પર હમો સઘળાં માથું ન મૂકીએ ત્યાં સુધી કોઈએ અન્નનો માત્ર એક દાણો પણ મોંપર ન મૂકવો! ત્યારે હમોએ હવે શું કરવું! હે પરમાત્મા! હવે હમે અમારી પ્રતિજ્ઞા કેમ તોડયે! પ્રતિજ્ઞા ન તોડપે તો ભૂખે મરી જઈશું!"

પોતાના પેટની ફીકરમાં પડેલા આ પરદેશી ભકતોની ગડબડ જોઈ પેલા બાહોશ ડૉકટરે તેઓને શાંત પાડતાં કહ્યું;

"મ્હારા મિત્રો, તમો ગભરાશો નહિ. જો તમારી ઉપર આવી આફતજ છે તો હું સ્વામીજીને લાકડાંના પગો બેસાડી આપીશ, જેથી તમે અને બીજાંઓ તે ઉપર તમારાં માથાં મૂકી સર નમાવતાં રહેજો!"

પેલા પરદેશી પરોણાઓને ડોકટરની આ સલાહ પસંદ પડવાથી તે કબુલ રાખી લગાર હસ્સાથી બોલ્યાં;

"ચાલો, ડોકટર ત્યારે જલદી કરો; હમોને બહુ ભૂખ લાગી છે, તેમજ બીજું પણ બહુ કામ બાકી પડેલું કરવાનું છે, માટે ઉતાવળ કરો. એક એક ઘડી હમને સોનાના મૂલ્યની છે, માટે મહેરબાની કરીને વખત ન લગાડો! પ્રભુને ખાતર જલદી કરો."

બીજી તરફ સ્વામીજી, આ ગામવાસી ભકતોની ધાંધળ અને હુકમ સાંભળી, ડોકટર તરફ ક્રોધ બતાવી બોલ્યાઃ—

"અરે કમબખ્ત ડોકટર; ત્હને જો લાકડાંનાજ પગો બેસાડવા હતા, તો મ્હારા પગો કાપ્યાજ શા માટે? તે તો કુદ્રતીજ લાકડાં જેવા થઇ ગયા હતા; તેં મ્હને ફસાવ્યો છે! તેં મ્હને જીંદગીથી રદ બાતલ કરી મેલ્યો છે! અરે! પરમેશ્વર ત્હારૂં શું ભલું કરશે! ત્હને પણ મ્હારા જેવી હાલતે ટવળી ટવળીને મરવું પડશે!" સઘળી તરફની આ સામટી ગડબડથી તે ડોકટર ગભરાઈ ગયો, અને ગાફેલ જેવો એક બાજુ ઉભો રહી, હવે શું કરવું તેના વિચારમાં પડયો. પેલા ભુખ્યા ભકતો તો ડોકટરને હોસ્પીટલમાં જઈ લાકડાંના પગો લઈ આવવા અને ઉતાવળ કરવા કહેતા હતા; તેટલાં તેઓમાંના એકની નજર, ત્યાં એક ખુણામાં લાકડાંના બનાવટી પગોને ચમ્પી કરીને દાબતા બેઠેલા બાપુ પર પડી, જેથી તે વચ્ચે બોલી ઉઠયોઃ—

"સબર કરો, ડોકટર! તમે હોસ્પીટલમાંથી બંધબેસતા પગો લેઇ આવો તેટલાં તો ઘણો વખત ફોકટમાં જશે; માટે જૂઓ, પેલા શખ્સ પાસે આયના તૈયાર પગો છે તે શા માટે લઈને બેસાડી નથી દેતા? સ્વામીજીનો તે પણ જયારે ભક્તજ છે, ત્યારે તો તેમના આરામ અને સુખને ખાતર તે જરૂરજ તમને પેલા પગો આપશે; માટે તેના પાસેથી માંગી લો!" ડોકટર બીજા ભકતો સાથે બાપુ પાસે આવ્યો, અને પેલા પગો જોઈ અજાયબીથી બોલી ઉઠયોઃ—

"અરે! આ કેવુ! જૂઓ. લાકડું છતાં આ કેટલું નરમ છે! આના કરતાં વધુ નરમ, અને બંધબેસતા પગો આપણને કયાંએ મળનાર નથી; લાવ હે અલ્યા! આ પગો મ્હને આપ; મ્હારે તે સ્વામીજીને બેસાડવા છે!"

આ સાંભળી બાપુ તો વાઘના જેવો વિકરાળ થઈ ઘાંટો પાડીને બોલ્યોઃ–

"ચાલી જાઓ! એકદમ હ્યાંથી તમારૂં કાળું કરો, નહિં તો આ લાકડાંના પગોથી જ હું તમો સઘળાંનાં માથાં એક પછી એક ભાંગી નાંખીશ! મ્હારી નજદીક આવશો ના, અને વધુ રીકઝિક પણ કરશો ના. આ પગો મ્હારી માલકીના છે, કાંઈ તમારા બાપના નથી. જેમ હું એકલો આ

પગો પર હક્ક ધરાઉ છું, તેમ હું એકલોજ તમો લોકોના માથાં ફોડવાનો પણ હક્ક ધરાઉં છું; માટે જો તમારાં માથાં તમો સલામત પાછાં લઈ જવા માંગતા હો તો ચુપચુપ ત્યાંથી ચાલ્યા જાવ, હું તમારૂં કાંઈજ સાંભળવા માંગતો નથી.”

બાપુનું મસ્તક ફરી ગએલું જોઈ, પેલા શ્રીમંતોએ હવે પોતાની બાજુ પલટી, અને બહુજ માયા અને વિવેક મર્યાદાથી બોલ્યા;

“બાપુ! તું બીજા ત્હારા ભાઈબંધો કરતાં તો વધુ સમજદાર અને ડા । છે, ત્યારે આજે એમ કાં કરે છે ભલા । માણસ? આ પગો આપણા સ્વામીજીને બેસાડવામાં આવશે, કાંઈ બીજા કોઈને માટે નથી જોઈતા. તને આ લાકડાંની કીંમત જોઈતી હશે તો હમો આપવા તૈયાર છીએ! શું તને સ્વામીજી પ્રત્યે પ્રેમ નથી? શું તું તેમનો ભકત નથી? ત્યારે અમસ્થો શા માટે રિસે ભરાએ છે?” હવે બાપુ લગાર શાંત થયો ખરો, પણ પેલા લાકડાંના પગો આપવાની તો સાફ ના ને નાજ પાડી તે બોલ્યો;

“સ્વામીજીના પગો પર મ્હારો કશો હક નથી એવું કહી તમો ઢોંગી શ્રીમંતો મ્હને તેઓ શ્રીના પગને અડકવા પણ દેતા ન હતા, અને તેમની નજદીક પણ જવા દેતા ન હતા, ત્યારે હવે તમને આ લાકડાંના પગોને હું અડકવાએ દઈશ નહિ. ઉલટું મ્હારી નજદીક પણ તમને આવવા દઈશ નહિ; કેમકે તે ઉપર તમારો જરાએ હકક નથી!” આ સઘળો વખત સ્વામીજી પોતાને થતી વેદના ન ખમી શકાવાને કારણે ગડબડાટ કરી રહ્યા હતા, અને ચાલુ ગાળો આપ્યા જતા હતા. બીજી તરફ પેલા બહાર ગામના ભૂખ્યા ભકતો પોતાના સ્વાર્થને રડયા કરતા હતા. ડોકટર અને બીજા ભકતો બાપુને આર્જવ અને કાકલુદી કરી રહ્યા હતા, અને બાપુ પણ રાતોપીળો થઇ વગર અર્થની બકવાદ કર્યો જતો હતો. અંતે બીજાઓના પગે હાથે પડવાથી બાપુનું દિલ પિગળવાથી બોલ્યોઃ—

“હું મ્હારી માલકીના આ લાકડાંના પગો સ્વામીજીને બેસાડવા માટે તમને હવાલે કરીશ, પણ તે એકજ શરતે કે, તેમને આ પગો બેસાડી રહ્યા પછી માત્ર હું એકલોજ તેની ચમ્પી કરવાની સેવા કરતો રહીશ, અને બીજા કોઇએ પણ તેને અડકવું નહી.”

પેલા દંભી શ્રીમંતોએ આ કડક શરત કબુલવાને પ્રથમ તો નાજ પાડી, પણ તે ડોકટર તથા ભુખ્યા ભકતોએ તે શ્રીમંતોને સમજાવવા માંડયા, જેથી અંતે તે તુમાખીઓને આ કઠિન શરત પણ નાચારીએ કબુલ રાખવાની એવી શરતે ફરજ પડી, કે બાપુએ માત્ર તેની માલેકીના પગોની ચમ્પી કરવી, અને અમો શ્રીમંતો શરીરના બીજા ભાગોની સેવા કરતા રહીશું. બન્ને પક્ષો તરફથી આ એક બીજાની શરત કબુલ રાખવામાં આવ્યા પછી પેલા ડોકટરે બાપુ તરફથી

મળેલા લાકડાંના નરમ પગો, સ્વામીજીને બેસાડયા, અને જેવા તે બેઠા કે તુરત તે બન્ને લાકડાંના પગો અસલ પગો જેવા થવા પામ્યા. હવે સ્વામીજીએ ઉઠી ઉભા થઈ ચાલ હાલ કરવા માંડયું. ત્યાં હાજર રહેલાં સઘળાંઓએ આ ચમત્કાર જોઈ દાંતમાં આંગળાં પકડયાં, અને હવેજ તેઓને ખબર પડી, કે બાપુ જેવા એક પરમ ભકતના સાચા અને અગાધ પ્રેમે, સ્વામીજીને આ અદ્દભુત લીલા જાહેર કરવાની ફરજ પાડી હતી. હવે દરરોજ સહવારથી સાંજ સુધી તે પરમ ભકત બાપુ સ્વામીજીના નકલી પણ વસ્તુતઃ અસલ પગો ચાંપતો રહી,પોતાના સદ્દગુરૂ પ્રત્યેની ફરજ પૂર્ણપણે અદા કર્યો જતો હતો. આ પ્રમાણે વખત આવવે સ્વામીજીની તેના ઉપર કૃપા દૃષ્ટિ ઉતરતાં, તે લાકડાંના પગની સેવા કરનાર, અભણ, અજ્ઞાન અને અણસમજુ બાપુ પૂર્ણ જ્ઞાની થયો, જ્યારે બીજા ભણેલા, જ્ઞાની અને સારા સમજદાર કહેવાતા શ્રીમંતો અને ઓદ્ધેદારો તો જેવા હતા તેવાજ રહી ગયા.

આ સ્વામીજી સચ્ચિદાનંદ હોવાથીજ આમ કરી શકયા. સર્વ સ્થાયી ને અચળ હોવાથી, તેમજ ઉત્તમોત્તમ હોવાથી સત્ય રૂપ હતા; પ્રકાશ હોવાથી ચિત્-ચૈતન્ય-જ્ઞાન રૂપ હતા; અપાર સુખમય હોવાથી આનંદ રૂપ હતા. એટલા માટે એ ત્રણે નામ સંયુકત કરીને આપણે તેઓશ્રીને (સત્-ચિત્-આનંદ) સચ્ચિદાનંદ કહીશું.

વાર્તાનો સારઃ—

(૧) (૨)

"પ્રેમી જન ચમનમાં હો તો બામન છે;
અને બનાવટી બામન હો તો ચમનમાં છે."

(૧) ચમન-આ નામનું ઈરાનમાં એક ગામડું આવેલું છે.

(૨) બામન-આ 'ફારસી' શબ્દ છે; જેનો અર્થ (બા=સાથે, પાસે. મન=મ્હારી) "મ્હારી પાસે" થાય છે. વીસમી સદીમાં કહ્યું છે કે;

"પરમજ્યોતિ પ્રભુ ઘટમાં, સ્વયંદૃષ્ટયા કરીશ દર્શન,
પ્રભુ મ્હારો વસે ઘટમાં, * * *
પાતર પ્રેમમાં નહી છે, અમારો પ્રેમ ઈશ્વરનો,
અહો આત્મન્ તુહિંજ ઈશ્વર, લગી લગનો નહી છુટે,
કદી છોડું નહી વ્હાલા, અમારી ભકિતનો ભકતજ!
જગત્‌ની નહી હવે પરવા, અમારા આત્મમાં સઘળું,
મળ્યાં અમ્રતતણાં ભોજન, જગત્‌નો બાદશાહ પોતે,
"બુધ્ધિબ્ધિ" યોગીઓ સંતો, સદા મસ્તાન છે."

પોતાની વાર્તા પૂરી કરી રહ્યા પછી મહારાજે તેઓને પોત પોતાને ઘેર

જવાની રજા આપી, અને સઘળી સ્ત્રીઓ મહારાજને નમસ્કાર કરી અતિ આનંદથી વિદાય થઈ.

આગળ જણાવી ગયા મુજબ મહારાજ જ્યારે પોતાની ઝોંપડી છોડી બહાર જતા ત્યારે સામે જે કાંઈ કામ નજરે પડે તે કરવા મડી જતા, અને હર હમેશ નિર નિરાળાં કામોમાં તેઓ ગુંટાયલા નજરે પડતા હતા. કોઇ વાર રસ્તા પર બેસી જોડા સીવનાર મોચીઓ સાથે ફાટેલા જોડા સીવતા જણાતા, તો કોઇ વાર એકાદિ ઘરડી બાઇની પાણીથી ભરેલી ગાગર માથે ઉપાડી તેણીના ઘરે પહોંચાડતા. કદી કોલસામાં કામ કરતા, તો કદી માટી અને કાદવમાં કામ કરતા. કોઇ વાર પથ્થરો તોડતા જણાતા, તો કોઈવાર કરવત લઈ લાકડાં વહેરતા જણાતા. વળી પોતાના ભક્તોનો પોતા પરથી વિશ્વાસ ઉઠાવવા અને ઉલટો ખ્યાલ બેસાડવા અર્થે તેઓ નિચ અને હલકી વર્ણના લોકોને તેમનાં હલકાં કામોમાં પણ મદદ કરતા હતા. ભાગુ જેવી એક મહાર જાતની સ્ત્રીને તેણીના દળવાનાં અને વાસણો માંજી ધોઈ સાફ કરવાના બીજાં અનેક કામોમાં પણ મહારાજ તેણીને સહાય થતા. કોઈવાર વગર પુછવે તેઓ બીજાંઓના ઘરનું પણ કામ પોતાની ખુશી પ્રમાણે બજાવતા હતા, તો કેટલીક વેળાએ તેઓ ઝોંપડીમાંજ આખો દિવસ પડી રહેતા હતા.

એક વેળાએ "ગાર્ડ મામા"ને નામે ઓળખાતા એક સદ ગ્રહસ્થની બાયડી, જેણીને પણ "મામી"નાજ લાડકાં નામે સઘળાં ઓળખતાં, તેણી પોતાને હાથે રાંધેલાં ખાસ પકવાનોનું નૈવેદ લેઈ ઝુંપડી પર આવી. તેણી બપોરના એક વાગે આવી હતી, જે વેળા માહારાજ બહાર સિધાર્યા હતા. તેણી ત્યાંજ બેસી રહી. અંતે મહારાજ સાંજના પાંચ વાગે ઝોંપડી પર આવી લાગ્યા. આવતાં બરાબર મામીના નૈવેદ ઉપર મહારાજની નજર પડી, જેથી પાસે જઇ તેમણે તે થાળ ઉપરનું ઢાંકણું ખસેડી તેણી શું લાવી હતી તે માટે સવાલ પૂછયો. પોતાના હાથે તેમને માટે રાંધેલું નૈવેદ તેણી લાવી હતી, એવું જણાવી તે ખાવાની મહારાજને તેણે અરજ કીધી. મહારાજે માત્ર "ઠીક છે" એટલું કહી ઝોંપડીમાં પોતાની બેઠક લીધી. આ જોઈ મામી રડી પડી, અને મહારાજના પગની આસપાસ પોતાના બન્ને હાથો વિંટાળી તેણી કરગરીને કહેવા લાગી; "મહારાજ! મ્હારા પર કૃપા કરી આટલું ખાઓ; મ્હને દુ:ખી ન કરો!"

"હું જેમ કહું તેમ જો તમે કરો તો;" માહારાજે તેણીને શાંતિથી કહ્યું; "આ ભોજન મેં ખાધેલું લેખાશે."

"હું દિલોજાનથી કરીશ." મામીએ સાચાં દિલથી જવાબ દીધો; "મ્હને કહો, તમારી ગમે તેવી આજ્ઞા ઉઠાવવા હું તૈયાર છું."

આથી મહારાજે તે લાવવામાં આવેલું નૈવેદ બાજુમાં આવેલી કચરાની કુંડીમાં એમ ને એમ ઉંચકીને નાંખી દેવા માઈને ફરમાવ્યું. તેણી તુરત ઉઠી અને વગર અચકાવે તે નૈવેદ ઉપાડી કચરાની કુંડીમાં લઈ જઈ નાંખ્યું; જે જોઇ મહારાજ બહુજ ખુશી થઈ બોલ્યા:–

"ખાત્રીથી જાણજે કે, મેંજ તમારૂં ભોજન ખાધું છે." આ સાંભળીને માઈ અત્યંત ખુશી થઈ અને મહારાજને પગે લાગી ત્યાંથી રવાના થઇ.

મહારાજના ભકતોનો તેમના પર એટલો તો વિશ્વાસ હતો, કે તેઓશ્રી જે કાંઈ ફરમાવતા તે સઘળું તેઓ આંધળાં યકીનથી તુર્ત તુર્ત બજાવતાં હતાં.

બીન માંગે મોતી મીલે, માગે મીલે ન ભીખ;<br>
તુલશી જો વિશ્વાસ કરે, તો માલીએ વિશ્વા વીશ.

આ માર્ગમાં માત્ર વિશ્વાસજ જોઈતું પરિણામ ઉપજાવે છે, એ આપણે જાણવું જરૂરતું છે. આવા આંધળા વિશ્વાસનીજ આ માર્ગમાં કેટલીક જરૂર છે; તેને લગતી એક વાર્તા મહારાજે પોતાના ભકતો આગળ એકવાર કહેલી અત્રે જણાવવી વ્યર્થ જશે નહીં.

## બાદશાહ અને બ્રાહ્મણ.

પ્રભુ પ્રેમી એક બાદશાહ પોતાનો ફાજલ પડતો વખત હર હમેશ ઇશ્વર ચર્ચામાં કહાડતો હતો. તે ધર્મ સબંધી વિષયો પર વિવેચન કરતો, ઈશ્વરી માર્ગની કથા સાંભળતો, પરમાત્માની લીલા સંબંધી વાદવિવાદ ચલાવતો, અને આ વિષયમાંજ તે મોજ માનતો હતો. એકવાર કોઈ એક બાહોશ, પઢેલ, અને ધર્મિષ્ટ બ્રાહ્મણ સાથે પ્રભુ ચર્ચા ચલાવતાં તે બાદશાહ ઘણો ઉલટમાં આવી કલાકો સુધી વાદવિવાદમાં પડયો. બેમાંથી કોઇ એક બીજાને કબુલ કરતા ન હતા. બાદશાહનું કહેવું એવું હતું કે; "સૃષ્ટિ ઉપર જે કાંઈ સઘળું થાય છે, તથા આપણા વિષે જે કાંઇ બને છે અને જે કાંઇ પરિણામ આપણને મળે છે, તે સઘળું પરમાત્મા તરફથીજ હોય છે. આપણા હક્કમાં સઘળું કરતા હરતા માત્ર તેજ એકલો એક છે, તેના સિવાય મનુષ્ય માત્ર કાંઈજ કરી શકતું નથી."

પેલા બ્રાહ્મણની તકરાર એ હતી કે, "પરમાત્મા સઘળું કરતો આપણને જણાય છે ખરો, પણ ખરૂં જોતાં તે કાંઈજ કરતો નથી; કેમકે તે નિરક્રિયા છે. આપણી પોતાની નિષ્ટાજ (સત કર્મ કરવાનો મકકમ ઠરાવ) આપણને યોગ્ય બદલો આપે છે. સઘળાંનું પરિણામ નિપજાવનાર જો કે પરમાત્મા ઠરે છે, પણ ખરૂં જોતાં તેવાં કોઈ પરિણામનું કારણ આપણી નિષ્ટાજ હોય છે."

આ વાદ વિવાદ પછી બાદશાહ અધીરા થતા જણાતા હતા, કેમકે વાત તેમના ધ્યાનમાં ન ઉતરતાં રિસે ભરાઈને બોલી ઉઠયા:—

"ભલા માણસ ! આવી નિષ્ટા આવીજ કયાંથી ? આવું મકકમ ઠરાવનું ઉત્પન્ન થવું એ પણ ઈશ્વરનીજ મરજી પર આધાર રાખે છે."

આ દલીલ સાંભળી બ્રાહ્મણે તુરત જવાબ આપ્યો કે;

પરમાત્મા નિરિચ્છિત (ઇચ્છા વગરનો) છે. માટે આપણીજ ઇચ્છાથી આપણે નિષ્ટા ઉત્પન્ન કરીએ છીએ, અને આપણને પણ આપણાજ કર્મો પેદા કરે છે ! આપણા સંસ્કાર મુજબ આપણને જન્મ મળતો રહે છે. સારા સંસ્કાર માટે આપણને સારો જન્મ આપો આપ મળે છે. અને નઠારા સંસ્કારને લઈને દુઃખી જન્મ લેવો પડે છે. એ રીતે જોતાં સઘળો આધાર આપણા પોતાના ઉપરજ છે. તે સર્વવ્યાપી એકજ છે, તથા સર્વ શરૂઆત અને અંત માત્ર તેજ એકલો એક પરમેશ્વર છે. આટલું છતાં તે કાંઈજ કરતો નથી, કારણ કે તે નિષ્કર્મી પણ છે.

હજી પણ બાદશાહ પેલા બ્રાહ્મણની વાત માન્ય રાખતો ન હતો. અને પોતાનોજ કકકો ખરો કરાવવા માંગતો હતો. અંતે જેમ બાદશાહોના વિષે બને છે તેમ, તે બાદશાહે પણ સામી પક્ષની તકરારનો સાક્ષાત પુરાવો રજુ કરવા બ્રાહ્મણને હુકમ કર્યો. ચોકકસ દહાડાઓની તેને મુદત આપવામાં આવી, અને તેટલી મુદતમાં પુરાવો રજુ ન કરે તો તેને મોતની સજાને લાયક ઠરાવવાનું જાહેર કર્યું !

બાદશાહને જોઇતો દાખલો પૂરો પાડવા માટે હવે પેલો બ્રાહ્મણ શહેર છોડી, પંદર માઈલને છેટે આવેલા બીજા એક ખેડામાં દાખલ થયો. પોતાને કોઈ પિછાને નહીં તેટલા માટે પોતાનો વેશ તેણે બદલી નાંખ્યો. થોડેક દૂર જતાં, તેણે એક મુવેલા ગધેડાની ખોપરી અને હાડકાં જમીન પર પડેલાં દીઠાં. આ જોઇ પેલા બ્રાહ્મણને એક નવો વિચાર આવ્યો. પેલા મુવેલા ગધેડાની ખોપરી અને હાડકાં વડે તેણે એક યુકિત રચી કાઢી. રાત પડવાની વાટ જોતો થોભ્યો. અંતે રાત્રી પડી, અને ઠેઠ મોડી રાત્રે તે ખેડાનાં સઘળાં લોકો વગેસગે થઈ ગયાં; એટલે બ્રાહ્મણે જમીનમાં એક ખાડો ખોદી ગધેડાની ખોપરી અને હાડકાં ઉપાડી લઇ તેમાં દાતી દીધાં; અને તેના પર રાતો રાત એક સુંદર સમાધિ ઉભી કરી તેને "સ્વયંભુસ્થાન"નો દેખાવ આપ્યો. એ પછી તેણે બળતાં લાકડાંની ધુણી કરી, તેની બાજુમાં નાળિયેર વગેરે લાવી મેલ્યાં. મુવેલા ગધેડાની આ સમાધિ જાણે એકાએક જમીનમાંથી બહાર નિકળી આવેલાં કોઈ દેવસ્થાન જેવી જણાતી. સઘળું બરાબર રીતે પાર ઉતારી પેલો બ્રાહ્મણ સવારના ઝઝકળું થતાંજ તે ખેડાના વસ્તીવાળા ભાગમાં ગયો; અને પોતાની મહેનતનું પરિણામ અનુભવ્યા વગર તેજ દિને ત્યાંથી બીજે ગામ ઉપડી ગયો.

બીજી સવારે તે ખેડાનાં કેટલાંક લોકનું તે જંગલમાંથી જવું થતાં

તેઓની નજર પેલી સમાધિ પર પડી. તેઓએ કંકુ વગેરે ઉપરાંત હજી બળતી ધૂણી જોઈને સઘળાં અજાયબ થયાં. તેઓએ નક્કી માન્યું કે, આ કોઈ દેવસ્થાન હતું. જેથી તેઓ સમાધિ આગળ લાંબા છટ થઈ જમીન પર પડયા. અને સાષ્ટાંગ નમસ્કાર કરી બીજાં વધુ નારિયેલ વગેરે લાવી ત્યાં મેલ્યાં. આ પછી રફતે રફતે થોડાક સમયમાં તે ખેડાના લોકોમાં પેલાં દેવસ્થાન માટે ભકિત ઉત્પન્ન થતી ગઈ, અને હજારો લોકો તેને માનતાં થયાં. લગભગ એક મહિના પછી પોતાના અસલ લેબાશમાં પેલો બ્રાહ્મણ પાછો તે ખેડામાં આવી ચઢયો, અને ત્યાંના રહીસોને જણાવ્યું કે:—

"હું કાશીનો બ્રાહ્મણ છું, અને હ્યાં એટલા માટેજ હું આવ્યો છું, કે કાશીમાં દીઠેલા એક બનાવની મ્હારી નજરે ખાત્રી કરૂં! મ્હારો આ દ્રષ્ટાંત એ હતો કે, તમારા ગામડામાં એક "સ્વયંભુસ્થાન" મનુષ્યની મદદ વગર માત્ર એકજ રાતમાં જમીનમાંથી બહાર ફાટી નીકળ્યું છે; જ્યાં ભગવાન જાતે વાસો કરી રહેલ છે. આ માટે તમે મને જોઈતી ખબર આપી શકો એવું છું?"

"હા; હા; તે ગામ ખેડાના લોકોએ જવાબ દીધો." હ્યાં નજદીકના' એક જંગલમાં કોઈ નવું દેવસ્થાન એકાએક નીકળી આવ્યું છે ખરૂં! ચાલો. હમે તમને તે દેખાડીશું!"

આટલું કહી તેઓ પેલા બ્રાહ્મણને સાથે લેઇ તે જગ્યા પર આવી પહોંચ્યા. બ્રાહ્મણ પેલી સમાધિ જોતાંજ એકદમ સાષ્ટાંગ નમસ્કાર કરતો પડયો, અને કેટલીકવાર સુધી નમ્યાજ કીધો. તે સમાધિની તેણે આરતી ઉતારી, જેની સાથે બીજાઓએ પણ તે મુજબ કરવા માંડયું. ફરી તે બ્રાહ્મણ પોતાની હદમાં એક પગલુ આગળ વધ્યો અને પોતાને ખરચે તે જગ્યા પર એક મોટો ઉત્સવ તથા ભંડારો કરી સેંકડો ગરીબોને ભોજન ખવાડી અન્નદાનનું પુણ્ય પ્રાપ્ત કર્યું. ત્યાર પછી તે ગામડાંના સઘળા લોકો આ દેવસ્થાનને માનતાં થયાં, અને ત્યાં રોજની ધાર્મીક ક્રિયાઓ થતી રહી. લોકોની શ્રધ્ધા તે દેવસ્થાન પર જેમ જેમ મજબુત થતી જતી, તેમ તેમ તેઓની માંગી મુરાદ પણ બર આવવા લાગી. દિન પર દિન તે જગ્યાનું મહત્વ વધતુંજ ગયું અને બીજા ઘણા ઓચ્છવો કરવામાં આવ્યા. આ ખબર પવન વેગે ચો તરફ ફેલાવા માંડી. પેલા બાદશાહના રાજ્યના કેટલાક નામીચા અધિકારીઓ પણ તે જગ્યા પર જઈ આવ્યા; અને તેની તારીફ તમામ રાજ્યમાં ફેલાવી. બાદશાહને કાને આ ખબર પડતાં, પોતે ઈશ્વર ભકત હોવાના કારણે, તે પણ પેલી જગ્યાની મુલાકાત લઇ આવ્યો; અને તે સમાધિને ખરાં ઈશ્વરી રહેઠાણ તરીકે તેણે વિશ્વાસથી માન આપ્યું. બાદશાહ હવે વારંવાર પેલા ગધેડાની સમાધિના દર્શને આવતો અને મોટા પાયા પર ઉત્સવ કરવા લાગ્યો. એટલુંજ નહી, પણ આ મુજબ હમેશ ઓચ્છવ ઉજવવા

તથા ભંડારા વિગેરે માટે તે બાદશાહે નાણાંની મોટી રકમ ત્યાંના લોકોને સોંપી. સમાધિની મુલાકાત પછી બાદશાહની પૂરે પૂરી ખાત્રી થઇ, કે માત્ર ઈશ્વરજ સઘળું કરતો આવ્યો છે અને કરશે! ત્યાં તો શાક્ષાત દાખલો મોજુદ હતો કે ઇશ્વર જાતે પ્રગટ થઇ પોતાના ભકતોની મુરાદ હાંસલ કરી રહ્યા હતા. પેલો બ્રાહ્મણ, સમાધિ પર બાદશાહના વિશ્વાસ અને ભકિતથી વાકેફ થતાંજ, તેની હજુરમાં હાજર થયો. બ્રાહ્મણને જોઇ તે બાદશાહને સમાધિની યાદ આવ્યાથી હર્ષભેર બોલ્યો:—

"જૂઓ; અંતે મ્હારીજ માન્યતા ખરી પડી છે. તમે પેલા ગામ ખેડાનાં "સ્વયંભુસ્થાન" વિષે સાંભળ્યું તો હશેજ! ત્યાં ઈશ્વર પ્રગટ થઈ પોતાના બંદાઓની માંગી મુરાદ પાર પાડે છે. મેં તમને નહોતું કહ્યું, કે ઇશ્વરજ સઘળું કરે છે?"

"બાદશાહ સલામત!" તે બ્રાહ્મણ દ્રઢતાથી બોલ્યા; "ઈશ્વર કશુંજ કરતા નથી. તેના બંદાઓ માત્ર તેઓની શ્રધ્ધાનું ફળ ચાખી રહ્યા છે. મેં તે જગ્યા જોઈ નથી, માટે મ્હને દેખાડશો?"

બાદશાહ રિસે ભરાયો, છતાં તેની પૂરી ખાત્રી કરી આપવા અર્થે તે પેલા બ્રાહ્મણને સાથે લેઈ તે સમાધિ પર આવ્યો. પેલા બ્રાહ્મણે અહીં તહીં નજર નાંખી, અને સઘળે આજુબાજુ ફરી ઢોંગ કરી બોલ્યો:—

"હજુર સલામત! હું જાણકાર છું, જેથી જમીનની હેઠળ શું હોય છે તે હું સાફ સાફ જોઈ શકું છું! આ સમાધિની નીચે મેં જોયું છે, અને હું ખાત્રીથી કહું છું કે, ત્યાં દેવને બદલે બીજુંજ કાંઈ પડયું છે!"

"બીજું તે શું છે?" બાદશાહે સવાલ કર્યો. બ્રાહ્મણ હસીને બોલ્યો:—
"કાંઈજ નહિ; માત્ર ગધેડાની ખોપરી અને હાડકાં!"

બાદશાહે હસી પડીને અંતઃકરણથી નક્કી માન્યું કે, તે બ્રાહ્મણ પાગલ થઈ ગયો છે. અંતે કેટલીક રીકઝિક પછી પેલો બ્રાહ્મણ પોતાની સચ્ચાઈ સાબેત કરી આપવા કબુલ થઇ કહેવા લાગ્યો:—

"સઘળાં લોકોને જાહેર કરો કે, આજે મ્હારી તરફથી અનુષ્ટાન કરાવી લેવું છે, માટે તેમાં હરકત ન પહોંચે એટલા માટે કોઇએ ત્યાં હાજર રહેવું નહી."

બાદશાહે તે પ્રમાણે કર્યું. પછી બ્રાહ્મણે દેવસ્થાનની જગ્યા પાછી ખોદી કહાડી માંહેથી તેણે ખોપરી અને હાડકાં કાઢી બાદશાહ સમક્ષ આણીને કહ્યું;

"જૂઓ આ! આ એવી તો એક અપવિત્ર ચીજ છે, કે જેને અડકવામાં પણ પાપ છે, છતાં આપ અને બીજાં સઘળાંઓ તેની પુજા કરો છો! આ સમાધિ નીચે શી ચીજ પડી છે તેનો સ્વપ્નો પણ નહિ ધરાવતાં લોકો ત્યાં દેવ

પ્રગટયા છે એવી આશાથી એની ભક્તિ કરતાં રહ્યાં છે! આ તેઓની નિષ્ટાના પ્રમાણમાંજ તેઓની માંગી મુરાદ પ્રાપ્ત થતી જાય છે! આપ કહો, કે આમાં ઇશ્વરે શું કર્યું? તેણે કશુંજ કર્યું નથી, કેમકે લોકોની માંગી મુરાદો હાંસલ કરનાર ઇશ્વર તો નહિજ, પણ લાંબા વખતનો મૂવેલો ગધેડો છે! કહો ત્યારે, કોણ ખરો? તમે કે હું?" બાદશાહને છેવટે કબુલ કરવુંજ પડયું, ત્યારે આવેશમાં આવેલો બ્રાહ્મિણ કહેવા લાગ્યો:—

"ખુદાવીંદ! આ દેવસ્થાન માટેની આપની ભક્તિ જોઈ, લોકોની નિષ્ટા વધતી રહી છે, અને હજી વધતીજ જશે; માટે તેઓની શ્રધ્ધા કાયમ કરવા અર્થે આ જગ્યાની આપ તરફથી બજાવવામાં આવતી સેવા હજી પણ ચાલુજ રાખવી. જેમ જેમ લોકોનો એતેકાદ અને વિશ્વાસ વધતો જશે તેમ તેમ તેઓની માંગી મુરાદ પણ હાંસલ થતી રહેશે; જેનું પુણ્ય આપને પણ પહોંચશેજ. બાદશાહે જે પ્રમાણે આ સમાધિ પ્રત્યે શ્રધ્ધા રાખી હતી, તેજ પ્રમાણે ચાલુ રાખવાથી ઇતર લોકો પણ પોતાની શ્રધ્ધામાં દ્રઢતાથી વળગી રહ્યાં.

જયાં જોશો ત્યાં શ્રધ્ધાજ બળવાન છે. યકીન રાખેથીજ સર્વ સાધ્ય થાય છે. પર્થશાયરમાં આજે પણ કેટલાક કુવાઓ છે, જે સેંટ ફીલેનને અર્પણ કરવામાં આવેલા છે. ત્યાંના પાણી પીવાથી ગાંડાપણું સારૂં થતું મનાતું હોવાથી આજે પણ પુષ્કળ જાત્રાળુઓ ત્યાં જાય છે, ત્યાંના પવિત્ર પથ્થરને પુજે છે, ને એકજ રાતમાં સેંટ ફીલેનના આશિર્વાદથી મગજથી ખિસેલાંઓ સાજાં થઈ સવાર પડતાં ઘરેબારે સાજાં સમા ચાલ્યાં જાય છે. એવી માન્યતામાં કંઈ કંઈ દર્દીઓને આરામ થયો છે!

એક વેળાએ એક જબરદસ્ત ઝેરીલો સાપ રાતને વખતે મહારાજની ઝોંપડીમાં દાખલ થયો, અને ત્યાં બધિબધ ફરી મહારાજ આગળ આવ્યો. મહારાજ શાંતપણે સાપની હીલચાલ જોતા બેઠા હતા. વગર ઇજા કરવે તે સાપ તેમની આગળ થઇ માટીના ચુલા પાસે જઈ નિરાંતે પડી રહ્યો.

મહારાજ માટે ઘણે ઠેકાણેથી નૈવેદ આવતું હતું, જે તેઓ બીશંબાઈ અને બીજાંઓને આપી દેતા. રાત્રે પોતાના ભોજનમાંથી મહારાજ થોડુંક ખાઇ બાકીનું ભાગુ મહારડણને ખાવા આપતા હતા. કેટલાંકો વળી ચાહ અને કોફી લાવતાં રહ્યાં; જે મહારાજ કદી જાતે પીતા તો કદી બીજાંઓને પીવા આપતા.

મહારાજ ખડકપૂરની ચોકકસ જગ્યાઓ પોતના હાથે સાફ કરતા રહ્યા હતા. ગામની ગટરો પણ જાતે સાફ કરતા, અને ગટરો, મોરીઓ તથા નાળાંઓમાંનું મેલું બહાર કાઢી, એક ઠેકાણે સઘળું જમા કરતા હતા.

મહારાજની ઝુંપડીની પાછળ લગભગ એકસો પગલાંને અંતરે ખડકપૂરના ભંગીઓથી વસાએલી એક ચાલ આવી હતી, જયાં મહારાજ વારંવાર

જતા હતા, અને તેઓના જરૂર જોગાં કામમાં મદદ પણ આપતા હતા.

શુક્રે ખુદાય કુન કે માફેક શુદી બ ખેર;
કે અનઆમો ફજલ ઉ ન મુતલગો ઝીસ્તરત.
મેનત મનેહ કે ખેદમતે સુલતાં હમી કુની;
મેનત શનાસ અઝુ કે બ ખેદમત ગુઝાસ્તરત.

પ્રભુનો તમારે પાડ માનવો જોઈએ, કે તમને તે સાહેબે ખેરાત ને દાન કરવાની શકિત આપી છે. અને તેણે પોતાના ઇનામ તથા બક્ષેશથી તમને ખોટી નથી કીધાં. તમે પાદશાહની પણ જો સેવા કરો તો તે ઉપરથી તમે પાદશાહ ઉપર એહશાન ના મૂકો, તેણે તમને પોતાની સેવામાં રાખ્યાં માટે તમેજ ઉલટાં તેનો આભાર માનો. અસલથીજ મહારાજનો પ્રેમ ગરીબ વર્ગના અને હલકી કોમના લાચાર બેચારો તથા ભિખારીઓ પ્રત્યે વિશેષ હતો. બાળપણથીજ મહારાજમાં ગરીબોને માટે દયાની લાગણી કામ કરતી રહી હતી; જે હજીએ ચાલુજ રહી હતી હરહમેશ મહારાજ ભંગીઓને દિલાસા અને હિમ્મત આપતા રહ્યા હતા. તેઓને ઉપદેશો અને ધર્મસંબંધી સમજણો આપી વારવાર ઇશારા કરી એવી મતલબનું કહેતા કે, ગરીબોનો બેલી પરમેશ્વર છે. આ વિષે મહારાજે એકવાર નીચલી સુંદર કથા કહી સંભળાવી હતી.

## ગરીબનો બેલી કોણ ?

"ગરીબનો બેલી ઇશ્વર !" આ એક જાણીતી કહેવત છે, જે ઉપરથી જણાય છે કે, જેઓ ગરીબ હોય છે તેઓ પર ઈશ્વરની ખાસ કૃપાદ્રષ્ટિ હોય છે આ 'ગરીબ' શબ્દનો અર્થ આપણને પહેલાં જાણવો જોઈએ. "ગરીબ" કોને કહેવો અથવા "ગરીબ" કોણ, એ સમજયા કે જાણ્યા વગર, પોતાને અથવા બીજાને ગરીબ કહેવો એ ભૂલભર્યું છે. જેની પાસે પૈસા ન હોય તેને ગરીબ તરીકે માનવાનો એક જાતનો રિવાજ જ પડી ગયો છે, પણ વગર પૈસાનો કદી ગરીબ લેખાવો ન જોઈએ; કેમકે મુફલેસી એ કાંઈ ગરીબી નથી. આપણી પાસે ભલે પૈસા ટકા કે ધન દોલત વગેરે જાહેર તવંગરી ન હોય, પણ જો આપણામાં ધૈર્ય અને ટેક હોય તો આપણે કદી "ગરીબ" ઠરતા નથી. એથી ઉલટું, જો ધન દોલત વગેરે જાહેર તવંગરી આપણ ધરાવતાં હોઈએ તોપણ આપણામાં ધૈર્ય અને ટેકનો લગારે અંશ નહીં હોય તો આપણે ખરેખરા "ગરીબ" છીએ. આ કારણે જેઓ ટેક અને ધૈર્ય વિનાના છે તેઓજ માત્ર ગરીબ લેખાવા જોઇએ. ઇશ્વર પણ આવાજ ટેકી અને ધીરા વીરા 'ગરીબ'નોજ બેલી છે, અને તેવાજ 'ગરીબ'પર તેની સદા કૃપા હોય છે. જેઓ તવગર અને ગર્વિષ્ટ તથા અભિમાની હોય છે, તેઓ તેના તેજ હોય છે; પણ જેઓ તવંગર છતાં નિરાભિમાની હોય છે તેઓ તવંગર છતાં 'ગરીબ' હોય છે. જેઓ મુફલેશ હોવા છતાં ટેકી

હોય છે. તેઓ મુફલેસ છતાં તવંગર હોય છે; પણ જેઓ મુફલેસ અને વળી ટેક વિનાના પણ હોય છે તેઓજ ખરાં ગરીબ હોય છે. આ રીતે ગરીબી યા તવંગરી બન્ને ઇનસાનની ખાસિયત સાથે સંબંધ ધરાવે છે. ગરીબી પરમેશ્વરને પ્યારી છે, અને તવંગરી ઈનસાનને પ્યારી છે. ગરીબનો બેલી પરમેશ્વર છે, જયારે તવંગરનો બેલી શયતાન હોય છે. આનો ખુલાસો સમજાવવા અર્થે બે ભાઈઓની વાત તમને સંભળાઉં.

## પ્રકરણ ૧૨ મું.

### ગરીબોંકા આશરા, ન જાને "ના" "હા" કા બાસરા.

सर्वज्ञमितिलोकोऽयं, भवंत भापते मृषा ।
पदमेकन्नजानीषे, वस्कुंनास्तीतियाचके ॥

હે દાતાર મહારાજ! બધા લોકો કહે છે કે; "આપ સઘળુંજ જાણો છો!" પરન્તુ તેમનું એ કહેવું ખોટું છે કેમકે લાચાર અનાથ જે કોઇ યાચક આપની પાસે આવે છે તેને "નથી" એ એક વચન કહેવાનું તો આપ જાણતાજ નથી.

માધુ અને લક્ષ્મણ નામે બે ભાઈઓ હતા. માધુ બહુ ભલો, રાંક સ્વભાવનો અને અતિ મિલનસાર હતો. લક્ષમણ તુંદ મીજાજનો, મગરૂર અને તુમાખી હતો. પોતાના પિતાના મરણ પછી તેની સઘળી માલ મીલકત આ બન્ને ભાઈઓને ફાળે આવી. મગરૂર લક્ષમણે જે કાંઈ વધુ ફાયદાકારક હતું, તે સઘળું પોતાના હિસ્સામાં લીધું, અને મોટો ભાગ પોતે પચાવી બેઠો; જ્યારે ગરીબ બિચારા માધુએ જે કાંઈ થોડું ઘણું તેને મળ્યું તે ઉપર સંતોષ પકડયો. માલ મીલકતની સઘળી વહેંચણી થઈ રહ્યા પછી, ઘરની એક ભેંસને માટે ચુકાદાની ખાસ જરૂર જણાઈ. કેમકે લક્ષમણ દરેક ચીજ જોકે પોતેજ હજમ કરી ગયો હતો, અને સઘળું પસંદ પડતું પચાવી બેઠો હતો, છતાં તેણે એક ભેંસ માટે વાંધો ઉઠાવ્યો. માધુ તે ભેંસ લક્ષમણને આપવા રાજી હતો, પણ તે મગરૂર ભાઈએ તેના ઉપકારમાં દબાયલા રહેવાની મક્કમપણે ના પાડી પોતે કેવોક દયાળુ દાતાર હોય તેમ પોતાના ભાઈ ઉપરજ જાણે ઉપકાર કરતો હોય નહીં શું, તેવું ડોળ ઘાલવા લાગ્યો.

તવાંગરાંરા વકફ્રસ્તો નઝરો મહેમાંની;
ઝકુતો ફેતરેઓ એતાકો હદાઓ ફેરબાંની.
તુ કએ બ દોલત ઇસાં રસી કે ન તવાની;
જુઝ ઇનિ દો રકઅતો આહમ બ સદ પરીશાંની.

શ્રીમંત લોકો સદાવ્રત રાખે છે, ખેરાત કરે છે, તથા મહેમાનદારી કરે છે, અને જકાત આપે છે; ઇદને દિને શદકો આપે છે, તથા બંદાઓને છુટા કરે છે, ને કુરબાની કરે છે. તું કહેશે કે, તેઓની દોલત ત્હને મળે! પણ તે ત્હને પ્રાપ્ત થનાર નથી. ત્હારાથી ઘણું ઘણું તો એટલુંજ થઇ શકે છે કે, એક કલમો પઢે, તે પણ એકસો વેદના વેઠીને! છેવટે પાડપાડોસીઓ વચ્ચે પડયાં, અને લક્ષમણને તે ભેંસ વેચી નાંખી તેની કિંમત સરખે હિસ્સે વહેંચી લેવાની સલાહ આપી; પણ તેણે તે પણ ના પાડી કહ્યું :—

"મ્હારા ઘરની ભેંસને હું કદી વેચવા દેનાર નથી, એ તો હમારા બન્નેમાંજ વેચવી જોઇએ." અંતે ભારે રીકઝિક પછી ઠરાવ્યું કે, બન્ને ભાઈ-ઓના પાસે પાસે આવેલાં ઘરની વચલી દિવાલનો તે ભેંસના કદ જેટલો ભાગ તોડાવી નંખાવી તેમાં બાકોરૂં પડાવવું, અને તે ભેંસને તેની વચમાં એવી રીતે ઉભી રાખવી, કે જેથી તેના શરીરનો એક ભાગ માધુને મળે અને બીજો અરધો ભાગ લક્ષમણને ભાગે રહે! પોતાના ભાઈને આ શરતથી રાજી થતો જોઇ માધુ કબુલ થયો; જેથી તેઓના ઘરની વચલી દેવાલને બાકોરૂં પાડવામાં આવ્યું, અને પેલી ભેંસને ત્યાં લાવવામાં આવી. આ ભેંસની વળી સારીજ બાજુ લેવા માટે લક્ષમણે તેના મોઢાં માથાનો ભાગ પોતાને હવાલે માગ્યો, જે માધુએ વગર આનાકાનીએ કબુલ રાખ્યો. લક્ષમણ તે ભેંસને ખવાડી પીવાડી તેનાં માથાને પસવારી પ્રેમ કરતો. ગરીબ માધુ તેનું છાણુ ગોબર, મુત્ર વિગેરે સાફ કરતો, તથા તેને સાંજ સાંજે જંગલમાં ચરવા પણ લઈ જતો હતો. આમ કેટલોક વખત ચાલ્યા પછી તે ભેંસ હમેલદાર થઈ, અને થોડા વખતમાં તેણે એક વાછરડાને જન્મ આપ્યો, જે માધુના ઓરડામાં જન્મ્યું, એટલે માધુજ તેનો માલેક થયો. દુધ, ઘી ખાવાનું પણ માધુનેજ મળતું રહ્યું. આ રીતે નિરાભિમાની અને ખરા ગરીબ માધુએ હમેશની નમ્રતા ને ખાકસારી અખત્યાર કરવાથી, તથા છાણુ મૂત્રની વેઠ પણ પોતેજ કરીને સબુરી સહન કરી બેઠાથી પરિણામે તેને દુધ, દહીં, માખણ, ઘી ખાવાને મળ્યાં, અને વાછરડાનો પણ માલેક થયો. પરન્તુ મગરૂરીમાં મરી રહેલો લક્ષમણ સઘળાંમાં સારાંનોજ દાવો કરી તે ભેંસને રોજનો ખોરાક ખવડાવવીના ખરચમાં તણાતોજ રહ્યો. આ મુજબ બન્ને ભાઈઓ જો કે પૈસે ટકે સુખી હતા છતાં, તેમાં લક્ષમણ તો જેનો તેજ (તવંગર તુમાખી) રહ્યો; જ્યારે માધુ તવંગર છતાં ખરો 'ગરીબ' જ રહ્યો! અર્થાત, ગરીબનો બેલી પરમેશ્વરજ છે, એમાં કશોજ શક નથી. પરમેશ્વર સર્વદા રાંકડાને સહાય થાય છે, અને તેવાઓ પર છુપી બક્ષીશો કરતો જ રહે છે.

મન માંહિ ફુલા ફિરે, કરતા હું મય ધર્મ;
કોટ કરમ સિરપે ધરે, એક ન ચિન્ત બ્રહ્મ.

જે કોઈ દાન ધર્મ અને ખેરાત કરતો જાય, અને મનમાં ને મનમાં તે ફુલણજી થાય, કે હું સખાવત કરૂં છું; પરન્તુ તે ધર્મ કર્મ કરવાને બદલે એ તો પોતાને માથે કર્મનો પોટલોજ ઉઠાવે છે, અને પાપોનોજ ટોપલો શીર ઉપર ચઢાવે છે. તે પોતાની ભ્રમણાને છોડતોજ નથી; અને ખોટી રીતે પેદા કરેલો પૈસો ધર્માદાયમાં વાપરીને ફુલાઈ જવાથી તેનાં પાપ કર્મો કાંઇ નષ્ટ થતાં નથી.

મહારાજ જ્યારે ચીન્ન સ્વામીને ત્યાં રહેતા હતા ત્યારે જેટલાં લોકો તેમનાં દર્શને આવતાં, તે કરતાં ત્રણગણાં લોકો હવે તેમની ઝુંપડીમાં આવતાં થયાં હતાં બંગાળી, મદ્રાસી, તેલંગી, મરાઠી વિગેરે સઘળી પંચરગી કોમો મહારાજની મુલાકાતે આવતી હતી. બંગાલીઓમાં એવો ધારો છે કે, તેઓની સ્ત્રીઓ બીજાઓના ઘરે મુલાકાત અર્થે જઇ શકે નહિ. રાત્રે ગમે તેવા શાંત કે એકાંત વખતે, કોઈ ન જોય છતાં, બંગાલી સ્ત્રીઓને ઘરની બહાર જવાની સખ્ત મનાઈ છે. આટલું છતાં મહારાજની પ્રભુતા વિષે જાણ્યા પછી બંગાલી સ્ત્રીઓ પોતાના ધણીઓને વિનવીને મહારાજના પ્રેમથી રાત્રિની વેળાએ મહારાજના દર્શને આવતી હતી; અને ત્યાં મહારાજ પાસે બેસી તેમની સેવા બજાવતી હતી. જે બંગાલી સ્ત્રીઓ મરાઠી કે ઉર્દુ ભાષા સમજી શકતી ન હતી તેવીઓને, મહારાજના ઉપદેશોના અર્થ તેઓના પતિઓ સમજાવતા હતા. દિન પર દિન મહારાજ પ્રત્યે બંગાલી સ્ત્રીઓનો ભકિતભાવ વધારે મજબુત થવાથી તેઓ હવે દિવસે પણ પોતાની જાત જમાતની કશી પરવા કર્યા વિના, મહારાજનાં દર્શનાર્થે આવતી, અને બીજી સ્ત્રીઓ ભેગી તેમની સેવામાં સામેલ થતી હતી. કલકત્તાવાળા શ્રી રામકૃષ્ણ પરમહંસની પ્રભુતા, ઉચ્ચ ઈશ્વરી હાલત, અને તેમના સત્ય જીવન વિષે બંગાલીઓના મનમાં તાજેજ ભાવ હોવાને કારણે, મહારાજને પણ તેજ સ્વરૂપમાં જોઈ બંગાલી સ્ત્રીઓ વધુ અને વધુ તેમની સેવામાં આનંદ માનતી. દરેક સ્ત્રીઓ પોત પોતાની ભાવના અને મનોવૃત્તિને લઈને મહારાજને વિષે જૂદા જૂદા વિચારો ચલાવી રહી હતી. કોઈ સ્ત્રી તેમને શ્રી દત્ત માનતી તો કોઇ તેમને પરમહંસ દિક્ષા પામેલા પરબ્રહ્મ લેખતી. આ રીતે તમામ ખડકપૂરમાં મહારાજ એક ઈશ્વરી મૂર્તિ જેવા થઇ પડયા હતા. પોતાની કીર્તિ ફેલાતી અટકાવવાની મહારાજે ગમે તેવી કોશેશો કર્યા છતાં, આ રીતે તેઓ ઈશ્વર પેઠે પુજાતા રહ્યા. સેંકડોથી હજારો પ્રેમી જણોની પોતા પ્રત્યે આવી સત્ય ભકિત જોઇ મહારાજ લહેરમાં આવીને તેઓને વારંવાર ઉપદેશો આપતા; અને આત્મા, અનાત્મા તથા પરમાત્માને લગતું વિવેચન સુંદર

રીતે કહી સંભળાવતા હતા. જગત શું તથા ઇશ્વર શું, અને જગતની પેલે પાર શું, તથા તેઓનો એકમેક સાથનો સંબંધ શું, એ સઘળું મહારાજ દાખલા દલીલોથી તેઓને સમજાવતા હતા. આ સઘળું મહારાજને પ્રસંગે પ્રસંગે આવતી લહેર પર આધાર રાખતું હતું. વળી તેઓ જયારે ખુશ મીજાજમાં રહેતા ત્યારે પોતાના ભકતોને, આ દુન્યાનું સુખ દુઃખ ઓળંગી જઇ એક સમાન હાલતની ખરી સ્થિતિ કેમ પ્રાપ્ત કરવી તે સમજાવતા હતા. મહારાજના ઉપદેશો સાંભળ્યાથી ભકતોના મન પર સારી અસર થવાથી બોલતાં કે;

"મહારાજ! ઇશ્વર સંબંધી સર્વ બાબતોની હમને હવે સારી સમજ પડતી જાય છે. મહા ભાગ્ય હમારાં, કે આપ જેવા એક મહા સદ્દગુરૂના પવિત્ર કદમોથી આ ગામ પાવન થયું!" મહારાજ જયારે જૂદી જૂદી પંચરંગી મંડળીમાં રહેતા, ત્યારેજ માત્ર આવી જ્ઞાનની વાતો સંભળાવતા હતા; પરંતુ કોઇ જો એકલું તેઓને મળવા જતું તો તેની આગળ માત્ર તેના મનની વલણુ જોઇ તપાસી તેને ભલા માર્ગેજ દોરવતા હતા.

મહારાજને આત્મિક ભૂખ ભાંગવાને માટે જયારે કહેવામાં આવતું ત્યારે તેઓ બોલતા કે;

"મ્હને કશું જ્ઞાન નથી! હું કેવળ અજ્ઞાન છું! મ્હારૂં વાસણ તદ્દન ખાલીજ છે, અને મ્હારૂં નસીબ પણ સદંતર ઉંધું વળી ગયું છે; જેથી મ્હારામાં એક મોટાં મિંડાં સિવાય બીજું કશુંએ રહેવા પામ્યું નથી. જે કાંઇ બોધ હું તમને સંભળાવી રહ્યો છું, તે સઘળું તમારૂંજ જ્ઞાન છે, જે મ્હારામાં ઉત્પન્ન થાય છે, અને પછી તમારી સમજ માટે હું તમને પાછું કહી સંભળાઉં છું. હું જ્ઞાન રહિત સમાન હાલતમાં છું; અને જે જ્ઞાન તમારામાંથી મ્હારામાં ઉત્પન્ન થાય છે, તે મ્હારામાં ઝાઝો વખત ટકી રહેતું નથી! વળી તમારામાંથી જે ભલું મ્હારામાં ઉત્પન્ન થાય છે, તે ભલા આકારમાં હું તમારી સનમુખ રજુ કરૂં છું. તેજ પ્રમાણે તમારામાંથી જે ભુંડું મ્હારામાં ઉત્પન્ન થાય છે, તે ભુંડા આકારમાં હું તમારી સમક્ષ રજુ થાઉં છું! આ કારણે તમે જૂઓ છો કે, કોઇવાર તમને હું જ્ઞાન અને ઉપદેશ આપતો માલુમ પડું છું, તો કોઇવાર ગાળો આપી નઠારા શબ્દો ઉચ્ચારતો તમને જણાઉં છું. આ રીતે હું મ્હને પોતાને તમારી સનમુખ તમારી પોતાનીજ મનોવૃત્તિના આકારમાં હાજર કરૂં છું, બાકી હું તો જેમ છું તેમ ખાલી અને મોટાં મિંડાંનીજ હાલતમાં પાછો રહું છું. તમારામાં છુપું રહેલું જે કાંઇ હોય, તે મ્હારામાંથી નિકળીને તમો સમક્ષ હાજર થાય છે! તમારી મૂર્ખાઇ તમો કદી કબુલતાં નથી, પણ તમારી ભલાઇ તમો ઝટ કબુલ કરી તેને

જોઈએ તે કરતાં વિશેષ વળગો છો! તમારામાં છુપી રહેલી તમારી ભલાઈ કે બુંડાઈ મ્હારી ખાલી વાસણુ જેવી હાલતમાં દાખલ થાય છે, અને પછી તમારૂં ડહાપણુ કે મૂર્ખતા તમનેજ જાહેર કરાય છે! તમારી આ છુપી મનોવૃત્તિ (ભલાઈ બુંડાઈ) ને મ્હારાં (ખાલી વાસણુ) માં જગ્યા મળતાં તે વાયુની પેઠે આવીને તેમાં ભરાઈ જાય છે! તે જેમ ખાલી વાસણુમાંજ પ્રવેશ કરે છે તેમ ભરેલાં વાસણુમાં કરતું નથી. તમે મ્હારી પાસે જ્યારે આવો છો ત્યારે તમારો તે ગુપ્ત ભંડાર (મનો વૃત્તિ અથવા મનેચ્છા) મ્હારૂં વાસણુ ખાલી જોઈ તેમાં પ્રવેશ કરે છે. આ મ્હારૂં ખાલી વાસણુ એવી રીતે ગોઠવવામાં આવ્યું છે, કે જે કાંઈ તેમાં દાખલ થાય છે તે તરતજ પાછું બહાર નિકળી પડે છે. માટે જો તમો કોઈ પણુ મ્હારી પાસે ન આવો તો તમારો તે ગુપ્ત ભંડાર મ્હારામાં પ્રવેશ કરી શકે નહિ, અને મ્હારે પણુ તમને કશું કહેવાની જરૂર રહી શકે નહિ. વળી કેટલીક વાર એવું પણુ બને છે, કે મ્હારી પાસે આવ્યાથી તમારો ગુપ્ત ભંડાર (મનો-વૃત્તિ અથવા મનોકામના) જો કે મ્હારા ખાલી વાસણુમાં પ્રવેશ કરી શકે છે ખરો, પણુ તે મ્હારી મારફતે તમારી સનમુખ સ્પષ્ટ રીતે હાજર થઈ શકતો નથી; કેમકે મ્હારાં ખાલી વાસણુમાં એકવાર તમારો ગુપ્ત ભંડાર પ્રવેશ કર્યા પછી, તેમાં તે ઝાઝીવાર રહી શકતો નથી. એ જોકે ખરૂં છે, છતાં કોઈ પ્રસંગ એવો પણુ હોય, અથવા તે ગુપ્ત ભંડાર કોઈ એવો પણુ હોય, કિંવા તમારી હાલત કાંઈ એવીએ હોય, અથવા તે જાણુવાની તમારી તે વેળાની શકિત કે સ્થિતિ કાંઈ એવીએ હોય, અથવા ઉપરાંત બીજાં કોઈપણુ કારણો અને સંજોગો એવા પણુ હોય, કે જેથી તમારો તે ગુપ્ત ભંડાર તમને જાહેર ન થઈ શકતો હોય તો તે તેવીજ ગુપ્ત રીતે પાછો તમારામાં જઈ ભરાઈ બેસે છે! દાખલા તરીકે, એક રબરના દડાને જ્યારે દીવાલમાં ફેંકવામાં આવે છે ત્યારે તે દીવાલની સ્થિતિ એવી હોય છે કે, તેના તરફ ફેંકવામાં આવેલા દડાને તેના મજબુત ધસારા સહિત તે પોતા તરફ લે છે ખરી, પણુ જેના તરફથી તે ફેંકવામાં આવ્યો હોય તેના તરફજ તે દડાને પાછો મોકલી આપે છે. એટલે આઘાટ અને પ્રત્યાઘાટ થાય જ થાય; તેમ તમારો ગુપ્ત ભંડાર એક રબરના દડા જેવો છે, જે તમો આડકાતરી રીતે મ્હારા (દીવાલ)પર ફેંકો છો, તે દડો મ્હને અડકાઈને પાછો તમારા તરફજ જઈ પડે છે. અને હું તો જેમ હતો તેમ દીવાલજ રહું છું! દર્પણુનો દ્રષ્ટાંત લ્યો. જો એકાદ દર્પણુ (આરસી કે આયનો) આગળ આપણે જઈ ઉભાં રહીએ છીએ, તો આપણુા પોતાનાથી દેખી નહિ શકાતો આપણો પોતાનોજ ચહેરો તેમાં સાફ સાફ જણુાઈ આવે છે. આપણુા ખરા સ્થુળ આકારનો દેખાવ, તે દર્પણુ ખેંચી લે છે, અને પછી આપણીજ આંખો સનમુખ તેને રજુ કરી આપણુા સ્થુળ શરીરની આપણુનેજ ઓળખ કરાવે છે!

આપણે જો તે દર્પણ આગળથી હઠી જઈએ છીએ તો તે પહેલાંના જેવું ખાલી દર્પણજ રહે છે. સદ્દગુરૂ એ દર્પણ માફકજ છે. આ દર્પણને લગતી એક રમુજી વાર્તા કહું.

એકવાર એક સ્ત્રીએ ચોકકસ કારણસર પોતાના નાકમાંની નથ કહાડી ગળે બાંધી; અને પછી રાંધણીમાં જઇ રસોઈ કરવા બેઠી. સઘળું કામ આટોપી લઇ તેણી મોરી પર જઇ હાથ મોં ધોવા બેઠી. મોઢાં પર પાણીનો હાથ ફેરવતાં તેણીને માલુમ પડયું કે, પોતાની નથણી નાકમાં નથી. પોતે નથ ખોઈ બેઠી છે એવું ધારી તે સ્ત્રી ગભરાટમાં પડી, કેમકે તેણીની તે નથણી સોના પર હીરા મોતીથી મઘેલી ભારે કિંમતની ભેટ હોવાથી, તે લગ્નની ભેટ તેણીને બહુ માનીતી ને વ્હાલી હતી. કદાચ જો તે નથ હાથ ન લાગે તો પોતાનો ધણી શું ધારશે તેની ફિકરમાં તે સ્ત્રી બાવરી બની ગઇ. તેણીએ પોતાના ઘરનાં ખુણે ખુણા તપાસી જોયાં, તથા કબાટો અને પેટીઓ ખોલી સઘળાં કપડાં ઉપર તળે કરી જોયાં, રાંધણી અને મોરીમાં તેણીએ સેંકડો ફેરા ખાધા, બધેબધ જોઇ વળી પણ તે નથણી તેણીને જડીજ નહીં. છેવટે હિમ્મત હારી તેણીએ પોકે પોક મૂકી રડવા માંડયું. પોતાની નથ ખોવાના ગમમાં તે સ્ત્રી એટલી તો ગાફેલ બની ગઇ હતી, કે પોતાના ગળામાં તેણીએ જાતે બાંધી મૂકેલી નથણીની તેણીને યાદ કે ફોમ રહી નહિ; અને નાહકની હાય સોસારો કરવા લાગી. તે સ્ત્રીના રડવાનો અવાજ આસેપાસે રહેતાં પાડોશીઓને કાને જતાં તેઓ પણ ગભરાટમાં પડી દોડી આવ્યાં , અને તેઓમાંની એકે તેણીને રડવાનું કારણ પૂછયું. પોતાની નથ ખોવાઈ ગયાને લગતી હકીકત તે સ્ત્રીએ પોતાની પાડોસણ સ્ત્રીઓને કહી. તેણીના ગળામાં ઓળવેલી તે ખોવાએલી કહેવાતી નથ જોઇ સર્વ હસી પડયાં. સ્વપ્ને પણ વકકી ન રાખેલો આ તમાશો જોઈ તે સ્ત્રી અજાયબીમાં સઘળી સ્ત્રીઓના મોઢાં જોતી જ ઉભી, અને પછી ડચકાં ખાઇને રડતાં રડતાં તેણી બોલી:–

"મ્હારો હમણા જીવ જાય છે અને તમ સઘળાંઓને હસવું .કેમ આવે છે! તમે સ્ત્રી જાતિ થઇ આવું સખ્ત હૈડું ધરાવો છો! નિકળો ઘાંથી સઘળાં, મ્હને તમારી હાજરીથી વધુ દુઃખ થાય છેઃ ઓ ભગવાન! હું હવે શું કરૂં ?"

"હું કહું તેમ કર, ભગવાન બિચારો શું કહે અને શું કરે!" એક ઘરડી સ્ત્રીએ તેણીને કહ્યું; "ત્હારી ખોવાએલી નથણી જો ત્હને પાછી જોઇતી હોય તો મ્હને ત્હારો દર્પણ લાવી આપ; અને પછી ત્હારી નથ કયાં પડી છે તે હું તેમાં તને દેખાડીશ."

પેલી સ્ત્રીએ તુર્તજ પોતાનો દર્પણ લાવી તે ઘરડી સ્ત્રીના હાથમાં મેલ્યો. તેણીનાજ ચહેરા સામે ધરીને તે ડોસીમા બોલી:—

"હવે જો આમાં! ત્હારી નથ ક્યાં પડી છે તે તને શું હવે નથી જણાતું ?"

પેલી સ્ત્રીએ તુર્તજ પોતાની નથ દીઠી, તેમ તેણેજ તે ગળે ઓળંબ્યાની વાત હવે તેને સાંભરી આવી.

હવે જૂઓ કે, આ સ્ત્રીની કીંમતી વસ્તુ તેણીની પાસેજ હતી, છતાં તેને માટે ચાર કલાક સુધી નાહકની શોધા શોધ કરી આફતો અને મુશીબત ઉપાડી બેઠી હતી, પરંતુ અંતે તેણીને દર્પણમાંજ તે કીંમતી વસ્તુ જડી, જે હર્ષથી લઇ તેણીએ પોતાની આંખોમાં અને હોઠો પર જેમ પ્યારથી દાબી, તેમ હું પણ એક દર્પણ માફક જ છું; અને તમારેથી જે કાંઈ છુપું છે, તે તમારૂં તમનેજ દેખાડી આપુ છું. આ સઘળું જ્ઞાન જે હું તમને આપુ છું તે તમારૂંજ છે, અને તમારી સાથેજ રહેલું છે, છતાં તમે તે ભૂલી જઈ તેની ચો તરફ શોધ ખોળ કરતાં ફરો છો; પણ જ્યારે સદ્ગુરૂ રૂપી દર્પણ સનમુખ તમે જાવ છો ત્યારેજ તે તમને જણાય છે. તે જ્ઞાન તો તમારી પોતાની પાસે ને પાસે જ છે." આવી સ્થિતિ સત્ પુરૂષોની પણ થાય છે.

એક દહાડો ઉપાસનાની વેળાએ એક કુતરો મહાન સત પુરૂષ મી૦ પાર્કરના દેવલમાં એકદમ આવીને મોટેથી આરડવા લાગ્યો. સર્વ વસ્તુમાં ઇશ્વરને જ જોનારો પાર્કર, કોઈ રીતે વિચિલત થનારો માણસ ન હોતો. તેનામાં ભાવ સ્રોતનો નવો તરંગ ઉત્પન્ન થયો. તે તરત કહી ઉઠયો; "હે સર્વના પિતા! તમને ધન્યવાદ દઉં છું કે, તમે વાક્શક્તિ વિનાના સામાન્ય જીવને પણ તમારા ગુણ કીર્તન કરવાની શક્તિ આપી છે!" આ બધી શકિતઓ પરમાત્માની જ છે, અને તે શકિતઓની જ લાલસા ભક્તજનો રાખે છે.

શ્રી શં ક ર ભં આ ગ ગો, ભા ત શ્રે કુ કં ધી સૂ;
અ વિ વૈ માણુ દ ઘો મ હી, સબ નાયક ગોપી સૂ.

શ્રી એટલે શોભા, તેનો શં એટલે સુખ, ક જે બ્રહ્મા, ર જે અક્ષર બ્રહ્મા, ભં જે નક્ષત્ર, આ એટલે શતી, ગો જે વાણી વિગેરે, ભા એટલે કાંતિ, ત જે અર્થ, શ્રે જે કલ્યાણ, કુ યાને પૃથ્વી, કં એટલે સુખ, ધી જે બુદ્ધિ, સૂ જે સુંદર, અ જે વિષ્ણુ, વિ જે જ્ઞાન, વૈ જે નિશ્ચે, મા જે લક્ષ્મી, ણુ જે સીદ્ધિ, દ એટલે દાન, ઘો જે સ્વર્ગ, મ એટલે માયા, હી જે લજ્જા, ઇત્યાદિ સર્વના માલેક, સૌના ધણી પરમાત્મા તેમનાથી મ્હને એ સર્વ સંપાદન થાવ!

મહારાજના આવા ઉપદેશથી તેમના ભક્તોમાં વધુ ને વધુ વિશ્વાસ ઉત્પન્ન થતો, અને તેઓ તેમના પ્રત્યે વધુ અને વધુ પ્રેમ ભક્તિથી ખેંચાતા હતા. કોઈવાર જો કોઈ ભક્ત મહારાજને વિનંતિપૂર્વક કહે કે; "મહારાજ! કૃપા રાખશો!" તો તેઓ શ્રી કહેતા કેઃ—"પરમાત્મા એકજ છે, અને તેની

નજર સઘળાં ઉપર એક સરખી અને સમતોલ છે! તેજ પ્રમાણે તેની કૃપા પણ સઘળાં ઉપર એક જ હોય છે! મનુષ્યની શક્તિ અથવા લાયકાત ઉપરજ તેના સ્વીકારનો આધાર રહે છે. તે કૃપા અધીક પ્રમાણમાં સ્વીકારવાની કોઈ લાયકાત ધરાવતો હોય છે, તો કોઇ તે કૃપા લગાર ઓછાં પ્રમાણમાં સ્વીકારવાની લાયકાત ધરાવે છે. વળી કોઈ તે કૃપા સ્વીકારવાની સહેજ માત્ર પણ લાયકાત ધરાવતો નથી. માટે તમારે કદી એમ ન ધારવું, કે તમો પર પરમાત્માની કૃપા દ્રષ્ટિ ઓછી છે, અને બીજા પર વિશેષ છે; અથવા બીજાઓ પર જોઇએ તેવી છે, અને તમારા ઉપર જરાએ નથી! ના, તેવું કદી ધારશો નહિ! મેં કહ્યું છે તેમ તે કૃપાવંત માલિકની કૃપા તો સઘળાં ઉપર એક સરખીજ હોય છે;-પણ તે કૃપા મેળવનારની યોગ્યતામાં ફરક હોવાથી તેને તે માલેકની મહેરબાનીમાં પણ ફરક માલમ પડે છે. આ માટે મેઘરાજાનો આપણે દાખલો લઈએ. જૂઓ કે, જ્યારે વર્ષાદ વરસે છે ત્યારે આકાશમાંથી થઈ તે આ પૃથ્વિ પર એક સરખી રીતે ઉતરે છે, અને સઘળે સરખાં પ્રમાણમાં વૃષ્ટિ કરવા માંડે છે. ઉંચાં મોટાં ઘરો, પહાડો, ડુંગરાઓ, કે ઝાડો પર તે જેમ એક સરખો પડે છે, તેમ નીચા ખાડા કે નદી નાળામાં પણ તેવીજ રીતે વરસે છે. આપણા ઘરની પાસે વહેતી ગટરમાં, કે એકાદ ખડક પાસે આવેલી ઉંડી ખાઇમાં જો તે વરસેલા મેઘનું પાણી જમા થાય છે, તો તે ઘર કે ખડક એમ ધારે કે બાજુની ગટર યા ખાઇમાં વર્ષાદ વરસ્યો છે, તેમના પર નહિ! અને જો ખડક તેને ઠપકો આપે, કે તેના પર મેઘ વરસ્યો નથી પણ બાજુની ખાઇમાં વરસ્યો છે, તો તે તેની મુર્ખાઈ કહેવાય. તે ખડકમાં મેઘને સ્વીકારવાની કે પ્રાપ્ત કરવાની લાયકાત ન હોવાથી મેઘના પાણી જેમ ત્યાં નહિ થોભતાં, તેવી કોઈ લાયકાત ધરાવનારી ખાઈમાં જઇ થોભે છે, તેમ પરમાત્માની કૃપા પણ એક સરખીજ સઘળાં પર ઉતરે છે; પરન્તુ મનુષ્ય પોતાનું મસ્તક મગરૂરી અને હુંપણામાં ઉંચું રાખી મીજાજમાં મરી રહ્યો હોય, તો તે માલેકની મહેર લહેરને કદી લાયક ઠરતો નથી; પણ જે કોઈ ખાઈની માફક પોતાનું સર તાબેદારી અને ખાકસારીમાં નીચું રાખી નમંતાઇથી નમ્યો હોય છે, તેજ માત્ર આ મહેરને લાયક ઠરે છે. બીજો ઉદાહરણ સૂર્યનો લો.

સૂર્ય પણ પોતાનો પ્રકાશ એક સરખો પૃથ્વિ પર ફેલાવે છે. રાજાના મહેલ પર કે ગરીબની ઝોંપડી પર તે પોતાનો પ્રકાશ સરખી રીતે ફેંકે છે. ખુલ્લાં મેદાનમાં કે ખુણે પડેલા ગુફામાં ચોતરફ સઘળે એક સરખું તડકું પડતું આપણે જોઈ શકીએ છીએ, છતાં જો ઘરની બારીએ આપણે પડદો લગાડી માંહે બેઠા હોઈએ, તો તડકું ત્યાં આવતું અટકે છે. ઝાડના ઓથા હેઠળ કે ઘરના આશરામાં જો આપણે રહીએ છીએ તો સૂર્ય એક સરખો પોતાનો પ્રકાશ

સઘળે પાથરે છે છતાં, ઓથ કે આશરા હેઠળ રહેલાઓ જો એમ કહે કે સૂર્ય પ્રકાશતોજ નથી, તો તેવાઓને શું પાગલ ન કહેવા જોઈએ? એમાં દોષ કોનો? સૂર્યનો કે તેનો પ્રકાશ બંધ કરનારનો? પોતાના ઘરની બારીએ લગાડેલો પડદો જો ખસેડી બાજુએ કરવામાં આવે, તો સૂર્યનો પ્રકાશ જરૂર માલુમ પડે. જ્યાં તડકું નજરે પડતું નથી, ત્યાં સૂર્ય કે તેનો પ્રકાશજ નથી, એવું કહેનારા મૂર્ખ જ હોઈ શકે. સૂર્યના પ્રકાશ માફક પરમાત્માની મહેર (કૃપા) પણ ચો તરફ એક સરખીજ ફેલાય છે, પણ જેના અંતઃકરણ (ઘરની બારી) પર ખુદીનો પડદો હોય, અથવા જેઓ અભિમાન, અહંકાર અને હુંપણાના આશરા હેઠળ હોય, તેવાઓ તે માલેકની (સૂર્ય મિસાલ પ્રકાશતી) મહેરને જોઇ શકતા નથી; જો કે તે તો એકસાન સઘળે પ્રકાશતોજ હોય છે. એટલા માટે,

> લેને કો હર નામ હય, દેતેકો અન્ન દાન;
> તીરનેકો આધિનતા, બુડનેકો અભિમાન.

આ પૃથ્વી ઉપર સર્વ કાંઈ આપી દેવામાંજ ગુણ રહેલો છે, ને લેવાની વાત તો એકજ છે, અને તે એજ, કે હરદમ હરિનું નામ લેયા કરવું. ભૂખ્યાંની ભૂખ ભાંજવા સારૂ સર્વ કાંઈ આપી દેવું, પ્રભુને પોતે અર્પણ થઈ જવું, અને તેને ઇચ્છાધીન રહેવું; પરંતુ કશી પણ વાતનું અભિમાન ધરવું નહી.

> "દાતા નદી એક સમ, સબ કોઈકો દેત;
> જએસા જીસકા બરતન હો, વએસા વો ભર લેત."

મહારાજ બીજાઓની હાજરીમાં અથવા પોતે એકલા પડયા હોય ત્યારે વારંવાર કેટલાક શ્લોક સંભળાવતા. આવા શ્લોકો જુદી જુદી મતલબના અને જુદી જુદી ભાષાના હોતા. આવા શ્લોકમાંનો એક સંસ્કૃત શ્લોક તેઓ વધુ વપરાસમાં લેતા.

> नाहं प्रकाशः सर्वस्य योगमाया समावृता.

"મ્હારો પ્રકાશ બધે બધ છે, પણ યોગ માયાનો પડદો આંખ પર ફરી વળવાથી તે મ્હારો પ્રકાશ કોઈ જોઈ શકતા નથી."

વળી કોઇ કોઇ વાર મહારાજ કહેતા કે;

" આઈ. આઈ. ગ, બાઈ. બાઈ. ગ; આતા કસા કાય કરૂ. બાઇ. ગ?"

આ મરાઠી ભાષાના લગાર રમુજી શબ્દો છે. પણ મહારાજ તે એવા તો મધુર અને ગંભીર અવાજે લલકારતા, કે સાંભળનારાંઓનાં રૂવે રૂવાં ઉભાં થતાં હતાં. જે કોઈને ભવિષ્યમાં કોઈ આફત નડવાની હોય, તેને મહારાજ ઉપલા મરાઠી શબ્દો કહી સંભળાવતા, પણ તેમની આવી બડબડનો ભાવાર્થ કોઈને સમજ પડતો ન હતો.

કોઈવાર મહારાજ ઝુંપડીમાં શાંત ચુપકીદીમાં કલાકો સુધી પડી રહેતા હતા; અને કોઈ સાથે લગારે વાત કરતા ન હતા. આ વેળાએ તેઓ એટલા તો શાંતપણે ગંભીર રહેતા, કે તેઓની મુલાકાતે આવનારાઓ મહારાજની આ દશા જોઈ ગુપચુપ દૂરથીજ નમસ્કાર કરી પાછા વિદાય થતા હતા.

મહારાજ રાત્રિના ભોજન તરીકે ખાસ કરીને ભાખરી અને ચટણી ખાતા હતા. લીંબનાં કડવાં પાંદડાંની ભાજી, લીંબનાં પાંદડાંનાં ભજીઆં અને લીંબનાંજ પાંદડાંની ચટણી, એ મહારાજનાં માનીતાં પકવાનો હતાં.

દર સાંજે મહારાજ હવે ભંગીઓની ચાલમાં ચાલુ જવા લાગ્યા. આવી ચાલો ત્યાં બધી મળી સાત હતી, જ્યાં મહારાજ ઘરે ઘર ફરતા અને તેઓના ઘરનું છુટું છવાયું ઉપલક કામ પોતે કરતા. તેઓના બાળકોનું નરક ઉપાડી તેવી જગ્યા સાફ કરતા, તેઓના ઝુટારાથી સાતે ચાલની જગ્યા વાળી કહાડી સ્વચ્છ કરતા, ત્યાંનું મેલું ઉપાડતા, અને નાળાંઓ સાફ કરતા. નરકના ડાબડાઓ ઉપાડી, તેની જગ્યાએ લઈ જઈ ખાલી કરતા ! સઘળું કામ કરી મહારાજ પૂરેપૂરા ભંગી બનતા !

આ બાબતમાં જો કદી કોઈ કાંઈ ઈશારો કરે તો મહારાજ કહેતા કે; "ઉંચમાં ઉંચ જાત બ્રાહ્મણની છે, અને નીચમાં નીચ જાત ભંગીની લેખાય છે ! હું ઉંચમાં ઉંચ જાતનો એક બ્રાહ્મણ બચ્યો, નીચમાં નીચ જાતનો ભંગી બનું, એ પણ મ્હારાં કિસમતના કૌતક છે ! પણ ખરૂં જોતાં તો ઉંચમાં ઉંચ અને નીચમાં નીચ હાલતનો એક સરખો અનુભવ લેનારજ સદ્‌ગુરૂ હોય છે ! જે ટેકી હોવા છતાં ખાકસાર બને તેજ ખરો. જે પૈસે ટકે તવંગર હોવા છતાં સ્વભાવ ગુણ વગેરેમાં ગરીબી ધારણ કરે તેજ ખરો ! જે બળવાન હોવા છતાં નાતવાન પર પોતાની શક્તિનો ઉપયોગ ન કરે તેજ ખરો. જે બાદશાહ હોવા છતાં ગુલામ બને તેજ ખરો. જે નામદાર હોવા છતાં નાચીઝ બને તેજ ખરો. તેજ પ્રમાણે જે બ્રાહ્મણ હોવા છતાં ભંગી બને તેજ ખરો ! એ વિષે હું તમને એક રસદાર કથા કહીશ.

## પ્રકરણ ૧૩ મું.

## લલાટે લખ્યા લેખ; મિટે ન મારી મેખ.

पंचेतानीहसृज्यंते, गर्भस्थस्यैवदेहिनः ।
आयुःकर्माचवित्तंच, विद्यानिधनमेवच ॥

જે વખ્તે મનુષ્ય ગર્ભમાં આવે છે તે સમયે તેને સારૂં આયુષ્ય, કર્મ, ધન અથવા સંપત્તિ, વિદ્યા અને નિર્ધનપણું એવી પાંચ વસ્તુઓ નિર્માણ કરી રાખેલી છે, તેમાં ફેરફાર કરવાને સમર્થ કોણ છે?

કોઈ એક મહા સદ્‌ગુરૂ પોતાની ભકત મંડળી ભેગો બેઠો હતો. એટલામાં એક ઉંચ કૂળની સ્ત્રી સ્વામીજીના દર્શનાર્થે આવી પહોંચી. આ સ્ત્રી

જ્યારે દેવપુજા કરતી ત્યારે, પુજા માટે જોઈતી સઘળી ચીજો તેણીના નોકર ચાકરો તૈયાર કરતા. વળી સર્વ ક્રિયા બ્રાહ્મણ મારફતે કરાવતી. માત્ર દેવ પર પાણી રેડી તેને નમસ્કાર કરવા સિવાય તેણી વધુ કશું કરતી ન હતી. જોકે દેવપુજા કરનારી તેણી લેખાતી, પણ તમામ તકલીફ તેણીના નોકર ચાકરો અને બ્રાહ્મણો ઉઠાવતા હતા. તે સ્ત્રીની દેવપુજા કરવાની આ રૂઢીથી તે સદગુરૂ માહિતગાર હતા. તેણી સ્વામીજી પાસે જ્યારે આવી બેઠી ત્યારે દેવપુજા ખરે ખર કરતાં તેણીને શિખવવા અર્થે આડકતરી રીતે ગુરૂશ્રીએ તેણીને ઉપદેશ આપતાં આ વાર્તા તેણીને કહી સંભળાવી કેઃ—

ન્હાની વયથીજ માતપિતાનો આશરો ખોહી બેઠેલી લક્ષ્મીકાન્તા નામે પંદર વરસની એક મધુરી બાળા, કોઈ એક ગામના મોહલ્લામાં ભિક્ષા માંગતી આગળ ચાલતી હતી. દુન્યાથી તજાયેલી અને કોઇપણ સગાં સ્નેહીઓના આશરા વગરની પોતાની સકોમળ વયમાં જીંદગીના કડવાશનો પૂર્ણ અનુભવ તેણે મેળવ્યો હતો. ઘર ઘર ફરી તેણી ભિક્ષા માંગી ખાતી અને જ્યાં રાત પડે ત્યાં જઈ આરામ કરતી. ભૂખમરો, મુશીબત, કંગાળિયત અને નિરાધાર સ્થિતિએ લક્ષ્મી-કાન્તાના શરીરને બાળીને એવું તો ખાક રાખ કરી મેલ્યું હતું, કે તે માત્ર ચામડાં અને હાડકાંનું ખાલી હાડપિંજર ખોખું હોય તેવું જણાતું. ગામડાં-ઓના મોહલ્લાઓમાં ભિક્ષા માંગતી તે બાળા, વગર નેમની અને સાર રહિત જીંદગી ગુજરતી હતી; આશા કે ઉમેદ જેવું કશું તેણી જાણતીજ ન હતી.

જે મોહલ્લામાંથી લક્ષ્મીકાન્તા પસાર થતી હતી ત્યાંના એક ખાડામાં એક નાતવાન ગધેડું પડયું હતું; જે ઘરડું અને અશક્ત થઇ પડવાથી તેના માલેકે તેને કહાડી મેલ્યું હતું; જેથી તે જાનવર અહિં તહિં ભટકીને ઘાસ ચારો ખાઇ પડી રહેતું હતું. એક દિવસ તે ગધેડું પોતાના પેટનો ખાડો પુરવા અર્થે અહિં તહિં ફાંફાં મારતું હતું; એટલામાં સામેથી આવતા કોઈ એક ખટારાનો તે બાપડાને ધકકો લાગતાં, ખાડામાં જઈ પડયું. તે ગધેડાંનો એક પગ તૂટી જવાથી લાઈલાજ ત્યાંજ પડી રહ્યું. દિવસો સૂધી ઘાસચારો ખાધા વિના તે બાપડું મોતની વાટ જોતું રિબતું હતું. ત્યાંથી પસાર થતાં રાહદારીઓ તેને ચારો પાણી આપવાને બદલે મજાક કરતાં કે; "જે વખત જાય છે, તેમાં આ ગામના બેવકુફોમાંનો એક બેવકુફ જલદીજ પોતાની આંખ્યો સદાને માટે બંધ કરવાની બેવકુફી કરશે!" ક્રૂર હૃદયના બેવકુફોની સતામણી પછી તેમનાજ જેવા કાળાં તન મનના કાગડાઓએ હવે તે બિચારાંને સતાવવા માંડયું. તેઓ તેને ઠુંપી ઠુંપીને ખાવા પડયા. જાણે કે આટલું દુઃખ ઓછું હોય તેમ તેના જખ્મોમાં કીડા પડવા માંડયા, જેથી વધુ દુઃખી થઇ તે મૃત્યુનું ઈંતેજાર થયું. લગભગ એક અઠવાડિયાં સુધી તે ગધેડું ત્યાં પડયું હશે એટ-

લામાં, લક્ષ્મીકાન્તાની તેના ઉપર નજર દોડી. દયાની જોશભેર લાગણી તેણીના નાજુક હૃદયમાં ઉત્પન્ન થઈ. તેણીએ વિચાર્યું કે; "આ બિચારૂં મ્હારા જેવુંજ દુઃખી છે. હમારા બન્નેના દુઃખનો પારજ નથી. ફરક માત્ર એટલોજ છે, કે હું ચાલી હાલી ભીખ માંગી ખાઈ શકું છું, જ્યારે આ બાપડું તેટલું પણ કરી શકવાને અશકત છે. સખ્ત ભૂખમરો એનાં દુઃખમાં વધારો કરે છે. ઓ ભગવાન! આ જનાવર બાપડું શી રીતે પોતાનું સઘળું દુઃખ સહન કરતું હશે! અરે! એને કિયા જન્મનાં પાપ કર્મો નડતાં હશે!"

લક્ષ્મીકાન્તાને આવી માન્યતાની ખબર ન હતી કે, ગધેડાં જેવાં મૂર્ખાં, અક્કલ વગરનાં, ગાંડાં, મૂઢ, અને એવાં લોકો પોતાનાં કર્મો માટે જવાબદાર ન હોવાથી તેમને સ્વર્ગનું સુખ કે નર્કની સજા હોતી નથી, તથાપિ તેમને બેહેસ્ત કે સ્વર્ગમાં પણ દાખલ કરવામાં આવતાં નથી, છતાં તેઓ "મૂર્ખા લોકનાં સ્વર્ગ" માં જાય છે.* એવી અસલી માન્યતામાં કાંઈક વજુદ છે. વળી ન્હાનાં બાળકો પોતાનાં કર્મ માટે જવાબદાર રહે એવી સ્થિતિ પ્રાપ્ત કરવા પહેલાં મરણ પામે તેઓ "છોકરાંના બેહેસ્ત" માં જાય છે. એ બેહેસ્તને "Limbus Puerorum" કહે છે. આ કાંઇ ખોટું નથી.

લક્ષ્મીકાન્તા આ દુઃખી ગધેડાં પાસે જઈ તેના જખમ વિગેરે જોઈ પોકેપોક મૂકી રડવા લાગી! પછી દૂર વેર જઇ થોડુંક પાણી લાવી તેમાંથી સહેજ તેને પાઈ હુશિયાર કર્યાં પછી, તેણીએ તે ગધેડાંના જખમો ધોઇ સાફ કરવા માંડયા. આ રીતે આખો દિવસ ત્યાં બેસી તે ગધેડાંની માવજત કર્યાં કીધી. તેણીએ પોતાનું રહેઠાણુ તે ખાડા પાસેજ કર્યું. રાતે પણ તેણી ત્યાંજ આરામ કરતી અને દિવસે છેક દૂરથી પાણી લાવતી, જંગલોમાં જઈ ઘાસ લાવતી, તેને ખવાડી પીવાડી જખમો ધોઇ સાફ રાખતી, તથા તે ઉપર બેસતી માંખોને ઉરાડતી, અને એ શિવાય બીજી ખીદમતો ઉઠાવતી. રસ્તે આવતાં જતાં ગામનાં લોકો તેણીની ઠઠ્ઠા મશકેરી કરતાં, અને તેણીને મૂર્ખ તથા દિવાની કહેતાં, પણ આ સઘળી મજાક ઉપર લગારે ધ્યાન ન આપતાં વધુ ને વધુ પ્યારથી તે ગધેડાંની સેવા કરવી તેણીએ જારી રાખી. એક આખું અઠવાડિયું સૂધી તે ગધેડાં પાછળ રાત દિન મહેનત ઉઠાવ્યા પછી તે પોતાની અસલી શકિત થોડી ઘણી પાછી મેળવવા પામ્યું, તેના જખમો સાજા થયા, અને તે જોકે તંદરોસ્ત થયું તોપણ તેનો ભાંગી ગયેલો પગ સાજો થવા પામ્યો નહિ. લક્ષ્મીકાન્તાએ જંગલો અને મોહલ્લાઓમાં ફરી લાકડાંઓ, ઘાસ તથા પાંદડાં જમા કરી તે ગધેડાંને વરસાદ અને તડકાથી બચાવવા અર્થે, તે ખાડા પર હવે એક નાનો કામચલાઉ માંડવો

* જેને "Limbus Fatuorum" પણ કહે છે.

હલો કર્યો ગામના લોકોને પણ દયા આવ્યાથી હવે તેઓએ લક્ષ્મીકાન્તાને દરેક જોઈતી મદદ આપવા મરજી જણાવી, અને પ્યારની નજરથી તેણીને ચ્હાતાં થયાં. હે લક્ષ્મી કાન્તા ! આ અવિનાશી પરમેશ્વરને જાણ્યા વિના કોઈ હજારો વર્ષ આ લોકમાં હોમ, યાગ તપસ્યા કરે, તથાપિ તે સ્થાયી ફલને પ્રાપ્ત કરતોજ નથી.

ખુદા જર જીસકો દેતા હય વહી જરદાર હોતા હય;
જીસે બપ્પસે વહ સરદારી, વહી સરદાર હોતા હય.
કોઈ મજબૂત હોતા હય, કોઈ મુખતાર હોતા હય;
ઇસી સૂરતસે દુનિયાકા હમેશાં કાર હોતા હય.
મીલે કીસમતસે જો ઉસ પર કનાઅત ચાહિયે કરના,
ન અપની હદસે બહકે કામ હઝરત ચાહિયે કરના.

થોડા વખત પછી એકાએક તે ગધેડું મરણ પામ્યું, જેથી લક્ષ્મીકાન્તે દરેક ઘટતી તૈયારી કરી તે ગધેડાંને તેજ ખાડામાં પૂરી તે ઉપર લોકોની મદદ વડે એક મજબુત અને સુંદર સમાધિ ચણાવી, પોતે ત્યાં તેની ભક્તિ કરતી બેઠી ! પાછળથી લક્ષ્મીકાન્તાએ લોકોને જાહેર કર્યું કે; "સમાધિમાં હમેશ માટે સુતેલું તે ગધેડું વિષ્ણુ ભગવાન પોતેજ હતાં ! તેઓ શ્રી આ જગતમાં ગધેડાંના રૂપે આવ્યા હતા, અને તેણીના હાથની સેવા સ્વીકારી હતી. સઘળી સેવા અને ભક્તિ તથા પ્રેમની હદ પૂરી થવા પછી વિષ્ણુ ગધેડાંનું શરીર તજી પોતાના ભગવાન સ્વરૂપમાં જઇ મલ્યા હતા !" પોતાની આ હકીકતની સચ્ચાઈનો પુરાવો આપતાં લક્ષ્મીકાન્તા ત્યાંના લોકોને જણાવતી કે; "અમુક દિવસે શ્રી વિષ્ણુ ભગવાન તેણીને માટે વિમાન મોકલનાર હતા, જેમાં તેણી ઉડી જઈ તેમના ચરણ કમળે જઈ પડનાર હતી !" લક્ષ્મી કાન્તાનું આ બોલવું અંતે સાચુંજ ઠર્યું. તેણીએ જણાવેલા ચોક્કસ દિવસની સહવારે આકાશમાંથી એક સુંદર વિમાન તેણીના રહેઠાણ પાસે આવી ઉતર્યું; જેમાં લક્ષ્મીકાન્તા જેવી બેઠી કે તુરત તે પાછું ઉપર હવામાં ઉડયું, અને એક પળમાં લોકોની નજર આગળથી અલોપ થઇ ગયું ! લક્ષ્મીકાન્તા વિષ્ણુ ભગવાન પાસે તેમના ચરણે જઈ પડી. તેણીને ત્યાં હાજર જોઈ શ્રી ભગવાન બોલ્યાઃ—

"લક્ષ્મીકાન્તા ! હું ત્હારા પર પ્રસન્ન થયો છું, તું ભલે પધારી ! વધુ એક જન્મ પછી હું તને મ્હારી પાસે નઝુકની રાખીશ !"

"હે ભગવાન !" લક્ષ્મીકાન્તાએ તાબેદારીમાં હાથ જોડી જવાબ દીધો; "આપશ્રીને ચરણે એકવાર આવી પડયા પછી મ્હને પાછી મોકલી દેત છો; તો શું હું તે પવિત્ર ચરણને હજી લાયક થઈ નથી?" શ્રી વિષ્ણુ ભગવાને કહ્યું:—

"લક્ષ્મીકાન્તા! શાન્ત થા! મ્હારી પાસે સદા માટે આવી રહેવાને તું લાયક છે ખરી, પણ હજી એક બીજો જન્મ તને લેવોજ પડશે! બીજે જન્મે તું એક શાહજાદી અવતરશે, અને ત્હારી જવાન ઉમ્મરમાં એક દિવસ ત્હારી આગલી જીંદગીની તને યાદ થશે, જે વેળાએ તને હ્યાં મ્હારી પાસે કાયમ માટે આવી રહેવાનો લાગ હાથ આવશે!"

"હે ભગવાન!" લક્ષ્મીકાન્તાએ હાથ જોડી કહ્યું; "આપશ્રીનું ધાર્યુંજ અંતે તો થવાનું, માટે જેવી આજ્ઞા! હું તાબેદાર છું; અને સર્વદા તાબેજ રહીશ!"

"તથાસ્તુ!" શ્રી ભગવાને તેણીના માથા પર હાથ મેલતાં કહ્યું; અને પછી જે ગામમાં લક્ષ્મીકાન્તાએ પેલાં ગધેડાંની સેવા કરી હતી, તેજ ગામના રાજાના ભવ્ય મહેલના એક અતિ સુંદર ઠાઠથી આરાસ્તા કરેલા ઓરડામાં ગોઠવેલાં એક કિંમતી પારણામાં કોઇ ખુબસુરત બાળક મધુર અવાજે રડતું હતું, જેને બીજી દાસીઓ માયાથી હિંચકા નાખતી હતી. આ બાળક તેજ લક્ષ્મીકાન્તા હતી, જેણીએ તે ગામના રાજાને ત્યાં શાહજાદી તરીકે જન્મ લીધો હતો. લક્ષ્મીકાન્તા તે રાજાનું એક પૂરૂં બાળક હોવાને લીધે તેણીને તે બેહદ પ્યારથી ચ્હાતો હતો. જવાન ઉમ્મરે પુગતાં તેણી એક અતિ ખુબસુરત શાહજાદી તરીકે મશહુર થઈ. તેણીની ખુબસુરતીની બીજી જોડીજ ન હોવાથી રાજા વધુ મગરૂર બન્યો હતો; અને હવે તેણીને તે જોઇએ તેના લાડ લડાવતો હતો. લક્ષ્મીકાન્તાનો એક શબ્દ તે આખા રાજયનો કાયદો થઇ પડયો હતો! વળી તેણી માયાળુ દિલની હોવાથી સઘળી રૈયત તેણીને પ્રેમથી માન આપતી અને તેણીનો હુકમ બજાવવાને સદા તત્પર રહેતી હતી. પછી રાજાને તેણીના લગ્નની ચિંતા થઇ, જેથી બીજા દેશના એક નવ જવાન બહાદુર શાહજાદાને લક્ષ્મીકાન્તાનો હાથ આપવાની તૈયારીઓ રાજાએ કરવા માંડી. લગ્નનો દિવસ નક્કી થયો, અને ગામની સઘળી રૈયત લગ્ન સમારંભમાં સામેલ થઈ. લગ્ન વિધિ કરનારો બ્રાહ્મણ લક્ષ્મીકાન્તાને તેણીનાં લગ્ન માટેની ઇચ્છા પૂછતો હતો, તેટલાં એકાએક તેણીની નજર સામે ગયા જન્મનો તેણીનો અવતાર આવી ઉભો, અને તેણીની યાદદાસ્ત શકિત તાજી થઇ! તેણીએ પોતાને એક ભિક્ષુક બાળા તરીકે મોહલ્લાઓમાં ફરતાં, પછી ગધેડાંની સેવા કરતાં, તેની સમાધિ બનાવતાં, તથા તે પછી શ્રી વિષ્ણુ પાસે વિમાનમાં ઉંચે ઉડી જતાં, વિગેરે સર્વ દેખાવો એક પળ વારમાં જોઈ લીધા. આ સઘળો દેખાવ જતો રહેવા પછી લક્ષ્મીકાન્તાએ વિચાર્યું; "હું એકવાર ભગવાનને મળી ચુકેલી બાળા આ સંસારની માયા જાળમાં મ્હને પોતાનેજ કાં ફસાવી દઉં!" જેથી તેણીએ લગ્ન કરવાની પોતાની નામરજી જણાવી, અને ત્યાંથી ઉઠી મહેલમાં દોડી ગઈ. રાજા તેણીને

ત્યાં જઇ મળ્યો, અને પોતાની આ લાડકવાઇ પુત્રી પર તેનો સઘળો જીવ હોવાથી તેણી જેમ રાજી રહે તેમ કરવાને સમ્મત થયો; કેમકે, લક્ષ્મીકાન્તાને પોતાની સાથે હમેશાં રહેલી જોવાને તે પ્રેમી પિતા બહુજ આતુર હતો. આ કારણે તેણે લગ્ન માંડી વાળ્યાં અને પેલા શાહજાદાને પોતાની પુત્રિ પાગલ હોવાની ખોટી ખબર આપી તેને પોતાને વતન વિદાય કર્યો.

લક્ષ્મીકાન્તા હવે રાત દિન એકજ વિચારમાં રહેતી હતી કે, "જયારે એક ગધેડાં જેવાં જાનવરની સેવા કરવાથી મ્હને શ્રી વિષ્ણુ ભગવાનના દર્શન લેવાની અકકલ સુઝ પડી તથા આ જન્મમાં એક શાહજાદીનો મરતબો મળ્યો, ત્યારે જો હું હજારો પ્રાણીઓની સેવા કરીશ તો મ્હારો મરતબો કેવોક વધશે!"

અકકલ અરસસે ઉતરી, બીધના દીની બ્હેંચ;
એક અભાગી રહ ગયા, સંતો લીની ખેંચ.

પ્રભુના અરસ કહેતાં તખ્ત પાસેથી જયારે અકકલ ઉતરી આવી ત્યારે વિધાતા, એટલે નસીબ દેવીએ જયારે સઘળા લોકોમાં તે વહેંચવા માંડી ત્યારે અભાગિયા લોકો તો હાથ ચોળતા રહી ગયા, અને સંતોએ તેને વહેલી વહેલી ખેંચી લીધી!

આ વિચારોમાં તેણી સદા લીન રહેતી, અને વારંવાર એજ વિચારમાં બડબડતી કે;

**"તેટલાંને માટે જો આટલું, તો આટલાંને માટે કેટલું?"**

અંતે લક્ષ્મીકાન્તાએ સઘળાંઓને પ્રથમ જમાડવાનો નિશ્ચય કર્યો, જેથી તેણે પોતાના પિતાને કહ્યું;

"પીતાશ્રી! મ્હારાં લગ્ન માટે આપ જે પુષ્કળ પૈસો ખરચનાર હતા, તે પૈસાથી રોજનું જમણ હું આપની ગરીબ રૈયતને ખવડાવવાની ઈચ્છા ધરાઉં છું; આપ તેમાં રાજી છો?"

તે પ્રેમઘેલા પિતાએ રાજી ખુશીથી હા પાડી, જેથી લક્ષ્મીકાન્તે હવે સાધુઓ, ફકીરો, બ્રાહ્મણો, ગરીબો, રોગીઓ, લાચારો, તથા નાચાર બેચારોને જાત જમાતનો કાંઇએ ફરક રાખ્યા વગર દાન આપવાનો રવૈયો ચાલુ કર્યો. લક્ષ્મીકાન્તાની ઇચ્છાને માન આપી રાજાએ તમામ શહેરમાં ઢંઢેરો ફેરવ્યો કે, ગમે તે જ્ઞાતિના લાચાર બેચારોએ રાજાના મહેલના ચોગાનમાં સદાવ્રત લેવા આવવું! લક્ષ્મીકાન્તે પાંચ પચાસ નોકર ચાકરોને આ શુભ કામને માટે મુકર કીધા, અને પોતાની મદદમાં તેણીએ કેટલીક લોંડીઓને રાખી. હવે રોજનું હજારો મુફલીસોને ખવડાવવાનું કામ તડામાર ચાલ્યું. લક્ષ્મીકાન્તા મહેલના દરવાજા પર ગોઠવેલી ખાસ બેઠક પર બેસીને જોઇતા હુકમો આપતી હતી. તેણીએ એવો

એક નિયમ ચાલુ કર્યો હતો કે, ભોજન કરી રહ્યા પછી બહાર નિકળતી વેળાએ દરેક ખાનારે દરવાજા પર પહેલાં તેણીને મળીને પછીજ બહાર જવું! આ યોજના ઘડી કાઢવાનું કારણ માત્ર એટલુંજ હતું, કે પૂર ખાત્રીથી તેણી માનતી હતી કે, કોઇ ને કોઈ દિવસ શ્રી વિષ્ણુ ભગવાન ત્યાં હાજર થઈ તેણીને પોતાની સાથે લઈ જશે! ભોજન કરી રહ્યા પછી તેણીને મળવા આવનાર દરેકને લક્ષ્મી-કાન્તા માત્ર એટલોજ સવાલ કરતી કે; "તેટલાંને આટલું તો આટલાંને કેટલું?" તેણી સારી પેઠે જાણતી હતી કે, તેણીની ગઈ જીંદગીથી માહિત-ગાર શ્રી વિષ્ણુ ભગવાન સિવાય બીજું કોઈ પણ તેણીના આ સવાલનો જવાબ કદી આપી શકનાર નથી; માટે જે ખરો જવાબ આપે .તેને શ્રી વિષ્ણુ જાણી લેવો! લક્ષ્મીકાન્તા રોજનો આ પ્રશ્ન દરેકને પૂછતી, પણ કોઈ તેનો જવાબ આપી શકતું નહતું! મહિનાઓ પછી મહિના પૂરા થતા ચાલ્યા. લક્ષ્મીકાન્તે લોકોને રોજનું જમાડવામાં રાજ્યની તીજોરીનું તળ્યું લાવી મેલ્યું હતું, છતાં કોઈ તેણીના સવાલનો જવાબ આપી શક્યું ન હતું. સંપૂર્ણ વિશ્વાસથી લક્ષ્મી કાન્તા ધીરજ ધરી બેઠી. અંતે એક દિવસે શ્રી વિષ્ણુ એક દળિદ્ર કંગાલ ભિક્ષુકના અવતારમાં તેણીની સનમુખ આવી ઉભા! રાબેતા મુજબ લક્ષ્મી-કાન્તાએ તેમને સવાલ નાંખ્યા કે;

"તેટલાં માટે આટલું તો આટલાં માટે કેટલું?"

શ્રી વિષ્ણુ ભગવાને જવાબ દીધો; "આટલુંજ!" વરસો પછી આ પહેલ વહેલોજ ભિક્ષુક હતો, જેણે લક્ષ્મીકાન્તના સવાલનો કાંઈ પણ જવાબ આપવાની હિમ્મત કીધી હતી; જેથી લગાર શકમંદ થઈ તેણીએ ફરી સવાલ કીધો:—

"એમ કાં વારૂં?"

ભિક્ષુક થએલા વિષ્ણુએ જવાબ દીધો;

"કારણ કે, આ પગલું જો કે ઠીકજ ભરાયલું છે, છતાં એમાં દોલત તો ત્હારા પિતાની ખરચાય છે, તથા સઘળી તકલીફ તો ત્હારા નોકર ચાકર ઉપાડે છે, જ્યારે તું તો આરામથી હ્યાં હુકમ માત્ર કરતી બેઠી છે! તો પણ ત્હારા પિતા અને નોકરોનાં આ રીતે થએલાં પુષ્કળ પુણ્યનું કારણ તુંજ હોવાથી, હવે પછીનો જન્મ પણ તને શાહજાદીનોજ મળશે."

લક્ષ્મીકાન્તા હવે તે ભિક્ષુકને શ્રી વિષ્ણુ ભગવાન લેખે પિછાની લઇ તુરત તેમના પગ પર માથું નમાવીને બોલી :—

"ભગવાન! મ્હને આ જુઠી જગતની જંજાળમાં શા માટે નાંખવા માંગો છો? શું લક્ષ્મીકાન્તાના લલાટના લેખ આવાજ લખાયા છે? હે પ્રભો!

હવે તો મ્હને આપશ્રીના ચરણેજ સદા પડી રહેવા દો! મજ ગુલામડી પર કૃપા કરો! આપશ્રી મ્હને ફરી એકવાર મળ્યા છો તો હવે મ્હને મુક્તિ આપીને પાછા સિધારો!" આટલું બોલી લક્ષ્મીકાન્તાએ ભર ભર રડવા માંડયું. તેણીને આ રીતે માહતમ કરતાં જોઇ શ્રી વિષ્ણુ ભગવાને તેણીને શાંત પાડતાં કહ્યું :—

"ઠીક છે, લક્ષ્મીકાન્તા! ઉઠ! અને ત્હારૂં બાકી રહેલું કામ પહેલાં પૂરૂં કર, પછી હું ત્હને મ્હારી જોડે તેડી જઇશ! જેવી તારીફ લાયક અમુલ્ય સેવા તેં પેલાં ગધેડાંની ઉઠાવી હતી, તેવીજ અને તેટલીજ સેવા, તેવાજ એક બીજા પીડાતા જીવ માટે ત્હારે પૂરીને કરવી જોઇશે! ત્હારી આગલી અને હાલની જીંદગીમાં જમીન આસમાનનો તફાવત છે. ત્હારા તે આગલા ભવમાં તું એક કંગાળ નાવારેસ ભિક્ષુક બાળા હતી, જેથી કાંઇ પણ સેવા કરવી ત્હને તે વેળાએ ભારી પડતી નહતી; કેમકે તને કોઇની દરકાર કે લાજ શરમ નહતી. પણ હાલની આ જીંદગીમાં તું એક શાહુજાદીના મોટા દરજ્જા પર બિરાજે છે, તથા તમામ રૈયત ત્હને સર નમાવી ઝુકે છે! આવી હાલતમાં જો તું તેવીજ રીતની સેવા કોઇ બીજા કંગાળ જીવની કરે તો મ્હારી પાસે આવી હમેશને માટે રહેવાને તું લાયક નિવડે!"

આટલું કહી શ્રી વિષ્ણુ ભગવાન ત્યાંથી અલોપ થઇ ગયા. લક્ષ્મીકાન્તાએ હવે પાકો ઠરાવ કર્યો કે સઘળું ત્યાગ કરી, પેલા ગધેડા જેવા એકાદ કોઇ જીવને શોધી કહાડી તેની સેવામાં રાત દિન ખડી રહું! પોતાના આ વિચારોને લક્ષ્મીકાન્તે વગર ઢીલે અમલમાં મેલ્યા, અને શાહજાદી લેખેના સઘળા વૈભવોનો ત્યાગ કરીને તેણી હવે જોગણુ બની, અને કોઇ તેવા લાયક કંગાળ જીવની શોધમાં ભટકવા લાગી. અંતે મહા મહેનતે તેણીએ એક કંગાળમાં કંગાળ હાલત ભોગવતા એક આદમીને દીઠો. તે કંગાળ જીવડો કેવળ અશક્ત, મરે હાલ અને જખમોથી ભરપૂર હાલતમાં એક ગંધાતી મેલી ગલીમાં પડયો હતો. તેનું શરીર સાવ હાડપિંજર થએલું હતું, તથા તેના જખમોમાંથી લોહી અને પરૂ વહેતાં હતાં. વળી તે હાલચાલ પણ કરી ન શકતો હોવાથી કેટલાક દિવસોથી ભૂખે તરસે ત્યાં રિબાતો પડયો હતો. લક્ષ્મીકાન્તાએ તે દુઃખીની પાસે જઇ પોતાથી બની શકતો દિલાસો દેવા માંડયો, અને તેના જખમો ધોઇ સારવાર કરી, તેને કાંઇ ખાવાનું લાવી આપવા માટે ભિક્ષા માંગવા દોડી. ઘર ઘર ફરી ભિક્ષા માંગતાં તેણીને જે કાંઇ સુકું પાકું મળ્યું તે લાવી પેલા દુઃખીને પોતાને હાથે ખવડાવ્યું, અને પછી થોડુંક પાણી પાઇ તેને આરામ આપ્યો. ત્યાં તેણીએ પોતાનો કાયમનો વાસો કર્યો, અને દરરોજ તેણી ભિક્ષા માંગી લાવી તે દુઃખીને

ખવાડી બાકીનું પોતે ખાતી, અને પછી તેના જખમો ધોઈ ધાઇ સાફ કરી તેની બીજી સેવા માવજત કરતી હતી. શાહજાદીને આ રીતે કરતાં જોઈ લોકોએ તેણીને દિવાની થએલી ધારી તેણીની ઠઠ્ઠા મશ્કરી કરવા માંડી. લક્ષ્મી-કાન્તે આ સઘળું ધીરજથી સહન કર્યું, અને લોકોના બોલવાની દરકાર ન કરતાં પેલા કંગાળની દીલોજાનથી સેવા બજાવતી રહી! પેલા કંગાળ પુરૂષે જો કે પોતાની તંદોરસ્તી મેળવી હતી છતાં, તે ત્યાંજ પડી રહ્યો હતો. થોડા મહિના પછી તે ગરીબ બિચારો મરણ પામ્યો. લક્ષ્મીકાન્તે તેની ત્યાંજ કબર ચણી અને રાત દિન તેની જોઈતી ક્રિયા વિધિ કરતી બેસી રહી! શ્રી વિષ્ણુ ભગવાનનો કોલ તેણીએ બોલે બોલ પાળ્યો હતો, જેથી હવે તેણીની ફરજ પૂરી થવે લક્ષ્મીકાન્તા પણ થોડા વખત પછી મરણ પામી; અને શ્રી વિષ્ણુ ભગવાનના ચરણે નિરંતર ઇશ્વરી સુખ ભોગવવા કાયમની વૈકુંઠવાસી બની! આં લક્ષ્મીકાન્તના લલાટના લખ્યા લેખ હતા; જેવા લેખ કોઇકનાજ લલાટે લખાયેલા હોય છે!

સાદાઈ અને નિખાલસપણું એજ દરેક મનુષ્યની સુંદરતાનો આત્મા છે. જે પાણીમાં સ્વાદ હોતો નથી તેજ પાણી સ્વચ્છ અને શુદ્ધ હોય છે. જે હવામાં કોઇ પણ જાતનો વાસ આવતો નથી તેજ હવા તાજી હોય છે. તેજ પ્રમાણે જે માણસમાં સાદાઈ અને શ્રધ્ધા શિવાય રંગ રસ કે સ્વાદ હોતો નથી તે માણસ શુધ્ધ હોય છે. શુધ્ધ કે અશુધ્ધ વ્યકિત પોતાની લાયકાત અને અધિકાર પ્રમાણે પ્રભુની પ્રસાદી પ્રાપ્ત કરે છે. પ્રભુ તો સરીતા જે પ્રમાણે જેનાં તેનાં ન્હાનાં મોટાં વાસણના પ્રમાણમાં પાણી ભરી આપે છે, તેજ પ્રમાણે તે પ્રભુ સૌને યોગ્યતા પ્રમાણેજ પોતાનો પ્રસાદ આપે છે.

દાતા નહિ એક સમ, સબ કોઈકોં દેત;
હાથ કુંભ જીસકા જૈસા, તૈસાહિ ભર લેત.

વાર્તાનો સાર એ છે કે; (૧) ઉંચમાં ઉંચ સ્થિતિનો પ્રાણી કોઇ નીચમાં નીચ અવસ્થા ભોગવતો રહે તો તેજ તેની કમાલિયત કહેવાય. (૨) એક શાહ-જાદીનું ભિક્ષુક બનવું, અને એક બ્રાહ્મણનું ભંગી બનવું એ બરાબર છે. (૩) જાતિભોગે અથવા આપ બળે કરેલી સેવાનું પરિણામ ઇશ્વરપણામાં આવે છે. (૪) ધર્મ ધ્યાન, પુણ્યદાન, પુજા અર્ચા વિગેરે બીજાઓ પાસે કરાવવા કરતાં જાતે પોતે કરવાથી તેનું વિશેષ અને સચોટ ફળ પ્રાપ્ત થાય છે.

મહારાજ વળી કોઈ વાર પોતાના ભકતોને એવું પણ કહેતા કે:— તમો સઘળાં માનો છો તેમ હું ના તો ભગવાન છું, ના તો કોઈ અવતાર છું, કિંવા ના તો એકાદ સત્પુરૂષ છું! ત્યારે હવે સવાલ એ ઉભો થશે કે; "હું કોણ છું?" આના જવાબમાં હું કહીશ કે; "જગત્‌ના સઘળા મૂર્ખાઓનો

હું સરદાર છું!" બીજો સવાલ હવે એ ઉભો થશે કે; "ત્યારે ભગવાન કિંવા અવતારી પુરૂષ અથવા સતપુરૂષ કોણ છે?" આનો જવાબ હું સાફ સાફ આપીશ કે; "તે તમે પોતેજ છો!" જેમ ધર્મરાજા પોતે સદાચારવાળો અને સદ્‌ગુણી હોવાથી સઘળાંનેજ તે સારાં સદ્‌ગુણીજ જોતો હતો, તેમ ભગવાન, સતપુરૂષ વિગેરે તમે પોતેજ હોવાથી મ્હને પણ તમો તેવાં ધારી લો છો. મ્હારી મૂર્ખાઈને આધારે તમારૂંજ તમને જણાય છે! કદાચ જો મ્હારાં બહારથી દેખાતાં આચરણને જોઈ મ્હને તેવી ઉંચ અવસ્થાએ પહોંચેલા તમે લેખતાં હો તો મ્હારી આ નગ્ન અને નરક મૂત્રથી ભરેલી પ્રગટ અવસ્થાનાં બે કારણો છે. પહેલું તો એ છે કે, હું તદ્દન અશકત, કંટાળેલો, અને બિમાર હાલતમાં છું; અને એટલો તો ઉદાસ થયો છું, કે મ્હારા શરીરને સંભાળવાની કે જતન કરવાની મ્હને કશી દરકારજ રહી નથી. બીજું કારણ એ કે, મ્હારી આગલી દિવાનાપણાની હાલતમાં મ્હારા શરીર માટેની પરવા, પહેરવેશની પવિત્રાઈ, એ સઘળું જતું રહ્યું, અને જ્યારે હું પાછો મ્હારી હુશિયારીમાં આવ્યો ત્યારે મ્હને જણાયું કે, જે ચીજોએ આપો આપ મ્હારો ત્યાગ કર્યો છે તેઓને હું ફરી પાછો શા માટે સ્વીકારૂં? કદાચ જો હું ફરી પાછો દિવાનો બનું તો ફરી તેઓ સઘળાં મ્હને તજી બેસશે; એટલા માટેજ હું આ હાલતમાં રહું છું! એને જો તમો સદગુરૂપણું કહેતાં હો તો ભલે કહો! હાલમાં હું પૂરતાં ભાન સહિત હુશિયાર હાલતમાં છું, અને ફરી કદી દિવાનો ન બનું, એમ જો કબુલ પણ રાખીએ, તોપણ કપડાં વિગેરે સ્વીકારવાનું હું કશું કારણ જોતો નથી. જો એક કપડું મળે તો તે છ મહિના ચાલે; એટલે વળી પાછી બીજાં કપડાંની કાળજી ઉત્પન્ન થાએ, અને બીજાં નવાંને માટે આશા કરવી પડે! એક લુગડાં માટે આવી રીતે વારે ઘડીએ ભીખ માંગી બીજાંઓને તકલીફ આપવી, કિંવા પોતે તેવી તકલીફ ઉપાડવી એ મ્હને બીલકુલ પસંદ નથી.

આ બે કારણોએ મેં આવીજ નગ્ન હાલતમાં રહેવાનો નિશ્ચય કર્યો છે. એ માટે જગતના લોકો ભલે મ્હને ચાહે તે સમજે, અને જોઈએ તે કહે; હું તો જે છું તેજ છું!"

મહારાજના આ વિવેચનથી તેમના ભકતોને સમજવું લગારે કઠિન ન હતું, કે મહારાજ આમ કહી કરીને તેમના પ્રત્યેની તે ભકતોની શ્રધ્ધા ઉઠાડી દેવાની તજવીજ કરી રહ્યા હતા. આથી તો તેઓ મહારાજને વધુ પ્રેમની લાગણીથી માનતા થયા હતા. મહારાજની પ્રગટ વર્તણુક જો કે એક ઘેલા માણસને મળતી આવતી હતી, છતાં તેમના ઉપદેશમાં, બોલવામાં, અને રહેણી કરણીમાં પૂરેપૂરી અસાધારણ હુશિયારી માલુમ પડતી હતી. તે સઘળાં મહારાજને કલિયુગના બુધ્ધાવતાર માનતાં; અને જો કોઈ સારા ઉંચ ખાનદાનના હુશિયાર

આસામીઓ તેઓની મુલાકાતે આવતા તો મહારાજ તેઓની સરખામણીમાં પોતાને અજ્ઞાન જાહેર કરતા, તથા તે વેળાએ પોતે જોડેલો સંસ્કૃત શ્લોક લલકારતા કેઃ—

अहं मूर्ख महा मूर्ख महा मूर्खं शिरोमणी ।
युयं पुज्याः पांडित्यच मागच्छंतू ममांतिकेः ॥

"હું મૂર્ખ (અજ્ઞાન) છું. મોટામાં મોટા મૂર્ખ છું, અને મોટામાં મોટા મૂર્ખોમાં સર્વથી મોટા શિરોમણિ છું. અને તમેજ ઇશ્વરી સત પુરૂષ છો, પંડિત છો, સબબ મ્હારી પાસે તમે નહિ આવો !"

## પ્રકરણ ૧૪ મું.

### મહારાજના આ જન્મના સંસ્કાર અને પૂર્વ-જન્મના ગુરૂ નાભા મહારનો પ્રસંગ.

समाधिमथ कर्माणी मा कर्योतु कर्योतुवा ।
ह्रदये नाश्त सर्वाऽऽस्थो मुक्त एवों-तमाऽऽशयः ॥

જેના અંતઃકરણની સર્વ ઇચ્છા વાસના નાશ પામી છે, એવા ઉચ્ચ આશયવાળા પુરૂષજ મૂકિત પાત્ર છે; જેથી ગમે સમાધિ કરો કે ના કરો, કર્મ કરો વા ન કરો, પરન્તુ જેની ઇચ્છા આસ્તા અસ્ત પામી છે તેજ મૂકત છે, પણ જેની વાસના આસ્તાનો ઉદય થયા કરે છે તે તો બંધનમાંજ રહેલો છે.

મહારાજને આવી જ્ઞાનની વાતો કરતાં સાંભળી એમના ભકતો કદી કહેતા કેઃ—"મહારાજ ! આપ હરહમેશ જયારે આવી ઇશ્વરી ભાષા વાપરો છો, ખરૂં જ્ઞાન કહી સંભળાવો છો, ઉપદેશ કરો છો, શાસ્ત્રના શ્લોકો કહો છો, શ્રી તુકારામ બુઆના અભંગોના અર્થ સમજાવો છો, સુંદર દાખલા દલીલો અને ઉદાહરણો આપો છો, વિગેરે સઘળું એક જ્ઞાની પુરૂષ કરતાં પણ વધારે કહી સંભળાવો છો, ત્યારે આપને અજ્ઞાન કે મૂર્ખ કે દિવાના અમે શી રીતે અને કેમ કહી શકીએ ? આવી રીતનું ઉમદા જ્ઞાન, તમારી મૂર્ખ યા દિવાની હાલતમાં તમને કયાંથી આવ્યું ?" આનો જવાબ આપતાં મહારાજ કહેતા કે; "એ બાબતનો ન તો મેં કદી ઘરમાં અભ્યાસ કર્યો, કે ન તો નિશાળે જઇ પાઠ કર્યો; ન તો મ્હારાં માત પિતાએ મ્હને કાંઇ પાંડિત્ય શિખાડયું, કે ન તો કોઇ ગુરૂએ મ્હને જ્ઞાન આપ્યું છે ! તમે જાણવા માંગો છો, કે મ્હને એ સઘળું જ્ઞાન કયાંથી આવ્યું, તો સાંભળો હું તે તમને કહું :—

હું જ્યારે બાર વરસની બાળ વયનો હતો, ત્યારે બહુ માંદો પડયો હતો. દિન પર દિન મ્હારી હાલત ગંભીર થતી જવાથી મ્હારાં માતપિતાને મહા દુઃખ થતું હતું. હું તેઓને ત્રાસદાયક થઇ પડયો હતો! મ્હને સાજો કરવા માટે મ્હારાં ભલાં માતપિતાએ હરેક જાતનાં ઔષધો વાપર્યાં, અને સઘળા ઉપાયો અજમાવી જોયા, પણ તે સઘળું ફોકટ ગયું! ભલા ભલા ડોકટરો, નામીચા વૈદો, હકીમો દેવ પુજા વિગેરે સઘળું અજમાવી જોવામાં આવ્યું, પણ તે તમામ વ્યર્થ જણાયું. છેવટે મ્હારાં માતપિતા સાથે સારી ઓળખાણ ધરાવનાર ૯૫ વરસની વયની, હમારી એક બુઢ્ઢી બ્રાહ્મણી પડોસણને મ્હારા રોગનો કાંઈ ઉપાય સૂચવવા મ્હારાં માતપિતાએ કહેવાથી તેણી હસીને બોલી:—

"શું તમે સઘળા ઉપાયો અજમાવી ચુકયાં છો? ઠીક; હવે એને મરવા જ દો, કેમકે એ મ્હને હરદમ સતાવીને મ્હારી મશ્કરી કરે છે!""

તે ડોસીનું બોલવું હમેશાં આવુંજ અન્યોકિતવાળું હોવાથી માતપિતાએ કશું પણ મનમાં માઠું ન લેતાં તેણીને કહ્યું:—

"માતા! એમ શા માટે કહો છો?" તે વૃધ્ધ બ્રાહ્મણી લગાર રિસ કરીને બોલી;

"આટલા દિવસો સુધી તમોએ સઘળા ઇલાજો અજમાવી જોયા, પણ છેવટે જ્યારે કાંઇજ વળ્યું નહીં અને તમારો દિકરો મરવાની અણિ પર આવ્યો ત્યારેજ તમે મ્હને તેનો ઇલાજ કરવા કહો છો નેં!" આનો જવાબ મ્હારાં માતપિતાએ કશો આપ્યો નહિ પણ ચુપ ઉભાં; જેથી થોડીવાર વિચાર કર્યા પછી તે ડોસી બોલી:—"ઠીક; હું એનો ઇલાજ કરીશ, પણ ખબરદાર! તમે કોઈ એની પાસે હવે જશો ના. હવે બીજો કાંઈ પણ ઇલાજ અજમાવશો નહીં. કાલનું મોત આજેજ લાવવું હોય તો કહ્યાથી ઉલટું કરજો!" આ પછી મ્હને તે બ્રાહ્મણીની સારવાર હેઠળ મૂકવામાં આવ્યો. મ્હારાં માતપિતાએ મ્હારા જીવવાની હવે થોડી ઘણી પણ આશા બાંધી. તે બ્રાહ્મણીનું અંગ કદાવર અને ઉંચું હતું, દેખાવ રૂવાબદાર હતો, તેણીના માથાના વાળ જેમ સફેદ દુધ જેવા હતા, તેમ તેણીની આંખ પરનાં પાંપણો પણ ધોળાં હતાં. જો કે તેણીના ખુબસુરત ચહેરા પર કરચલી વળેલી હતી, છતાં તેણીનો દેખાવ દમામદાર હતો. તેણી હરહમેશ પોતાના કપાળે કંકુનો મોટો ચાંલ્લો કરતી હતી, જેથી હું અને મ્હારા સોબતીઓ તેણીને સતાવતા અને મશકેરી કરતા. હમે તેણીની પીઠ પાછળથી તેણીના કપાળ પરનો ટીલો ભૂસી નાખતા હતા, જેથી તે ડોસી છેડાઈ પડીને બોલતી કે:—

"મ્હારી સાથે તમને કીયા જન્મની શત્રુવટ છે કે, આ રીતે મ્હને તમે હેરાન કરો છો? મેં તમારો શો અપરાધ કર્યો છે, કે મ્હારો ટીલો તમે ભૂસી નાંખો છો?" આનો જવાબ હું આપતો કે; "તમારો ધણી કયાં છે તે હમને દેખાડો; અને જો ધણી જીવતો ન હોય તો એકદમ આ ટીલો ભુસરી નાંખો!" ટીલા વિષે હું તમને તે બ્રાહ્મણીની જવાનીની ટુંક હકીકત કહું તે સાંભળો.

જુવાનીમાં તેણીએ લગ્ન કર્યા પછી બે વરસ રહીને તેણીનો ધણી મરણ પામવાથી તેણીને રંડાપો આવ્યો. તેણી તે વેળાએ જુવાન બાળા હોવાથી લગાર નાદાન અને ભોળી હતી; જેથી હિંદુ રિવાજ મુજબ એક વિધવાએ કેમ વર્તવું એ તેણી જાણતી નહતી. વિધવા લેખે ન્યાતિ રિવાજથી અજાણ હોવાથી કપાળ ઉપરનો ટીલો તેણીએ સોહવાસન પેઠેજ ચાલુ રાખ્યો હતો. તેણીની માતાએ ઠપકો આપવાથી જો કે તે ટીલો તેણીએ કપાળ પરથી સાફ કર્યો હતો, છતાં હમેશાં કહેતી કે; "તમે તમારો પોતાનો ટીલો ભૂસતાં નથી, ને મ્હનેજ કાં આમ કરવા કહો છો?" આ વાતને દોઢેક વરસ વિત્યા બાદ તેણી લગાર દિવાની જેવી જણાઈ, અને ફરીને કપાળે ટીલો લગાડવાનું શરૂ કર્યું. દિન પર દિન તેણી હવે વધુ દિવાની થતી જણાતી હતી. લોકો તેણીનું વગોણું કરવા લાગ્યાં, કે જુવાન વિધવા કપાળે ટીલો કરે છે, દાગીના પહેરે છે, છડેચોક શહેરમાં ભટકે છે, અને શાસ્ત્રથી સઘળું ઉલટું કરે છે! આવી બદનામીની સહેજ પણ દરકાર તેણી કરતી નહતી; જેથી તેણીના માતપિતા નાખુશ રહેતાં હતાં.

• તેણીની સાથની મ્હારી ઓળખ વખતે હું એક ટીખલી ન્હાનો છોકરો હતો, અને તેણી વૃધ્ધ હતી. ભવિષ્યમાં તેણીનું શું થયું તે હું જાણતો ન હોવાથી કાંઈ કહી શકતો નથી. આ સઘળું જે મેં કહ્યું તે પણ બીજાઓથી મ્હારી જાણમાં વિશેષ આવ્યું હતું. સઘળા છોકરાઓમાં હું તેણીને વધારે સતાવતો, અને હમેશાં તેણીને એવું કહી પજવતો કે; "મ્હને ત્હારો ધણી દેખાડ, નહિ તો આ ટીલો ભૂસી નાંખ!" પણ તેણી સત અવસ્થાને જાણી ચૂકેલી હોવાથી ક્રોધ ન કરતાં મ્હારા જેવા નાદાન પોર્યાઓને વધુ ચ્હાતી હતી.

મ્હારાં માત પિતાએ મ્હને તેણીની સંભાળ હેઠળ રાખ્યા બાદ, તેણી સઘળો વખત મ્હારી પાસેજ બેસી રહેતી હતી, અને બીજાં કોઈને પણ ત્યાં હાજર થવા દેતી ન હતી. તેણી મ્હારે લાયકનો ખોરાક પોતાને હાથે તૈયાર કરી પોતેજ ખવાડતી હતી. વારંવાર તેણી મ્હારા માથા પર હાથ ફેરવતી અને ઈશ્વર સંબંધી વાર્તાઓ કહી સંભળાવતી હતી. આ વાર્તાઓ એટલી તો રસીક અને દિલપસંદ હતી કે, હું તે સાંભળવામાં સદા લીન રહેતો; જેથી મ્હારા

મન પર તે માટે મજબુત અસર થવા માંડી. પોતાની તે રસીક વાર્તાઓના દાખલા દલીલો તરીકે શાસ્ત્રના શ્લોકો, ગીતાજીનાં વાકયો, તુકારામ બુઆના અભંગો; તુલસીદાસ, કબીર, રામદાસ વિગેરેના દુહાઓ મ્હને કહી સંભળાવતી હોવાથી, મ્હારા પર વિશેષ અસર થવા માંડી. આ રીતે બે એક માસ પછી મ્હારી પ્રકૃતિમાં ફરક પડતો ગયો, અને ધીમે ધીમે હું સાજો થઈ ઉઠયો. ફરી એક-વાર જ્યારે હું મ્હારી તંદરોસ્તી પાછી મેળવી ચુકયો, ત્યારે તેણીને હું સવાલો પૂછતો અને ફરી તેણીને સતાવવા લાગ્યો હતો. તેણી મ્હારાથી કાયર થતી હતી છતાં તેણી મ્હને ચ્હાતી હતી. હું તેણીને કહેતો કે;

"ઈશ્વર સંબંધી અદ્ભુત વાર્તાઓ તમે મ્હને કહી સંભળાવી, તે તમે બીજા કોઇને કદી પણ કહી સંભળાવી નથી, ત્યારે તમારી પોતાની હકીકત મ્હારી પાસે કાં છુપાવી રાખો છો ? યા તો મ્હને તમારો ધણી દેખાડો, નહિ તો કંકુનો ચાંલ્લો લુંછી નાંખો !" આના જવાબમાં તેણી એક દિવસે પ્યારથી મ્હારી પાસે આવી બોલી;

"અરે મૂઆ ! મેં તને સાજો કીધો તે શું મ્હને પાછી સતાવવા અને હેરાન કરવાને માટેજ કે ? શું કરૂં ! હું ત્હને ચાહું છું અને ત્હારા પર મ્હારૂં દિલ દોડે છે; નહિ તો તને મરવાજ દીધો હોત. જો સાંભળ; મ્હારા દિવસો હવે ભરાઇ ચુકયા છે; માટે મ્હારો ભેદ હવે હું ત્હારી આગળ ખુલ્લો કરી દેવાની જરૂર જોઉં છું. આજ સુધી કોઈને પણ નહિ જણાવેલી મ્હારી વાત હું તને એકલાનેજ કહું છું; માટે યાદ રાખજે, કે ત્રીજું કોઈ કદી પણ તે જાણે નહિ. મ્હારો ભેદ તું કદી કોઈને કહેતો ના !"

મેં તે ડોસીમાને વચન આપ્યું, અને હવે તેણીએ વિધવા હોવા છતાં સધવા પેઠે શાસ્ત્ર વિરૂધ્ધ શા માટે વર્તન કરતી હતી તે વિષે પોતાની લંબાણ હકીકત મ્હને કહી સંભળાવી, જે તેણીને આપેલાં વચન મુજબ હું તમને કહી શકતો નથી; જો કે આટલું તો હું તમને કહી શકું છું, કે પોતાના મરણ પામેલા ધણીને તેણી વારંવાર ઈશ્વર રૂપ ધારણ કરેલો જીવતો જાગતો ખુલ્લી આંખે જોતી હતી ! જો કે તેણીનો ધણી મરણ પામ્યો હતો છતાં તેને આ રીતે રૂપ ધારણ કરતો, જીવતો અને હયાત જોઈ, તેણી પોતાને વિધવા પ્રમાણે લેખતી ન હતી. પોતાની હકીકત સંપૂર્ણ જણાવ્યા પછી તે બુઢિયા બોલી: "હવે મ્હને તું કહે, કે આ ટીલો હું લુંછી નાંખું, કે છે તેમ રહેવા દઉં ?" શરમથી નિચું જોઇ હું બોલ્યો; "દેવી માતા ! આ વિષે આયંદે હું એક શબ્દ પણ તમને કદી કહીશ નહિ. હવે પછી હું કદી તમને સતાવીને કંટાળો આપીશ નહિ. મેં જે કાંઈ કર્યું છે તેની મ્હને ક્ષમા આપશો !"

ઘ્હાં મહારાજ થોડીક પળ થોભ્યા, અને પછી ફરી પોતાના ભકતોને સમજાવતાં બોલ્યા:– "આ સઘળું તમને કહેવાનું કારણ માત્ર એટલુંજ છે, કે તમે મ્હને જે સવાલ પૂછયો કે; "હું અજ્ઞાન હોવા છતાં, પૂર્ણ જ્ઞાનની વાતો ક્યાંથી જાણું ?" તો તે માટે મ્હારે તમને એટલુંજ કહેવું છે, કે મ્હારી તે વખતની માંદગીમાં તે ડોસીમાએ જણાવેલી સઘળી હકીકતો હજીએ મ્હારા મનમાં તાજીજ હોવાથી હું તે તમ સઘળાંને પ્રસંગોપાત કહી સંભળાઉં છું. હવે તમે જોઇ શકશો કે, મ્હારૂં પોતાનું હું કાંઇજ જાણતો નથી, અને મેં કહ્યું તેમ હું મહા મૂર્ખજ છું !

માયા અજબ બડી ધુતારી.
માત પિતા સુત જુવતિ રૂપે, સબ ધૂતે સંસારી—માયા.
જટા ભસ્મ અરૂ કેસ લુંચ કરી, ધૂતે ભેખન ધારી—માયા.
કેકુ ઉંધે શીશ ઝુલાવત, પૂજત નર અરૂ નારી—માયા.
બ્રહ્માનંદ હરિ પ્રગટ ભજન રત, તાતે રહી હે હારી--માયા.

આટલું આટલું જાણ્યા છતાં પણ, મહારાજનાં ભકતો એટલા તો વિશ્વાસથી તેમના પ્રત્યે ખેંચાયલાં રહ્યાં હતાં, કે મહારાજ જ્યારે પણ અને જે કાંઈ કરવા તેઓને કહેતા ત્યારે પ્રેમઘેલાં ભકતો સાચાં અંતઃકરણથી લગારે વિચાર કર્યા વિના, પૂર્ણ ઉત્સાહ પૂર્વક બજાવતાં. "મકરશંક્રાંત"ના તહેવારને દિવસે "તીલગુળ" (તલ અને ગોળ) વહેંચવાનો હિંદુઓમાં રીવાજ છે. મકરશંક્રાંત પછી બે મહિના રહીને "ગુડી પડવા" નો બીજો તહેરવાર પડે છે. આ "ગુડી પડવાના" તહેરવારની એક દિવસ આગમચ ફાગણ વદી અમાવાસ્યાને દિને, હાજર રહેલી પોતાની ભકત મંડળી તરફ જોઈને મહારાજ બોલ્યા:--

"આવતી કાલે આપણો "મકરશંક્રાંત" નો તહેવાર છે."

"મહારાજ! મકરશંક્રાંત થઈ ગયાને તો બે માસ વહી ગયા છે! આવતી કાલનો તહેવાર તો "ગુડી પાડવા" નો છે!" બધી મંડળી બોલી ઉઠી.

"હા; હું તે જાણું છું." મહારાજ બોલ્યા; "આવતી કાલે ગુડી પડવો પણ છે અને મકરશંક્રાંતિ પણ છે. બન્ને તહેવારો સાથેજ પડે છે." ખરો ભેદ તેઓજ જાણતા હોવા જોઇએ એવા દ્રઢ વિશ્વાસથી તે ભકતોએ મહારાજનું કહેવું વગર શંકાએ માન્ય રાખી પૂછયું; "ત્યારે આવતી કાલે ગુડી પડવાની ક્રિયાઓ સાથે મકરશંક્રાંતિની ક્રિયાઓ પણ હમે કરીશું."

"હા;" મહારાજે જવાબ દીધો; "માત્ર એક દિવસને માટે નહિ પણ ત્રણ દિવસ સૂધી તમારે તે બન્ને ક્રિયા સાથેજ કરવી જોઇએ."

બીજે દિવસે મહારાજના ભકતોએ ગુડી પડવાના તહેવાર સાથે મકરશંક્રાંતનો તહેવાર પણ ઉજવ્યો, અને બન્ને તહેવારોને લગતી સઘળી ક્રિયા સાથેજ બજાવી. ભકત સ્ત્રીઓ નાહી ધોઈ નવાં વસ્ત્રો પહેરી તીલગુળ, હળદ, કંકુ વિગેરે હાથમાં લઈ ઘરેઘર ફરી રીવાજ મુજબ વહેંચવા લાગી. સઘળે ફરીને તેણીઓએ મહારાજ પાસે આવી તીલગુળ તેમના પગ આગળ ધર્યા. મહારાજ બોલ્યા; "તમો શું દિવાનીઓ થઈ છો, કે તીલગુળ મ્હને પણ આપો છો?" આથી તે સ્ત્રીઓએ તે સઘળું ત્યાંથી ઉપાડી લઇ માંહોમાંહે વહેંચણી કરવા માંડી. ભકત પુરૂષો પણ સાંજે રૂઢી પ્રમાણે ઘેરે ઘેર ફરી તીલગુળ વહેંચી છેવટે મહારાજને આપવા આવ્યા. સ્ત્રીપુરૂષોએ ભેગાં થઈ મહારાજને તીલગુળ અને હલવો કેમ કરી ખવાડવો તે માટે મસલત ચલાવી. તે સઘળાં મહારાજ પાસે આવી મહારાજને તે આપે તે અગાઉ તો તેઓ બોલી ઉઠયા: "પહેલાં નામા મહારને આપો!"

બાગુનો ધણી નામદેવ મહાર, જે "નામા"ના ટુંકા નામે પણ જાણીતો હતો, તે પણ ત્યાંજ બેઠો હતો, તેને પ્રથમ મહારાજની આજ્ઞાથી તેઓએ તીલગુળ આપ્યાં, અને પછી તે મહારાજ પાસે ધર્યાં. મહારાજે માંહો માંહેજ તેની વહેંચણી કરાવી, અને પછી તે સઘળાંઓને બેસવા કહી, અતિ મધુર અવાજે બોલ્યા:—

મ્હારે માટે તમે આણેલા તીલગુળનો પહેલાં મેં સ્વીકાર ન કર્યો, તેનું કારણ જાણવાને જેટલાં તમો ઈંતેજાર હશો, તેથી વધુ નામદેવ પોતે તે જાણવાને માટે તળપાપડ થઇ રહ્યો છે. સાંભળો; હું તેનું કારણ તમને કહું:— "મ્હારા આ જન્મ આગમચના એક જન્મમાં નામદેવ મ્હારા ગુરૂ હતાં! મ્હારા છેલ્લા જન્મે મ્હારી સાથે સંબંધ ધરાવનારાઓની હું શોધમાં છું! તેઓમાંના જો કે કેટલાકને હું મળ્યો, પણ મ્હારા આ ગુરૂજીને હું મળ્યો નહતો; જેથી પરમેશ્વરની કૃપાથી મ્હારૂં અત્રે ખડકપૂર આવવું થયું; અને ह्यां મ્હારા આ ગુરૂની અંતે મ્હને ભેટ થઇ! કંઇક ચોક્કસ કારણોસર મહાર જાતિમાં એઓએ જન્મ લીધો છે ખરો, પણ મ્હારા ગુરૂ હોવાના કારણે, તેઓને સત માર્ગે મૂકવાની હવે મ્હારે માથે ફરજ મૂકાઈ છે. આવીજ રીતે, મ્હારી સાથે ગયા ભવમાં સંબંધ ધરાવનારા બીજાઓને પણ મુકિત મળે એમ કરવાની મ્હારે માથે ફરજ આવી પડી છે. પૂર્વ જન્મમાં મ્હારાં માત પિતાએ આ ગુરૂ પાસે મ્હને શીખવા અર્થે મોકલ્યો હતો. જેમ હાલમાં નિશાળીયાઓને શાળામાં જઇ શીખવું પડે છે, તેમ મ્હારા પાછલા જન્મમાં શાળાઓની રૂઢી અમલમાં ન હોવાથી હોવાથી, મ્હને મ્હારા ગુરૂના ઘરે જઈ શિક્ષણ લેવુ પડતું હતું. મ્હારા આ શિક્ષકે ચાર વરસની લાંબી મુદતમાં મ્હને માત્ર "ઓ",

"ના"; "મા"; "સી"નાં ચાર વાકયો શિખવ્યા સિવાય બીજું વધુ કશું શિખાડયું ન હતું. આ શિક્ષણ મ્હને એવી તો ઉમદા રીતે શિખાડવામાં આવ્યું, કે તે "ઓ–ના–મા–સી–,,ના ચાર વાકયોમાંજ સઘળું સમાઈ ગયું હતું. ઓ–ના–મા–સીને સંપૂર્ણ સમજવું એ મહા કઠિન કામ છે; જો તે પૂરી રીતે શિખવામાં આવે છે તો પરમેશ્વરની બરાબર પિછાન થયા વિના રહેતી નથી! હું તે શિખવા માટે એટલો તો બેદરકાર અને આળસુ હતો, કે આ ચાર શબ્દોનાં વાક્યો શિખવા માટે મેં પૂરાં ચાર વરસ લીધાં! જો કે મ્હને તે ભણતાં ચાર વર્ષ લાગ્યાં હતાં, તો પણ હું ધારૂં છું કે, તે સમજાવવા માટે મ્હને ચાર મીનીટ પણ લાગવાની નથી. સાભળો.

એક નિશાળ્યો જ્યારે કોઇ શાળામાં ભણવા જાએ છે, ત્યારે તેનો શિક્ષક તેને નિચલાં ત્રણ વાકયો પહેલાં ભણાવે છેઃ—

(૧) શ્રી ગણેશાયનમઃ
(૨) ૐ નમઃ શિધ્યાં.
(૩) ૐ ના–મા–સી

પરન્તુ મ્હારા શિક્ષકે તો મેં કહ્યું તેમ, મ્હને ફકત ૐ–ના–મા–સીના વાકયો શિખવ્યાં હતાં. આ ચાર વાકયનું રહસ્ય આ પ્રમાણે છેઃ

ૐ–ના–મા–સી એટલે "ૐ–નામ–અસી." એનો અર્થ એ થાય છે કે; "તું ૐમ (ૐ) નામનો છે! એટલે કે, નિશાળ્યો પોતાના શિક્ષકને પ્રશ્ન કરતો હોય કે; "હું કોણ છું?" ત્યારે તેના ઉત્તરમાં શિક્ષક પોતાના નિશાળ્યાને શિખવે છે કે, "તું ૐ નામ છે." "અસી" એ મરાઠી શબ્દ "આહેસ" ને મળતો છે. જેનો અર્થ "છે" કરીને થાય છે. "ૐ નામ," એટલે ૐમ (ૐ) નામવાળો. "ૐ" (ૐમ) એટલે "ૐકાર રૂપ." (ૐ=આકાર)

"ૐકાર રૂપ" શું છે, તે મ્હને શિખવતાં આ મ્હારા શિક્ષકને ચાર વરસ લાગ્યાં હતાં! હવે તમે સમજયા છો કે, જે નામદેવ પૂર્વ જન્મનો મ્હારો ગુરૂ છે, તેની આ જન્મમાં પરમેશ્વરે મ્હને મુલાકાત કરાવી આપી છે, જેથી હવે એને સત અવસ્થાએ પહોંચાડવો, અર્થાત, મૂવા પછી એ ફરી જન્મ નહિ લે એવું શોધી આપવું, એ હવે મ્હારી ફરજ છે!" હાં મહારાજ નામદેવ તરફ ફરીને બોલ્યા; "નામદેવ! મ્હારા પૂર્વ જન્મના શિક્ષક, તમને મ્હારા નમસ્કાર છે!" આટલું કહી મહારાજે નામદેવ મહારને નમસ્કાર કર્યા! આ જોઇ ત્યાં હાજર રહેલી મંડળીના સઘળા ભકતોએ પણ મહારાજની નકલ કરીને નામદેવને નમસ્કાર કીધા. આ સઘળા નમસ્કારના જવાબમાં નામદેવ મહારાજના પગ પર પડયો, અને એક ન્હાના બાળક પેઠે જાર જાર રડવા લાગ્યો. મહારાજે તેને હિમ્મત આપી ઉઠાડયો, અને પછી આ બાબત પડતી મેલી

બીજી બાબત હાથ ધરવા અર્થે તેમણે તીલગુળની બદલીમાં વહેંચાતા હલવાની રૂઢીને વખોડી કહાડતાં પોતાના ભકતોને કહ્યું:—

"હલવામાં તીલગુળ છે એવું ધારી, તીલગુળને ઠેકાણે હલવાની વહેંચણી કરવામાં આવે છે, પણ હલવામાં ગુળને બદલે સાકેર વપરાય છે, તથા તેને સ્વાદિષ્ટ બનાવવા માટે તેમાં ભોપલાના બીઆં, લવંગ, કેશર, એલચીના દાણા વિગેરેનો ભેળ કરવામાં આવે છે. શાસ્ત્રમાં માત્ર તીલગુળની વહેંચણી માટેજ જણાવેલું છે, અને તેવીજ વહેંચણીને માટે ઇશ્વરી બદલો ઠરાવેલો છે! હલવાની વહેંચણીથી જોઈતું પરિણામ નિપજતું નથી, જેથી તેવી વહેંચણી સાવ નકામી થઇ પડે છે!"

મહારાજના આ ખુલાસા પછી સઘળા ભકતો હલવાને બદલે હજી પણ તીલગુળજ વાપરતાં થયાં છે. મહારાજ પોતાની આ વાતચિત દરમ્યાન ઉકરડા આગળ બેઠા હતા, જેથી તે ગુખાડી જેવી મેલી ગંધાતી જગ્યાની આસપાસ સઘળા ભકતોને પણ બેસવું પડયું હતું.

ઉપર જણાવેલી હકીકત ઉપરથી સ્પષ્ટ પૂરવાર થાય છે, કે મહારાજના ભકતો તેમના પ્રત્યે સાદી, ખરી, અને ભાવિક ભકિત ધરાવતાં હતાં, તેઓ બ્હારનો ખોટો દેખાવ જરાએ ન કરતાં, મહારાજના એકજ શબ્દ પર ગમે તે ભોગ આપવા સદા તત્પર રહેતાં હતાં. આવી સેવાને લગતી એક સુંદર વાર્તા જે મહારાજે એકવાર કહી હતી, તે અત્રે જણાવીશું.

## ભોળા ભિલની ભકિત.

શ્રી શંકરના મહાન ભકતોમાં એક રાજા પણ હતો, જે બહુજ ભલો અને ઉદાર દિલનો હોવા ઉપરાંત પોતાની ગરીબ પ્રજાનો તે પાલક પિતા સમાન હતો. શ્રી શંકર પરજ તેનો સઘળો વિશ્વાસ હોવાથી તે રાજાએ શીવજીના મંદિરના બ્રાહ્મણો મારફતે અનુષ્ઠાનની ક્રિયા કેટલાંક વરસોથી ચાલુ રાખી હતી. એક દિવસે તે મંદિરમાં અનુષ્ઠાન પ્રસંગે કોઈ એક ભીલ તે ક્રિયા કર્મની ગડબડ સાંભળી ત્યાં આવ્યો, અને એ શું થતું હતું તે જાણવાની જિજ્ઞાસાથી માંહે પેસવાની કોશેશ કરવા લાગ્યો; પણ મંદિરની બહાર ઉભેલા લોકોએ તેને તેમ કરતાં વાર્યો. તે ભીલે તેનું કારણ પૂછતાં તેઓ બોલ્યાં કે; "રાજાના હુકમથી બ્રાહ્મણો શ્રી શંકરનું અનુષ્ઠાન કરતા હોવાથી કોઈને પણ ત્યાં જવાની રજા નથી." આ મનાઈ હુકમ સાંભળી તે ભીલ, માંહે શું થતું હતું તે હવે બહારથીજ જોતો બીજાઓ ભેગો ઉભો. શ્રી શંકરના માથા પર બ્રાહ્મણોને ચાલુ પાણી

રેડતાં જોઇ, તે ભોળો ભીલ વિચારમાં પડયો, અને બાજુએ ઉભેલા એક શખ્સને તેનું કારણ પૂછતાં તે શખ્સે કહ્યું:—

"શ્રી શંકરને પાણી ઉપર અતિશય પ્રેમ હોય છે, માટે હ્યાં પણ તે શ્રીના માથા પર પાણી રેડાય છે."

તે ભોળા ભીલને આ શબ્દોથી ઘણી અસર થઈ અને તેના દિલમાં શ્રી શંકર વિષે પ્રેમ ભાવ ઉત્પન્ન થયો. થોડી વારે સઘળી ક્રિયા પૂરી થતાં તે ભીલ ત્યાંથી પોતાના ઘરે જવા ઉપડયો. થોડેક ચાલતાં માર્ગમાં તેણે શ્રી શંકરનુ એક ન્હાનું પડત મંદિર દીઠું. આ મંદિર લોકોના વપરાસ વગર પડત હોવાથી, ત્યાં બહુજ ધૂળ ભેગી થઇ હતી. પેલો ભીલ ત્યાં થોડીક પળ વિચારમાં ઉભો, અને પોતાના મનસે બોલ્યો:—

"હું પણ પેલા બ્રાહ્મણોની પેઠે માથા પર પાણી રેડી શ્રી શંકરને કાં નહિ ભજું? શા માટે તેમની સેવા હું ન કરૂં?"

આ વિચારથી તે પેલાં પડત મંદિરમાં ઘુસ્યો, અને ત્યાં કશી ઝાડુ ન હોવાથી પોતાનાં આંગ ઉપરનું પહેરન કાઢી, તે ભોળા ભીલે ત્યાંની સઘળી જગ્યા સાફ કરી શ્રી શંકરની મૂર્તિને પણ તેજ લુગડાં વડે લુંછી નાંખી, અને હવે તેના મસ્તક પર રેડવા માટે જોઇતાં પાણીની તલાસમાં તે બહાર પડયો. છેટે આવેલી એક નદીને કાંઠે જઇ તે ભીલે પોતા પાસે કશું વાસણ ન હોવાથી, મોંમાં પાણી ભર્યું, અને મંદિરમાં પાછાં આવી શ્રી શંકરના માથા પર તે રેડયું! આ પ્રમાણે કેટલાંક અઠવાડિયાં સૂશ્રી કર્યા પછી એક દિવસે તે ભીલ શ્રી શંકરનાં મોટાં મંદિર, જ્યાં રાજા તરફથી અનુષ્ઠાન માંડવામાં આવતું હતું, ત્યાં આવી પહોંચ્યો. તે મંદિરમાં બ્રાહ્મણો પોતાની ક્રિયા કરવામાં રોકાયા હતા, જે જોતો તે ભોળો ભીલ બહારજ ચુપચાપ ઉભો હતો, તેટલાં એક અતિ મોટો ધડાકો થયો, અને એક એક તે મંદિર જાણે પડી ભાંગતું હોય, એવા કડાકાના અવાજો થવા માંડયા. પેલો ભીલ મંદિર પડી ભાંગવાથી શ્રી શંકરને ઇજા થશે એવું ધારી તુરત માંહે પેઠો, અને તેમની મૂર્તિ ઉપર આડો પડયો! રાજા, બ્રાહ્મણો તથા બીજા જેઓ ત્યાં હાજર હતા, તે સઘળા પોતપોતાના જીવ બચાવવા સારૂ પુજા વિગેરે ત્યાં ને ત્યાંજ પડતું મેલી બહાર દોડી ગયા. આંખના એક જ પલકારામાં આ સઘળું બનવા પામ્યું હતું. જેવો તે ભીલ મૂર્તિ ઉપર આડો પડયો, કે તુરતજ પેલા કડાકા ધડાકાના અવાજો બંધ પડયા, અને શ્રી શંકરે પ્રગટ થઈ તેને શાક્ષાત દર્શન દીધાં. તેઓશ્રીએ તે ભોળા ભીલના માથા પર હાથ મેલી તેને જ્ઞાન આપ્યું, અને એક પળમાં ત્યાંથી અલોપ થઈ ગયા. દૂરથી ઉભા રહી આ તમાશો રાજા તો જોઈ અજાયબીમાં ગરકાવ જ થયો. આ બનાવ પછી પણ રાજાએ પોતાનું અનુષ્ઠાન ચાલુજ રાખ્યું હતું, જેથી અંતે એક

દિવસે વખત આવવે શ્રી શંકરે પ્રગટ થઈ તે રાજાને પણ જ્ઞાનની બક્ષીશ કીધી. રાજાએ પોતાના મનમાં રમી રહેલો પ્રશ્ન કરવાની આજ્ઞા માંગતાં શંકરને પૂછયું:—

"હે ભગવાન! આપશ્રીથી કાંઈએ અજાણ્યું તો નથી જ, કે હું વરસો થયાં તન, મન, ધનના ભોગે અનુષ્ઠાનની ક્રિયા કરાવી રહ્યો છું; જેથી આપ પ્રસન્ન થઇ મ્હારી ઈચ્છાનુસાર વરદાન આપશો. જો કે આપ શ્રીએ મ્હને આજે દર્શન દીધાં ખરાં, પણ હું જે જાણવા માંગું છું તે માત્ર એજ, કે કશી સેવા ચાકરી કે ક્રિયા અર્ચા વગરજ મ્હારી અગાઉ પેલો ભીલ તમને શી રીતે પ્રસન્ન કરી શકયો?" શ્રી શંકરે હસીને જવાબ દીધો:—

"ત્હારી સેવામાં સ્વાર્થ સમાયલો હતો, અને પેલા ભીલની સેવા નિસ્વાર્થ હતી. તે કોઈ પણ જાતના સ્વાર્થ વગર મ્હારી સેવા બજાવતો હતો, જો કે તેની સેવા ત્હારાથી છુપી હતી; પણ હું તે સેવા જોઇ શકતો હતો. તે દિવસે જ્યારે આ દેવળ પડી ભાંગવાનો સંભવ ઉત્પન્ન થયો, ત્યારે તમે સઘળાં મ્હારી દરકાર કર્યા વિના પોતપોતાના જાન બચાવવા અર્થે બહાર નિકળી પડયાં, પણ તેં જોયું તેમ તે ભીલ પોતાના જાનની પણ કશી દરકાર કર્યા વગર માત્ર મ્હને બચાવવાના ખ્યાલે જ એકદમ માંહે દોડી આવ્યો, અને મ્હારી આ મૂર્તિ પર આડો પડી પોતાનો અગાધ પ્રેમ પ્રદર્શિત કર્યો! તેનો મ્હારા પરનો આવો અંતિમ પ્રેમ અને સ્વાર્થ રહિત સેવા જોઈ મેં તે ભીલને પ્રથમ દર્શન દીધાં, અને પછી જ ત્હને મ્હારાં દર્શન થયાં. જો કે સ્વાર્થ સહિત મ્હારી સેવા ભકિત કરી છે, છતાં પણ તેં ઘણાં વરસોથી અને પૂરા વિશ્વાસથી કરેલી હોવાથી ત્હને પણ દર્શન દેવાની મ્હને જરૂર જણાઈ છે. તું જો કે પવિત્રાઈથી શુધ્ધ રીતે બ્રાહ્મણો પાસે મ્હારી સેવા કરાવતો હતો, અને આ ભીલ જો કે અછુતું, અશુધ્ધ અને પોતાનાં મ્હોંમાં અપવિત્ર કરેલું પાણી મ્હારા મસ્તક ઉપર રેડતો હતો, તથાપિ એની શ્રધ્ધા, એનો ભાવ, અને એની સેવા ભકિત સાચાં અંતઃકરણની હોવા સાથે સ્વચ્છ અંતઃકરણની હતી."

આટલું કહી, તે રાજાને ત્યાંજ વિચારમાં પડતો મેલી, શ્રી શંકર અદ્રશ્ય થઈ ગયા.

હરિકી ભગતિ કરો, તજો માયાકી મોજ;
બેર બેર ન પાઇએ, મનખા જનમકી મોજ.

મનુષ્ય માત્રે હરિની સેવા ભકિત જ કરતાં રહેવું; અને માયાની મોજ મજાની લંપટમાં લપટાવું નહીં; કારણ કે આ મનુષ્ય જન્મનો લ્હાવો કાંઇ ઘડી ઘડી મળવાનો નથી.

કેટલોક વખત વહી ગયા બાદ મહારાજ એક દિવસે ભાગુની ઝૂંપડી બપોરના બારને શુમારે ત્યજીને ભંગી ચાલમાં જઈ વસ્યા. તે દિવસ રામનવમીનો હતો. ભાગુ મહારાણુની ઝૂંપડીની પશ્ચિમ દિશાએ લગભગ બસોએક કદમને

છેટે આ ચાલ આવેલી છે, જ્યાં ભંગીઓના ઘરોની અલગાર લાગેલી છે. ભવિષ્યમાં પોતાનું રહેઠાણ આ ચાલમાં કરવાના ઈરાદાએ મહારાજે એક ભંગીના ખાલી મકાનના વરંડા પર જઈ ઉતારો લીધો. ઘણા વખતથી તે ઓરડી ખાલી પડેલી હોવાથી તથા તેના વરંડા ઉપર છોકરાં, કુતરાં વિગેરે હાજતે બેસતાં હોવાથી, વરંડો સઘળો કચરા અને નરકથી ભર્યો પડયો હતો. આ ચાલની સામે એક મોટું ખુલ્લું મેદાન આવેલું છે, જ્યાં તે દિવસ પછીથી હરહમેશ મહારાજ ત્યાં મેલેલી એક કુંડી પાસે જઈ, તેને અઢેલી બેસતા. આ કુંડી મેલાંને માટે મુકાએલી હતી, જેમાં તે ચાલમાંનું એકઠું કરેલું સઘળું મેલું હોમાવવામાં આવતું હતું. મહારાજને ભાગુની ઝોંપડી તજી જતાં કોઈએ પણ દીઠા ન હતા, જેથી તે દિવસે રોજના નિયમ મુજબ સઘળાં ભકતો તેમના દર્શન અર્થે ઝોંપડી પર ગયાં, પણ ત્યાં મહારાજને ન જોવાથી તેમની શોધમાં નિકળ્યાં. મહારાજ જ્યાં હોય ત્યાં તેમનાં દર્શન લેવાનો તે સઘળાં ભકતોનો રીવાજ પડેલો હોવાથી, તેઓએ પૂર ખંતથી બધેબધ શોધ કરવા માંડી, અને બબ્બે ચાર ચારની ટોળી આખાં **ખડકપૂર**માં ફરી વળી. અંતે એક જણે મહારાજને ભંગીઓની ચાલની દક્ષિણ દિશાએ આવેલા વરંડા પર પડેલા દીઠા. આ ખબર સઘળાંઓમાં ફેલાવાથી શુમારે ત્રણેક વાગતે તો તે સઘળી ભકત મંડળી મહારાજની આસપાસ ભેગી મળી. બ્રાહ્મણ સ્ત્રીઓ મહારાજ માટે ફ્રુટ, મેવા, મિઠાઈ વગેરે લાવતી, તથા બીજીઓ જે નૈવેદ લાવતી તે સઘળું, મહારાજ દિવસે કાંઈજ ખાતા ન હોવાથી, **મીરાં** અને બીજાંઓને આપી દેતા હતા, છતાં તેઓ નૈવેદ તો લાવતાંજ રહ્યાં હતાં. ભંગીની ચાલમાં આવી રહ્યા પછી પણ નૈવેદ તો રોજ આવ્યા જ કરતા હતા. આ માટે કોઈ કોઈવાર મહારાજ તેઓને ટોંણા મારી કહેતા કે; “તમ સ્ત્રી જાતિને કશું ભાન નથી! આવી એક મેલી ગંધાતી જગ્યામાં, અને ભંગી જેવી હલકી કોમ ભેગાં તેઓના ઘરમાં આવી બેસવાની પણ તમે હવે હદ કરી છે. તમો સઘળાં જ્યારે ધર્મીમાં ખપી શાસ્ત્રની વિરૂદ્ધ પગલાં ભરવાની હિમ્મત કરો છો ત્યારે મ્હારે તમારા ધણીઓને જરૂર ચેતવવા પડશે!” આના જવાબમાં તે ભકત સ્ત્રીઓ કહેતી:—“મહારાજ! જ્યાં આપનાં પવિત્ર કદમો લબાશે, ત્યાં હમો જરૂર હાજર રહેવાનાંજ! હમારા ધણીઓને ભલે આપ ચેતવો, તેનો હમને કાંઈએ મુઝાકો નથી; કેમકે તે સઘળા પણ હ્યાંજ આવે છે!”

આ સાંભળી મહારાજ ચુપ રહેતા.

એક દિવસે **સીતાબાઇ** નામે એક બ્રાહ્મણ બાઇને મહારાજે મજાકમાં ખોટું કહ્યું કે; “આ જગ્યા એટલી તો પવિત્ર છે, કે જો હ્યાં કશી પણ ધાર્મીક ક્રિયા કરવા કરાવવામાં આવે તો હું ખાત્રીપૂર્વક કહી શકું છું, કે તેનું

ઈશ્વરી પરિણામ આવ્યા વિના કદી રહે નહિ!" ત્યાં મહારાજે થોડેક દૂર પડેલાં નરક તરફ આંગળી દેખાડીને કહ્યું; "જૂઓ; આ કેવાં સુંદર પુલો ત્યાં પડેલાં છે! કેવી ખુશબોદાર તેની સુગંધ આવી રહી છે! જાણે બે ઘડી જોયા અને સુંઘ્યાજ કરીએ!"

"મહારાજ!" **સીતાબાઇએ** જવાબ દીધો; "આપ જે જગ્યા પર બેસો તે જગ્યા જરૂર પવિત્ર હોવીજ જોઇએ, તથા આવી એક સ્વચ્છ જગ્યા પર અલબત્ત સઘળું ખુશબોદાર સુગંધમય હોવુંજ જોઈએ, અને અત્રે કરેલી ક્રિયા પણ ભગવતને ખાસ કબુલ રાખવીજ પડે, એમાં કશો શક નથી! હું આપના વિચારોને મળતી થાઉં છું!" **સીતાબાઇના** આ જવાબ ઉપર કશું ધ્યાન ન આપતાં મહારાજ બોલ્યા:—"આ જગ્યા પર જો **સોલા સોમવારની** ઉદિયાપણુની ક્રિયા (શંકર વ્રતને લગતી ચાર મહિનામાં કરવામાં આવતી ૧૬ સોળ સોમવારની ક્રિયા) કરવામાં આવે, તો તેનું શું શુભ પરિણામ આવે તે હું કહી શકતો નથી!" સીતાબાઇ અને બીજીઓ પણ બોલી ઉઠી કે; "જયાં આપ હાજર હો ત્યા થતી ક્રિયા ઈશ્વરી સંબંધ ધરાવતી હોવીજ જોઇએ, એવું હમારૂં પકકા વિશ્વાસથી માનવું છે, અને તે માન્યતા કેવળ ખરીજ છે." આ સાંભળી મહારાજ છેડાઈને બોલ્યા:—"તમે સઘળાંજ દિવાના થયાં છો! તમને એટલી પણ સમજ નથી, કે હું આ સઘળું મજાકમાં ખોટું બોલું છું! સોલા સોમવારનું ઉદિયાપણુ ભંગીની ચાલમાં બજાવવામાં આવે, એમ કિયાં શાસ્ત્રમાં લખ્યું છે?" તેઓ જવાબમાં બોલ્યાં: "મહારાજ! આપની હાજરીમાં શાસ્ત્ર, ગ્રંથ, વેદ વગેરેને હમો કુચ્છ બિસાદમાં નથી લેખતાં. હમો ખાત્રીથી જાણીએ છીએ કે, ગમે તેવાં ધામે, આપના સંબંધમાં જે ધાર્મીક ક્રિયાઓ બજાવવામાં આવે તે જરૂર ઈશ્વરને પહોંચે છે! કેમકે હમો જાણીએ છીએ કે;

"વિષ્ણુ હારા, શંકર હારા, હારા દત્ત, ગણેશ;
ગીતા પોથી સબ કુચ્છ હારા, જહાં સદ્‌ગુરૂકા ઉપદેશ!"

આ સાંભળી મહારાજ બોલ્યા: "તમે હઠીલાં થઇ મ્હારૂં કહ્યું નથીજ માનતાં તો ભલે; પણ એટલું કરશો, કે હું જે કાંઇ બોલ્યો છું તે તમારા ધણીઓને જણાવશો નહિ; નહિ તો તેઓ મ્હને તથા તમને જુઠાં અને દિવાના સમજી નાહક સતાવશે." ત્યારે તેણીઓ કહેવા લાગી: "ના, મહારાજ! આપ તેની કાળજી કરશો નહિ; કેમકે હમારા ધણીઓને આ તમારૂં કહેવું માલુમ પડતાંજ તેઓ હમને તેમ કરવાને ઉલટા વધુ ઉશકેરી, જોઈતી દરેક મદદ આપવા સાચાં અંતઃકરણથી રાજી થશે, એની હમને પૂર્ણ ખાત્રી છે!" ત્યાં સીતાબાઇ તથા બીજી બે સ્ત્રીઓએ વધુ આગળ બોલતાં જણાવ્યું; "હમે હવે તો સોલા સોમવારનું ઉદયાપણુ જરૂર ત્યાંજ કરીશું."

જૂઠ ભખનકો પાપ બડ, જૂઠ ભખનકો પુન્ય;
પર હિત ઇક પર ભાવબિન, દોઉ ફ્લમેં સુન્ય.

જૂઠું વચન વદવાનું પાપ ઘણું ભારે છે. પણ વળી જૂઠું એટલે કોઈ મહા પુરૂષનું ખાધેલું ખાવામાં અથવા ભક્ષણ કર્યામાં મહા પુણ્ય લાગે છે. એટલે બન્ને શબ્દમાં એકેકો વિચાર રહ્યો છે, કે પેલું જુઠું બોલ્યાનું પાપ તો ખરૂં, પણ જો પારકાંના હિત સારૂ, પરોપકાર સારૂ જુઠું બોલે તો જુઠાનું ફળ જે પાપ તે ઉપર મીંડું વળે, એટલે તે પાપ નહીં કહેવાય. વળી ઉચ્છિષ્ટ ને એઠું ખાધાનું પાપ પણ છે, તેમ તે ખાધાનું જે પુણ્ય કહ્યું છે તે પણ ખરૂં, પરંતુ ભગવાનને તે ખાધાનું ધરાવ્યા અને અર્પણ કર્યા શિવાય ખાધું હોય તો તે ખાધાના પુણ્ય રૂપિ ફળ ઉપર પણ મિંડુંજ વળે છે.

"શું તમેઃ આમ કરીને મ્હને હ્યાંથી પણ નસાડવા માંગો છો?" મહારાજ બોલ્યા; "તમો બીજાં લોકોની તથા જાત જમાતની જરા પણ લાજ રાખી હ્યાં આવતાં અટકશો, એ ખ્યાલે હું મ્હારી છેલ્લી જગ્યા છોડી હ્યાં આવી રહ્યો છું. છતાં હ્યાં પણ મ્હારી પાછળ તમો છો જ છો, એ શું કહેવાય? મ્હારો પીછો છોડવવા અર્થે હું આવી મેલી ગંધાતી જગ્યામાં આવી પડયો છું; હ્યાં પણ તમે ધાર્મીક ક્રિયા બજાવવા તૈયાર થઇ ગયાં છો, એ શું હદ થએલી ન કહેવાય? જો તમો લાજ શરમ તજી બેઠાં હો તો મ્હારે હવે ખડકપૂર તજી જવું પડશે!"

તેઓ સારી રીતે જાણતાં હતાં કે મહારાજ આ સઘળું હજી પણ મજાક મશ્કરીમાંજ બોલતા હતા, જેથી હાલ તુરત તેઓ સઘળાં ચુપ રહ્યાં, અને પછી થોડીવારે મહારાજને નમસ્કાર કરી ત્યાંથી વિદાય થયાં.

સાંજે પુરૂષ મંડળી મહારાજ તરફ આવતી, અને ઘણી તાજીમ તવાજે અને અદબ વિવેકથી પેશ થતી હતી. મહારાજની બેઠકથી એકસો કદમને છેટે તેઓ સઘળાં પહેલાં ચકનાથરાવની સરદારી હેઠળ જમા થતા, અને દૂરથી મહારાજનો સ્વભાવ તપાસતા, કેમકે મહારાજની લ્હેર દરેક પળે કાંઈ જુદીજ રીત જાહેર કરતી રહેતી હતી. કદાચ જો તેઓશ્રી છેડાતા તો પછી મોટા, નાના, ગરીબ, તવંગર, સ્રી પુરૂષ કાંઈ કાંઈ જ જોતા ન હતા, પણ ચાહે તેવી ભાષા વાપરતા અને માર મારવા પણ ઉઠતા હતા. આ કારણે ચકનાથરાવ પ્રથમ મહારાજ પાસે જતો, અને કદાપિ તેમનો મિજાજ બરખેલાફ જણાતો તો સઘળો વરસાદ ચકનાથરાવ ઉપરજ વરસતો, અને છેટે ઉભેલા ભકતો તે જોઇ, ત્યાંથી ચુપ ચાપ પોબારા ગણી જતા હતા. ચકનાથરાવ ખડકપૂરમાં પે-ક્લાર્કની નોકરી બજાવે છે. તે સારા મોભાનો અને ઉંચ ખ્યાલાતોવાળો આસામી હોવાના કારણે તે પુરૂષ—ભકત—મંડળીનો સરદાર લેખાતો હતો.

સ્ત્રી મંડળી તથા મહારાજ વચ્ચેના ઉપલા વાદવિવાદની તેજ સાંજે નિયમ મુજબ પુરૂષ મંડળને છેટે ઉભાં રાખી ચકનાથરાવ પ્રથમ મહારાજ પાસે આવ્યા. મહારાજ તે વેળાએ શાંત સ્વભાવમાં હતા, છતાં લગાર છંછેડાઈને તેમણે ચકનાથરાવને કહ્યું:—"આ ગુખાડી તરફ તમે શા માટે આવ્યા છો? જાઓ; તમે સઘળા પોતપોતાને ઘરેબારે ચાલ્યા જાવ; હ્યાં તમારૂં કશુંએ કામ નથી." "મહારાજ!" ચકનાથરાવ બે હાથ જોડી આજીજી કરતાં બોલ્યો; "આજે રામ નવમીનો શુભ પ્રસંગ હોવાના કારણે સઘળાંઓ માત્ર આપનાં દર્શને આવ્યાં છે! તેઓ તમને વધુ તકલીફ ન આપતાં માત્ર તમારાં દર્શનનો લાભ લઈ તુરત પાછાં ચાલ્યાં જશે.!" આ સાંભળી મહારાજ સહેજ શાંત થયા, અને બોલ્યાઃ—"ઠીક ત્યારે! હવે તેઓ હ્યાં સુધી આવેલાજ છે તો ભલે આવવા દો, પણ કહો કે માત્ર દર્શન લઇ ચાલતાં થાય!" આજ્ઞાનુસાર ચકનાથરાવે કર્યું; અને હવે તે ભકતો એક પછી એક મહારાજને સાષ્ટાંગ નમસ્કાર કરી ચાલ્યા જતા જોઇ તેઓશ્રી બડબડતા કે; "આજે રામનવમી છે! શું રામે ભંગીઓની ચાલમાં જન્મ લીધો છે, કે આ પ્રમાણે ઘેલા બની આજના શુભ પ્રસંગે તમે સઘળા તમારા ધર્મની વિરૂદ્ધ જઈ, હ્યાં ભંગીની ચાલમાં પધાર્યા છો? શું મ્હને તમે રામ સમજો છો?" સઘળાઓ એક શબ્દ પણ બોલ્યા વગર ચુપચાપ ત્યાં અદબથી ઉભા હતા. મહારાજે વધુ બોલવા માંડયું:—"ઠીક! જો તમારી ભક્તિ સાચા પ્રેમનીજ હોય, અને તમે રામને ભંગીઓના રહેઠાણે જન્મેલા માનતા હો તો, રામ પોતાની ભંગીઓની જગ્યાની બેઠક પરથી તમને ખરેખર પૂર્ણ સત અવસ્થામાં લઈ જઇ મેળવશે!"

સઘળા નમસ્કાર કરી ત્યાંથી વિદાય થયા. તેજ રાત્રિએ લક્ષ્મીબાઈ તથા ચીન્ના સ્વામીની બાયડી સુવર્ણાબાઈ અને ભાગુ મહારીન મહારાજ માટે રાતનું ભોજન લઈ આવ્યાં; જેમાંથી થોડુંક ખાઈ બાકીનું મહારાજે ભંગીનાં નાનાં છોકરાંઓને વહેંચી આપ્યું. ભોજન લઇ આવનારાંઓ સાથે મહારાજે થોડીક વાતચિત કીધા પછી તેઓ ત્યાંથી વિદાય થયાં. રાત્રે ફરી ભાગુ મહારીન પોતાના ધણી નામદેવ ભેગી મહારાજ આગળ આવી બેઠી. તે બન્નેએ પોતાથી બની શકતા દરેક પ્રયત્નથી મહારાજને પાછા પોતાની ઝુંપડીમાં પધારવાને વિનંતિ કીધી, પણ ફોકટ. મહારાજે તેઓની ઝુંપડીમાં જવાની સાફ ના પાડવાથી લાચાર થઇ નામદેવે તેમને માટે આણેલી સુવાની પથારી કબુલ રાખવાને અરજ કરતાં મહારાજે તે કબુલ રાખી. મહારાજે વરંડાના પશ્ચિમ ખુણામાં તે પથારી પાથરી તે પર લેટયા. તે ભકતોએ વરંડો સાફ કરવાની ઇચ્છા જણાવી, પણ મહારાજે તે માટે ના પાડી, તેઓને ત્યાંથી ચાલી જવા ફરમાવ્યાથી નમસ્કાર કરી તેઓ બન્ને ત્યાંથી વિદાય થયાં. આ સઘળું ભંગીની ચાલમાં આવી રહેવાના પહેલા દિવસે બન્યું હતું.

જેમ ઝૂંપડીમાં મહારાજની મુલાકાતે સઘળાં નિયમિત આવતાં રહ્યાં હતાં, તેમ આ ધામે પણ સઘળાંઓ આવ્યા કરતાં હતાં. મહારાજ જે મેલા વરંડા પર પડયા હતા તે સઘળી જગ્યા સાફ કરવા માટે તેઓએ તથા ત્યાંના ભંગીઓએ પોતાથી બની શકતી બધી કોશેશો કીધી, પણ મહારાજે તેઓને તેમ કરવાની રજા આપી નહિ, જેથી મુલાકાતે આવનારાંઓને પણ તે નરકથી ભરેલી મેલી જગ્યામાંજ બેસવાની ફરજ પડતી હતી! પણ આ જગ્યાએ આવી રહ્યાને ત્રીજે દિને મહારાજ જયારે બહાર ભટકવા નિસર્યા, ત્યારે બ્રાહ્મણ સ્ત્રી ભકતોએ તેમની ગેરહાજરીનો લાભ લઇ બીજા ભંગીઓની મદદ વડે તે જગ્યા સાફ કરી નાંખી! મહારાજ જયારે પાછા ફર્યા, ત્યારે પોતાની જગ્યા સાફ જોઇ તે સ્ત્રી ભકતો તથા ભંગીઓ પર બહુ છેડાયા અને રિસે ભરાઇ બોલ્યા;

"તમે મ્હને આરામથી બેસવા દેનાર નથી, તો હવે મ્હારે જંગલમાં જઈ વસવું પડશે!"

• થોડીવાર પછી મહારાજ જોકે શાંત થયા, પણ પોતાની તે જગ્યા પણ બદલીને તેઓ જમણી દિશાએ જઈ બેઠા. હવે તેઓ પશ્ચિમ દિશા તરફ મોં કરી પગ લાંબા કરી બેસવા લાગ્યા. મહારાજના ભકતોએ તેમના પગની હેઠળ આરામ માટે બે ઈંટો લાવી મૂકી હતી, જે ઉપર પોતાના બન્ને પગો મેલી મહારાજ નિરાંતે પડયા રહેતા.

આ ભકત મંડળી પૈકી બે ત્રણની ઇચ્છા મહારાજને નામે ભંડારો કરવાની થવાથી, તેઓએ રામનવમીને ચોથે દિવસે પડતી ચૈત્ર શુદ એકાદશીનો બીજો દિવસ, એટલે દ્વાદશીનો દિવસ, તે માટે નક્કી કર્યો. એક દિવસ અગાઉથી તેઓએ એ વિષે મહારાજ આગળ વાત છેડી, અને તે માટે તેમની રજા માગી. મહારાજે તેઓને કહ્યું:—"તમે ચાહે કરો કે ન કરો, હું તે કાંઇ જાણવા માંગતોજ નથી; પણ તમે જે કાંઈ કરો તે મ્હારા નામથી કરશો નહિ, તથા મ્હારી મારફતે પણ કશું કરાવશો નહિ! હું કાંઈ તમારો ભગવાન નથી. હું એક અજાણ્યો ત્રાહિત પુરૂષ છું, જેથી મ્હારા હુકમની કે રજાની પણ તમને કશી જરૂર નથી."

મહારાજે ભંડારો કરવા માટે ના નહિ પાડેલી જોઇ તેઓએ રાતોરાત સઘળી તૈયારીઓ કરી મેલી; અને મહારાજ જ્યાં બેઠા હતા ત્યાંથી શુમારે અઢીસો પગલાંને છેટે આવેલાં, વિનાયકરાવના ઘરની પાછળ, તેઓએ એક નાનો જેવો મંડપ ઉભો કર્યો. તે ભકતોના ભારે ઉત્સાહથી આ મંડપ ઉભો કરવામાં મહારાજે પણ તેઓને જોઈતી દરેક મદદ આપી. ભકતોએ ધાર્યું કે, મહારાજનો હાથ લાગવાથી તેઓનું ધાર્યું કામ સઘળું સરળ રીતે પાર ઉતરશે! આ મંડપ હેઠળ બીજે દિવસે તેઓએ એકમેકની મદદથી ભંડારાની તૈયારીઓ ચાલુ કરી. મંડળીના બ્રાહ્મણ

ભકતોએ રાંધવાનું કામ હાથ ધર્યું, અને સાંજેજ તેઓએ તમામ ખડકપૂરમાં ખબર ફેલાવી, કે બીજેજ દિવસે સઘળાં આંધળાં લુલાં, લંગડાં, મુફલીસ, મોહતાજ, દરદી, દુઃખી, વગેરેને જમણુ આપવામાં આવનાર છે; માટે સઘળાંઓએ ભંડારામાં આવવું. આ સઘળું તો નક્કી થયું, પણ હવે મંડળીના મનમાં ખટકો પેઠો કે, જમવા આવનારાંઓને કયાં બેસાડી જમાડવાં? કેટલાંકોએ ત્યાંના મેદાનમાંજ સઘળાંને જમાડવાની સૂચના કીધી, પરંતુ સખ્ત ગરમીના દિવસો હોવાથી તેવા તપોતામાં સઘળાંઓને બેસાડી જમાડવાં એ જુલમ કરવા જેવું હતું; તોપણ તે સઘળાં મહારાજની ગુપ્ત શક્તિ પર ભરોસો રાખી બેઠાં હતાં. તેઓ ખાત્રીથી જાણતાં હતાં કે, મહારાજ જરૂર કાંઈ ને કાંઈ જમાવશે, જેથી તેઓ નિર્ભય રહ્યાં.

બીજે દિવસે (દ્વાદશીને દહાડે) સવારે દસ વાગતેથી લોકોએ આવવાનું શરૂ કર્યું, અને હવે તેઓને તાપથી કેમ બચાવવાં એ માટે સર્વ મંડળી ચિંતાતુર થઈ પડી.

મહારાજે જે દિને ઝુંપડી છોડી ભંગીની ચાલમાં આવી મુકામ કર્યો, તેની પાંચ દિવસ અગાઉ એક સીનેમા કુંપની ખડકપૂરમાં આવી લાગી હતી, અને તેણે ભંગીની ચાલની સામેના મેદાનમાં પોતાનો તંબુ ઠોકયો હતો. મહારાજે તઓને આ તંબુ ઠોકવાના કામમાં વગર બોલાવે જોઈતી દરેક મદદ કરી હતી, જેથી તે કુંપનીના માણસોએ મહારાજને પહેલાં દિવાના ધાર્યા હતા, પણ પાછળથી તેમને સત પુરૂષ છે, એમ જાણ્યા છતાં અભિમાન રાખી મહારાજ ને તેઓ નમ્યા નહીં. તે કુંપની તરફથી આ તંબુ રાત્રે ખેલ પૂરો થતાંજ દિવસે ઉતારી લેવામાં આવ્યો હતો. જમવા આવનારાંઓ માટે કશી પણ વ્યવસ્થા ન કરેલી જોઈ મહારાજ બોલ્યા; "ગરીબ બિચારાં લોકોને સખ્ત તાપમાં બેસાડી જમાડવાં, એ કરતાં તો તેઓને ભૂખ્યાં જ રાખેલાં ઠીક છે! તમે પેલા સીનેમા કુંપનીના મેનેજરને મળી તેને અરજ કરો, કે હમણા તે પોતાનો તંબુ ઉભો કરી થોડાક કલાક માટે આપણને વાપરવા આપે." આ સાંભળી મંડળીએ જણાવ્યું કે; "મહારાજ! કુંપનીના માણસો અતિ મગરૂર છે, જેથી તેઓ કદી હમારી અરજ માન્ય રાખનાર નથી!" તો પણ મહારાજે તેઓને જઇ પૂછવાની કોશેશ કરવા ફરમાવ્યું, જેથી તેઓ મેનેજરને મળ્યાં, અને પરિણામમાં તે મેનેજરે ખુશીથી પોતાનો તંબુ ઉભો કરી આપ્યો. ગરમી પણ અતિશય ત્રાસ આપતી હોવાના કારણે મંડળીનાં માણસો સઘળું ભોજન એક ગાડાંમાં મૂકી તે તંબુમાં લાવતાં હતાં. જમણ જ્યારે શરૂ થયું ત્યારે મહારાજ એક તરફ ઉભા રહી સઘળો તમાશો જોયા કરતા હતા, પણ પાછળથી તેમણે પોતે પણ બીજાઓને પીરસવાના કામમાં મદદ કરવા માંડી.

પહેલાં એક ટોળી તે તંબુમાં ચીકાર ભરાતી, અને જેવી તે જમીને બહાર પડતી કે તરતજ બીજી ટોળીને માંહે દાખલ કરવામાં આવતી હતી. આ મુજબ ઠેઠ સાંજે સાત વાગતાં સૂધી એક સરખું ખવાડવાનું કામ ચાલુજ રહ્યું. મહારાજે થોડીકવાર પીરસવામાં મદદ કરી, અને પછી પોતાની જગ્યેએ જઈ બેઠા. રાતે આઠ વાગતે નિયમ મુજબ લક્ષ્મીબાઈ, સુવર્ણાબાઇ અને ભાગુ મહારીન મહારાજને માટે ભોજન લાવ્યાં. તેઓને આવેલાં જોઈ મહારાજે કહ્યું:- "આજે મ્હારા મનમાં એવું આવ્યું છે, કે જ્યાં પેલા મુફલીસોએ બેસી ખાધું છે, ત્યાંજ મ્હારે પણ જઇ બેસવું, અને તેઓનો કાંઈ વધેલો ખોરાક હોય તેજ માત્ર ખાઉં !"

"જેવી મહારાજની ઇચ્છા !" એટલો ટુંકો જવાબ મળવાથી મહારાજ પોતાની સાથે **નામદેવ** તથા બીજા બારેક મહાર તથા હિંદુઓને લઈ તે તંબુ આગળ આવી લાગ્યા, અને ભોજન માટે ભિક્ષા માંગતા ઉભા. આ વેળાએ જે બ્રાહ્મણો ખાવાના બાકી હતા, તેઓ પોત પોતાને ઘરે જઇ જમવાની તૈયારીમાં હતા, પણ મહારાજને ત્યાં આવેલા જોઇ તેઓએ સઘળી દોડાદોડી કરી મેલી. મહારાજે તે સઘળાઓને પોતાની સાથે બેસી જમવાને ફરમાસ કરી, જેથી તે સઘળા હુકમ મુજબ ત્યાંજ બેઠા, અને જમવા માડયું. આ પંગતમાં **નામદેવ** મહારની સરદારી હેઠળ મહાર લોકો એક બાજુ, તથા બીજી તરફ રાવ સાહેબ **વિનાયકરાવની** સરદારી હેઠળ બ્રાહ્મણ મંડળી, અને ત્રીજી તરફ મહારાજ પોતે એકલા બેઠા હતા. ભોજન ખાતાં ખાતાં મહારાજ બોલ્યા:—

"મુફલીસ મોહતાજો તથા ગોર ગરીબોને ખવડાવવું, તેઓની સેવા કરવી, તથા તેઓ પર દયા લાવવી, એના જેવી ઉત્તમ ભક્તિ જવલેજ હશે ! ખરી ઈબાદત અથવા ભકિત કે બંદગીનું બીજું નામ એ કમનસીબોની સેવા ચાકરી કરવી એજ છે. આ બાબત તમને વધુ ખુલાસાવાર સમજાવવા માટે હું એક વાર્તા કહું છું, જે ધ્યાનથી સાંભળો:—

## પ્રકરણ ૧૫ મું.

## ભકિતનો ભાવાર્થ.

ये यथामाम प्रपद्यंतेतां स्तथैव भजाम्यह ।
मम वर्त्मानु वर्तंते मनुष्या: पार्थ सर्वश : ॥

શ્રી કૃષ્ણ ભગવાને અર્જુનને કહ્યું હતું કે; જે કાઇ મનુષ્ય મ્હને જે રૂપે અને જેના સાર ભજે છે, તે મનુષ્યને હુ તે રૂપે તેવુંજ ફળ આપું છું. હું સર્વ વ્યાપક છું, માટે જેનું ફાવે તેનું ભજન કરે તે પણ મ્હારૂંજ ભજન કરે છે, અને તેમના ઇષ્ટ રૂપે તેમને ફળ પણ હુંજ આપું છું, અને તેમની ભાવનાને હુ અનુસરતો રહું છું.

એક વેળાએ કોઈ એક જુલમગાર રાજાએ બીજા કોઈ ગામડાંના ભિક્ષુકોને પકડાવી પોતાના ખેતરના કામસર આખો દિવસ રોકયા. આ ગરીબ બાપડાઓને નિર્દયપણે વર્તવામાં આવ્યા હતા! સહવારના પહોરથી સાંજના સાત વાગતા સુધી એક સરખું તેઓ કનેથી ગધ્ધા વૈતરૂં કરાવવામાં આવ્યું હતું. વગર ખાવે પીવે અને વગર આસાયશે ચાલુ બાર કલાક તેઓ પાસે સખ્ત મહેનત લઈ, છેવટે સાંજે એક પાઇ પણ આપ્યા વગર તેઓને હાંકી મેલવામાં આવ્યા હતા. તે દિને વરસાદ પણ મારમારનો પડેલો હોવાથી, માર્ગમાં સઘળે કીચડ થઈ રહ્યો હતો. મહેનતથી થાકી ગએલા અને ભૂખથી અધમૂવા બનેલા, તે બાપડા ભિક્ષુકો રાતોરાત પોતાના મુકામે નાસી જવાના ઈરાદાથી ત્યાંથી નારાજ દિલે નિકળ્યા. જો કે તે મથકેથી તેમનું ગામડું બાર માઇલને છેટે આવેલું હતું, તથા આવી મરે હાલ હાલતમાં આટલી લાંબી મંજલ કાપવાના ખ્યાલેજ તેમને વધુ નાસીપાસ અને નાઉમેદ કરી મેલ્યા હતા, છતાં ઘરે પહોંચી જવા સિવાય છુટકોજ ન હોવાથી, રામનામ ઉચ્ચારતા તેઓએ અંધારામાં અફડાતા ઝિંકાતા પોતાની મુસાફરી શરૂ કીધી. એટલામાં માર મારનો વરસાદ પાછો શરૂ થયો! આ એક નવી આફતનો વધારો હતો, જે તેઓના દુઃખ પર ડામ બરાબર હતો; તો પણ હિંમત ન હારતાં તેઓએ અંધારાંમાં વરસાદનો માર સોસતા લાચાર હાલતે આગળ અને આગળ વધવાજ માંડયું. અંતે એક ગામડાં આગળ આવી પહોંચ્યા, જ્યાંથી તેઓનું ગામડું લગભગ પાંચ માઈલને છેટે આવેલું હતું. હવે વધુ આગળ વધવાની તેઓમાં કશીજ શકિત રહેલી ન હોવાથી સહવાર લગી તેજ ગામડાંમાં આરામ કરવાનો તેઓએ ઠરાવ કર્યો. ભુખે મરતા તે બાપડાઓ ગામડાંમાં દાખલ થઈ, ત્યાંના એક મોટા ઘરના ઓટલાની ભેજવાળી જમીન પર સુતા. તે ઘરમાં એક ઇશ્વર ભકત રહેતો હતો. નાનપણથીજ તે રામ સ્મરણમાં પોતાની જીંદગી ગાળતો હતો. કામ કરતાં કરતાં કે અવકાશ મળે ત્યારે પણ હરહમેશ તે ભગવતનો લાલ રામનેજ યાદ કરતો, અને રોજ રાતના બાર વાગતા લગી ભજનમાં લીન રહેતો હતો. આ તેની ભકિત ખરાં દિલની હતી. તે દિને રાતના પણ તેણે બાર વાગતા સૂધી ભજન કર્યું હતું, અને તુરતનો તે આરામ કરતો પડયો હતો, તેટલાં બહાર સઘળું શાંત હોવા છતા, ઓટલા પર કોઈકોનો ગુસ ગુસ વાતો કરવાનો અવાજ તેને કાને પડયો, જેથી તુરત ઉઠી તેણે દરવાજો ઉઘાડયો. ઓટલા પર ઠંડાથી થરથરતા ભિક્ષુકોને દેખી તે ભલા ભકતે તેઓ કોણ હતા તથા કયાંથી આવ્યા હતા વિગેરે પરપૂછ કરતાં તેઓ રડી પડીને બોલ્યા:—

"હમો ગરીબ ભિક્ષુકો છીએ, અને ભારે વરસાદમાં લાંબી મંજલ કાપી આવેલા હોવાથી રાત બધી હ્યાં જ આરામમાં કહાડી, સહવારે પાછા હમો ચાલતા થઈશું!"

તે ભલા ભકતે તે ભિક્ષુકોને પોતાના ઘરમાં લઇ પાછો દરવાજો બંધ કર્યો. એ પછી તે ભકતે ત્યાં ઓરડાની વચ્ચો વચ્ચમાં એક સગડી સળગાવી તેઓની સાથે બેસી, ધીરજથી તેઓ કયાંથી અને કેમ આવ્યા હતા એ જાણવાની પોતાની ઈચ્છા જાહેર કરી કહ્યું; "વૃક્ષ, પશુ, મનુષ્યો સર્વ, કારણ રૂપે તથા કાર્ય રૂપે સમાન હોવાથી, સર્વમાં સમાન પ્રેમ રાખવો તથા સર્વના હિતમાં પ્રવૃત્તિ કરવી, એ મનુષ્યનો સ્વધર્મ છે." તે ભિક્ષુકોએ પોતા પર વિતેલી સઘળી વિપત્તિ પહેલેથી માંડીને કહી સંભળાવી; જે સાંભળી તે દયાળુ દિલના ભકતની આંખમાં આંસુ થઇ આવ્યાં; તે ઉઠયો, અને ઝટ પોતાની બાયડીને ઉંઘમાંથી ઉઠાડી સેવ રાંધી તૈયાર કરવા તેણીને તાકીદ કીધી. તે ભલી બાઈએ સઘળા ભિક્ષુકોને પહોંચે એટલી સેવ અડધા કલાકમાં તૈયાર કરી તેઓ સામે લાવી મેલી. આ રીતે તે ભુખમરો વેઠતા ભિક્ષુકોને પેટ પૂરતી જમાડી, તેઓને આરામથી સુવાની સઘળી સગવડ કરી આપી. પોતાની દરેક રીતની માવજત થએલી જોઇ તે ગરીબ મોહતાજ ભિક્ષુકોના દિલથી તે ભકતને માટે સાચી દુંઆ અને શુભ આશિષો પળે પળ ચાલુ રહ્યાં હતાં. સહવારે ઉઠી તે સઘળા તેના પર આશીર્વાદનો વરસાદ વરસાવતા ત્યાંથી પોતાને ગામ ઉપડી ગયા.

આ ગામડાંમાં કોઢની બિમારીથી પીડાતો એક નવજુવાન હિંદુ રહેતો હતો, જે પોતાનું મોઢું પણ દેખાડવાને શરમાતો હતો. કોઢની બિમારીથી તે હિંદુ જવાન એટલો તો કંટાળી ગયો હતો, કે તેણે કોઈ પહાડ પરથી હેઠળ ગબડી પડી પોતાની જીંદગીનો અંત લાવવાનો ઠરાવ કીધો. પોતાનો આ ઠરાવ અમલમાં મેલવા અર્થે એક દિવસ પહાડ પર ચઢયો. મથાળે તેણે ભવ્ય દેવીનું એક મંદિર દીઠું. માંહે પેસી તે જવાન પ્રથમ દેવીનાં દર્શન કીધાં, પછી એકાએક તેના વિચારોમાં ફરક પડયાથી આપધાત કરવાનો વિચાર પડતો મૂકી, તે દેવીને પ્રસન્ન કરી પોતાની બિમારીનો ઈલાજ તેણીથી કરાવવાનો તે જવાને ઈરાદો કર્યો. પોતાના આ વિચારોને આધીન થઇ તે હિંદુ જવાન ત્યાં મહિનાઓ સૂધી વગર ખાવે પીવે દેવીનું ધ્યાન ધરતો બેઠો, જેથી અંતે એક દિવસ દેવીમાતા તેના પર પ્રસન્ન થયાં અને શાક્ષાત દર્શન દઈ પૂછયું:—

"મ્હને કહે, ઓ જવાન! તું શું માંગે છે?" તે જવાને બે હાથ જોડી પોતાની સઘળી હકીકત કહી સંભળાવી, કોઢનો ઈલાજ કરવા માટે અરજ કીધી. દેવી માતાએ તે જવાનની હાલત પર દયા લાવી કહ્યું:-

"અફ્સોસ! પ્યારા છોકરા! હું જાતે પોતે પણ ત્હારા રોગનો કશો ઈલાજ કરી શકતી નથી. જોકે આ મ્હારી ભારે દિલગીરી છે, છતાં ત્હારા આ અસાધ્ય રોગને મટાડવાનો એક માર્ગ હું તને દેખાડી શકું છું. ચ્હાંથી પાંચ કોશ પર આવેલાં ફલાણાં ગામડાંનાં અમુક ઘરમાં ઇશ્વરનો એક સાચો ભકત

રહે છે, માટે તે ભકત જો તેના રામ સ્મરણના એક મહિનાનું પુણ્ય, અથવા એક રાતે તેણે કીધેલી ચોક્કસ ભિક્ષુકોની સેવાનું પુણ્ય તને આપે, તો તેના યોગે ત્હારૂં આ દરદ જરૂરજ નાશ પામશે!" આટલુ કહી દેવીમાતા ત્યાંથી અદ્રશ્ય થઇ ગયાં. હવે રોગી તે રામ ભકતનું ગામ પૂછતો નીકળ્યો.

રામકી નગર્યાં કીત્તી દૂર? બતાદો લોકો!—રામકી.
ઘટ ઘટ મેરો રામ સીધ્યારે–નહીં હય અયસે દૂર;
બતાદો લોકો, રામકી નગર્યાં કીત્તી દૂર?
રામ રામ સબ કોઇ કહત હે, ઠગ ઠાકોર ઓર ચોર;
બીન પ્રેમ રીઝે નહીં, એહી નંદકીશોર!
બતાદો લોકો, રામકી નગર્યાં કીત્તી દૂર?

પેલો જવાન પોતાને મળેલી ઇંધાણી મુજબ તે રામ ભકતને ત્યાં જઈ પહોંચ્યો, અને પોતાની સઘળી હકીકત તે ભલા ભકતને કહી સંભળાવી. તે ભકતે આ જવાનની સારી માવજત કરી, રાતે પોતાને ત્યાંજ રાખી તેણે બીજી સહવારે દેવપુજા કરી તે બિમાર જવાનને પોતાની પાસે બેસાડી તેના હાથ પર પાણી રેડી કહ્યું:—

"મ્હારા એક મહિનાના રામ સ્મરણનું પુણ્ય હું ત્હને અર્પું છું!"

તે દિવસે પણ તે જવાન ત્યાંજ રહ્યો, અને બીજી સહવારે તે પાછો જ્યારે ઉંઘમાંથી ઉઠયો, ત્યારે પોતાને કોઢની જાલમ બિમારીથી મુકત થએલો દીઠો! તેનો તમામ કોઢ એકજ રાતમાં નષ્ટ થયો અને ચામડી પણ અસલ જેવીજ થઈ ગયાથી તેણે હર્ષથી પોતાના સાચા દિલના આશીર્વાદો તે ભકતને આપી પાછો ફર્યો.

સાચા સગા સમર શ્રી ગીરિધર, કોઇ સમે નવ મૂકે;
આફત વેળા સહુ રેહ અળગુ, કોઈ નવ આવી ઢુંકે રે.—સાચા.
સહુથી વાહાલ ઘણું માતાનુ, વેદ પુરાણે વાંચ્યું;
ગંદે રોગે તેહેતું હેત પણ, મે દીઠું છે લાંચું રે.—સાચા.
પુત્ર પિતાનો આત્મા કહાવે, લખ્યું વેદને પાને;
અન્યાય નળ અતીસેં કેહે તારે, તે પણ કરડે કાને રે.—સાચા.

મહારાજે ખાતાં ખાતાં આ વાર્તા પૂરી કરી રહ્યા પછી લક્ષ્મીબાઇ તથા બીજી સ્ત્રીઓએ આણેલો નૈવેદ સર્વેને પ્રસાદ લેખે આપ્યો; અને માત્ર એક ભાખરી તથા લીંબની ભાજી પોતાને માટે રહેવા દીધી. આ જોઈ સઘળાં ભકતોએ તે ભાજી અને ભાખરી પણ તેઓમાંજ થોડી થોડી વહેંચી આપવા માટે મહારાજને અરજ કરી, પણ તેઓશ્રી બોલ્યા:—"આ તો યોગીઓનો ખોરાક છે, જે ખાવાથી મનુષ્ય ગાંડો જેવો બને છે! તમારા જેવાં હુશિયાર લોકોને કદી

આવો કડવો ખોરાક ખાવો ન જોઇએ. એ તમને ભાવેજ નહિ! આવો કડવો ખોરાક તો માત્ર મ્હારાજ નસીબને છે!" આ સાંભળી એકદમ નામદેવ મહાર પોકારી ઉઠયોઃ "મીઠા, મીઠા સબ કોઈ ખાવે, કડવા ન ખાવે કોય; જો કોઈ કડવા ખાવે, વો સબસે મીઠા હોય!"

મહારાજે અંતે તે લીંબની ભાજી અને ભાખરીમાંનું થોડુંક તે સઘળાં-ઓને વહેંચી આપી તેઓને ત્યાંથી વિદાય કર્યાં, અને ત્યાર બાદ પોતે પણ આરામ કરવા ભંગીની ચાલ તરફ સિધાર્યા. આ દિવસ પછીથી ભક્ત મંડળીમાં વધારો થતો ચાલ્યો, જે જોઇ મહારાજ બહુ છેડાતા. નિયમ મુજબ સ્ત્રી મંડળી દિવસે તેમનાં દર્શને આવતી, અને પુરૂષ મંડળી રાત્રિએ હાજર થતી હતી.

ભેગી થતી મંડળીને મહારાજ કોઈવાર તેઓની ન્યાત જાત, ધર્મ અને રીત રીવાજ વગેરેને અનુસરતા ઉપદેશો આપતા, અને તેઓની સઘળી હીલ-ચાલ તપાસીને તે મુજબ દોરવતા હતા. બ્રાહ્મણ, હિંદુ, મુસલમાન, ભંગી વિગેરે સઘળાંને મહારાજ તેઓના ધર્મ મુજબ ઈશ્વરને લગતી વાતો સંભળાવતા હતા. ક્રિશ્ચિયનો પણ પોતાના પેગમ્બર જીસસને લગતી ગુપ્ત વાતો તેમનાથી સાંભળતા હતા. જ્યારે મહારાજનો મિજાજ બરખેલાફ રહેતો ત્યારે કોઇને પણ, તેઓની પદવી કે દરજ્જાના ખ્યાલ કર્યા વગર, નિડરપણે ઠપકો આપતા, અને વખત પર માર પણ મારતાં અચકાતા ન હતા. સાંજે ચાર વાગતેથી પુરૂષ મંડળીનો આ જમેલો શરૂ થતો, અને રોજ શુમારે ચારસોથી પાંચસો પુરૂષો મહારાજની મુલાકાતે આવતા હતા. જ્યારે મનમાં આવતું ત્યારે તેઓ રિસે ભરાઇ તે સઘળાઓને હાંકી મેલતા, પણ પાછા શાંત પડવે તે સઘળા પાછા તેમની પાસે આવી બેસતા. સ્ત્રી મંડળીને માટે પણ એજ રીત હતી. કોઇ કદાચ મહારાજ ક્રોધ કરી તેઓને પણ માર મારતા, કડવા શબ્દો કહેતા, ગાળ-ગલોચ કરતા, તેઓની ફજેતી કરતા, પણ તુરત પાછા શાંત પડી તેઓ સાથે ફરીને માયા મમતાથી વાતો કરતા; મહારાજની આ રૂઢીનો ભેદ તેઓજ જાણતા. કેમકે કોઈવાર જ્યારે પોતાની લહેરમાં આવતા ત્યારે બોલતા કેઃ—

"એક આખા દિવસના પૂરા ચોવીસ કલાકમાં હું જે સઘળું કરૂં છું, બોલું છું, ખાઉં છું, પીઉં છું, ગુસ્સે થાઉં છું, કુવાક્ય ઓચરૂં છું, યા રડું છું, હસું છું, વગેરે જે કાંઇ કરૂં છુ, તે સઘળું દુન્યાના ભલાં કાજેજ મ્હારેથી થાય છે. એમાં મ્હારૂં કાંઈજ નથી; તમારાં ભલાને અર્થેજ મ્હારેથી સઘળું થતું આવ્યું છે, થાય છે, અને હજી પણ થતું રહેશે.

મહારાજે એ પછી એક લંબાણ દાખલા પડતી વાર્તા પહેલેથી માંડીને કહી સંભળાવી.

# સદ્ગુરૂની સરખામણી.

એક જ્ઞાની સદ્ગુરૂ પોતાની મંડળી ભેગા બેસી ખુશ વાતો કરતા હતા, તે પ્રસંગે ત્યાં એક કાગડો થોડેક દૂર બેસી એક સરખો "કૉવ કૉવ" અવાજ કરતો સંભળાયો. તે કાગડાના ચાલુ કઠોર અવાજથી સઘળાંઓનું તેના તરફ ધ્યાન ખેંચાયલું જોઈ સ્વામીજી બોલ્યાઃ—

"જૂઓ; આ કાગડો કેવો સુંદર ઉપદેશ આપી રહ્યો છે! હું નહિ ધારતો કે બીજું કોઇ પણ પક્ષી આવી સુંદર અને મધુર વાણી કદી ઉચ્ચારી શકે! એની સઘળી નસિયતો ધ્યાનમાં રાખવા જોગ છે!" એટલું કહી મંડળીને પ્રશ્ન કર્યો કેઃ—"કિયું પક્ષી સૌથી શ્રેષ્ટ છે?" કોઇએ પોપટને ઉત્તમ લેખ્યો. કોઇએ બુલબુલની તારીફ ગાવા માંડી. વળી કોઇએ મેનાને મધુર જણાવી, તો કોઈ વિચાર કરતોજ બેઠો. અંતે ઉત્તમ અને ઉંચમાં ઉંચ પક્ષી લેખે હંસને જાહેર કરવામાં આવ્યું. આ સાંભળી સ્વામીજી બોલ્યાઃ—

"આ એક સાધારણ જાણીતી વાત છે, કે ઉત્તમમાં ઉત્તમ, ઉંચમાં ઉંચ, શ્રેષ્ટમાં શ્રેષ્ટ પક્ષી **હંસરાજ** છે; કારણ કે તેનો ખોરાક **મોતીનો** છે, જે સઘળા ખોરાકમાં સૌથી કીંમતી અને ઉંચ છે; અને નીચમાં નીચ પક્ષી કાગડો ગણાય છે, કેમકે તેનો ખોરાક મુવેલાં શરીર (મુડદાં)નો છે, જે નીચમાં નીચ ખોરાક છે! માનવીમાં ઉંચમાં ઉંચ દરજજો સત પુરૂષનો છે, જેથી તેને હંસ કહેવામાં આવે છે! જોકે સદ્ગુરૂ પરમહંસ છે, પણ તે હંસ અને કાગડાના સકળ ગુણો ધરાવે છે, જેથી સદ્ગુરૂને ઉંચમાં ઉંચ અને નીચમાં નીચ પણ જણાવેલો છે! સદ્ગુરૂ હંસ શા માટે કહેવાય છે, તે પ્રથમ આપણે તપાસીએ. "**સોહંમ**" અથવા "**સહમ**" શબ્દનો અર્થ "તે હું છુ" એવો થાય છે; જ્યારે આ "સોહમ" અથવા "સહમ" શબ્દનો જપ પૂર્ણ ધ્યાનથી અને એકાગ્ર ચિત્તથી ચાલુ રાખવામાં આવે છે, ત્યારે તેનો ઉચ્ચાર ઉલટી રીતે થવા પામે છે, અને "સહમ"ને બદલે "હમસ" (હંસ=હું તે છું) ઉચ્ચારવામાં આવે છે. આ "હંસ" શબ્દના જપની હદે પહોંચ્યા પછી "હંસ" (હું તે છું) અવસ્થાનો અનુભવ થવા પામે છે, જેથી આવો અનુભવ મેળવનાર "હંસ"નો એલકાબ મેળવે છે. હવે એક સદગુરૂ કાગડાને શી રીતે મળતો આવે છે તે આપણે તપાસીએ. સ્વાદનો કશો પણ ફરક ન રાખતાં, જે પણ કાંઈ ખોરાક કાગડાને મળે તે તે ખાએ છે. સારા નરસા અથવા ઉત્તમ કે હલકા ખોરાકના સ્વાદની દરકાર તેને રહેતી જ નથી. એજ પ્રમાણે સદ્ગુરૂને પણ સારા નરસા ખોરાકનો વિચાર કે દરકાર હોતાંજ નથી; કેમકે બે પણાનો ભેદ તેનામાં હોતો નથી. વળી સતપુરૂષ પોતાની એકજ અંતર દ્રષ્ટિથી સઘળું દેખતો હોય છે, તેમ કાગડાને પણ એકજ આંખ

હોવાનું જણાયેલું છે. જોકે જાહેરમાં કાગડો બે આંખે દેખાતો જણાય છે ખરો પરન્તુ વસ્તુતઃ તે એકજ આંખે દેખે છે. તેનો આંખનો ડોળો તો એકજ હોય છે, પરંતુ પોતાની ચગોરતા ને ચાલાકીથી તે એક ડોળો ઝડપ ઝડપ બેઉ આંખમાં ફેરવતોજ રહે છે. હવે સદ્દગુરૂ તરફથી થતા સ્પર્શ, ગાળ, માર, સજા, વગેરે કડક વર્તણુક મનુષ્ય જાતિને મુકિત મેળવવાનું સાધન થઇ પડે છે. આ એક સાચો સિધ્ધાંત છે. કાગડાને પણ આ ધોરણ લાગુ પડે છે. જે કોઇને કાગડો અડકે છે અથવા ચાંચ મારે છે, તેને મુકિત મેળવવાનું સહેલ પડતું જણાવેલું છે. કાગડાની ચાંચનો માર અને તેનો સ્પર્શ, સત પુરૂષના માર અને કડક વર્તણુકની સરખામણી એક સરખી જ છે. કાગડો સઘળું મેલું ખાવાને જ સરજાયલો છે. કાગડો જયારે ચાંચ મારે છે ત્યારે બહારનું સ્થૂળ શરીર ઇજા પામતું જણાય છે ખરૂં, પરંતુ વાસ્તવિક જોતાં તો તે શરીર-માંનું મેલું (પાપ) ખાય છે. એજ પ્રમાણે સદ્દગુરૂના મારથી બાહ્ય સ્થૂળ શરીર ઈજા પામેલું જણાય છે ખરૂં, પરંતુ ખરી રીતે જોતાં સદ્દગુરૂ જેને મારે છે, તેનું પાપ તે હરણ કરી લે છે. એવી બીજી અનેક રીતે સદગુરૂ પોતાના ભકતોના પાપનો નાશ કરે છે. રામાયણ પ્રમાણે શ્રી **રામચંદ્રજી** જયારે વનવાસ ગયા ત્યારે ( જો કે તેઓશ્રી તમામ જગતને મુકિત અપાવનાર ઇશ્વરી અવતાર હતા છતાં ) પોતાની મુકિત અર્થે **સીતાને** સ્પર્શ કરાવી, પોતા પર આવી પડેલાં દુન્યાનાં પાપોના બોજામાંથી, તેઓએ પોતાને મુકત કીધા હતા; કારણ કે બાહ્ય સ્વરૂપે **રામ** અને **સીતા** જોકે બે હતાં, તોપણ શુદ્ધ સ્વરૂપે **રામ** અને **સીતા** બન્ને એકજ હતાં; જેથી **સીતાને** સ્પર્શ થયો તે **રામને** સ્પર્શ થવા બરાબરજ હતું, અને **સીતા** મુકત થઇ એટલે **રામ** પણ મુકત થયા બરાબરજ હતું. **રામની** યુકિતથી, કાગડાએ **સીતાના** થાનને સ્પર્શ કરી **સીતાને** પાપ મુકત કીધી હતી. જોકે **સીતા** જેવી પવિત્ર અને પતિવ્રતા સ્ત્રીની જગ-તમાં જોડી ન હતી, તોપણ જગતમાં દાખલો બેસાડવા અર્થે શ્રી **રામે** આવી યોજના યુકિતપૂર્વક યોજી હતી.

આ રીતે ત્યારે એક સદગુરૂ હંસ પણ છે, અને કાગડો પણ છે. તે ઉંચમાં ઉંચ તેમ નીચમાં નીચ પણ છે. હ્યાં જણાવવું જરૂરનું છે કે, જ્યારે માણુસ મરણ પામે છે ત્યારે જીવ અને શરીર બન્ને છુટાં પડે છે. શરીર જ્યાં હોય ત્યાં પડી રહે છે, પણ જીવ પોતાની સાથે સારો નઠારો સંસ્કાર લઇને, શરીરથી જૂદો થઈ નિકળી જાય છે. આ વાતનું ઉદાહરણ એ છે કે;

હિંદુ સ્ત્રીઓ કાનની વાળી, ફુલ વિગેરે જે દર દાગીના પહેરે છે, તે સઉ કોઈ જાણે છે તેમ સાધારણ રૂઢીથી બનાવવામાં આવે છે. જે પ્રકારનો દાગીનો તૈયાર કરવો હોય તેનાજ આકાર, રૂપ, અને માપના પ્રમાણમાં સોનાના પત્રાંને

પ્રથમ કાપી લઈ લાખ જોડવામાં આવે છે, અને પછી આ જોડાયલી લાખ મારફતે તે સોનાના ટુકડા પર જાતજાતની નકશીઓ કહાડવામાં આવે છે. શુધ્ધ સોનાનાં પત્રાં પર નકશી કહાડવાને માટેજ માત્ર લાખનો ઉપયોગ કરવામાં આવે છે. જોકે દાગીનો તૈયાર થવા પછી, લાખનું કામ પુરૂં થાય છે, તોપણ તે લાખને કહાડી નહિ નાખતાં એમ ને એમ રહેવા દઈ દાગીનો પહેરવામાં આવે છે. અને જ્યારે દાગીનાને છુટો પાડવાનો પ્રસંગ આવે છે ત્યારે તેમાંની લાખ એક બાજુએ પડે છે, અને સોનાનો ટુકડો બીજી બાજુએ પડે છે; પણ કોતરેલી નકશીઓ તો સોના ઉપરજ રહી જાય, અને લાખ તો અનામતજ-રહે છે. જૂદી જૂદી નકશીઓ અને બનાવટોના કારણે દાગીનાઓનાં જુદાં જુદાં નામો અપાએલાં હોય છે. પણ જો એકવાર તે નકશીઓ પોલીશ કરી નાંખીને સાફ કરવામાં આવે છે તો પહેલાંના જેવું ચોખ્ખું સોનુંજ રહી જવા પામે છે.

એજ માફક આત્મા (સોનું)ને શરીર (લાખ) જોડાયલાં હોય છે, અને આ શરીર મારફતે આત્મા પર જુદા જુદા સંસ્કાર (નકશીઓ)ના છાપ હોય છે; પણ જ્યારે મરણ નિપજે છે ત્યારે શરીર એક બાજુએ પડી રહે છે, અને સંસ્કારની નકશીઓ સાથનો જીવાત્મા તેનાથી અળગો થઈ જાય છે. આ સઘળા સારા નઠારા સંસ્કારો દરેક આત્માની જોડે, ઉપર, અંદર સાથેજ હોય છે, શરીર પર કાંઈ હોતા નથી. તે શરીર તો હવે નિરૂપયોગી થઇ પડેલું હોય છે. જુદા જુદા સંસ્કાર મુજબ આત્માને જીવ, મન, પ્રાણ વિગેરે જુદાં જુદાં નામો અપાયેલાં છે; પણ સંસ્કારનો નાશ થવા પછી, તેને સાફ કરવામાં આવ્યા પછી, શુદ્ધ આત્મા અસલ ચોખ્ખી હાલતનો, પાછો રહી જાય છે.

**નઝીરે** ગાયું છે કે;

હમ ચાકર જિસકે હુસ્નકે હયેં, વોહ દિલબર સબસે આલા હય,
ઉસનેહી હમકો જી બખશા, ઉસનેહી હમકો પાલા હય;
**દિલ અપના ભોલા ભાલા હય, ઔર ઇશ્ક બડા મતવાળા હય,**
કયા કહિયે ઔર નઝીર આગે, અબ કહોન સમજનેવાલા હય;
હર આન હંસી, હર આન ખુશી, હર વકત અમીરી હય, બાબા!
જબ આશક મસ્ત ફકીર હુએ, ફિર કયા દિલગીરી હય, બાબા!

ટુંકમાં, સદ્ગુરૂનું આપણા પ્રત્યે ગમે એવું કઠણ વર્તન આપણાં ભલાંને કાજેજ હોય છે. આ વાત પણ ખરીજ છે, કે જેઓએ ઉંચમાં ઉંચ ઈશ્વરી અવસ્થા સંપાદન કરેલી હોય છે, તેઓની વર્તણુક, ઉપર જણાવ્યા મુજબનીજ હોય છે. રસ્તે ભીખ માંગતા સાધારણ ફકીરો કોઇવાર ભીખ માંગતી વેળાએ કહેતા સંભળાય છે કે; "એક પૈસા લઉંગા ઔર સો ગાલી દઉંગા!" સાધારણ ફકીરોની આવી ગાળોમાં પણ જ્યારે છુપી અસર હોય છે, અને જેની કીમત પડે છે, ત્યારે ખરા મહાત્માની ગાળોમાં અને મારમાં અસાધારણ લાભની પ્રાપ્તિ હોયજ છે, જેની કીંમત આંકીજ શકાતી નથી.

આપણે આગળ જણાવ્યા પ્રમાણે મહારાજ હર હમેશ જૂદાં જૂદાં કામોમાં રોકાયલા રહેતા હતા. દિવસે સ્ત્રીઓને આવતી જોઈ કોઈવાર તેઓ ઓટલા ઉપરની પોતાની બેઠક ઉપરથી ઉઠી જઈ ખડી ફોડવાના કે એવાંજ બીજાં કોઈ કામોમાં ગરીબ કામદારોને મદદ કરવામાં સામેલ થતા; પણ મહારાજનાં દર્શન લીધા વિના અને તેમની પુજા કર્યા વિના સ્ત્રી ભકતોને ચાલતું ન હોવાથી, તેઓ મહારાજની પાછળ પડી તેમનાં રોકાણમાં પણ પુજા કરતી હતી. મહારાજ જો લ્હેરમાં રહેતા તો તેમ કરવા દેતા, અને કોઈવાર તો મજાકમાં હાથમાંનો હથોડો તેઓની સામે ધરતા અને તેની પુજા કરવા ફરમાવતા; પણ જો તેમનો સ્વભાવ ઠેકાણે ન હોતો તો તે સઘળીઓને ત્યાંથી હાંકી મેલતા હતા.

મહારાજ રોકાણમાં હોય ત્યારે પુરૂષ મંડળી પણ તેમનાં દર્શન લેવા, અને પુજા કરવા આવે ત્યારે તેઓની સાથે પણ મહારાજ તેવીજ વર્તણુક રાખતા. કોઈવાર જો ભકતો મહારાજને વધુ સતાવતા તો તેઓ ગુપચુપ ત્યાંથી નિકળી જઈ રેલ્વેના અથવા સડકના પુલની હેઠળ જઈ ભરાઈ બેસતા હતા! આ રીતે કોઈવાર મહારાજ પોતાના ભકતોની પુજા અને સેવા સ્વીકારતા, તો કોઈવાર રિસે ભરાઈને ગાળો ભાંડી હાંકી મેલતા. કોઈવાર તેઓથી નાસીને ભરાતા છુપાતા કોઈ એકાંત જગ્યામાં જઈ પડી રહેતા હતા.

રોજ બપોરે ચાર વાગતે ભંગીઓના ઘરમાં જઈ, તેઓની સ્ત્રીઓને દળવાના કામમાં મહારાજે મદદ આપવા માંડી હતી. મહારાજનું આ કાર્યક્રમ પોતે ખડકપૂરમાં રહ્યા ત્યાં સુધી ચાલુજ હતું. પહેલાં જે ઘરમાં મહારાજે દળણું દળ્યું ત્યાં દળવા આપેલા ઘઉં કરતાં લોટ વધુ નિકળવાથી તે ઘરની સ્ત્રીઓએ આ ખબર પોતાની સઘળી બહેનપણીઓમાં ફેલાવી. મહારાજ જે ઘરમાં દળણું દળવા જતા, ત્યાં કદી તેમને કોઈ અટકાવતાં નહિ! શરૂઆતમાં જો કે હરેક ઘરનો લોટ વધુ નિકળતો થયો, પણ પાછળથી જેટલું અનાજ તેમને દળવાને આપવામાં આવતું, તેટલાંજ પ્રમાણમાં તેનો લોટ નિકળતો રહ્યા! જે કોઈ ઘરમાં, અને જે પણ સ્ત્રીની જોડે મહારાજ દળવા બેસી જતા, અથવા જો કોઈવાર એકલા દળવા બેસતા, તો કોઈ ને કોઈ તેમની જોડીમાં આવી બેસી, દળવામાં મદદ કરતું હતું. આવી મદદગાર જોડીને મહારાજ ગાણું ગાવા કહેતા, અને જો તેણી તેમ ન કરતી તો તેણીને ત્યાંથી ઉઠી જવા કહેતા, જેથી બળ જબરીએ પણ તેણીને ગાવુંજ પડતું હતું! કોઈવાર જો આવી સોબતણો મહારાજને પણ ગાણું ગાવા માટે અરજ કરતી, તો તેઓ પણ ગાતા હતા. તેમના તરફથી ગવાતાં ગાયણોમાં ઈશ્વરી બાબતો, શિખામણો અથવા ઉપદેશોજ માત્ર સમાયલાં હોતાં. મહારાજ જ્યારે ઓટલા ઉપરની

બેઠક પર ન જણાતાં, ભંગીઓના ઘરમાં દળણું દળતા માલુમ પડતા ત્યારે બ્રાહ્મણ સ્ત્રીઓ, તેમનાં દર્શન લેવાને તે ભંગીઓના મકાનમાં પણ દાખલ થવા માંગતી, પરંતુ મહારાજ તેઓને તેમ કરતાં અટકાવતા અને ગાળો ભાંડી કહેતા કે; "ભંગીના ઘરમાં બ્રાહ્મણોનું દાખલ થવું ખરેજ હિંદુ ધર્મને હિણપટ લગાડનારૂંજ છે. તમો શા માટે તમારા પવિત્ર ધર્મને હાનિ પહોંચાડો છો?" આનો જવાબ આપતાં તે બ્રાહ્મણ સ્ત્રીઓ કહેતી કે; "જ્યાં આપ જ છો, ત્યાં સઘળું પવિત્રજ છે, અને આપની પાસે હોવું એજ ખરો ધર્મ છે!" આટલું કહી તેઓ ત્યાં દાખલ થતી, અને તેમના દળવાના કામમાં મદદ કરતી.

મહારાજ જ્યારે પણ દળવા બેસતા ત્યારે સઘળો અનાજ પૂરો દળી રહ્યા વિના કદી ઉઠતાજ ન હતા; પછી ભલેને તે પાંચ શેર હો કે શેર બે શેર હો; જે હોય તે સઘળો દળીનેજ ઉઠતા હતા! મહારાજને દળવા માટે અપાતો માત્ર ઘઉં અને હરબરાનો અનજ જ હોતો. વળી એક ભંગી મીસાલે મહારાજ સાફસુફ કરવાના, ઝાડુ કાઢવાના અને મેલું ઉપાડવાના કામમાં પણ ગુંટાયેલાજ રહેતા! માત્ર ભંગીઓની ચાલમાંજ નહિ, પણ તે ચાલની બહાર પણ મહારાજ આવું હલકું કામ કરતા રહ્યા હતા! તેઓ ભંગીઓને ત્યાંના કપડાં ધોતા, પાણી ભરી લાવતા, ઘર સાફસુફ કરતા, વાસણો માંજી આપતા, વિગેરે કામો પૂર હોંસથી બજાવતા હતા.

અંબુતાઈ નામે એક બ્રાહ્મણ સ્ત્રી મહારાજ માટે દર રોજ દિવસની વેળાએ ખડકપૂરથી બે માઈલ દૂર આવેલા "ખરીદા" નામના ગામથી મસકો કહાડયા વગરનું તાજું ટાક ઘણા દિવસોથી નિયમિત લેઈ આવતી હતી, જે મહારાજ સ્વીકારતા ન હતા, પણ પાછળથી ઓટલા ઉપર આવી બેઠા બાદ તેણીની ખરા દિલની ભકિત તરફ નજર કરી મહારાજે તે કબુલ રાખવા માડયું, અને પોતે મસાની બિમારીથી પીડાતા હોવાના કારણે તે ખુશીથી પીતા રહ્યા. અંબુતાઈ ઠેઠ બે માઈલથી સખ્ત તડકામાં ઉઘાડે પગે આ ટાક લઇ આવતી હોવાથી, મહારાજે તેણીને પોતાના પગે કપડું લપેટવા કહ્યું, અને જો તેમ ન કરવામાં આવે તો તેણીની તરફથી લાવવામાં આવતું ટાક નહિ પીવાની ધમકી આપી; જેથી અંબુતાઈએ તે દિવસ પછીથી તેઓશ્રીની આજ્ઞાને માન આપી પોતાના પગે કપડું લપેટી ચાલવા માંડયું.

લક્ષ્મીબાઈ તથા તેણીની સખીઓ રોજ રાતે મહારાજને માટે જેમ નૈવેદ લાવતી હતી, તેમ હવે દરરોજ દિવસે બ્રાહ્મણ સ્ત્રીઓ નૈવેદ લાવવા લાગી, પણ સઘળું ભોજન મીરાંબાઈ અને તેણીની સખીને તથા બીજા ભંગી-ઓને મહારાજ ખવાડી દેતા હતા.

એકવાર, પોતાની ઓટલા ઉપરની બેઠક ઉપરથી ઉઠી જઈ મહારાજે પશ્ચિમ દિશા ભણી ચાલવા માંડયું, અને લગભગ અરધોક માઈલ ચાલ્યા પછી એક અતિ ગંદીલી જગ્યાએ જઇ બેઠા. આ વેળાએ કોઈ એક પંજાબી સ્ત્રી, જેણી ઘણા દિવસોથી મહારાજના દર્શનની ઇંતેજારી રાખતી હતી, તેણી ભંગીની ચાલ પરની મહારાજની બેઠકવાળી જગ્યાએ આવી લાગી; પણ મહારાજને ત્યાં ન દીઠાથી પરપૂછ કરી ભાળ કહાડી, જ્યાં તેઓ બેઠા હતા ત્યાં જઈ લાગી. હ્યાં મહારાજને જોતાંજ હર્ષના ઉભરાથી આંખમાં આંસુ લાવી તેણી આગળ ધસી, અને મહારાજના પગ પર માથું મેલી, ડચકાં ખાતી જાર જાર રડવા લાગી! થોડીવાર પછી તેણીએ મહારાજના પગ પરથી પોતાનું માથું ઉપાડયું અને તેમને બાઝી પડી, કોટી કરી, ડચકાં ખાતી ખાતી બોલીઃ-

"આજ મેં પરમેશ્વરને દીઠો છે! અહા! મ્હારૂં કેવું નસીબ, કે આવા પરમાત્માના સાક્ષાત દર્શનને હું લાયક નિવડી છું!"

"બાઈ!" મહારાજે નરમાશથી કહ્યું; "તમો કોઇ અજાણું દેખાવ છો! પ્રભુ કાજે શરમાવ અને આવી ચાલ ચલાવવાથી દૂર રહો! હું એક લાચાર દિવાનો શખ્સ છું, કોઇ અવતારી કે સતપુરૂષ નથી! ખડકપૂરનાં લોકો ઘેલાં બની મ્હને સંત ધારી બેઠાં છે; માટે તમો પણ તે લોકની નાદે લાગશો નહિ!"

"આપ કોણ અને શું છો તે હું સારી પેઠે સમજું છું," તે પંજાબણ બોલી; "પરમેશ્વર આગળ આવી બેસવામાં શરમ શેની હેય? વળી આપ જોઇ શકો છો કે, હું કોઈની પણ નાદે લાગી નથી!"

"ના; હું જોઇ શકતો નથી;" મહારાજે કહ્યું; "કેમકે હું તો આંધળોજ છું!" ત્યારે તે બાઈ બોલીઃ—

"આંધળાં તો હમે સઘળાં છીએ, અને આપ તો સારી સૃષ્ટિને પ્રકાશિત કરનારા છો! હમો આંધળાંઓને દેખતાં કરવાનું પણ આપનાજ હાથમાં છે!" મહારાજ બોલ્યા; "ના, ના! તમે આંધળાં નથી પણ હું છું! જો તમે આંધળાં હોત તો મ્હને શી રીતે શોધી કહાડયો હોત? તમે દેખતાં હોવાથીજ આવી મેલી જગ્યામાં પણ મ્હને આવી મળ્યાં છો! તમારામાં વસેલો મ્હારે માટેનો આટલા દિવસોનો ભાવિક પ્રેમ મેં અગાઉ કદી જોયો કે જાણ્યોજ નહિ, તેમ હું તમને શોધી પણ કહાડી શકયો નહિ! જેથી કોઈ પણ કહી શકશે કે તમો દેખતાં છો, અને હું આંધળો છું! હવે તો તમેજ મ્હને પ્રકાશ દેખાડો તો ઠીક!"

"મહારાજ!" તે પંજાબણે હાથ જોડીને કહ્યું; "આપ તો પરમેશ્વર છો, અને હું તમારા પગની રજકણ છું! મ્હારા બુલંદ નસીબના યોગેજ આજે

તમારાં દર્શનનો લાભ મેળવી હું ખરેજ કૃતાર્થ થઇ છું! આપ મ્હને કાંઈ પણ સેવા ચાકરી ફરમાવી વધુ કૃતાર્થ કરો! હું દિલોજાનથી આપની ખીદમતમાં સર્વદા મ્હારૂં શીર ઝુંકાવતી રહીશ!"

"ઠીક," મહારાજ બોલ્યા; "જો ખરેખર તમે મ્હારી સેવાજ માંગતાં હો, અને હું કહું તેમ કરવા તૈયારજ હો, તો જાઓ, અને લાલ, પીળાં, કાળાં અને લીલાં મરચાંનો ભેળ કરી લાવી મ્હારી આંખોમાં નાંખો; એટલી સેવા તમે કરો, જેથી કદાચ મ્હારી આંખો ઉઘડે! જો તમે ખરેજ મ્હને મ્હાતાં હો અને મ્હારા પર તમારી ભાવિક ભકિત હોય તો જાઓ, અને મેં કહ્યું તેમ કરો!"

આ ભાવીક સેવકી ત્યાંથી ઝડપમાં નીકળી ગઇ, અને થોડી વારમાં પીળાં મરચાં ન જડવાથી ત્રણ જાતનાં મરચાંની ભૂકી એકત્ર કરી લઇ આવી, જે મહારાજે પોતાની આંખમાં નાંખવા તેણીને ફરમાવ્યું! આમ કરવાની તે પંજાબણની હિંમત ચાલી નહિ, જેથી આ કાર્ય પડતું મુકવા તેણીએ મહારાજને કરગરીને કહ્યું. મહારાજ કહે;

"તમે જો મ્હને માનતાંજ હો તો હું કહું છું તેમ કરી, મુજ પ્રત્યેના તમારા પ્રેમની સચ્ચાઈ પૂરવાર કરો!" આ સાંભળી તે પ્રેમી પંજાબણે થોડીકજ ભૂકી મહારાજની આંખમાં છાંટી. મહારાજે મોટા જથ્થામાં ભૂકી નાંખવા કહેતાં, તે સ્રીએ હવે આંખ મિચીને તે ભૂકી મહારાજની આંખ્યોમાં નાંખવા માંડી! સઘળી ભૂકી ખલાસ થવા પછી મહારાજે પોતાની આંખ્યો બંધ કીધી, કે તુરત તે બંધ આંખ્યોમાંથી પાણીની એક સરખી ધારા ચાલુ થઇ, તેમના ગાલો પરથી થઈ અશ્રુધારા જમીન પર ટપકવા લાગી. થોડી વારે મહારાજ બોલ્યા; "હ્યાં આવ્યાં ત્યારે તમે મ્હારે માટે પ્રેમના આંસુ વરસાવ્યાં હતાં; તો શા માટે હું પણ તેવાં આંસુએ નહીં રડું?" એટલામાં બીજી સ્રીઓ આવી લાગી, જેઓએ આ સઘળું જાણ્યા પછી તે પંજાબણ સ્રીને આવાં કામને માટે સખ્ત ઠપકો આપવા માંડયો; પણ મહારાજે તેઓને તેમ કરતાં રોકીને કહ્યું:—

"આ બાઈને કશું કહેશો નહીં! તેણી ખરી શ્રધ્ધાળુ પ્રેમી ભકત છે! હું સતપુરૂષ છું એમ મ્હને સંપૂર્ણ વિશ્વાસથી માનીને જેમ કહ્યું તેમ બેધડક તેણીએ કર્યું છે, અને હું તેથી રાજી થયો છું! હું જો સત પુરૂષ હોઇશ તો તેણીનું ભલુંજ કરીશ, અને જો નહિ પણ હોઉં તોપણ તેણીનો પૂર્ણ વિશ્વાસ, તેણીને ઇચ્છિત ફળની પ્રાપ્તિ કીધા સિવાય રહેનાર નથી; સાંભળો, હું એક વાર્તા કહું છું:—

## વેપારીનો વિશ્વાસ.

**સદાશીવ**રાવ નામે એક વેપારી તાવની બિમારીથી સખ્ત પટકાયો. તેના ઘરના માણસોએ તેને સાજો કરવા માટે જો કે દરેક ઈલાજ અજમાવી જોયા, પણ તેની બિમારી કેમે કરતાં મટી નહિ. રફતે રફતે તેને એટલી તો અશક્તિ થતી ગઈ, કે તેના શરીરમાં લગારે તાકાત નો'તી રહી. આથી તે દિન-રાત ખાટલા પરજ પડયો રહેતો હતો. તેની આવી અશકિતને લીધે તેનાં ઘરનાં માણસોએ હવે તેના જીવવાની આશા છોડી હતી. હવે મુલાકાતે આવનારાં પૈકી એકે જણાવ્યું કે; "કોઇ પાકટ વૈદના સ્વાધીનમાં જો સદાશીવરાવને સોંપવામાં આવે તો તેના જીવવાની સહેજ પણ આશા રાખી શકાય." ખાટલે પડેલા **સદાશીવ**ના કાન પર તે પુરૂષના ઉપલા શબ્દો પડતાં જ તે આશાતુર બોલ્યો; "અરે ! જો એમ હોય તો ખુદાને ખાતર કોઇ નામચીન વૈદને દેખાડી મ્હને આ મહા દુઃખમાંથી ઉગારો !" ઘરના માણસોએ તેવા કોઈ વૈદની તપાસ ચાલુ કીધી, પણ કમનસીબે કોઇપણ તેવો જાણકાર વૈદ તેઓને હાથ લાગ્યો નહિ. તે ગામમાં કે તેની આસપાસના બીજા કોઈ પણ ગામમાં વૈદ નામે પણ ન હતો. વૈદ મેળવવા માટે **સદાશીવ** એટલો તો તળપાપડ થઈ રહ્યો હતો, કે તે ચાલુ બોલ્યાજ કરતો કે; "ઘરનાં માણસો તો મ્હને મરેલો જ જોવા રાજી થઇ રહ્યાં છે ! એ લોકને સારા ગામમાં શું વૈદ જ શોધેલો જડતો નથી ! અરે ! દયાહિનો, આવું બ્હાનું છોડી દો, અને પ્રભુને કાજે કોઈ વૈદને તેડો; તે જરૂર મ્હને સારો કરશે ! વૈદ જ મ્હને મોતથી ઉગારશે !" **સદાશીવ**ના ઘરનો વડો, જે તાતીઆ સાહેબને નામે જાણીતો હતો, તે બાહોશ અને હુશિયાર ગૃહસ્થ હતો. તેણે હવે એક યુક્તિ રચી કહાડી. બીજે દિવસે સહવારે કોઇ એક અજાણ્યા બ્રાહ્મણને તે ગામમાં દાખલ થયેલો તેણે દીઠો. આ બ્રાહ્મણે તે ગામનાં દેવળમાં જયાં ઉતારો લીધો હતો ત્યાં તાતીઆ સાહેબ તેજ સાંજે જઈ પહોંચ્યો, અને તે બ્રાહ્મણને નમી વાંકો વળીને કહેવા લાગ્યો;

"નમસ્કાર ! વૈદ મહારાજ ! ક્યાં કયાં આવી લાગ્યા ? હું તમને જોઈ બહુજ ખુશ થયો છું. આપ કેમ છો ? ખુશ તો ખરા ? આટલા દિવસ કયાં હતા ?" બાપડો તે બ્રાહ્મણ આ એક પછી એક પૂછાયેલા સવાલોથી બીલકુલ ગભરાઇ જઈ બોલ્યો:—"બાપુ ! તમે ભૂલો છો ! હું કોઇ વૈદ મહારાજ નથી !"

"અરે રે ! આમ તે કાંઇ હોય ?" તાતીઆ સાહેબ ચાલાકી કરીને બોલ્યા; "હું તમને તે શી રીતે ભૂલી શકું ? મેં અગાઉ તમારી મહેરબાની ચાખી છે, તો શા માટે મ્હારી આંખ્યો મ્હને દગો દે ભલા ? કહો ત્યારે હવે, તમારૂં શા સારૂ ક્યાં આવવું થયું ? મ્હારે લાયકનું કશું કામકાજ હોય તો જણાવવાને અચકાશો નહિ ! બોલો, શો હુકમ છે ?"

ગરીબ બાપડો બ્રાહ્મણ! તાતીઆ સાહેબના દાવપેચ આગળ કેવળ લાઈલાજ થઈ પડયો હતો, છતાં પોતાના બચાવમાં તે બોલ્યો;

"મ્હને આપના કોઇ ઓળખીતા વૈદ આપ ધારી બેઠા છો, પણ હું તે નથી. રોગોનાં પૂરાં પાધરાં નામો પણ હું જાણતો નથી, તો વૈદ શી રીતે હોઇ શકું? હું તો એક ભિક્ષુક બ્રાહ્મણ છું, અને ભિક્ષા માંગતો માંગતો આ ગામમાં આવી ચઢયો છું!"

તાતીઆ સાહેબ તેને કાંઇ જવાબ આપે તે અગાઉ તેની પિછાનના બે ચાર ગૃહસ્થો ત્યાં આવી ચઢયા. ઓળખ આપતાં કહ્યું:—"આ મ્હારા બ્રાહ્મિણ મિત્રને જોઇ તમે જરૂર ખુશી થશો, એમ હું ખાત્રીથી માનું છું. એઓ વૈદરાજ છે, અને આપણા ગામમાં થોડાક દિવસને માટે ચોકકસ કામસર આવ્યા છે!"

તાતીઆ સાહેબના મિત્રોએ પણ તેને નમસકાર કરી ઇદર તીદરની વાતો ચલાવવા માંડી. તેઓની વાતચિત દરમ્યાન તે બાપડા બ્રાહ્મણ ભિક્ષુકે સર્વની ભૂલ ભાંગવાનો યત્ન કર્યો, કે તે કોઇ વૈદ નહિ પણ માત્ર એક ભિક્ષુક હતો, છતાં તેના બોલવા પર કોઈજ ધ્યાન આપતું ન હતું. તાતીઆ સાહેબે તેઓને શરૂઆતમાંજ ચેતવી રાખ્યા હતા કે;

"હું મ્હારા આ વૈદરાજ મિત્રની જેટલી સ્તુતિ કરૂં એટલી ઓછીજ સમજવી. હું એઓને છેલ્લાં પાંચ વરસથી ઓળખું છું, અને એઓની દોસ્તીમાં મ્હને માન છે. એઓને મોટાઈ પસંદ નથી, જેથી હમેશાં પોતાને નિરાભિમાની જાણે છે. સઘળાં આગળ એ પોતાને ગરીબ ભિક્ષુક લેખેજ જાહેર કરે છે, પણ તમો સર્વ જાણો છો તેમ પૂર્ણ જ્ઞાનીઓ હમેશાં પોતાને છુપાવતાજ રહે છે!" થોડાક વખતમાં આખા ગામમાં હોહા થઇ રહી, કે કોઇ અતિ બાહોશ અને અચ્છા ઉસ્તાદ વૈદરાજે આવી ગામનાં દેવળમાં ઉતારો લીધો છે! લોકોનાં ટોળેટોળાં તે મહાન વૈદરાજના દર્શન અર્થે દેવળમાં આવતાં રહ્યાં. તાતીઆ સાહેબના ઘરમાં પણ વૈદરાજની તારીફનાં બાંકાં ફુંકાવા લાગ્યાં. ખેરિયત પૂછવા આવનારાંથી વૈદરાજના વખાણો ખાટલે પડયાં પડયાં સહાશીવરાવે સાંભળતાંજ ચીસ ખાઇ પથારી ઉપર ઉઠી બેઠો. તેના ફીક્કા ચહેરા ઉપર ઓચિંતો રતાશ ધાઈ આવ્યો. તે કરગરીને બોલ્યો;

"અરે! પ્રભુ કાજે કોઈ જાઓ, અને ઝટ તેને ઘાં તેડી લાવો; તેજ મ્હને સાજો કરશે!" તાતીઆ સાહેબ બોલ્યા: "હું તેને લાવવાની કોશેશ કરીશ; જોકે હું જાણું છું કે, તે એક મોટો માણસ છે, અને મનની લ્હેર પર સઘળો આધાર છે, છતાં હું મ્હારેથી બનતું કરીશ; ગભરાઈશ નહિ, પ્રભુ દયાળુ છે!" પછી તાતીઆ સાહેબ દેવળમાં જઈ તે વૈદરાજ (ભિક્ષુક)ને મળ્યા અને પોતાના ઘરમાં પડેલા બિમારને તપાસી જોઈ, તેનો જોઈતો ઇલાજ કર-

વાની અરજ કીધી. તે બિચારો ભિક્ષુક પણ આ ગામના બેવકુફ લોકોને સમજાવતો કયાં સુધી બેસે! કોઇજ જ્યારે તેનું માનતું ન હતું, અને તેના ખરા ખુલાસા પર કોઇ વિશ્વાસ જ ન લાવતું હતુ, ત્યારે હવે લાઈલાજે નહિ વૈદનો વૈદ બનવાની તે ભિક્ષુકને પણ ઉલટ છુટી. તાતીઆની આજીજી પછી અન્તે, પોતાની પાસે ભષ્મ (પવિત્ર રાખ)નો ભૂકીનું એક પડીકું હતું તે લઇ, તાતીઆ સાહેબ સાથે તેના ઘરે ગયો. દરેક પળે વૈદરાજના આવી પુગવાની ઈંતેજારીથી રાહ જોતો સદાશીવ તેને જોતાંજ પૂર ઉલટમાં આવી તુરત પોતાની ખાટ પર બેઠો થયો, અને મહા મહેનતે પોતાના બન્ને હાથો જોડી કપાળે લગાડી વૈદરાજને નમસ્કાર કર્યા. બિમારીનો જરાએ અનુભવ નહીં છતાં તે મહાન વૈદરાજ મરવા પડેલા સદાશીવને વગર તપાસવે જોઇ બોલ્યો:—

"ત્હારી બિમારી કાંઇ ગંભીર નથી; તું જલદીજ સાજો થઇશ. ત્હારો રોગ હું પરખી ચુકયો છું, માટે સહેજ પણ ગભરાઇશ નહિ! લે; મ્હારી હાજરીમાંજ આ દવા (ભષ્મ) તું ગળી જા! આ દવાથી બપોર સુધીમાં ત્હને કકડીને ભૂખ લાગશે, તથા રાત્રે આરામથી ઉંઘશે!"

તે રાખનું પડીકું હાથમાં લઇ સદાશીવ કહેવા લાગ્યો;

"મહારાજ! આપના પર મ્હને પૂરતો વિશ્વાસ છે, અને મ્હારૂં ખાત્રીથી માનવું છે કે, આપની દવાથી હું જલદીજ સાજો થઇશ!"

આટલું બોલી સદાશીવ રાખની તે ભૂંકી ગળી ગયો, અને વૈદરાજ પણ ત્યાંથી ચાલતા થયા. બપોર સુધીમાં તો વૈદરાજે અગાઉ જણાવ્યા મુજબ સદાશીવને કંઈક મુદતે અણધારેલી ભૂખ લાગી આવી, અને તેણે થોડુંક ખાધું, તેમજ રાત્રે આરામથી સુતો. સવાર સુધીમાં તો સદાશીવ અડધો હુશિયાર અને અડધો તંદરોસ્ત જણાયો!

બીજે દિને વૈદરાજ પાછા આવ્યા, અને પોતાના દરદીને જોઇ બોલ્યા:—
"કેમ, ગઈ કાલે કેવી હાલત રહી? હું માનું છું કે, મ્હારી દવાથી તમને સહેજ પણ ફાયદો માલુમ પડયો હશે."

"મહારાજ!" સદાશીવ હર્ષથી બોલ્યો; "આપની દવાથી મ્હને સહેજ નહિ પણ અતિશય ફાયદો થયો છે. ઘણી લાંબી મુદત પછી મ્હને ગઇ કાલે ભૂખ લાગી અને હું રૂચીથી જમ્યો, તેમજ રાત્રે પણ નિરાંતે ઉંઘ્યો. આપની દવાથી માત્ર એકજ દિવસમાં મ્હને એટલો તો ચમત્કારિક ફરક માલુમ પડયો છે, કે આજે તો મ્હને મ્હારી અસલ તંદોરસ્તી મળશે એમ હું ધારૂં છું."

"જાણે પોતે કેટલો બધો જાણકાર અને સમજદાર હોય તેમ, તે વૈદરાજે કહ્યું:—

"મ્હારી દવા આપ્યા અગાઉ હું તમને એ માટે ખાત્રી આપી ચુકયો હતો, અને તેમજ થયું છે. હમણા પણ હું તમને પૂર્ણ ખાત્રીથી કહું છું કે, જો ત્રણ દિવસમાં હું તમને ફરતા હરતા ન કરૂં, તો મ્હારૂં નામ વૈદરાજ નહિ. લો, આ દવાના બીજાં પડીકાં છે, તે ખાઈ જાઓ; અને ભૂખ લાગવે ખાતા રહો તથા ઉંઘ આવવે ઉંઘતા રહો. બાકીનું તો હું જોઈ લઈશ!"

સદાશીવે તે વૈદરાજ તરફથી આપવામાં આવેલી દવા (ભષ્મ)ની ભૂંકી ગટાવી દીધી, અને ખરેજ, ત્રણ દિવસમાં તે એટલો તો હુશિયાર અને તંદુરસ્ત જણાયો, કે હવે તે ઘરમાં ફરહર કરવા લાગ્યો! થોડા દિવસ પછી તો મરવા સુતેલો સદાશીવ પોતાના ધંધા વેપારમાં પણ પડી ગયો. આ સઘળું તાત્યા સાહેબની ચાલાકીને આભારી હતું. વૈદ બનેલા ભિક્ષુકને સારો તડાકો પડયાથી રાત ને રાત તે ગામમાંથી ચુપચાપ ભર આણુમાં પોબારા કરી ગયો. આ ઉપરથી જણાશે કે, વૈદરાજ તેને સાજો કરશે એવા વિશ્વાસને લીધે મરવા પડેલા સદાશીવના મન પર અસર થવાથીજ માત્ર રાખોડીના પ્રતાપથી પાંચ દિવસમાં તેનો રોગ મટી ગયો હતો. વિશ્વાસને લીધેજ જેમ તેણે મૃત્યુને વશ કર્યું, તેમ વિશ્વાસથીજ પરમેશ્વર પણ વશ થાય છે. કહ્યું છે કે; "વિશ્વાસે તો હરિ મીલે, તન મન કંચન હોય."

## પ્રકરણ ૧૬ મું.

### સોલા સોમવારનું વ્રત—મહારાજની પુજા.

उदयति यदिभानुः पश्चिमेदिग्विभागे ।
प्रचलतियदिमेरुः शीततांयातिवन्हि ॥
विकसतियादिपद्मं पर्वताग्रेशिलायां ।
नहिचलतिनराणां भाविनीकर्मरेषा ॥

સૂર્ય જે હમેશાં પૂર્વ દિશાએ ઉગે છે તે કદાપિ પશ્ચિમ દિશાએથી કાં ન ઉદય કરે; પર્વત તો કદિ ચાલતો દીઠામાં આવતો નથી, તો પણ કદાપિ પર્વત પણ ચાલતો માલુમ પડે; અગ્નિ પોતાની ઉષ્ણુતા કદી છોડતો નથી, તે પણ કદાપિ ઠંડો ગાર જણાય; અને કમળ જે સર્વદા પાણીમાંજ ઉત્પન્ન થાય છે તે કદાચ પર્વતના શિખર ઉપર પણ કાં ન ઉગે; પરન્તુ ઇશ્વરે માણસના નસીબમાં જે કાંઇ લેખ લખ્યા છે તે તો કદી ના ફરે.

મહારાજ જ્યારે ઉપલી વાર્તા કહેતા હતા, ત્યારે ત્યાં હાજર રહેલી સ્ત્રીઓ તેમની આંખ્યો ધોતી હતી. તેઓએ મહારાજની મરજી વિરૂધ્ધ તેમની બન્ને આંખ્યો ઠંડાં પાણીએ ધોઈ, તેમાં ગાયનું ઘી નાંખ્યું; જેથી સાંજ સુધીમાં તેમની આંખ્યો પહેલાં હતી તેવી સાફ પ્રકાશિત થઈ. મહારાજ ઉપલી વાર્તા

કરતા તથા બીજી બાબતો ઉપર વિવેચન કરતાજ સાંજ સુધી સ્ત્રી મંડળ ભેગા બેસી રહ્યા હતા. પછી સર્વને વિદાય કરી પોતે પણ ચાલતા થયા ભંગીઓની ચાલની સામે આવેલાં મેદાનમાં પુરૂષ મંડળી મહારાજની વાટ જોતી બેઠીજ હતી. તેઓ આવી લાગતાં સઘળા ઉભા થયા, અને મહારાજ ત્યાંથી પસાર થઈ ઓટલા ઉપરની પોતાની બેઠક પર લાંબા પગ કરી પડી રહ્યા. એક પછી એક બધા ભકતો તેમનાં દર્શન લેવા લાગ્યા. મહારાજે દરેકને પોતાને ઘેર જવા ફરમાવ્યું. એનું કારણ શું હશે તે નહિ જાણવાથી તરેહવાર અટકળો કરતા સઘળાઓ ત્યાંથી ગયા. પછી થોડીવારે લક્ષ્માબાઇ તથા બીજી સ્ત્રીઓ મહારાજ માટે રાતનું ભોજન લઈ આવી. આ વેળાએ મહારાજ અર્ધ બંધ આંખ્યોએ બેઠા હતા; તે જોઇ તેમને ઉંઘના ઝોંકા આવે છે કે કેમ, એમ લક્ષ્મીબાઇએ પૂછતાં મહારાજ બોલ્યા કે; "મ્હને ઉંઘ આવતી હોવાથી સઘળાંએ ત્યાંથી જલદી ચાલી જવું." આ પછી મહારાજે નૈવેદ ખાવા માંડયું. લક્ષ્મીબાઇની નજર તેમની આંખ્યો પર પડતાંજ, આ શું થયું હતું તે જાણવા માટે તેણીએ મહારાજને પૂછયું. મહારાજ કહે;

"બપોરથી મ્હારી આગલી પાછલી મ્હને યાદ આવ્યાથી મ્હારી આ કંગાલ હાલત પર અફસોસ કરતાં મ્હને રડવું આવ્યું, જેથી હમણા સૂધી રડતોજ રહ્યો હતો; જેથી આંસુના ચાલુ ટપકવાથી આંખ્યો લાલચોળ બની રહી છે."

લક્ષ્મીબાઈએ મહારાજનું કહેવું સાચું માની પોતાના દુઃખ પર ધ્યાન નહિ આપવા, તથા આગલી પાછલી ઉપર અફસોસ નહિ કરવા અને નહિ રડવા અરજ કીધી. તેણીએ વધેલું ભોજન ભગીઓમાં વહેંચી આપ્યું; અને પોતાની સખીઓને લઈ ત્યાંથી રવાના થઇ.

પેલી પંજાબણ સ્ત્રી તે દિવસ પછીથી રોજ મહારાજના દર્શને આવતી થઈ. તેણી પોતાની સાથે પોતાની પડોસમાં રહેતી એક છોકરી, જેણીને તે પંજાબણ પોતાના **નાનકશાહી** પંથના ફરમાન મુજબ ધર્મ શિખવતી હતી, તેણીને તથા પોતાની છોકરીને લાવતી હતી. તે બન્ને છોડીઓને તે પંજાબણ નાનકશાહી પંથના ગીતો મહારાજ સનમુખ ગાઈ સંભળાવવા ફરમાવતી, અને મહારાજને અરજ કરતી કે, તે બન્ને છોડીઓ પર રહેમ નજર રાખી, તેઓને ધર્મના માર્ગમાં આગળ વધારશો. તે પંજાબણ પણ મહારાજ માટે નૈવેદ લાવતી થઇ; જેની સાથે બંગાલી પાનનાં મોટાં પાંચ બીડાં પણ રોજ બનાવી લાવતી હતી. તે સ્ત્રી એકાદ કલાક મહારાજ પાસે બેસી નાનકશાહી પંથની ચોપડી વાંચતી, અને કોઈ કદાચ મહારાજના તે બાબતસર અપાતા ઉપદેશ પૂર ધ્યાનથી સાંભળતી. મહારાજ તેઓના પંથ મુજબ જ તેઓને દોરવતા, અને તે પંજાબણ પણ મહારાજની ભકિતમાં લીન હોવાને લીધે તે જેમ કહેતા તેમ કરતી હતી.

મહારાજના સંબંધમાં ખડકપૂરમાં એક બીજો બનાવ બન્યો, જેની નોંધ લેવી અત્રે જરૂરની છે. ચૈત્ર મહિનામાં હિંદુ ધર્મ મુજબ સ્ત્રીઓનો એક ખાસ તહેવાર આવે છે, જેને ચૈત્રી હળદ કંકુ કહેવામાં આવે છે. આ મહિનામાં સ્ત્રીઓ પોત પોતાના ઘરમાં લાકડાંની બનાવેલી ગૈરી દેવી બેસાડે છે, અને સઘળીઓ તેણીની સનમુખ ઉભી રહી હળદ કંકુ સ્વીકારે છે. આ ક્રિયા કર્મ આખો એક મહિનો સુધી ચાલે છે. સઘળી સ્ત્રીઓ એક બીજાને ઘરે જાય છે. ત્યાંની ઘરવાળી તરફથી દેવીની સનમુખ હળદ કંકુ, બતાશા, હરબરા, ચણા, વિગેરે સ્વીકારે છે, અને હાથને સંદલ, ગંધ વિગેરે લગાડવા દે છે. પછી ઘર ધણીઆણી તેઓને પોત પોતાના ધણીનું નામ બોલવા કહે છે. આ તહેવારને દિને ખડકપૂરમાં સઘળી સ્ત્રીઓએ મહારાજને ગૈરી દેવી તરીકે જાહેર કીધા, અને બ્રાહ્મણ તથા બીજી ન્યાતિની સઘળી સ્ત્રીઓ ભંગીની ચાલમાં મહારાજની બેઠકવાળા ઓટલા પર ભેગી મળી. બેચાર સ્ત્રીઓ ઘર ધણીઆણી બની, અને બીજી સ્રીઓને હળદ, કંકુ, બતાશા, ચણા, બીડાં વિગેરે વહેંચવા લાગી. ખડકપૂરની લગભગ સઘળીજ હિંદુ સ્ત્રીઓ ત્યાં ભેગી મળી હતી, જેઓ દરેક પોતાની સાથે જોઇતું સઘળું લઈ આવતી રહી; જેથી ઓટલા પર બતાશા, ચણા, પાનના બીડાં વિગેરેનો મોટો ઢગલો મહારાજ સામે એકઠો થયો. હાં મહારાજ જાણે કે ગૈરી દેવી હતા; પેલી ચાર પાંચ સ્ત્રીઓ તે વરંડાની ઘરધણીયાણી થઇ; અને બાકી રહેલી બીજી સ્રીઓ હળદ, કંકુ વિગેરે સ્વીકારનારાં બન્યાં. તેઓ આપસ આપસમાં પોતપોતાના ધણીનું નામ લેવા લાગી. મહારાજ આ સઘળો તમાસો જોઇ રમુજથી હસીને મજાકમાં કાંઇ ને કાંઈ બોલતા હતા. જાણે કે તે ભંગીની ચાલમાં તે દિવસે એક મોટો ઓચ્છવ થઈ રહ્યો. ખડકપૂરમાં આવો બનાવ અગાઉ કદી પણ નહિ બનવા પામેલો હોવાથી તે દિવસ એક મોટો તુફાની દિવસ ગણાયો. સ્ત્રીઓએ બે દિવસ અગાઉથી મહારાજની આ માટે રજા મેળવી હતી. પહેલાં તો મહારાજે કહ્યું:—

"તમ લોકો અમસ્થાં દિવાના ના બનો;મ્હને ગૈરી ઠરાવી આવી ધાર્મીક ક્રિયા ભંગીની ચાલમાં કરવાની હિમ્મત ના કરો. પ્રભુ કાજે આવા વાહિયાત વિચારોથી હવે પાછાં ફરો!" જયારે તેઓએ નહીંજ માન્યું ત્યારે તેઓશ્રી કંટાળીને કહેવા લાગ્યા; "ઠીક! જો તમારીજ હઠ તમે લઈ બેઠાં છો, તો પછી ગમે તેમ કરો; મ્હને પૂછવાની કે મ્હારી રજાની તમને જરૂરજ શી છે?"

તે સ્રીઓએ આ દિવસે સઘળી ધૂમધામ મચાવી ભેગી થએલી વસ્તુઓમાંથી એક સાડી, ચોળી અને નારિયેલ વિગેરે ભાગ મહારીનને આપી, બાકીનું સઘળું મહારાજની આજ્ઞાથી ભંગી સ્રીઓમાં લક્ષ્મીબાઈએ વહેંચી આપ્યું.

એક દિવસ કોઈ એક ભંગીની ન્હાની છોકરી કેઠેથી ખાવાનું માંગી લાવી ખાતી બેઠી હતી. મહારાજે તેણીને ખાતાં જોઈ તેમાંનું થોડુંક પોતાને પણ ખાવા આપવા માટે અરજ કરી; પણ તે છોકરીએ ના પાડી કહ્યું:—"મ્હારી માંગેલી ભીખ હું તમને ખાવા આપું, એ કેમ બની શકે મહારાજ!"

પણ મહારાજે હઠ લીધાથી લાચાર થઈ તે છોડીએ પોતે ખાધેલાંમાંથી બાકી વધેલું થોડુંક દાળભાત મહારાજને આપ્યું, જે તેમણે ખાધું. તે ખોરાક સાવ નકામોજ હતો; કેમકે ત્યાંના ગરીબોમાં એવો રીવાજ છે કે, ઉભા-ળેલાં ભાત પૈકી બાકી જે કાંઈ ખાતાં વધે છે તેને ઉકાળેલાં પાણીમાં રાંધીને તે વાસી ધાન્ય ખાય છે. આ પ્રમાણે એકનો એક વાસી ભાત તેઓ બે ત્રણ દિવસ સુધી ખાતાં રહે છે! તે દિવસ પછીથી મહારાજે દિવસે પણ ખાવાનું શરૂ કર્યું, અને તે પણ ભંગીઓએ માંગી લાવેલો આવો સડેલો વાસી ખોરાક સિવાય બીજો કાંઈ પણ તાજો ખોરાક લેતા ન હતા. ભંગીઓએ ચાવેલાં નાળિયેરના ટુકડા પણ કોઇ કોઈવાર તેઓ ખાતા હતા; એ નિયમથી કે;

મરા બા તો જોઝવો તનો જાન ચકીસ્ત.

મ્હારા અને ત્હારા અવયવો, શરીર, અને જીવ બધું એકજ છે. આ પ્રમાણે મહારાજ પૂરેપૂરા ભંગી થઈ ચૂકયા હતા. અદ્વૈત અવસ્થાની આ છેવટની હદ હતી.

कर्मण्यकर्म यः पश्येदकर्माणि च कर्मयः ।
सबुद्धिमान्मनुष्येषु मयुक्तः कृत्स्नकर्मकृत् ॥

કર્મમાં જે અકર્મ કરે છે, એટલે ફલની ઇચ્છા તજીને જે કર્મ કરે છે, અને કર્મમાં જે કર્મ જૂએ છે, એટલે કે ફલની ઇચ્છા વિનાના કર્મમા જે પુરૂપાર્થ માને છે, તેજ વ્યક્તિ બુદ્ધિમાન, તેજ યોગી, અને સર્વ કર્મ પણ કરનાર તેજ છે.

જે દિવસે મહારાજ ભંગીની ચાલમાં આવી વસ્યા તે દિવસે **રામભાઉ આમતી** નામના ગૃહસ્થની બાયડી **સીતાબાઈ**એ તેઓને જણાવ્યું કે; "સોલા સોમવાર"નું વ્રત ભંગીની ચાલ આગળજ તેણી કરવા માંગે છે. આ તેજ **સીતાબાઈ** માટેનો ઈસારો છે, જેણીને મહારાજે સોલા સોમવારનું ઉદ્યાપન ભંગીની ચાલ જેવી અપવિત્ર જગ્યાએ કરવા માટે ટોંણો માર્યો હતો. મહારાજને કાંઈ પણ ખબર આપ્યા વગર એક સોમવારે, **સીતાબાઈ**એ પોતાના ધણી **રામભાઉ**ની મદદથી ભંડારો ઉભો કર્યો, અને સઘળી મહેનત કરી તે સરંજામ પાર ઉતર્યો. **સીતા**બાઈએ પોતાને હાથે તમામ ચાલ ઝાડીઝુડી સાફ કરી, લાકડાં છાણાં વિગેરે લાવી ચુલો તૈયાર કર્યો. એટલામાં બીજી સ્ત્રીઓ તેણીની મદદે આવી પહોંચી, અને સાથે મળી સઘળું તૈયાર કર્યું. મહારાજ પોતે જોકે ભંગીઓમાં ભેળાઈ ભંગી બન્યા હતા, છતાં કોઈને પણ ભંગીઓને અડકવાની

મના કરતા હતા. ભંગીઓ પણ મહારાજની ધાકે પોતાની હાલત ભૂલી જતા ન હતા. આ સોલા સોમવારનું વ્રત શંકરને લગતું છે. સાંજે શંકરને નૈવેદ્ય ધરી પછીજ બીજાંઓને ખવાડવામાં આવે છે. તે દિને બ્રાહ્મણ સ્ત્રીઓએ અપવાસ પાળી નાહી ધોઈ રાંધવાનું શરૂ કર્યું. બપોરે બે વાગતેથી રાંધવાનું શરૂ થતાં, સાંજવેરમાં સઘળું આટોપી પૂરૂં કરી નાંખવામાં આવ્યું. સીતાબાઈએ મહારાજને શાક્ષાત શંકર લેખી, તેમના નામ પર તેમની સનમુખ આ વ્રત અમલમાં મેલ્યુ. આ દરમ્યાન મહારાજ બોલ્યા;

"સીતાબાઈ! મેં તમને જે મજાકમાં કહ્યું, તે તમે આ રીતે ખરેખરજ કરી બેઠાં. એ કાંઈ સારૂં નહિ કીધું!"

"મહારાજ!" સીતાબાઈએ જવાબ દીધો; "મ્હારા મનમાં જ એમ કરવાનો વિચાર આવ્યો; જેમાં મ્હારા પતિ પણ મ્હને સહાય થયા, તો તમને શંકર જાણી મેં આ કર્યું છે, તેમાં ખોટું શું છે?"

"એ તો સઘળું ઠીકજ છે;" મહારાજે કહ્યું; "પણ રીવાજ મુજબ બ્રાહ્મણોએ પ્રથમ ખાવું જોઇએ. આ ભંગીની ચાલમાં તેઓ કેમ કરી જમવા આવશે? મ્હારા બ્રાહ્મિણો તો આ ભંગીઓજ છે; તમને તે ચાલશે?" મહારાજ આ સઘળું જો કે ઠઠ્ઠામાં બોલ્યા હતા, છતાં તે સઘળાં એકે અવાજે બોલી ઉઠયાં; "આપ પોતજ શંકર છો; આપ જ ત્રૈલોકયના બ્રાહ્મણ છો, તો પછી બીજા બ્રાહ્મણો સાથે હમને કામ જ શું છે! આપની હાજરીમાં સઘળું ઇશ્વર મયજ છે! શંકરની ગેરહાજરીમાં જ બ્રાહ્મણોની જરૂર હોય છે! પણ જયાં શ્રી શંકર શાક્ષાત પોતે હાજર હોય ત્યાં બ્રાહ્મણોનું કામ જ શું હોય?" "ઠીક ત્યારે," મહારાજ બોલ્યા; "હું આ ખોરાક રીવાજ મુજબ પહેલાં મ્હારા બ્રાહ્મણો (ભંગીઓ) ને વહેંચી આપીશ!"

"આપને યોગ્ય ઠીક લાગે એમ કરો!" તેઓએ જવાબ દીધો; "શ્રી શંકરના કામની આડે આવવાની કોઈ પણ હિમ્મત કરી શકશેજ નહિ!"

એ પછી સાંજે સીતાબાઈ તથા બીજી સ્ત્રીઓએ પુરૂષ મંડળીને બોલાવી, અને સઘળાંઓએ સાથે મળી મહારાજની પૂર ઠાઠથી પુજા કીધી; જેની અસર તેમને એટલી તો હદે થઈ, કે તેઓશ્રીની આંખ્યોમાંથી તે વેળાએ નવધાર આંસુ નિકળી પડયાં; કાંકે ભંગી જેવી એક હલકામાં હલકી જાતોના લોકોથી વસાયલા લત્તામાં, અને નરક તથા પીશાબથી ભરેલી ગંદીલી જગ્યામાં, તેમજ ન્યાત જાત, લોક લાગણી કે બીજો કાંઇએ બાધ ન ગણતાં ભાવિક ભકતોએ પોતાના પવિત્ર ધર્મના શાસ્ત્રના ભોગે અને આબ્રુ ઈજ્રતના જોખમે મહારાજને શ્રી શંકર લેખી, આજ પર્યંત કદી પણ નહિ બનેલો બનાવ કરી બતાવ્યો હતો; અને આ રીતે તે ભકત મંડળીએ મહારાજ પ્રત્યેની તેમના સંર્વસ્વની કુરબાનીની ખુલ્લી દેખાડી આપી હતી!

**મહારાજે ત્યાર પછી** પોતાના હાથે તે ખોરાક સઘળાં ભંગીઓમાં વહેંચી આપ્યો, અને બાકીનો ખોરાક ત્યાં હાજર રહેલાં બંગાલી, તેલંગી, મદ્રાસી, મહાર કે બ્રાહ્મણ સર્વેએ સાથે મળી ખાધો! તે સર્વ ખાઇ રહ્યા પછી, મહારાજે પણ તેઓના વધેલા ખોરાકમાંથી ખાઈ લીધું! આ રીતે અગાઉ કદી પણ નહી બનેલા સોલા સોમવારના ઉદ્યાપનની પૂર્ણાહુતિ ખડકપૂરમાં ભંગીઓની ચાલમાં કરવામાં આવી. આ ઉપરથી સદ્‌ગુરૂની લીલા એટલા માટે પ્રસિધ્ધ થાય છે, કે તેમણે ભંગીઓને બ્રાહ્મણ બનાવી દીધા! એક સદગુરૂ હેવાનને ઈનશાન, ચોરને વલી, ભંગીને બ્રાહ્મણ બનાવી શકે છે, તે માટે મહારાજે એક પ્રસંગે નીચલી વાર્તા કહી સમજાવી હતી.

## પ્રસાદીનું ફળ.

**મરીબા** અને **વિઠ્ઠલ** નામે બે મિત્રો હતા. તે બન્ને જોકે જૂદે જૂદે ગામ રહેતા હતા છતાં ન્હાનપણથીજ પરસપર એક બીજાનો પ્રેમ એટલો તો હતો, કે મહિનામાં એક બે વાર પણ તેઓ એક બીજાને મળતા રહેતા, અને પોત પોતાનો પ્રેમ પરિપૂર્ણ કરતા હતા. વરસોના વહેવા પછી તેઓનું મન જગત ઉપરથી ઉઠી જવા માંડયું, અને દિન પર દિન તેઓ સંસારથી વધુ કંટાળતા જઇ પોતાની જીંદગીથી છૂટવાને પણ તૈયાર થયા. અંતે કેટલાક વાદ વિવાદ પછી બન્ને વચ્ચે એવું નકકી કરવામાં આવ્યું, કે દુન્યા સંસાર તજવા કરતાં જ્ઞાન સંપાદન કરવું સારૂં છે; કેમકે સત સિવાય સઘળુંજ નકામુ અને વ્યર્થજ છે. તેમણે કોઈ સદગુરૂને શરણે જવાના ઈરાદાથી પોત પોતાને ઠેકાણેથી તેની મુલાકાતે ઉપડયા. સારા નસીબે બન્ને મિત્રો એક્કી વેળાએ તે સદગુરૂના મકાન તરફના રસ્તા પર આવી મળ્યા. થોડીવારે એક સદગુરૂના મકાનમાં તેઓ દાખલ થયા. તે સદગુરૂ પૂર્ણ સમાધિ અવસ્થામાં પડેલા જણાતાં **મરીબા** અને **વીઠ્ઠલ** બન્ને હાથ જોડી તે સદગુરૂની સામે જઈ ઉભા! કેટલીકવાર પછી સદગુરૂ જાગૃત થતાંમાં તેઓએ આ બેએને હાથ જોડી ઉભેલા દીઠા. તેઓ કોણ હતા, કયાંથી આવ્યા હતા, અને શું કામે આવ્યા હતા, એવા પ્રશ્નો તેઓ શ્રીએ પૂછતાં બન્નેવે વિવેક મર્યાદાથી જણાવ્યું કે:—

"પાપોનો ભારે બોજો ઉપાડી ભવ સાગરમાં ડૂબતા હમો સંસારી પુરૂષો છીએ! જગતના મિથ્યાપણાની ચોંટ લાગવાથી અને સંસારથી કંટાળી ગયાથી હમે સતની શોધમાં આપશ્રીના ચરણે મસ્તક નમાવતા આપને શરણે આવ્યા છીએ; આપ હમને ચાહે મારો કે તારો, માલેક આપ છો!" તે સદગુરૂએ "ઠીક છે!" કહી પોતાની સ્ત્રીને હરભરા અનાજના બે દાણા લાવવા જણાવ્યું. પછી સદગુરૂએ વિઠ્ઠલ અને મરીબાને અકેકો દાણો આપી કહ્યું:—"આ લો!

આજથી બરાબર બાર વરસ પછી પાછા મ્હારી પાસે આવજો; જે કાંઇ કરવું હશે તે સઘળું હું તે વેળાએ કરીશ; હમણા તો જાઓ, પણ આ આપેલી મુદત પહેલાં હ્યાં કદી પાછા આવશો ના. "

મરીબા અને વિઠ્ઠલે તે દાણા લઇ આંખે દાબ્યા, પછી તે સદગુરૂને સાષ્ટાંગ નમસ્કાર કરી ત્યાંથી વિદાય થયા. જે રસ્તેથી આવતી વેળાએ બન્ને સાથે મળ્યા હતા, ત્યાંથીજ તેઓ એક બીજાથી છુટા પડી પોતપોતાને માર્ગે રવાના થયા. મરીબાએ પોતાને મળેલો અનાજનો દાણો પ્રસાદી લેખે રસ્તામાંજ ખાઈ લીધો, પરંતુ વિઠ્ઠલે તે દાણો પોતાના સાથે સંભાળથી ઘરે લઈ જઈ, પોતાના ન્હાના ખેતરમાં રોપ્યો. એ પછી રોજ તેને પાણી પાઇ તેની પાછળ વિઠ્ઠલે ચાલુ ઉદ્યોગ શરૂ કર્યો, જેથી રફતે રફતે ત્યાં એક ઝાડ ઉગ્યું, અને તેના પરિણામે વિઠ્ઠલને એકસો દાણાની પ્રાપ્તિ થઈ; જેમાંથી એક દાણો ગુરૂના નામે બાજુએ મેલી બાકી રહેલા ૯૯ દાણા તેણે ફરી પાછા રોપ્યા, અને તેને પાણી પાઈ જોઇતી દરેક મહેનત ઉપાઠવાથી બીજાં ૯૯ ઝાડ તેજ જગ્યાએ ઉગી નિકળ્યાં; અને પરિણામે વિઠ્ઠલે લાખો દાણા મેળવ્યા. પોતાની નાની ખેતીની જમીન હવે પૂરી પડતી ન હોવાથી, વિઠ્ઠલે એક મોટી જમીન ભાડેથી લઈ, દરેક વેળાએ ગુરૂના નામનો અકેકો દાણો બાજુએ રાખી તેમાં લાખો દાણા રોપી, તેની પાછળ દિલોજાનથી મહેનત ઉઠાવતોજ રહ્યો. પરીણામે થોડાજ વખતમાં વિઠ્ઠલ દાણા વેચતો થયો, અને અનાજના ભંડાર ને ભંડાર એક હાથ થવાથી હવે તે એક મોટો વેપારી બન્યો! જોકે વિઠ્ઠલ હદ બહાર કમાતો થયો, તો પણ તેના મનમાં ચાલુ એજ વિચાર આવ્યા કરતો હતો કે, આ સઘળું ગુરૂજીના પ્રતાપથી મળેલી પ્રસાદીના એકજ દાણાનું પરિણામ હતું! બાર વરસ આ રીતે ગુજાર્યા પછી ગુરૂ તરફથી આપેલી મુદતની થોડા દિવસ અગાઉ, વિઠ્ઠલે સંઘરી રાખેલા આ અનાજના પૈસામાંથી સોના ચાંદીનાં વાસણો, દાગીનાઓ, કપડાંલત્તાં ઈત્યાદિ ગુરૂને માટે તૈયાર કરી રાખ્યાં હતાં. હવે ગુરૂએ આપેલી મુદત આવી પહોંચતાં, વિઠ્ઠલ અને મરીબા પોત-પોતાને ઠેકાણેથી ઉપડી તે સદગુરૂના મકાને જઇ પહોંચ્યા. પોતે આપેલા અનાજના દાણાનો કેવો ઉપયોગ કર્યો હતો? એવો ગુરૂજીનો પહેલોજ પ્રશ્ન થતાં મરીબાએ ઉત્તર દીધો:—

"ગુરૂજી! તે અમુલ્ય પ્રસાદી હું તો ખાઇજ ગયો હતો!" વિઠ્ઠલને સવાલ કરવામાં આવતાં જવાબમાં તેણે પોતાની સાથે લાવેલું નજરાણું તે સદગુરૂના ચરણે ધર્યું! પોતાના આપેલા પ્રસાદનો વિઠ્ઠલ તરફથી આવો સદ ઉપયોગ થવાથી, તેની સ્તુતિ કરી ગુરૂ તેના પર પ્રસન્ન થયા અને મરીબા તરફ ફરીને બોલ્યા:—

"મ્હારા આપેલા પ્રસાદનું તેં નરક બનાવ્યું અને ત્હારા જોડીદારે તેનું સોનું ઉત્પન્ન કર્યું છે. જ્ઞાન સંપાદન કરવાને ત્હારો આ જોડીદાર મિત્ર લાયક ઠર્યો છે; માટે હું એને મ્હારી પાસે રાખું છું! પણ જ્ઞાન પ્રાપ્ત કરવાને હજી તું લાયક થયો નથી, માટે હ્યાં ત્હારૂં રહેવું કેવળ નકામુ છે; માટે હ્યાંથી ચાલતો થા!"

આ સાંભળી મરીબા નાસીપાસ થયો, તેનું હૃદય ચિરાઈ ગયાથી તે હવે જાર જાર રડવા લાગ્યો. આ જોઇ ગુરૂની સ્ત્રીને તેના ઉપર દયા આવ્યાથી પોતાના પતિ તરફ જોઇને બોલી:—

"સ્વામીજી! નરક અને સોનું એ સઘળું તમારે મનથી તો સરખુંજ છે, તો શા માટે આ રીતનો ફરક દેખાડી, એકને પાસે રાખી બીજાને હાંકી મેલો છો?"

હવે વિઠ્ઠલને પણ હિમ્મત આવ્યાથી પોતાના મિત્ર તરફે ગુરૂને મનાવવા અને અરજ કરવા લાગ્યો. અંતે વિઠ્ઠલની સાથે મરીબાને પણ તે ગુરૂએ પોતાની પાસે રાખી બન્નેને જૂદે જૂદે રસ્તેથી દોરવી લઇ જઇ પૂરા જ્ઞાની બનાવી આખરે એક કરી દીધા. આ રીતે તે સદગુરૂએ નરકને સોનું બનાવ્યું અને સોનાને નરક બનાવ્યું.

કહેવાનો સાર એજ છે કે, એક સદગુરૂ પોતાની સાથે સંબંધમાં આવનારા સઉથી કનિષ્ટને સઉથી શ્રેષ્ટ પણ બનાવી શકે છે. કાટ ખાધેલા ત્રાંબાના ટુકડાને તે સોનાનો સીકકો બનાવી દે છે; અને મહા પાતકીને પણ સતપુરૂષ બનાવી શકે છે! સદગુરૂ શું નથી કરી શકતા! સદગુરૂની લીલાથી આવા ઘણા ચમત્કારો થઇ શકે છે, પણ તેમ કરવાની તેઓને જરૂર રહેતી નથી, જેથી તેઓ કુદ્રતને પોતાનું કાર્ય કરવા દે છે!

કોઈક યોગી ભોજરાજા પાસે આવ્યો, ને રાજા ઉભો થયો નહીં તેથી બોલ્યો; "તાંબા તુંબા દોહી સૂચા, રાજ યોગી બેહુ ઉંચા." ત્યારે રાજાએ આસન મંડાવ્યું, તે ઉપર તે બેઠો ને બોલ્યો; "તાંબા તુંબા દોહી સૂચા, રાજા પાહિ જોગી ઉંચા." ત્યારે રાજા ઉભો થઇ તેના આગળ ઉભો ને પગે પડી કલા પૂછી. એકસો આઠ ભાર ત્રામ મંગાવરાવ્યું, ને અંધકારિકાનું ચૂર્ણ કર્યું. રાજાએ તે વિદ્યા માંગી ને ન આપે તો કહ્યું કે, તું જાણતોજ નથી. ત્યારે કહે કે, તમારા જેવાને તે ના આવડે; એમ કહી શિષ્યને બોલાવ્યો, ને એક આંખ આંજી તો અર્ધો અદૃશ્ય થઇ ગયો. જ્યારે બીજી આંખ આંજી ત્યારે તો આખો અદૃશ્ય થઇ ગયો, અને રાજાના મુકુટને ઉપાડવા લાગ્યો, ને કહે કે; ત્હને આ પ્રમાણે મારી નાંખુ તોપણ કોણ જાણે? ત્યારે રાજાએ વિનયથી કહ્યું કે; મ્હારૂં નામ અમર રહે તેમ કરો! ત્યારે તેણે કહ્યું કે; સુવર્ણના શિક્કા મ્હારા દંડના

ચિન્હવાળા ચલાવો! તે પ્રમાણે રાજાએ કરાવ્યું; એટલે યોગીએ વિદ્યા આપી, એ વખતથી "દંડાલ" એ નામથી પ્રસિદ્ધ નિષ્કમુદ્રા ચાલતી થઇ હતી.

મહારાજ પોતાની બેઠક પર દક્ષિણ દિશાએ મોં કરી બેસતા, અને સામેનો ભાગ ખુલ્લો હોવાથી વખતે જોરથી ફુંકાતા પવનથી તેઓને તકલીફ થતી હતી. આ જોઇ તેમના ભકતોએ ફુંકાતા પવનને રોકવા અર્થે તે જગ્યાએ સઘળી બાજુ ઘેરી લેવાની યુકિત રચી, પણ મહારાજને આ વાતની ખબર પડતાંજ તેમણે તેમ કરવાની તેઓને ના પાડી, અને વગર પૂછવે કદી પણ તેમના સંબંધે કાંઇએ નહિ કરવાની સખ્ત તાકીદ આપી. તોપણ તેઓએ ચુપ ચુપ મહારાજની જાણ વગર, જ્યારે તેઓશ્રી બહાર ગયા હતા ત્યારે તે જગ્યાનો માપ લીધો, અને વાંસની એક ટટ્ટી તૈયાર કરાવી રવિવારે તેઓએ મહારાજની ગેરહાજરીમાં તે ખુલ્લી જગ્યાએ બેસાડી દીધી.

મહારાજે જ્યારે તે દીઠી ત્યારે ચિડાઇને બોલ્યા:— "તમે મ્હને હ્યાંથી પણ નસાડવા માગો છો? મુજ બ્રાહ્મણને નાહકનો આ ભંગીઓની ચાલમાં વસવા દેવા શું તમે ઇચ્છતા નથી? કાયમનાં મ્હારાં રહેઠાણની વ્યવસ્થા ચુંથી નાંખવાનું તમને શું કારણ પડયું છે?"

પ્રથમ જ્યારે મહારાજ ચીન્ન સ્વામીને ત્યાં હતા, ત્યારે તેમની હાજતે જવાની જે રૂઢી હતી તેજ વિચિત્ર રૂઢી, ભંગીની ચાલમાં જઇ વસ્યા પછી પણ તેમણે ચાલુ રાખી હતી. વરંડા પર જયાં પોતાની બેઠક હતી, ત્યાંજ હાજતે બેસતા; અને પછી પોતાને હાથે ત્યાંનું નરક જમા કરી સામેની મેલી કુંડીમાં લઇ જઇ નાંખી આવતા. મહારાજના આંગ પર હર હમેશ માત્ર એક ગુણીનો ફાટેલો ટુકડો રહેતો, જે તેઓ કુંડમાં નરક નાખવા જતી વેળાએ જ કહાડી નાખતા, અને બહાર તો નગ્નાવસ્થામાંજ નિકળતા. પાછળથી હાજતે બેસવાની આ રૂઢી બદલી મહારાજ ખાપર એટલે ભીક્ષા માંગવાની લાકડાંની ઝોળી, જેને ફારસીમાં "કાસએ ગદાઈ"ના નામે કહેવામાં આવે છે, તેમાં હાજતે બેસવા માંડયું; અને નિયમ મુજબ તેમાંનું મેલું નગ્ન શરીરે લઇ જઈ કુંડીમાં નાંખી આવતા. જમીન પર હાજતે બેસવા કરતાં આ રીત સહેલી પડતી હોવાથી પોતાના આરામને ખાતર, મહારાજ જે ખાપરમાં ભોજન જમતા, તેમાંજ હાજત કરતા હતા!! જો પાણી નજદીક હોતું તો મહારાજ તે મેલી ખાપર સહેજ ધોઇ કહાડતા, નહિ તો મટોડીએ લુંછી નાંખતા, અને પછી તેમાંજ ભોજન જમતા હતા! ખોરાક અને નરકનો ફરક મહારાજને જાણે માલુમજ ન પડતો હતો. ખાપરમાં વધેલો ખોરાક લક્ષ્મીબાઈ અથવા બીજી કોઇ ભક્ત સ્ત્રી પ્રસાદી તરીકે ખાતી હતી!

મહારાજ અદ્વૈત અવસ્થાની એટલી તો સંપૂર્ણતાએ પહોંચ્યા હતા, કે જે વાસણમાં ખાવું તેમાંજ હાજત કરવી, એ તેમના મનથી સૌ સરખુંજ હતું! તેવાં વાસણમાં વધેલો ખોરાક કોઈ કદાચ સ્ત્રી ભકતો ખાતી હોવાથી મહારાજ ધોતા અથવા માટી વડે સાફ કરતા; નહિ તો એટલી પણ જરૂર તેમને રહેતી નહિ. જે જગ્યામાં મહારાજ મેલું ફેંકતા, ત્યાં થોડીક વાર બેસી રહેતા હતા, અને તેટલો વખત પોતાની નજદીક કોઈને પણ આવવા દેતા ન હતા, કદાચ જો ભૂલે ચૂકે કોઈ તે વેળાએ આવતું તો તેને મહારાજ હાંકી મેલતા હતા. ત્યાં બેસી મહારાજ શું કરતા હતા, તેનો મર્મ બીજું કોઈ પણ સમજી શકતું નહિ. મહારાજે ખડકપૂર છોડયું ત્યાં સુધી, તથા ત્યાર પછી, અને હાલમાં પણ, પોતાની હાજતની રૂઢી એક ને એકજ રહેવા દીધી છે!

## પ્રકરણ ૧૭ મું.

## મહારાજની નિર્વિકલ્પ અવસ્થા.

यस्मिन्द्यौःपृथिवीचान्तरिक्षमोतं मनःसह प्राणैश्चसर्व्वैः

तमेवैकंजानथ आत्मानमन्यावाचोविमुञ्चथ अमृतस्येपसेतुः ॥

જેમાં ધુલોક પૃથ્વી અને આકાશ તથા સઘળા પ્રાણની સાથે **મન** પકડાઇ રહેલું છે, તે આત્માને જ જાણો, અને બીજી ત્રીજી વાતોનો તો ત્યાગ જ કરો. એજ અમૃત ભાવનો સેતુ એટલે મોક્ષ લાભનો ઉપાય છે.

મહારાજને દર ગુરૂવારે, ચંદનના તેલ અને અત્તર નાંખેલાં ગરમ પાણી વડે પૂર ઠાઠ માઠથી ભકત સ્ત્રીઓએ નહડાવવાનું ચાલુજ રાખ્યું હતું. ભંગીઓની ચાલમાં આવી વસ્યા પછીના બે ગુરૂવાર સુધી પણ આ રીતે મહારાજને નહવાડવામાં આવ્યા હતા; પણ ત્રીજે ગુરૂવારે મહારાજને નહવાડતી વેળાએ લક્ષ્મીબાઈ તથા બીજી સ્ત્રીઓએ કહ્યું;

"મહારાજ! પેલા એક ગુરૂવારને દિવસે કોઈ આંધલી ગરીબ બુઢિયાને હમોએ નહવાડી ચોખ્ખી કરી, તેમ હ્યાં આ ભંગીની છોકરીઓને પણ હમો નહવાડવા ઇચ્છીએ છીએ." મહારાજ આ સાંભળી બોલ્યા;

"તમો બ્રાહ્મણ જાતનાં છો, એટલે ધર્મના કાનુનો અને રીત રીવાજો તો તમે જાણતાં હશોજ! તમો જે ઇચ્છા કરો છો, તે માટે ધર્મનો કાયદો એટલો તો સખ્ત છે કે, જો તમો એકાદ ભંગીને ભૂલે ચૂકે અજાણપણે પણ માત્ર અડકો, તો ગૌમૂતથી તમારાં શરીરને પવિત્ર કરી, સ્નાન કરીનેજ પાછાં ચોખ્ખાં થવું પડે છે. જો તેમ ન કરવામાં આવે તો તે મહા પાપ લેખાય છે;

એટલુંજ નહિ, પણ તમારા ઘરમાં પણ તમને દાખલ કરવામાં આવતાં નથી, કે બીજી કોઇ પણ વસ્તુને તમારેથી અડકાતું નથી. ધર્મનો આવો સખ્ત કાયદો જાણ્યા છતાં, ભંગીની છોકરીઓને અડકવાનું તો એક કોરે રહ્યું, પણ તેઓને તમે નહવાડવાને પણ તૈયાર થયાં છો, એ શું કહેવાય? તમારી એક પછી એક ઉત્પન્ન થતી આવી ઈચ્છાઓ, ધર્મને હાનિ પહોંચાડનારી થઇ પડે છે. લગાર ખ્યાલ કરો; અને કોઈને ખાતર નહિ તો તમારા પવિત્ર ધર્મને ખાતર આવી બેહુદી ઇચ્છાઓથી હાથ ઉઠાવો!"

મહારાજનું આ સંભાષણ સાંભળી તે સ્ત્રીઓએ જવાબ દીધો:—

"આપની હાજરીમાં, આપની નજર સામે, તથા આપના પવિત્ર ઓથ હેઠળ, હમે જે પણ કાંઇ કરીએ તે ધર્મને અનુસરીને જ કીધેલું કહેવાય. ઈનશાનને ભગવાનની મુલાકાત કરાવવા અર્થેજ ધર્મ રચાયો છે; અને જ્યારે આપ પોતે તેજ છો તો પછી આપના સંબંધથી હમે જે કાંઈ કરીએ, તે તેના સંબંધે જ કીધેલું કહેવાય! આ ભંગીઓ પણ તે એકજ પિતાનાં બાળકો છે. તેઓની સ્થિતિ એટલી તો કંગાળ છે, કે મહિનાઓ સૂધી તે બાપડાંને ન્હાવા ધોવાનુંએ મળતું નથી. તેઓને સારાં વસ્ત્ર પહેરવાનુંએ મળે જ કયાંથી? વાસ મારતાં મેલાં અને ચીથડેહાલ વસ્ત્ર તેઓ આંગ ઉપર નાંખે છે. તેઓની સેવા કરવી એ ભગવાનની સેવા કર્યા બરાબર છે, આ સઘળું આપે જ હમને શિખાવ્યું છે. આવી નીચમાં નીચ ભંગીની હાલત આપે પોતે ઉપાડી લઈ હમને દેખાડી આપ્યું છે કે; "ઉંચમાં ઉંચ જે ઈશ્વર છે, તેની ભકિત તેના નીચમાં નીચ બંદાની સેવામાં જ સમાયલી હોય છે!" વળી આપે જ એકવાર હમને કહ્યું હતું કે; "ગરીબનો બેલી પરમેશ્વર છે, તથા ગરીબો અને નીચ બંધુઓની સેવાથી, તેઓનો બેલી જે પરમેશ્વર છે, તે અતિશય રાજી રહે છે!" એટલા માટે આપની સમક્ષ આ ગરીબ અને નીચ બંધુઓની સેવા, તેઓને નહવાડી, ચોખ્ખાં લુગડાં પહેરાવવામાં સમાયલી હમે સમજીએ છીએ. વળી હમે સારી રીતે જાણીએ છીએ કે આમ કરવામાં હમારૂંજ કલ્યાણ છે!"

"તમે જે કાંઈ કહો છો," મહારાજ બોલ્યા; "તે સઘળું ખરૂં જ છે; અને એવાં કામથી ભગવાન રાજી રહેશે એ પણ નિર્વિવાદ છે, પરંતુ લોક લાગણીનો ખ્યાલ કરી હું તમને આ ભલું કામ કરતાં અટકાઉં છું. આ માટે બીજાઓ તમને બહુ સતાવશે. છતાં જો ભગવાનની ઇચ્છા એવીજ હોય કે તમો તેને મળો કિંવા પહોંચો તો જરૂર તમારા હાથે આ ભંગીઓએ સેવા પણ તમારી પાસેથી જ કરાવી લઇ, કોઇ પણ પ્રસંગે સતની ઓળખાણ તે તમને કરાવી આપશે!"

"પરિણામની અમોને કશી જ આશા નથી;" તે સઘળાં એકે અવાજે બોલી ઉઠયાં; "માત્ર તેના પ્રેમને ખાતર આપ સદગુરૂની હાજરીમાં હમો આ ગરીબ નિરાધાર અને હલકી લેખાતી જાતના લાચાર મુફલીસ બાળકોની સેવાનો લાભ લેવા ઈચ્છીએ છીએ. હમો તે એક ફરજ લેખીએ છીએ, જે હમો જરૂર બજાવીશું; પછી ભલે દુન્યા ભુંડું બોલે, કિંવા લોક લાગણી દુઃખાય; અથવા બીજાંઓની નજરમાં હમે હલકાં પડીએ, તેની હમને દરકાર નથી. ભગવાન રાજી રહે, એટલે થયું! હમને વધુ કશી ગરજ કે પરવા નથી"

બીજે ગુરૂવારે તે સ્ત્રીઓએ પોતાના ઈરાદાને અમલમાં મેલી, પોતાના શબ્દોની સચ્ચાઇ જાહેર કીધી. જે રીતે મહારાજને તે સ્ત્રીઓ નહવાડતી હતી તે રીતે હવે સઘળાં બાર વરસની અંદરનાં ઢેડ, મહાર, ચમાર અને ભંગીઓના બાળકોને નહવાડી, નવાં લુગડાં પહેરાવવામાં આવ્યાં! એ પછી આ રીવાજ દર ગુરૂવારે ચાલુ રાખવામાં આવ્યો. આ વખાણવા લાયક સેવામાં મોટે ભાગે બ્રાહ્મણ સ્ત્રીઓ હતી, જેમાં ઘરડાં કે જવાન, ગરીબ કે તવંગર સઘળાં પોત પોતાનો ભાગ ભજવતાં હતાં. તેઓની જોડમાં બંગાળી, મદ્રાસી તથા બીજી જાતની સ્ત્રીઓ પણ દિલોજાનથી મદદ આપતી હતી. ત્યાંથી છેટે આવેલાં નાળાંમાંથી કોઈ પાણી લાવતી, કોઇ લાકડાં લાવતી, આમ સઘળીઓ પોત પોતાનું કામ કરતી. આ બાળકોને કપાળે ટીલો કરી જમાડવામાં આવતાં. દરેક સ્ત્રી પોત પોતાના ઘરેથી લાવેલું ખાવાનું તેઓને પીરસવામાં આવતું. આ રીતે તે નિરાધાર બાળકોને નહવડાવી, ખવડાવી, પીવડાવી, પહેરાવી, ઓઢાવી, દરેક વાતે ખુશી કરી પોત પોતાના ઘરબારે રવાના કરવામાં આવતાં હતાં. તે ગુરૂવાર પછીથી મહારાજનું નહાવાનું બંધ પડયું, અને તેમના વતી હલકી વર્ણના બાળકોને નહવડાવવામાં આવતાં રહ્યાં. જો કે મહારાજને પણ તેઓ નહવડાવવા માંગતા હતાં છતાં તેઓશ્રી ના પાડતા હતા. માત્ર દર મહિનાની આખેરીએ જ્યારે તેઓ માથું દાઢી મુંડાવતા, ત્યારે જ તે સ્ત્રીઓ મારફતે નાહી લેતા હતા. પહેલા ગુરૂવારે બાળકોને નહવડાવવાનું કામ શરૂ થયું તે અધિક વૈશાખ માસ હતો. એ પછીના બીજા ગુરૂવારથી બાળકોને નહવડાવવાનું કામ વધુ અને વધુ જોરમાં જારી રહ્યું, તે એટલે સુધી કે, ત્રણ ગુરૂવાર વિત્યા બાદ ચોથા ગુરૂવારે વાજત ગાજત સહ કાંઈ જૂદોજ રંગ જામ્યો હતો. એટલુંજ નહિ, પણ વધુ ચારેક ગુરૂવાર પછી એક લાકડાંનો હિંડોળો તૈયાર થયો, જેમાં બાળકોને બેસાડી નહવડાવવામાં આવતાં હતાં. વળી સ્ત્રીઓએ રાંધેલાં ભોજનને બદલે સુકો ખાધ ખોરાક ઘરથી લાવી, તેજ જગ્યા પર તાજું રાંધીને તે બાળકોને ખવડાવવામાં આવતું.

મહારાજને માટે હવે દિવસે લગભગ વીસ પચીસ ભક્ત સ્ત્રીઓ તરફથી નૈવેદ લાવવામાં આવતું હતું, જે પોતે નહિ ખાતા હોવાથી તે સઘળું એમનું એમ ભંગીઓમાં તેઓશ્રી વહેંચી દેતા હતા. દરેક સ્ત્રીને ભંગીઓની અકેકી ચાલ નિમી આપવામાં આવી હતી, જ્યાં તેઓ મહારાજના હુકમ મુજબ ભંગીઓને ભોજન વહેંચી આપતી. નૈવેદ લાવનારી સ્ત્રીઓને મહારાજે આગમચથી કહી રાખ્યું હતુ કે;

"જો મ્હારા કહ્યાસર તમો સત્વગુણી દાન સમજીને તમારા ખોરાકનો રસ્તો લગાડવા રાજી હો તો જ આ નૈવેદ લાવતાં રહેશો; પણ જો કદાચ તમારાથી તેમ ન બને તો બેલાશક તે લાવવાનું મોકુફ રાખશો; મ્હારી કોઈના પર બળ જબરી નથી!"

આ માટે પોતાની ખુશી દેખાડતાં તેઓ કહેતી કે; "આપ જેમ કહેશો તેમ કરવા હમે સવદા તત્પર છીએ."

દર ગુરૂવારે હવે લગભગ બસો ઉપર હલકી વર્ણના બાળકોને ત્યાં નહવડાવવા તથા જમાડવામાં આવતાં હતાં. તેઓ માટે રંધાતાં ભોજનમાં ખીચડી, શીરો વગેરે આવતું. મહારાજ ખડકપૂરમા હતા ત્યાં લગી આ રીતે તે નિરાધાર બાળકોની દર ગુરૂવારે દરેક સંભાળ દેવામાં આવતી હતી!

दातव्य मिति यद्दानं दीयतेऽनुपकारिणे ।
देशे काले च पात्रे च तद्दानं सात्विकं स्मृतम्॥

દાન આપવા યોગ્ય જ છે એવો દ્રઢ ઠરાવ કરીને, ઉત્તમ દેશમા, ઉત્તમ કાળમાં, ફરીથી ઉપકારનો બદલા વાળી શકેજ નહી એવાં માણસને જે દાન આપવામાં આવે છે તેજ દાન સત્વગુણી કહેવાય

મહારાજ જ્યારે ચીન્ન સ્વામીના મકાનમાં હતા ત્યારે તેમના અંગ ઉપર માત્ર એક ફાટેલું ગુણુપાટ હતું; અને અહીં ચાલમાં આવી વસ્યા પછી કેટલાક દિવસો સુધી તેજ સસ્કાર પામેલી ગુણુપાટ મહારાજ અંગ પર નાંખતા હતા. ડીસેંબર આખર અતિશય ઠંડી પડતી હોવાથી ચીન્ન સ્વામી કલક-તેથી એક નવી જાતનો ટાટ લઈ આવ્યો, અને તે મહારાજને આપવા માંગ્યો, પણ તેમણે તેનો અસ્વીકાર કર્યો હતો; કેમકે કોઈક પ્રિય હલકામાં હલકી ખાકી વસ્તુ પણ સદ્ગુરૂના સંગથી સંસ્કાર પામેલી હોય છે; એટલે તે ગુણુપાટ પણ સંસ્કાર પામેલી હતી.

જ્યારે ક્રાઇસ્ટ કાલ્વરી તરફ જતા હતા ત્યારે તેમનો પરસેવો લૂંછવાને સારૂ એક કુમારિકાએ પોતાનો રૂમાલ કાઢીને તેમને આપ્યો હતો. ક્રાઇસ્ટે પરસેવો લૂછેલો સંસ્કાર પામેલો રૂમાલ તેણીને પાછો આપ્યો તો તેણીની નજરે એવું દેખાયું કે, તે રૂમાલ ઉપર ક્રાઇસ્ટની આબેહુબ છબી પડી હતી! જેથી તે કુમારિકાને સેંટ વેરોનિકાનું નામ આપવામાં આવ્યું હતું. કહે છે કે, એવા

સંસ્કાર પામેલા બે રૂમાલો હજી પણ છે. એક છે તે રોમનાં સેંટ પીટરના દેવળમાં, ને બીજો છે તે મીલાનના દેવળમાં હયાતિ ભોગવે છે.

એક દિવસે એકાએક ખડકપૂરમાં ક–મોસમે વરસાદ પડયો, અને તે એટલાં તો જોરમાં વરસ્યો, કે મહારાજની પથારીવાળા ઓટલા ઉપર, છાપરાંમાંથી વરસાદનું પાણી ત્યાં વરંડામાં પડવાથી થોડા વખતમાં તો તે ભરાઈને ચીકાર થઈ ગયો, અને મહારાજ ત્યાં ગુંટણપૂર પાણીમાં નિરાંતે બેસી રહ્યા. થોડીવારમાં સઘળાં ભકતો વરંડા તરફ દોડી આવ્યાં, અને માંહેનું પાણી બ્હાર કાઢવાની કોશેશ કીધી ! પણ મહારાજે તેઓને તેમ કરતાં રોકયાં; તો પણ નિત્ય પ્રસાદ બાબુ અને બીજા બે ત્રણ ભકતોએ મળી તે છાપરાંના ખાડા પૂરવા અર્થે, તેને છટ ઠોકી બેસાડયાં. વરસાદ વરસતો બંધ પડવા પછી, બીરાંની મદદથી મહારાજ વરંડામાં જમા થએલું પાણી બહાર કાઢવા મંડયા. એ પછી ભકતોએ ઠંડીના બચાવ અર્થે મહારાજને ઓઢવા માટે કાંબળી વિગેરે આપતાં તે લેવાની ના પાડી હતી. વળી મહારાજ તે ભિનાસવાળી જગ્યા પર સુએ નહિ તેટલા માટે ચીન્ન સ્વામીએ એક પલંગ આપવાની ખાહેશ દેખાડી, પણ મહારાજે તે પણ લેવાની ના પાડી. આ કારણે તે વરંડાની સઘળી સગવડ વગરની સ્થિતિ જોઈ ત્યાંના મેદાનમાં તેઓએ મહારાજ માટે પત્રાંનો એક મંડપ ઉભો કરવાનો વિચાર કર્યો. સઘળું નકકી કરી રહ્યા પછી તેઓએ લાકડાંના થાંભલા વિગેરે લાવીને મેદાનમાં મૂકયા, અને રવિવારની વાટ જોતાં રહ્યાં. મહારાજ આ સઘળું સમજી ગયા છતાં એક શબ્દ પણ બોલ્યા નહિ. રવિવારે તેઓ સુથારની સાથે આવ્યાં, અને પોતાને કામે વળગ્યાં. લાકડાં વહેરવાનો અવાજ સાંભળી મહારાજે વરંડામાંથી બહાર આવી આ કામ એકદમ બંધ કરવા ફરમાવ્યું. ત્યાં હાજર રહેલા ભકતોએ મહારાજને, તેમના માટે માંચરો બાંધવા દેવાની કરગરીને વિનંતિ કરી, પણ મહારાજે તે માટે સાફ ના પાડી કહ્યું:–

"તમો ભલે એ ઉભું કરો, મ્હને વાંધો નથી; પણ મ્હારી આ જગ્યા છોડી હું ત્યાં જઇ રહેનાર જ નથી, એમ ખાત્રીથી જાણજો !" મહારાજનો દૃઢ નિશ્ચય જોઈ માંચરો બાંધવાનો વિચાર પડતો મેલાયો, અને તે થાંભલા વિગેરે ત્યાંજ રહેવા દઈ સૌ ત્યાંથી ચાલતા થયા. બે ત્રણ દિવસ પછી ભંગીઓના બચ્ચાંઓએ મહારાજને અરજ કરી કે, ત્યાં પડેલાં તે લાકડાંનો તેઓને માટે હિંડોળો બનાવવામાં આવે તો રોજ તેમાં .હિંચકા ખાઈ તેઓ મજા કરે ! આ વાતની ખબર ભકતોને પડતાંજ તેઓએ હિંડોળો તૈયાર કીધો, જે માટે મહારાજે કશી મના કરી નહિ. તૈયાર થએલા હિંડોળા પર ભંગીના બાળકો રોજ હિંચકા ખાઇ રમત રમતાં હતાં. કોઇ કોઇ વાર બ્રાહ્મણ સ્ત્રીઓ પણ તે હિંડોળા પર બેસી ઝોળા ખાતી. મહારાજ પણ કોઇ કદાચ તેઓની વચ્ચે

બેસી હિંચકા ખાતા, અને ગાઈ નાચી તરેહવાર ખેલ કરી તે હિંડોળાની લ્હેર કરતા હતા.

હર હમેશ કાંઇ ને કાંઈ બાબત પર મહારાજ પોતાના ભકતોને ઉપદેશ કરતા હતા, જેમાં તેમનું મુખ્ય કહેવું માત્ર એજ હતું, કે ગરીબોની સેવા કરવામાંજ સદગુરૂની સેવા સમાયલી હોય છે! ગરીબો સાથનો ઇશ્વરી સંબંધ તેઓ સ્પષ્ટ રીતે જણાવતા, તથા તવંગરી અને મુફલેસીનું તેમજ ગરીબો પર ઈશ્વરની ખાસ મહેરબાનીનું કારણ વિગેરે કહી સંભળાવતા હતા; જેથી આવા ઉપદેશોના પરિણામે તેમના ભકતો ગરીબોની સેવા કરવામાં ખરાં દિલે દોરવાતા હતા. મહારાજે વળી એક વેળાએ ભંગીઓની મૂળ હકીકત સઘળાં ભકતોને કહી સંભળાવી હતી. ગરીબો પ્રત્યે દયાની લાગણી મહારાજમાં બચપણથીજ વાસો કરતી હોવાથી, તેઓ આડકતરી રીતે પોતાના ભકતોને ગરીબોનીજ સેવા કરવા સૂચવતા હતા. આ કારણે હવે દરેકે પોતપોતાની ગુંજાસ મુજબ ભંગીઓ તથા બીજી ગરીબ હલકી વર્ણની જાતને જમણ આપવાનો ઠરાવ કર્યો; અને આ માટે તેઓમાંના એકે પહેલાં મહારાજને પોતાના ઠરાવ વિષે જણાવ્યું. તે સાંભળી તેઓ કહેવા લાગ્યા:—

"હું તમને આવું કાંઇ પણ કરવા કે કરાવવા કહેતો નથી. તમો જોઈએ તો બ્રાહ્મણોને આપો, અથવા બીજા કોઇને આપો, કિંવા કદી કોઈને આપોજ ના; મ્હને તેમાં શું? ભંગીઓને ભંડારો આપવાનો તમારો જો ઈરાદો હોય તો તે તમે જાણો, મ્હને શું કહો છો? તેઓ ન તો મ્હારા કોઇ સગા છે, કે ન તો મ્હારાં કોઇ માણસો છે, યા ન તો મ્હારી ન્યાત જાતના છે! પણ તેઓ તમારૂંજ મેલું સાફ કરનાર અને તમારૂંજ નરક ઉપાડનારાં, હલાલનું ખાનારાં હોવાથી જ "હલાલખોર" કહેવાય છે, ને તમારા જ ગામના તે સર્વ ગરીબો છે! તેઓને જમણ આપવા માટે હું કોઇને પણ ના કેમ કહી શકું? મ્હને કોઈની આડે આવવાનું કશું કારણ નથી; તેઓને હું મ્હારૂં સાફ કરવા દેતો નથી; મ્હારૂં નરક હુંજ ઉપાડું છું!"

મહારાજનું આ સઘળું બોલવું સાંભળી લઈ તે ગ્રહસ્થે બીજે દિને ત્યાંના ભંગી, મ્હાર વિગેરે મળી શુમારે ચારસો ઉપર હલકી વર્ણના ગરીબોને મોટા ભંડારાનું જમણ કર્યું. આ ગ્રહસ્થ જાતે બ્રાહ્મિણ હતો, અને મહારાજનો તે પૂરો ભક્ત હતો. પોતાના સોબતીઓ તથા ઘરનાં બીજાં માણસોની મદદથી, લાકડાં, પાણી, અનાજ વિગેરે જોઈતો સઘળો સામાન તે ત્યાં ચાલમાં ઉપાડી લાવ્યો, અને ઉપવાસ પાળી તેણે જ રાંધવાનુ પણ શરૂ કર્યું. ભાત, દાળ, ભાજી અને શીરાનું ભોજન તૈયાર કરી સૌને જમાડયાં. મહારાજની આજ્ઞાને અનુસરીને

રાંધવાનું તથા જમાડવાનું કામ, બ્રાહ્મણ રૂઢી મુજબ જ કરવામાં આવ્યું હતું. સાંજે ઓફીસથી પાછી ફરેલી પુરૂષ મંડળીના બીજા ભકતો પણ પેલા બ્રાહ્મણ ગ્રહસ્થને મદદે લાગી ગયા. ભોજન આપવા અગાઉ તે બ્રાહ્મણ ભકતે પ્રથમ પત્રાળીમાં થોડુંક ભોજન કહાડી લઈ એક રૂપીયો તથા પાનનું બીડું તે ઉપર મેલી, મહારાજ જે નરકના કુંડ પાસે બેસી રહેતા, ત્યાં લઈ જઇ મૂકયું. મંડળના સઘળા ભકતો અકેક પત્રાળીમાં ભોજન કહાડી મેળતા, જે મહારાજ પોતાને હાથે ઉપાડી લઈ સઘળાંને આપ્યા જતા હતા. દરેક પત્રાળી દીઠ એક પાનનું બીડું અને અડધા આનાની દક્ષિણા આપવામાં આવતી હતી, જે લઈ તે ગરીબ નિરાધારો પોતપોતાને ઘરે જતાં, અને ત્યાં જઇ જમતાં. આ મુજબ રાત્રે આઠેક વાગતાં સુધી વહેંચણી ચાલુ રહી, જે પછી તે ગ્રહસ્થે પોતાના જોડીદાર મિત્રો તથા સગાં સ્નેહીઓ સહિત ત્યાંજ બેસીને ખાધું, અને છેવટે મહારાજે પણ તેમાંથી થોડુંક ખાધું.

ઉપર જણાવેલી રીતે ભકત મંડળી પૈકી કોઈ ને કોઈ તે જગ્યા પર ભંડારો કરતા હોવાથી, એક હપતામાં લગભગ પાંચ વાર ગરીબો માટે હવે આવાં જમણો થતાં રહ્યાં હતાં. વળી ખૂબી તો એ હતી કે, એક નહિ પણ અનેક વાર મહારાજ દરેકને પોતપોતાના મનમાં આવે તેમ કરવા ફરમાવતા હતા છતાં, દરેક ભંડારો કરનાર પહેલાં તે વિષે મહારાજની રજા મેળવવા હાજર થતો, અને મહારાજ એક જ જવાબ દર વખતે આપ્યા જતા હતા. જોકે આવા ભંડારા આપનારાઓમાં બ્રાહ્મણ, બંગાળી, મદ્રાસી વિગેરે સઘળી જાતો હતી, છતાં ભોજન રાંધનારા માત્ર બ્રાહ્મણો જ રહેતા, જેઓ પવિત્રાઈથી રાંધતા હતા. આવા ભંડારામાં હમેશાં દાળ, ભાત અને ભાજી રંધાતી, તથા કોઈવાર શીરો, લાડુ કે જલેબી પણ કરવામાં આવતી હતી. અધિક માસ ચાલતો હોવાથી ભકતોમાંના એકે પુરણપોળીનું ભોજન કર્યું હતું. ભકત મંડળીમાંનાં કેટલાંકોએ તો બબે વાર ભંડારા કર્યા હતા; જેઓમાં એક રાવ સાહેબ **વિનાયકરાવ** પણ હતા, જેમણે લાડુ, કેસરી ભાત વગેરે ઉંચાં પકવાનોનું ભોજન ગરીબોને જમાડયું હતું. એકવાર **ખાસ**નીસની બાયડી **લક્ષ્મીબાઈએ** મહારાજને પૂછયું કે; "તેણી કિયું ભોજન જમાડે?" આના જવાબમાં મહારાજે કહ્યું:—

"તમે ગરીબ સ્થિતિનાં છો, માટે જે કરવું હોય તે વિચારીને કરજો!"

પણ લક્ષ્મીબાઈએ તે માટે પોતાની હઠ ધરી, અને ગમે તે ભોગે પણ ભંડારો કરવાની પોતાની મકકમ ઇચ્છા જણાવી; જેથી મહારાજ બોલ્યા;

"ઠીક ત્યારે, તેમને જ્યારે અને જે પણ કાંઈ ભોજન કરવાની ઇચ્છા હોય તે કરજો!"

"ના, એમ નહિ મહારાજ!" લક્ષ્મીબાઈએ કહ્યું; "આપ જે કહેશો તે જ હું જમાડવા તૈયાર છું!"

"જો એમ જ હોય તો;" મહારાજે ગંભીરતાથી કહ્યું; "માત્ર અંબાડીની ભાજી અને ભાખરી સિવાય બીજું કાંઈ જ કરતાં નહિ."

"આપનું આ માનીતું ભોજન હું આપને માટે જુદુંજ રાંધીશ;" પણ બીજાંઓને માટે તો કાંઈ પકવાનજ થવા દો!"

"મ્હારૂં જો તમને માનવુંજ હોય તો સઘળાંઓને અંબાડીની ભાજી અને ભાખરીનું જ ભોજન આપજો!"

લક્ષ્મીબાઈએ પોતાના ધણીને આ વિષેની ખબર આપવાથી તે કહેઃ—

"જેમ મહારાજે કહ્યું છે, તેમજ કરવું જોઈએ." આથી લક્ષ્મીબાઈએ મહારાજે કહેલાં પકવાનનો ભંડારો મુકર કરવામાં આવેલા દિવસે આપ્યો. **ખડકપૂર**માં ભાખરીનો ઝાઝો વપરાસ ન હોવાથી ત્યાંની ઘણીખરી સ્ત્રીઓ ભાખરી બનાવી જાણતી ન હતી. માત્ર **લક્ષ્મીબાઈ** અને **જાનકીબાઈ** એ કામમાં હુશિયાર હતી. લક્ષ્મીબાઈને તેણીના કામમાં મદદ કરવા અર્થે બીજી સ્ત્રીઓ ત્યાં હાજર થઈ હતી. મહારાજ તેઓ સામે બેસી સઘળો તમાસો જોઈ રહ્યા હતા. સ્ત્રીઓને ભાખરી બનાવતાં ન આવડતું જોઇ તેઓ હસ્યા, અને મજાકમાં બોલ્યાઃ—

"તમો જ્યારે ભાખરી બનાવી શકતાં નથી, તો પછી તમારો સ્ત્રીપણાંનો અવતાર શા ખપનો?"

આ પછી મહારાજે પોતે થોડીક ભાખરી તેઓને બનાવી દેખાડી; જે જોઇ તેઓએ ત્યાર પછીથી તેવીજ ભાખરી બનાવવા માંડી. આ રીતે તે દિને માત્ર ભાખરી અને ભાજીજ વહેંચવામાં આવી, જે વહેંચતી વેળાએ મહારાજ આખો વખત બડબડતા કેઃ

नाहं प्रकाशः सर्वस्य योगमाया समावृतः

આ શ્લોક, જ્યારે મહારાજ **ભાગુ** મહારીનની ઝોંપડીમાં હતા, ત્યારે પણ હરહમેશ ચાલુ બોલ્યા કરતા હોવાથી, **ભાગુ** મહારીને રોજ તે સાંભળી સાંભળીને પાઠે કરી દીધો હતો. એક દિવસે મહારાજે તેણીને આ શ્લોક બોલતાં સાંભળી હાંક મારી પોતા પાસે તેડીને પૂછયું;

"તું શું બડબડે છે?"

તેણીએ તે શ્લોક સ્પષ્ટ ઉચ્ચારે મહારાજને પાછો કહી સંભળાવ્યો; જેથી મહારાજે પૂછયું:—

"ત્હને એ કેવી રીતે આવડયો?"

"હું આ શ્લોક બોલું તો તેમાં વાંધો શું છે?" ભાગુ મ્હારીને કહ્યું; "જો એમાં સારો તત્વ સમાયલો છે તો હું રોજ એ બોલતી જ રહીશ!"

"પણ તું તે કયાંથી શિખી?" મહારાજે પૂછયું. "આપના ચાલુ સહવાસથી, તથા આપનાં મૂખકમળમાંથી તે સર્વદા બહાર પડતા હોવાથી, તેમજ મ્હને તે પસંદ પડવાથી મેં પાઠે કીધો છે." મહારાજ કહે:—"તો હવે એજ શ્લોકને પવિત્ર મંત્ર સમજીને રોજ તું બોલતી રહેજે, ભગવાન ત્હારૂં સારૂંજ કરશે!"

ભંડારાનું ભોજન વહેંચતી વખતે બોલાતા તે શ્લોક પછી હરહમેશ મહારાજ બીજો શ્લોક પણ બબડતા રહેતા કે;

अहंहि सर्वयज्ञानां भोगता च प्रभुरव च ।

દરેક ભંડારાનો આપનાર મહારાજની પ્રથમ પુજા કરતો. પુલ, નારિયેલ, કંકુ, ખંડ વિગેરે દેવતાની પુજામાં લાગતી સર્વ ચીજો સહિત તેમની પુજા પૂરૂ ઠાઠથી કરવામાં આવતી હતી. દરેક કોમ અને જાતનાં સ્ત્રી-પુરૂષો હવે મહારાજની પુજા કરવા લાગ્યા. જો કદાચ તેઓ પુજાની વેળાએ પોતાને ઠેકાણે શ્રીજી હાજર ન રહેતા તો તેમના પગ હેઠળ મૂકવામાં આવેલી ઈંટની પુજા કરવામાં આવતી હતી! મામા ગાર્ડે, અધિક માસમાં અને તે પછીના બીજા મહિનામાં બે ત્રણ ભંડારા કીધા, જેમાં એક વેળાએ તેણે ઘોડાનો ભંડારો આપ્યો. તે વેળાએ એક ચીજનાં તેત્રીસ નંગ બ્રાહ્મણોને આપવાનો રીવાજ હોવાથી, મામીએ તેત્રીસ ચોળીના ખંડ, નારિયેલ તથા પુજાને લગતો બીજો સામાન મહારાજના સનમુખ તેઓના ચરણે ધર્યો. તે જોઈ મહારાજ બોલ્યા:

"આ સઘળું તમારે બ્રાહ્મણને આપવું જોઇએ; હું તો ભંગીઓની ચાલમાં વસતો એક ભંગી છું, તો મ્હારી પાસે શા માટે આ સર્વ ઉપાડી લાવ્યાં?"

"સઘળા બ્રાહ્મિણોના આપ એકજ એકલા બ્રાહ્મણ છો!" મામીએ જવાબ દીધો; "સાક્ષાત ભગવાન આપજ છો, તો જેમ તે બધેબધ છે તેમ તે આ ભંગીની ચાલમાં પણ છે. જોકે તે નિરાકાર છે છતાં પણ હ્યાં જો તે આકાર લઈને બેઠા હોય, તો તેમાં બગડયું શું?"

આટલું કહી તેણીએ પોતાના આંગ પરનાં સઘળાં ઘરેણાં ઉતારી દીધાં, અને તે સઘળાં મહારાજના પગ આગળ ધર્યાં. મહારાજ આ જોઈ અચરજ પામ્યા, અને તે સઘળું તેણીને પાછું લઈ લેવા ફરમાવ્યું; પણ તેમ કરવા તેણીએ ના પાડી કહ્યું:—

"મેં જે કાંઈ આપને અર્પણ કર્યું છે, તે હું ફરી કદી લેનાર નથી!"

"મ્હને એ સઘળા દાગીના સ્વીકારવાની જો તમે બળજબરી કરશો, તો હું એ સઘળું હ્યાંના ભંગીઓને આપી દઈશ!"

"આપને જોઇએ તેને આપો!" મામી તથા મામા ગાર્ડ બન્ને સાથે બોલી ઉઠયાં; "અને જોઇએ તેમ કરો, તે સઘળું આપની ખુશી પર આધાર રાખે છે!"

આ પછી તે સઘળા દાગીના મહારાજે તેણીની વહુને હવાલે કીધા, અને તેની સંભાળ લેવા તાકીદ કરી. મામા ગાર્ડ તરફથી આવેલા તેત્રીસ ખંડ ઉપરાંત મામી બીજા વધુ ખંડ લાવેલી હોવાથી મહારાજે એકેકો ખંડ દરેક ભંગિયેણોને વહેંચી આપ્યો. પાછળથી મામા ગાર્ડની વહુ પાસે રાખવા આપેલા દાગીના મહારાજે પાછા માંગી લઇ મામીને હાથેજ તે તથા ચોળીનો એક એક ખંડ તથા નાળિએર ભાગુ મહારીનને અપાવ્યાં!

ભંડારા આપવાને દિવસે બ્રાહ્મણ મંડળી પૂરો અપવાસ પાળીને રાંધે, અને સાંજે મહારાજ પોતાને હાથે તે ભોજન ભંગી, મહાર વિગેરે હલકી વર્ણનાં ગરીબોમાં વહેંચી આપે. આ રૂઢી કાયમને માટે અમલમાં મૂકાઈ. કોઈવાર મહારાજ ત્યાં બેસી સઘળો તમાશો જોતા, તો કોઈવાર અગાઉ જણાવેલાં કામ પર મંડી જતા હતા. ભંગીઓના ઘરનું દળણું રોજ નિયમસર પોતે દળ્યાજ જતા હતા. ભકત મંડળી તરફથી અપાતા ભંડારા વિગેરેને લગતી ખબર, ગામમાં સઘળે ચો તરફ ફેલાતાં, હવે ક્રિશ્ચિયનો, યુરેઝીઅનો, એંગલો ઇંન્ડીઅનો, ગોવાનીઝો સૌ મહારાજની મુલાકાતે આવવા લાગ્યા. તેઓ પણ મહારાજને માનની નજરે જોતા, અને થોડાવાર ત્યાં બેસી તેમની વાતો સાંભળતા હતા. તેઓની સ્ત્રીઓ પણ મહારાજને "શેકહેન્ડ" કરી પોતાનો પ્રેમ પ્રદર્શિત કરતી. આ પછી મહારાજ હવે તેઓની વસ્તીથી વસાયલી ક્રિશ્ચિયન ચાલમાં જવા લાગ્યા; તેમની આખી ચાલી ઝાડી ઝુડી સાફસુફ કરતા, તથા આજુબાજુની બીજી જગ્યાઓ પણ ચોકખી અને સાફ કરતા. આ ઉપરથી ખુલ્લું પૂરવાર થાય છે, કે મહારાજમાં સહેજ પણ જાતિ ભેદ ન હતો. જાત જમાત, સારૂં નરસું, પાકી નાપાકી વિગેરે સઘળું તેમને મનથી તો સરખુંજ હતું. ક્રિશ્ચિયન લત્તામાં વસતાં સ્ત્રી પુરૂષો મહારાજને આવું હલકું કામ કરવાની બહુજ મના કરતા, અને કહેતાં;

"મહારાજ! આપ સતપુરૂષ (Saint) છો, અને લોકો સઘળાં આપને નમે છે, તો શા માટે આવાં હલકાં કામ કરી તેઓનાં દિલ દુઃખવો છો? આપ જેવા એક મહાનામી સતપુરૂષને હમારૂં મેલું ઉપાડી સાફ કરતાં, તથા ચાલીને ઝાડુ મારી સાફ કરતાં હમો, આ તકલીફી દુન્યાની માયામાં ફસેલાં પાપી ઈનશાનો, શી રીતે જોઈ શકયે?"

મહારાજ તેઓના આવા બોલવા પર કશું ધ્યાન ન આપતાં, પોતાનું કામ એક સરખું કર્યા જતા હતા. જ્યારે તેઓ પોતાનું કામ પૂરૂં કરી રહેતા.

ત્યારે તેઓ શ્રીને પોતાના બંગલામાં પધારવા તે લોક કહેતા; અને ત્યાં લઈ જઈ તેમને વાતે બેસાડવા માંગતા હતા; પણ મહારાજ ત્યાં નહિ જતા, તેઓના બંગલાઓની સામે આવેલા બગીચામાંના એકાદ ઝાડની હેઠળ જઈ બેસતા; જ્યાં થોડીકવાર સુધી સઘળાં સાથે વાતચિત્ત કરતા હતા. તેઓ મહારાજને માટે ખુરસી લાવતાં, અને તે પર બેસવાને અતિશય આગ્રહ કરતાં, પણ મહારાજ તેમ કરવાને ના પાડી, ત્યાં જમીન પર જ બેસતા. હાં કોઈ કદાચ મશકેરીમાં મહારાજ તેઓના ટોપસાં ( hats ) માથે મેલતા અને કહેતા; "હવે હું પણ સાહેબ બન્યો !" અથવા "હું પણ હવે મડમ થઈ છું !" અને પછી એકાએક ત્યાંથી ઉઠી મનમાં આવે તે તરફ ચાલ્યા જતા હતા. જ્ઞાનવાન આત્માનો જન્મ નથી, મરણ નથી; એ કોઈ વસ્તુથી ઉત્પન્ન થતો નથી; એનાથી કોઈ બીજો પદાર્થ ઉત્પન્ન થતો નથી, એ અજ, નિત્ય, શાશ્વત (અપક્ષય વિનાનો) અને પુરાતન છે, શરીરનો નાશ થયાથી પણ એ વિનષ્ટ થતો નથી. કેટલાક ક્રિશ્ચિયનો મહારાજને સતપુરૂષ લેખી માન આપતા, તો કેટલાકો તેમને દિવાના ધારી તેમની મજાક મશકેરી કરતા ! આવી મજાક મશકેરી કરનારી ટોળી મોહોલ્લાનાં છોકરાંઓને ઉશકેરી તેમની મજાક ને હસી કરાવી તેમાં મોજ માનતી. મહારાજ આ સઘળું શાંતપણે સહન કરી પોતે પણ હસતા. આટલું છતાં પણ મહારાજ તેઓના લત્તા તરફ જઈ ત્યાંની જગ્યાઓ સાફ કરવા કદી ચૂકતા ન હતા. આવી મજાક હસી કરાવનારી ટોળીમાંના બે ગૃહસ્થો મહારાજને એકવાર "ટેનીસ"ની રમત દેખાડવા પોતાની સાથે લઈ ગયા, અને ત્યાં "ટેનીસ લોન"ની સામેના એક ઝાડ હેઠળ તેઓને બેસાડયા. પછી તેઓએ પોતાની જાતનાં છોકરાંઓને ઉશકેરી મહારાજની મશકેરી કરાવવા માંડી. તે મૂર્ખાઓએ મેલાં ફાટેલાં બુટોનો એક હાર બનાવી લાવી સઘળાંઓની ભારે હસાહસ વચ્ચે મહારાજના ગળાંમાં નાંખ્યો ! મહારાજે સહેજ પણ આનાકાની કે ગડબડ કર્યા વગર તે હાર ખુશીથી પહેરી લીધો, અને શાંતપણે હસતા બેસી રહ્યા. એ અરસામાં મહારાજને માનનારી બીજી ક્રિશ્ચિયન ટોળીના કેટલાક ગ્રહસ્થોએ આવી તે નાદાન છોકરાંઓને ખુબ ધમકાવી હાંકી મેલ્યાં, તથા ઠઠેબાજ ગ્રહસ્થોનો ધિક્કાર કરી, મહારાજની ગમે તેટલી નામરજી છતાં, તેમનાં ગળાંમાંથી તે હાર કહાડી લીધો. મહારાજ એવી તો ઉચ્ચ અવસ્થાનો અનુભવ લઈ ચુકયા હતા, કે માન અને અપમાન તેમને મનથી તો સઘળું સરખુંજ હતું. લોકો તેમને પગે પડે કે ઈશ્વર માને તો તેથી તેમને કશો આનંદ થતો નહિ, અથવા લોકો ચાહે તેમના પર થૂંકે વા મજાક મશકેરી કરે તો તેથી તેઓને કશી દિલગીરી કે કચવાટ ઉત્પન્ન થતો નહિ. મહારાજને તો સઘળું સરખુંજ હતું. જે કોઈ તે પરમાત્માને જાણે છે, તે બ્રહ્મજ થાય છે. તેના કુળમાં કોઇ

પણ અપ્રહ્માવિત થતો નથી. તે શોક, રાગ, દ્વેષ તથા પાપથી ઉત્તિર્ણ થાય છે, અને અવિદ્યા વાસનામય હૃદયની ગાંઠોથી વિમુકત થઈને અમર થાય છે. તેજ સાંજે મહારાજને અપમાન કરનારી ટોળી જ્યારે પોતાને મકાને પાછી ફરી ત્યારે તેઓએ પોતાની ભારે અજાયબી વચ્ચે મહારાજને ઝાડુ કાઢી તેમનો રસ્તો સાફ કરતા દીઠા. તે ક્રિશ્ચિયનોએ શરમીંદા બની પસતાવો કર્યો; અને હવે તેઓ મહારાજને પ્રેમથી એટલાં સૂપી ન્હાવા લાગ્યા કે, થોડા દિવસ પછી મહારાજને ખાસડાંનો હાર પહેરાવી અપમાન કરનારી તેજ ટોળીમાંના કેટલાકોએ, પુલોનો એક સુંદર હાર મહારાજને ગળે ઓળંગ્યો! પોતાના ગળામાં આવી પડેલા તે સુંદર પુલના હારને જોઇ મહારાજ બોલ્યા;

"અહા! ખાસડાંનો આ કેવો સુંદર હાર છે!"

આટલું કહી મહારાજે તે હાર કહાડી નાંખવાની કોશેશ કીધી, પણ તેઓએ મહારાજને તેમ કરતાં રોકીને તે હાર ગળાંમાંજ રહેવા દીધો. ખાસડાંનો હાર, જે મહારાજ પોતાના ગળામાં પહેરી રાખવા રાજી હતા, તે બળજબરીથી કહાડી લેવામાં આવ્યો હતો, અને આ પુલોનો હાર, જે મહારાજ પોતાના ગળામાંથી કહાડી નાંખવા માંગતા હતા, તે બળ જબરીથી રહેવા દેવામાં આવ્યો હતો! પાંચેક મિનિટ સુધી તે હાર પોતાના ગળામાં રહેવા દીધા બાદ મહારાજે ઝટ કહાડી લઇ પોતા પાસે બેઠેલી એક મડમના ગળામાં પહેરાવી દીધો! તેઓએ મહારાજને રોકડ નાણું અને ખોરાક તથા વસ્ત્ર આપવા માગ્યાં. પણ મહારાજે તે લેવાની સાફ ના પાડી. એક દિવસ તેઓ આગ્રહથી મહારાજને પોતાને બંગલે લઈ ગયાં, જ્યાં મહારાજ તેઓને તેમનાં ફરનીચર વિગેરેને માટે તરેહવાર સવાલો પુછતા હતા. એ પછી મહારાજ ત્યાંથી નિકળી ભંગી ચાલમાં પાછા ફર્યા.

કોઇ કોઇવાર મહારાજ હવે શહેરમાં પડેલાં હાડકાં ઉંચકનારી હલકી જાતો સાથે, મોહલ્લે મોહલ્લે તથા ગળી ગુંચીમાં ફરી, રસ્તે પડેલાં હાડકાં જમા કરતા, અને તેની નિમેલી જગ્યાએ તે લઇ જઈ નાંખી આવતા હતા. આ જગ્યામાં હાડકાં એકઠાં કરવામાં આવે છે, જ્યાંથી તે સાકર વિગેરે બનાવવાના કામના ઉપયોગમાં લેવામાં આવે છે. કોઇવાર મહારાજ આ જગ્યાએ જઇ ત્યાં પડેલાં જાનવરોનાં હાડકાંઓના ઢગલા પર ચઢી બેસતા; અથવા તે પર ખુશાલ નિરાતે સુઈ જતા. વળી કોઈવાર હાડકાં ગાળનારાઓને મદદ કરતા હતા. અને આ રીતે મહારાજના હાથ સઘળો વખત હાંડકાંઓમાંજ રહેતા હતા.

એક દિવસ મહારાજ પોતા પૂર લ્હેરમાં હોવાથી ગામની થોડેક છેટે આવેલી એક મસજીદના ચોગાનમાં દાખલ થયા, જ્યાં તે મસજીદના પાછલા ભાગ પર આવેલી ગલીમા અખંડ સમાધિમાં પડી રહ્યા. આ રીતે જ્યારે પણ

બ્રહ્માનંદમાં રહેતા ત્યારે કલાકોના કલાકો સુધી એકાંતમાં પડી રહેતા હતા. જે ભક્તો મહારાજનાં દર્શન થયા વગર કદી જમતા નહી, તેઓ તથા બીજાંઓ તે દિને મહારાજની શોધમાં સઘળે ચો તરફ ફરી વળ્યાં, પણ મહારાજનો કયાંએ પત્તો લાગ્યો નહિ. અંતે છેક સાંજે તેઓને માલુમ પડયું કે, મહારાજ મસજીદના કમ્પાઉંડમાં દાખલ થયા છે, જેથી તે સઘળાં ત્યાં આવી ચઢયાં, અને તે કમ્પાઉંડની ઝુંપડીમાં રહેતા ત્યાંના ફકીરને પુછી મહારાજની જગ્યાનો પત્તો મેળવ્યો, પણ મહારાજની નજદીક જવાની કોઈએ હિમ્મત કરી નહિ. કોણે આગળ જવું એ તેઓને મનથી એક ભારી સવાલ થઈ પડયો. તેઓ માંહોમાંહે જ એક બીજાં સાથે એ માટે તકરાર કરતાં ઉભાં, તેટલાં એકાએક મહારાજ હુશિયારીમાં આવ્યા, તેઓને ત્યાં આવેલાં જોઈ અતિશય રિસે ભરાયા; તથા તેઓને ત્યાંથી એકદમ ચાલી જવા કહી ગાળો ભાંડતાં બોલ્યા;

"હું જયાં પણ જાઉં છું, ત્યાં તમો મ્હારી પૂઠ પકડો છો એ શું તમોને શોભા આપનારૂં છે? આવી રીતે જો છેવટ સુધી રહો તો તે પણ ઠીક; નહિ તો થોડા માટે નાહક મ્હને દુઃખી કરી તમો પોતે પણ દુઃખી થાઓ, એ શા ખપનું? મ્હને કાં નહિ તમો નિરાંતે આરામથી રહેવા દેતાં?"

થોડીવાર પછી મહારાજ શાંત થયા, જેથી તે મસજીદમાંના મુસલમાનો તથા તે ભક્તોએ તેઓને કરગરીને અરજ કરવાથી મહારાજ પોતાને ઠેકાણે જવા તૈયાર થઈ કહેવા લાગ્યાઃ—

"છેવટ વેર એકજ નિષ્ઠા અને એકજ નિશ્ચયથી જો તમે મ્હને વળગી રહો, તો જરૂર તેનું પરિણામ રૂડું જ આવવું જોઇએ. તમને એક વાર્તા કહું તે સાંભળો.

## વિચિત્ર હિંડોળો.

એક ઘેલા ગાંડા જેવા જણાતા, પણ દ્રઢ વિચારના અને એકજ નિશ્ચયના શખ્સને, એકવાર પોતાના કામસર જંગલમાંથી પસાર થવું પડયું. થોડેક જતાં તેણે એક ઝાડ પર બાંધેલા હિંડોળા ઉપર કેટલાક શખ્સોને હિંચકા ખાતા દીઠા. વારા ફરતી એકેક જણ તે હિંડોળાની મજા લઈ હેઠે ઉતરતું. પેલા ઘેલાભાઈ આ રમત જોઈ પેલા શખ્સો પાસે આવ્યા, અને આ રમત તેને બહુ પસંદ પડતી હોવાથી, પોતાને પણ તે હિંડોળા ઉપર થોડાક ઝોંકા ખાવા દેવાની અરજ કીધી; પણ તેઓએ તેની અરજ નામંજુર કરી. ઘેલાભાઇએ ઘણીએ કાકલુદી અને આજીજી કરી, પણ કોઇએ તેની દાદ લીધી નહિ; જેથી તેનું મસ્તક વધારે ચસકયું. તે હવે આગળ ચાલ્યો. લગભગ એકસો ડગલાંને છેટે આવેલાં વડનાં ઝાડ પર ઘેલાભાઈએ નજર કરી, તેની ઝુલતી ડાળી બહુ ધ્યાનથી જોવા માંડી. દ્યાં તેણે હિંચકા ખાવાની વિચિત્ર યુક્તિ રચી. તે ઝાડ પર ચઢયો, અને તે ડાળી સાથે પોતાની શેંડી ( માથાની ચોટલી ) બાંધી એકસો ઝોંકા લેવાના

ઈશારાથી અદ્ધર હવામાં લટકતો થયો, અને ધીરેધીરે હિંચકા ખાવા લાગ્યો. પેલા શખ્સો દૂરથી આ વિચિત્ર હિંડોળો જોઇ ગભરાઈને ત્યાં દોડી આવ્યા, અને અકળાઇને બોલી ઉઠયા;

" હે બંધુ! ખુદાને ખાતર નીચે ઉતર, અને આવા જીવલેણ ઝોંકા લેવાનું માંડી વાળ! જો ત્હારી શેંડી કદાચ તૂટી જશે, તો હેઠળ પડી તત્કાળ મરણ પામશે તેનો ખ્યાલ કર!" પણ ઘેલાભાઈને તેઓના બકબકારાની કશી પરવા જ ન હતી; તે તો ઝોંકા લેવા મંડયો રહ્યો. પેલા શખ્સો વધુ ગભરાયા, કેમકે તેઓએ ખાત્રીથી માન્યું કે, તે ઘેલા શખ્સને તેઓએ પોતાના હિંડોળા પર નહિ બેસવા દીધો તેથીજ આ જીવલેણ અખતરો કરી રહ્યો છે. ઘેલાભાઈને કશી દરકાર ન કરતો જોઈ તેઓ ફરી પાછા બોલ્યા:—

"બાપુ! હવે કૃપા કરી આવી બેવકુફીથી પાછો ફર, તને અમારા હિંડોળા પર બેસી હિંચો ખાવી હોય તો ચાલ હમારા સાથે, હમો ખુશીથી તને પેટ પૂરતા ઝોળા ખાવા દઈશું!" હવે ઘ્યાં ઘેલાભાઇએ પોતાની જબાન ઉપાડી કહ્યું:—

"ચાહે આ ડાંખળી તુટે યા શેંડી તુટે, ગમે તે થાય, મ્હને તેની દરકાર નથી; મેં એકસો ઝોંકા ખાવાનો નિશ્ચય કર્યો છે, તો પછી ગમે તે ભોગે પણ હું તે જરૂર ખાઈશ. મ્હારો અરમાન પૂરો પડે કે ન પડે, પણ હું કદી છોડ-નાર નથી!"

આટલું કહી ઘેલાભાઇએ હવે જોરથી હિંચકા લેવા માંડયા, અને બરાબર એકસો ઝોંકા પૂરા કરી માથું દબાવતો દબાવતો હેઠળ ઉતર્યો. સાધારણ માનવી આવી અસાધારણ હિમ્મત કદી કરી શકેજ નહિ, એમ ખાત્રીથી માની, પેલા શખ્સોએ ઘેલાભાઇને હવે કોઇ ચમત્કારિક પુરૂષ લેખી તેને ચરણે પડયા, અને તેને પ્રેમથી ચ્હાવા લાગ્યા. આ રીતે ઘેલાભાઈ પોતાને ધિક્કારનારાઓની નજરે સતપુરૂષ લેખાયો હતો!

ઈશ્વરી માર્ગમાં આવાંજ મકકમ મનની અને દ્રઢ નિશ્ચયની ખાસ જરૂર છે. દેહ જાઓ કિંવા દેહ રહો, દ્રઢ ભાવ એજ ચઢે.

વાર્તા પૂરી કરી રહ્યા પછી મહારાજ પડવી તરફ જવા માટે ત્યાંથી ઉઠી ચાલતા થયા. થોડેક દૂર જતાં તેઓ માર્ગમાં આવેલાં એક સરકારી જાજરૂ આગળ થોભ્યા, અને ત્યાં નજદીકમાં જે નાળાંમાંથી નરક વહેતું હતું, તેના લાકડાંના બનાવેલાં ઢાંકણ પર પોતાની બેઠક લીધી. આ વેળાએ એક સ્રી ત્યાં આવી ચઢી, જેણી મહારાજના દર્શન અર્થે ભંગી ચાલમાં તેમના મુકામે ગઇ હતી, પણ તે ત્યાં નહિ મળવાથી શોધ કરતી તે જગ્યાએ આવી પહોંચી હતી. મહારાજને ત્યાં બેઠેલા જોઇ તેણીએ તુરત સાષ્ટાંગ નમસ્કાર કરી ચોળીનો એક ખંડ તથા નાળિયેર તેમના ચરણે ધરી બોલી:—

"ઘણા દિવસોથી હું આપને મળવા માટે ઈંતેજાર હતી. આજે મેં આપને દીઠા. આપની પવિત્ર તેજસ્વી મૂખમુદ્રા જોઈ મ્હને અતિશય આનંદ થયો છે. મ્હારૂં દિલ મ્હને પૂર ખાત્રીથી હમણા કહી રહ્યું છે, કે મેં આજે સાક્ષાત ભગવાનનાં દર્શન લીધાં છે."

મહારાજે તેણીને પ્રેમપૂર્વક ઉત્તર દીધો. પછી તેણીની ચોળીનો ખંડ તથા નાળિયેર ત્યાંથી ઉપાડી લઈ તે વહેતાં નરકનાં નાળાંનું ઢાંકણુ ઉઘાડી તેમાં નાંખી દીધાં. એ પછી વધુ થોડીક વાર ત્યાં બેઠા પછી તે સ્ત્રી મહારાજની રજા લઈ ત્યાંથી ઉઠી ચાલતી થઈ. પછી ત્યાં હાજર રહેલાં બીજાં સર્વને ચાલી જવા મહારાજે ફરમાવ્યું. તેઓના ગયા પછી કેટલીક વારે મહારાજના નિયમિત દર્શન લેનારી પુરૂષ મંડળી ત્યાં આવી ચઢી, અને તેમને પણ મહારાજે દર્શન દેઈ ત્યાંથી ગુપચુપ ચાલી જવા હુકમ કર્યો. થોડીવારમાં લક્ષ્મીબાઈ ત્યાં આવી ચઢી, અને મહારાજને તેમના ભંગી ચાલમાંના વરંડા પર પધારી રોજ મુજબ ભોજન જમવા સારૂ પધારવા અરજ કરી, પણ મહારાજે તેણીને તે ભોજન ત્યાંજ લઈ આવવા કહેતાં, લક્ષ્મીબાઈ તથા બીજાંઓએ નાચાર થઈ પોત પોતાની થાળીઓ ત્યાંજ લાવી મેલી; જેમાંથી મહારાજે ખાવા માંડયું. બાજુમાં પડેલાં નરક આગળ તથા નરકનાં વહેતાં નાળાંના ઢાંકણા પર બેસી આનંદથી અને લહેરે લહેરે તે ખાધા પછી મહારાજ ત્યાંથી ઉઠી પડવી તરફ પાછા ફર્યા અને ત્યાંજ આરામ લીધો..

ગામની પૂર્વ તરફ લગાર છેટે આવેલાં મહાદેવના મંદિરમાં પણ મહારાજ કોઈ કદાચ જતા. આ મંદિર પુરાણું હોવાથી તે પડત હાલતમાં પડયું હતું. વળી તેના માંહેલા ભાગમાં હમેશાં અંધારૂં ઘોર થઈ રહેલું હતું. આ દેવળમાં દાખલ થવાના નાના દરવાજાની સામે એક સાંકડી ગલી આવેલી છે, જેને લાગીને એક દિવાલ આવેલી છે. આ દિવાલની બીજી બાજુએ ખુલ્લો ચોગાન છે, જે ચોગાનમાંથી થઈ આ ગલીમાં આવાય છે. તે ગલીમાંથી થઈ દરવાજા મારફતે દેવળમાં જવાય છે. આ કારણે બહારનો પ્રકાશ માંહે દાખલ થઈ શકતો નથી, જેથી તે માંહે એટલું તો ઘોર અંધારૂં રહેતું, કે દિવસે પણ કોઈ કદી ત્યાં જવાની હિમ્મત કરતું નહિ. તે દેવળનો પુજારી માત્ર પોતાની રોજની પુજા કરી ઝટ પાછો બહાર નિકળી પડતો હતો. આવી એક અંધારી ઘોર અને દરામણી જગ્યામાં મહારાજ કલાકોના કલાક સૂધી એકલા આનંદથી પડી રહેતા હતા.

કોઈવાર મહારાજ બંગાલી અને તેલંગી નિશાળ્યાઓ ભેગા ક્રીકેટની રમતમાં ભાગ લેતા હતા. તેઓ દડો ઉરાડી ફેંકતા, અને નિશાળ્યાઓ બેટ મારતા. વળી ભંગીનાં છોકરાંઓ ભેગા મહારાજ ગિલ્લી દાંડા તથા લખોટીની

રમત રમવામાં લગભગ સઘળો વખત કહાડતા હતા. તેમજ બ્રાહ્મિણ તથા બીજી જાતિનાં સ્ત્રી પુરૂષોને મહારાજની સેવા કરતાં જોઈ, તે ભંગીનાં બાળકો પણ તેઓની નકલ કરી તેમના હાથ પગ દાબતાં. તેઓની આ સેવા મહારાજ ખુશીથી કબુલ રાખતા હતા.

એક દિવસે સાંજે પાંચ વાગતે નરકની કુંડીને અઢેલીને મહારાજ ત્યાંના મેદાનમાં આરામથી બેઠા હતા, તેટલામાં ઓચિંતાં આકાશમાં વાદળાં ચઢી આવ્યાં, જેથી તેમણે ત્યાં હાજર રહેલાં સુમારે બસો ભકતોને પોત પોતાને ઘરે વિદાય થવા ફરમાવતાં કહ્યું કે; થોડાક વખતમાં વરસાદ વરસવા માંડશે, માટે સઘળાંઓએ હવે ઘરે જવું. પણ તેઓમાંનું કોઈ પણ લગારે હાલ્યું નહિ. તુરતજ મહારાજના કહેવા મુજબ વરસાદ વરસવો શરૂ થયો, જેથી ફરી એકવાર મહારાજે તેઓને ત્યાંથી ચાલી જવાની સલાહ આપી; પણ ત્યાં તેઓને એકલા છોડી ચાલી જવાની તેઓએ ધસીને ના પાડી; જેથી મહારાજ બોલ્યા;

"ભાઈઓ ! વરસાદથી મ્હારા પર કાંઈ પણ અસર થનાર નથી, અને મ્હારૂં તો કાંઈએ બિગડનાર નથી; કેમકે મ્હારા શરીર પર વસ્ત્ર નામે નથી, હું સાવ નાગો બેઠો છું. આ માત્ર એક ફાટેલો ગુણપાટનો ટુકડો જે તમે મ્હારા શરીર પર લપેટેલો જૂઓ છો, તે પણ આ વરસાદનાં પાણીથી ધોવાઈને સાફ થઈ જશે, એટલે વરસાદથી મ્હને કાંઈ નુકસાન થાય અથવા કાંઈ ખમવું કે સોસવું પડે એવું તો કશુંજ નથી, જ્યારે તમને તો બન્ને રીતનું નુકસાન વેઠવું પડશે. પહેલું તો તમારા શરીર પર સાંજે ફરવા હરવા જવા માટેનો જે સુંદર પોશાક છે, તે આ વરસાદના પાણીથી સઘળો ભિંજાઇને ખરાબ થઈ જશે. બીજું તો આ પાણીના ભારે મારથી તથા ભિંજાયલાં વસ્ત્રો શરીર પર પહેરી રાખવાથી તમારી પ્રકૃતિ પણ બગડશે, અને તમને ઘણું સોસવું પડશે, માટે હજી પણ મ્હારૂં કહ્યું માનીને હ્યાંથી ઘરેબારે ચાલ્યાં જાવ !"

મહારાજે આટલું સમજાવ્યા છતાં પણ તેઓમાંનું કોઇ પણ ત્યાંથી લગારે હાલ્યું નહિ. અરધોક કલાક સુધી પુષ્કળ વરસાદ વરસ્યા બાદ, જેટલો એકાએક તે વરસ્યો હતો, તેટલોજ જલદી તે બંધ પડયો. પછી સઘળાં ભંડારાની તૈયારીને માટે ત્યાંથી ઉઠયાં.

આ પડવીમાં એક વધુ આશ્ચર્યકારક બનાવ બન્યો. અત્રે યાદ રાખવું જરૂરનું છે, કે અગાઉ જણાવી ગયા પ્રમાણે વરંડાની ખુલ્લી જગ્યામાંથી ફુંકાતા પવનને માંહે દાખલ નહિ થવા દેવાને કારણે તેને ફરતી સઘળી બાજુએ એક ટટ્ટી બાંધવામાં આવી હતી. તેનું મથાળું છાપડાંના ઉપલા ભાગથી મજબુત બાંધી લેવામાં આવ્યું હતું. તેનો નીચલો ભાગ ખુલ્લો હતો,

જેથી તે જ્યારે જોઇએ ત્યારે ઉંચકી શકાતો હતો. ગરમીની મોસમ ચાલુ થએલી હોવાને લીધે તેને ઉંચકીને મંડપ માફક ઉભો રાખવામાં આવ્યો હતો. ગરમી પુષ્કળ પડતી હોવાથી ભંગી સ્ત્રી પુરૂષો પોતાનાં બાળ બચ્ચાં સહિત પોતાની ચાલની સામે આવેલાં ખુલ્લા મેદાનમાં સહેજસાજ આવતી હવાની લહેકીથી આરામ કરતાં સુતાં હતાં. મહારાજની બેઠકવાળો વરંડો પણ મેદાનની સામેની બાજુથી ખુલ્લો જ હતો. આ દિવસોમાં તે ચાલની સામેના ઉપલાં મેદાનથી થોડેક દૂર આવેલી રેલ્વે સડકની પાસેના જંગલમાંથી એક વાઘ નિકળી આવ્યો, અને મહારાજની પડવી આગળ મૂકેલાં પાણીનાં પીપમાંથી પાણી પી પડવીમા દાખલ થયો, અને ત્યાં થોડોક વાર આરામ કરી પાછો ચાલતો થયો એ પછીથી રોજ તે વાઘ ત્યાં આવી પાણી પીતો અને પડવીમાં થોડીવાર આરામ કરી પાછો ચાલ્યો જતો. આ બનાવ ઘણીક વાર ત્યાંના ભંગીઓએ પણ નજરો નજર દીઠો, જેથી તેઓએ હવે માંહોમાંહે એક બીજાને એ વાતની ખબર આપવા માંડી. તેઓએ આ વાતને પ્રથમ તો માની નહીં, જેથી તેઓએ એક રાતે ખાસ જાગતા રહી આ બનાવની ખાત્રી કીધી. આ ઉપરથી તે વાઘનું નામ ત્યાના ભંગીઓએ "**બાબાનો વાઘ**" કરી આપ્યું. બાબાના આ વાઘે એક રાત્રે પડવી છોડી જવા પછી ત્યાંના એક ગરીબ ઘેટાંને ઉપાડી ચાલતી પકડી. આથી ભંગીઓ થોડા ઘણા ગભરાયા, પણ તે વાઘ મહારાજની પડવીમાં આવજાવ કરે છે, અને તેઓશ્રી તેઓની નજદીકમાંજ છે, એમ જાણીને તેઓને હિમ્મત આવ્યાથી તેઓનો ગભરાટ ઓછો થયો. વળી થોડાક દિવસો વહી ગયા બાદ એક રાત્રે તે "બાબાના વાઘે" મેદાનમાં સુતેલી એક ભગી સ્ત્રીની સોડે સુતેલાં તેણીનાં છ માસનાં કોમળ બાળકને ઉપાડી લઇ ચાલવા માંડયું. આ વેળાએ તે બાળક રડતું હોવાથી તે માતા ઉંઘમાંથી જાગી ઉઠી અને પોતાના બાળકને વાઘના પંજામાં જોઇ, પોકે પોક ચિચિયારી પાડતાંજ સઘળા ભગીઓ જાગી ઉઠયા. તે બાળકની ભયંકર સ્થિતિ જોઈ મોટે મોટે તેઓ મહારાજને પોકારવા લાગ્યા અને ગભરાઇ અકળાઈને બોલ્યા; "બાબા! બાબા! તમારો વાઘ હમારાં બાળકને લઇ જાય છે!" આ સાંભળી મહારાજ માંહેથી ઠંડે કળેજે જવાબ આપતાં બોલ્યા;

"તેને પકડીને મારી નાંખો!"

મહારાજના આ શબ્દોની એટલી તો ચમત્કારિક અસર થવા પામી, કે તેજ પળે તાબડતોબ તે વાઘ પોતાના નિર્દોષ શિકારને છોડી દઈ બોલ બોલતાંમાં ત્યાંથી નાસી ગયો! તે વાઘના પંજાના થોડાક ઘસારા સિવાય તે બાળકને બીજી કોઈ પણ રીતની ઇજા પહોંચી ન હતી, અને તે સલામત બચી જવા પામ્યું હતું. આ બનાવને બીજે દિને મહારાજે તે વાઘને મારી નાખ-

વાની તે સઘળાંઓને સલાહ આપી; જેથી તેઓએ તે દિને ત્યાંના મેદાનમાં બકરાંનું માંસ ટાંગી બંદુક સાથે તે વાઘના આવવાની ચુપકીથી વાટ જોતાં બેઠાં; પણ તે રાત્રે તે આવ્યોજ નહિ; એટલુંજ નહિ, પણ તે દિવસ પછીથી તે વાઘ ત્યાં કદી જણાયોજ નહિ. ત્યાંથી તે હમેશને માટે ગુમ થયો હતો. મહારાજે તે વાઘને મારી નાંખવા માટે આપેલા હુકમ પછી કદી તે ત્યાં ફડકયોજ ન હતો! આથી તે સઘળાંઓ અતિશય અજાયબીમાં પડયાં.

## પ્રકરણ ૧૮ મું.

### મહારાજના અધ્યાત્મિક બળ વડે ઉછળતી ભવિષ્યવાણી.

तिलेषु तैलं दधिनीवसर्पि रापः स्त्रोतः स्वरणीषु चाग्निः ।
एव मात्मात्मनि गुह्यतेऽसौ सत्येनैनं तपसा योऽनुपश्यति ॥

જે મુજબ તલમાં તેલ રહે છે, જે પ્રમાણે દહીમાં ઘી રહેલું છે, જેમ નદીમાં પાણી પાણીને મળે છે, અને જેવી રીતે અરણિમાં આગ બળે છે, તેવીજ રીતે સત્ય અવસ્થા તથા તપશ્ચર્યાની સાથે જે ઇશ્વરની શોધમાં પડે છે, તેનાથી આત્મા આત્માથી ગૃહિત થાય છે.

એક દિવસે મંગોળકર નામના ત્યાંના બ્રાહ્મણે ભંડારો આપવાની ઇચ્છા કીધાથી તેણે મહારાજની તે માટે રજા પૂછી, અને તેમણે રજા આપી. વળી તે દિવસે તેણે મહારાજને નહવડાવવાની કબુલાત લીધી, જે પણ મહારાજે આપી. મતલબ કે, તે ગ્રહસ્થે મહારાજને જે કાંઈ સવાલો કીધા તે સઘળાંના જોકે તેમણે હાકારમાંજ જવાબ આપ્યા; છતાં તે ખરાં દિલથી તો નહિજ, પણ માત્ર તેને બનાવવા અર્થેજ કહ્યું હતું. ભંડારા માટેનો જે દિવસ મંગોળકરે નક્કી કર્યો હતો, તેજ દિવસે ભોગ ચોઘડીએ વિનાયકરાવ પણ ભંડારો આપનાર હતો, જેને માટે મહારાજે અગાઉથી બહાલી આપી હતી. મંગોળકરે ભંડારાના દિવસે પોતાના ઘરમાં, બીજાઓથી ચાલુ અપાતા ભંડારાથી જૂદીજ રીતે, સઘળું રાંધી તૈયાર કરાવી ત્યાં મેદાનમાં લાવી મેલ્યું. એ પછી તેણે પુજાને લગતો ફુલનો હાર વિગેરે બધો ઠાઠ કીધો. સહવારે જે વેળાએ મહારાજ પોતાનું નરક કુંડીમાં નાંખવા જવા સારૂ બહાર પડયા, તે વેળાએ વરંડામાં તેમની બેઠક પાસે ફુલ હાર વિગેરે લઈ જઇ મૂકયાં. જ્યારે મહારાજ પાછા ફર્યા ત્યારે તે પુજાનો સામાન તેમની બેઠક પાસે વરંડામાં મૂકાયલો જોઇ ચેતી ગયા, કે મંગોળકર હમેશાની રૂઢીથી સઘળું ઉલટુંજ કરવા માંગતો હતો; જેથી સઘળું ત્યાંજ પડતું મેલાયેલું રહેવા દઈ વરંડામાંથી બહાર ગયા, અને દૂર આવેલાં ઝાડોની ઘટાની છાયામાં જઈ નિરાંતે બેઠા.

ભગત મંડળી આવી વેળાએ મહારાજ પાસે જવાની હિંમત ન કરતી હોવાથી, તેમના પાછા ફરવાની વાટ જોતાં તે સઘળાં છેટેજ ઉભાં રહ્યાં, પણ પાછા ફરવાને બદલે મહારાજ તો સમી સાંજ વેર ત્યાંજ બેસી રહ્યા. મહારાજ છેવટે બીજે રસ્તે ફરી આવી, ત્યાં મૂકેલાં નરકનાં કુંડાંને અઢેલી આરામથી સઘળો તમાશો નિહાળતા બેઠા. એ અરસામાં સઘળો વખત તેઓ કાંઇ ને કાંઈ બડબડયા કરતા હતા. થોડીક વાર પછી મંગોળકરે પુજાની થાળ લાવી મહારાજની પુજા કરવા વિનંતિ કીધી. તે પુજાની થાળી મહારાજે જમીન પર મેલવા કહી, તેમાંનું અત્તર, ગંધ વિગેરે પેલાંજ નરકનાં કુંડાંમાં નાંખી દઈ, તે પુલોના હારને કુંડી પર ચઢાવ્યો! મહારાજની આ રીતથી મંગોળકર નારાજ થયો, અને સહેજ બડબડયો; જેથી મહારાજે રિસે ભરાઇ તેને મ્હેણું મારી બે વાતો કહી સંભળાવી. આથી લજવાઇને તે શાંત પડયો, પછી મહારાજને નહવડાવવા માટે ચૌરંગી ધરી તે પર તેઓને બેસવાને નરમીથી અરજ કીધી. આ જોઇ મહારાજ વધુ રિસે ભરાયા, અને ત્યાં મેલેલી તેની ચૌરંગી એકદમ સળગાવીને બાળી નાંખવા હુકમ કર્યો, પણ તેણે તેમ નહિ કરવાથી મહારાજ ઠપકો આપતાં બોલ્યા;

"ત્હારૂં દિલ હજી આ ચૌરંગીમાંજ ભરાયલું છે!" આ સાંભળી વધુ પસ્તાવો કરી મંગોળકરે તે ચૌરંગી ત્યાંથી ઉપાડી લઇ જઈ બાળી નાંખી.

અન મોલ મોતી સીપકો, સીપને ના પયછાનો કો કાલ;
હીરો ખાનકો પાસાન માંહે, મુગતકો હય ભૂપાલ.

એ પછી થોડીવારે વિનાયકરાવે પોતાનો પુજાનો સામાન આગળ ધરી મહારાજની પુજા કરવા ઇચ્છા જણાવી. આ વેળાએ મહારાજ જોકે પોતાની અસલ હાલતમાં હતા નહિ, છતાં પણ તેમણે પુજા કરવા દીધી. સઘળું થઇ રહ્યા બાદ વિનાયકરાવે ભંડારાનું ભોજન સર્વમાં વહેંચી આપવા જ્યારે મહારાજને અરજ કરી ત્યારે મહારાજ બોલ્યા;

"હું આજે મ્હારા હોશમાં નથી, માટે તમારે જોઈએ તેમ કરો અને મ્હને સતાવો નહિ!"

વિનાયકરાવ તથા તેના ભાઈએ મહારાજને કરગરીને સમજાવ્યા, અને આટલી એક કૃપા કરવા વિનંતિ કીધી, પણ તેઓને કશો જ જવાબ આપવાને બદલે મહારાજ કંટાળીને ત્યાંથી ઉઠી સામેની દિશાએ ચાલતા થયા. તે બન્ને પ્રેમી ભાઇઓ પણ તેમની પાછળ પાછળ ચાલ્યા. આ જોઈ મહારાજ ગુસ્સે થયા, અને તેઓ જો પાછા ન ફરે તો તેઓને માર મારવાની ધમકી આપી. આટલું છતાં પણ હિંમતથી તે બન્ને ભાઈઓ સઘળું સોસી લેવા રાજી થઇ બોલ્યા કે; "મહારાજ ભલે હમોને માર મારો, તેઓ તેમનો માર ખાવા પણ

તૈયાર છે, પણ માત્ર એટલું જ ઇચ્છે છે કે, તઓએ પોતાના પવિત્ર હાથે ભંડારાનું ભોજન સઘળાઓને વહેંચવું!" તેમના આવા પ્રેમભર્યાં શબ્દોથી મહારાજ લગાર શાંત થયા, અને પાછા હમેશની રીત મુજબ ભોજનની વહેંચણી કરવા લાગ્યા.

આ બનાવની અગાઉના દિવસોમાં મહારાજે આગાહી કરતાં પ્રથમથી જ સર્વને જણાવ્યું હતું કે; "એક વખત એવો પણ આવશે, કે જ્યારે આ જગ્યાએ સઘળી કોમના લોકો, યુરોપિયનો સુધાં હ્યાં ભેગા મળશે, અને આમ થયા પછી મ્હારે હ્યાંથી ચાલી જવું પડશે; તે વેળાએ આ ખડકપૂરને મ્હારે છેલ્લી સલામ કરવી પડશે, તથા તમો સઘળાંથી મ્હને છુટું પડવું પડશે." તે દિવસ કયારે આવશે તે જાણવાની જિજ્ઞાસાથી તે સઘળાં મહારાજને જ્યારે પૂછતાં, ત્યારે તેઓ કહેતા કે; "કાલે; પરમ દિવસે!" પણ આવી ઘણીક કાલ પરમ વિતવા છતાં જોકે તે દહાડો આવ્યો જ નહિ, તો પણ આગળ ચાલતાં જણાશે કે, લાંબા કાળ પછી પણ અંતે તે દિવસ આવ્યો હતો ખરો; અને મહારાજે કરેલી આગાહી સદંતર સાચી જ નિવડી હતી.

રાવસાહેબ **વિનાયકરાવ સીગવેકર** પોતાના ભાઈ જોડે થોડાક દિવસ માટે ખડકપૂરમાં રહેવા આવ્યા હતા. રાવસાહેબના ભાઇ કદી અન્ન ન ખાતાં માત્ર દૂધ, ફ્રુટ અને મિઠાઈ ઉપર જ પોતાની જીંદગી ગુજારતા હતા. આ ગ્રહસ્થના માથના તેમજ દાઢીના વાળ અતિશય વધ્યા હતા. વળી તેઓ **અકલકોટના** સ્વામીના **બાલપ્પા** નામના ભકતના શિષ્ય થતા હતા. આ ભકત **બાલપ્પાને** અનુભવ થયો ન હતો, અને તે માત્ર દુધ ઉપરજ રહેતા હતા. ખડકપૂરમાં આવી રહ્યા પછી રાવસાહેબના ભાઇ મહારાજના દર્શને આવ્યા. મહારાજે તેને કદી દીઠો ન હતો. થોડી વાતચિત્ત પછી તે ગ્રહસ્થને ત્યાંથી ચાલી જવા કહ્યું; પણ તે હા કહીને ત્યાંથી ઉઠયોજ નહિ. મહારાજે તેને આ મુજબ વારંવાર ત્યાંથી ચાલી જવા કહેવા છતાં તે ઉલટો વધુ નજદીક આવી બેઠો. ફરીને મહારાજે એક નહિ પણ ત્રણ ત્રણ વાર તેને ઉઠી જવા સમજાવ્યો, પણ તે ગ્રહસ્થે તેમના કહેવા ઉપર કશુંએ ધ્યાન આપ્યું નહીં. તેના આવા દુરાગ્રહથી રિસે ભરાઈ અંતે મહારાજે તેને એક તમાચો ખેંચી કહાડયો, છતાં તે ત્યાં જ બેસી રહ્યો. હજી પણ નહિ માનવાથી મહારાજે એક બીજો તમાચો તેને ખેંચી કાઢયો, પણ આવા મારની તે શખ્સ ઉપર કાંઇએ અસર ન થઇ; જે જોઇ મહારાજ વધુ રિસે ભરાયા. તેમણે હવે બાજુમાં પડેલું એક મજબુત લાકડું ઉપાડી લઈ તે વડે તેને મરે હાલ માર માર્યો! અજાયબ જેવું તો એ હતું, કે આટલો માર ખાધા છતાં પણ તે જીદ્દી ગ્રહસ્થ ત્યાંથી ઉઠયો જ નહિ! તેની આવી ચાલથી મહારાજ હદ વિનાના ગુસ્સે થયા, અને હવે તેમણે

ભુંડી ગાળો ભાંડવા માંડી. એ પછી મહારાજે અકલકોટના સ્વામીની તારીફ ગાતાં, તે પુરૂષની આવી નાલાયક ચાલ પર ફીટકાર નાંખી, તેની સાત પેઢી ધોઇ નાંખી. જોકે અગાઉ કદી મહારાજે તેને જોયો ન હતો, છતાં પોતે તેને ઓળખે છે એવું જણાવી તેમણે તેની નિશાણી આપી; અને છેવટે બોલ્યા:—

"ઠીક; ત્યારે હવે જો એમજ છે તો આટલું એક કામ કર, કે જ્યાં સુધી હું તને ઉઠવા કહું નહિ ત્યાં સુધી ત્યાંથી તું સહેજ પણ હાલતો ના; આથી ત્હારૂં ધારેલું કાર્ય સિધ્ધ થશે !"

આટલું કહી મહારાજ માંહે જઇ બેઠા. તે શખ્સ જોકે થોડોક વાર મહારાજના કહ્યા મુજબ ત્યાંજ બેસી રહ્યો, પણ પછી ત્યાંથી ઉઠી પોતાને ઘરે ચાલતો થયો. તેના ચાલ્યા જવા પછી તેનોજ ભાઈ રાવ સાહેબ **વિનાયકરાવ** તથા બીજાઓ મહારાજ પાસે આવી, તે હઠીલા ભાઇની નઠારી ચાલ માટે દિલગિરી જણાવી તેના વતી તેઓએ માફી ચાહી.

રાવ સાહેબ **વિનાયકરાવ સીંગવેકર**નો બીજો ભાઇ **શ્રીધરપંત** મહારાજને માનતો નહિ; કેમકે મહારાજની સત અવસ્થા પર તેને લગારે વિશ્વાસ હતો જ નહિ; જો કે તેની બાયડી **આનંદીબાઇ** મહારાજને પૂર્ણ ભકિત ભાવથી માનતી હતી. **શ્રીધરપંત** એકાએક આજારી પડવાથી તેને બીજે ગામ લઇ જઇ કોઇ ડોકટરની સારવાર હેઠળ રાખવામાં આવ્યો. જે ગામમાં તેને લઇ જવામાં આવ્યો, ત્યાં તે હર હમેશ પોતાની સનમુખ મહારાજના જીવતા જાગતા આકારને જોતો થયો ! આ રીતના મહારાજના ચાલુ દેખાવથી હવે **શ્રીધરપંતે** પોતાના ઘરના માણસોને વિનંતિ કરી પોતાને ખડપૂરમાં મહારાજની સમક્ષ લઇ જવા બહુએ આગ્રહ કર્યો, પણ તેની આ અરજ પર ધ્યાન ન આપતાં તેના કુટુંબીઓએ તેને માત્ર ડોકટરની દવા પાવી ચાલુ રાખી. પરન્તુ તે દિન પર દિન વધુ અને વધુ બિમાર પડતો ગયો. **શ્રીધરપંત** હરઘડી પોતાના કુટુંબીઓ આગળ રડી પડી પોતાને ખડકપૂમાં મહારાજના ચરણ આગળ લઇ જઇ મેલવા આજીજી કરતો હતો. તેની આવી દશા જોઇ તેઓએ તેને ખડકપૂર મોકલવાનું સલાહકારક ધાર્યું, અને તેના ભાઈ રાવસાહેબ વિનાયકરાવને ત્યાં ખડકપૂરમાં લાવવામાં આવ્યો. ત્યાં આવ્યા પછી તે એટલો તો અશકત અને નાતવાન થઈ પડયો, કે બિછાનામાં પણ હાલી શકતો ન હતો. આટલું છતાં પણ મહારાજ પાસે પોતાને લઇ જવાને **શ્રીધરપંતે** પોતાના ભાઈ તથા બીજાઓને અરજ કરવી ચાલુજ રાખી હતી. આ સઘળી હકીકત શ્રીધરપંતની બાયડી **આનંદીબાઇએ** મહારાજને કહી સંભળાવી, પણ તેને પોતાની સમક્ષ લઇ આવવાની મહારાજે ચોખ્ખી ના પાડી, અને પોતે પણ તેને મળવા જવાની દરકાર કરી નહિ. આથી તે બિમાર શખ્સ મહારાજનાં દર્શન માટે એક સરખો રડતોજ

રહ્યો. તેની આવી રોજની રડાપિટથી ઘરનાં માણસો કંટાળી જઈ દયા લાવી મહારાજને વારંવાર વિનંતિ કરતાં રહ્યાં. કેટલાક દિવસો પછી મહારાજે તેઓને કહ્યું:—

"હું તેની મુલાકાતે જરૂર જઈશ, માટે તેને કહો કે હાં આવે નહિ !"

આ વચન આપ્યા છતાં પણ મહારાજ તે દરદીની મુલાકાતે જવાની કશી કાળજી કરતા જણાતા ન હતા. શ્રીધરપંતનું રડવાનું કાંઈ બંધ પડયું ન હતું. મહારાજને મળવાની ઇંતેજારીમાં તે દરદી પોતાના કુટુંબીઓને તરેહવાર આજીજી કરી કહેતો કે;

"કાં તો મ્હારી ખાટલી ઉપાડી મહારાજ પાસે લઈ જઈ મેલો, કાં તો તેઓશ્રીને મ્હારી મુલાકાતે લાવો; તેમનાં દર્શન લીધા વિના હું કદી મ્હારો પ્રાણ છોડનાર નથી. મ્હને આ મુજબ રિબાવ્યામાં કશો સાર નથી !"

એક દિવસે મહારાજ નરકના કુંડાંને અઢેલી ઈશ્વરી આનંદમાં લીન થઈ બેઠા હતા, તેટલામાં ભકતોના ત્યાં આવી ચઢવાથી તેઓ પડવીમાં ગયા. પેલા ભગતો પણ મહારાજની પાછળ પાછળ ચાલ્યા કીધા, અને **શ્રીધરપંત** સાજો થશે કે નહિ તે જાણવા માટે મહારાજને સવાલો પૂછવા લાગ્યા. મહારાજે તેઓને ખાત્રી આપતાં કહ્યું કે;

" તે બિમાર શખ્સ ચાર દિવસ પછી તદનજ સાજો થશે ! " મહારાજે શ્રીધરપંતના કુટુંબીઓને જણાવ્યું કે; " હર ઘડી તે દરદીને એમજ કહેતાં રહેવું, કે મહારાજ આવે છે ! "

આ આજ્ઞાનુસાર તેઓ જોકે અમલ કર્યાં જતાં હતાં, છતાં તે દરદીનું રડવાનું તો હરઘડી ચાલુજ રહેતું હતું. તે ચાર દિવસ પછી સાજો થવાની પોતાના ભગતોને મહારાજે આપેલી ખાત્રી પછીના બરાબર ચાર દિવસ હવે પૂરા થયા હતા. મહારાજના કહેવા મુજબ તે દરદીના સાજા થવાના દિવસે, જ્યારે પડવીમાંજ તેઓ બેઠા હતા, ત્યારે તે બિમારે મહારાજના આકારને પોતાની સનમુખ આવી ઉભેલો દીઠો ! અંતે મહારાજને પોતાની મુલાકાતે આવેલા જોઈ શ્રીધરપંત હર્ષઘેલો થઈ ગયો.

આશ બડી પ્યાસી સારી, ગંગાસે ના છીમાએ;
જબ મીલે જોગ સારથકકોં, જબહી તૃપ્ત હો જાએ.

છેવટે શ્રીધરપંત પોકારી ઉઠયો:—" અરે, જૂઓ રે ! મહારાજ આખરે હાં આવ્યા છે ! આહા ! આજે હવે હું તેઓશ્રીને મળ્યો છું ! મહારાજના દર્શનનો લાભ અંતે મ્હને મળ્યો છે ! કેવી ખુશાલી ! તેઓ મ્હને ઇશ્વરના ઘરે લઇ જાય છે ! મહારાજ વિના તમો કોઈની પણ સાથે પણ મ્હને કશો સંબંધ નથી. "

આટલું કહી તે બિમારે બોલવાનું બંધ કર્યું. **શ્રીધરપંતના** મુખથી નિકળેલા તે છેલ્લાજ શબ્દો હતા, કેમકે તેજ દિને સાંજે તેણે પોતાનો પ્રાણ તે કિરતારને હવાલે કર્યો હતો.

એકવાર રાવ સાહેબ **વિનાયકરાવની** પુત્રી **સોનાબાઇ**, જેણી પોતાને સાસરેથી બાપને ત્યાં ખડકપૂરમાં થોડા દિવસ રહેવા આવી હતી, તેણી મહારાજનાં દર્શને સાંજે પાંચ વાગે આવી ઉભી. મહારાજનો આ વખત એકાદ ભંગીને ઘરે જઈ દાણો દળવાનો હતો, જેથી **સોનાબાઈને** પાછી ઘરે જવા ફરમાવ્યું, પણ તેણીએ તેમ કરવાની ના પાડતાં જણાવ્યું કે;

"આપ જ્યાં પણ જશો ત્યાં હું પણ સાથેજ આવીશ!"

મહારાજે કશો વાંધો ન લેતાં ત્યાંથી ચાલવા માડયું, અને કોઇ એક ભંગીનું ઘર આવી લાગતાં તે માંહે દાખલ થઈ દાણો દળતી એક ભંગિયેણની જોડમાં બેસી જઇ મહારાજ તેણીની મદદે લાગ્યા. હ્યાં ફરી મહારાજે **સોનાબાઇને** ઘરે જવા ફરમાવ્યું, પણ તેણીએ તેમ ન કરતાં મહારાજ ભેગી દળવા બેઠી. મહારાજે તેમ કરવા ના પાડી છતાં તેણી પોતાની હઠ પકડી બેઠી; જેથી અંતે નાચારીએ મહારાજે તે ભંગિયેણને દળણું દળતી ઉઠાડી તેણીની જગ્યાએ **સોનાબાઇને** બેસાડી. સાંજે દળવાનું પૂરૂં થવાની વેળાએ ભકત મંડળી મહારાજનાં દર્શને આવી ચઢી. તે સઘળાં મહારાજને ત્યાંજ પગે લાગી વિદાય થયાં. હ્યાં ફરી મહારાજે **સોનાબાઇને** ઘરે જવા હુકમ કર્યો, પણ તેણીએ હજી નાજ કહેવાથી મહારાજે તેણીની ઈચ્છા મુજબ પોતાની પાસેજ તેણીને રહેવા જણાવ્યું. એ પછી તે બન્ને ત્યાંથી પડવીમાં આવ્યાં; જ્યાં રાત્રે પોતાના ભોજનમાંથી મહારાજે થોડુંક **સોનાબાઇને** પણ ખાવા માટે આપ્યું. સઘળું થઇ રહ્યા પછી આરામ કરવા માટે મહારાજે **સોનાબાઇને** એક ટાટ આપી, જે ઉપર તેણી આરામથી એક કોર માંડી સુતી, તે છેક સહવાર લગી બીજી કોર ન બદલતાં ભર ઉંઘમાં શાંત પડી રહી. સહવારે ઉઠી મોં હાથ ધોઇ સઘળું આટોપી લીધા પછી **સોનાબાઇએ** પોતાની રાતની ઉંઘણસી હાલતનું મહારાજ પાસે બ્યાન કરતાં કહ્યું:-

"આપે આપેલી ટાટ ઉપર જેવી હું સૂતી, કે તરત હું નિદ્રાવશ થઈ ગઈ. ઉંઘમાં પડયા પછી પાછી ઉઠી ત્યાં સુધી હું એક એવી હાલતનો અનુભવ લેતી રહી, કે જેવો અનુભવ મેં આજ પર્યંત મેળવ્યો જ નથી. મ્હારા તે અનુભવમાં હું સઘળો વખત માત્ર પ્રકાશજ જોતી રહી હતી. હું પોતે પ્રકાશમાં હતી, તેમ મ્હારી આસપાસ સઘળે બસ પ્રકાશ જ પ્રકાશ હતો!" મોટાં માણસો આપણને દરજ્જે ચઢાવે ત્યારે તે દરજ્જાને દરિયાની સફરના જેવો સમજવો. દરિ-

યાની સફર જેમ લાભકારક છે તેમ વળી તેટલી જ પ્રાણઘાતક પણ છે. દરિયામાંથી અગર તો દ્રવ્ય પ્રાપ્ત થાય, અગર તો દરિયાના મોજાઓના તમાચા ખાતાં થઈ જવાય.

આ પછીના બે ત્રણ દિવસો સુધી જોકે **સોનાબાઈ** મહારાજ સાથે વરંડામાં પડી રહી, અને રાત પણ ત્યાંજ પસાર કરી, છતાં જે અનુભવ તેણીએ પહેલી રાતે મેળવ્યો હતો તે ફરી કદી તેણીએ અનુભવ્યો જ નહિ. મહારાજ સાથે રહેવા માટે **સોનાબાઈ**ના માત-પિતાએ જોકે કદી સહેજ પણ વાંધો લીધો ન હતો, તો પણ મહારાજે ચોથે દિવસે તેણીને પોતાની સાથે રહેવા ન દેતાં, ઘરે વિદાય કીધી.

એકવાર એક ભંગી સ્ત્રીએ સ્નાન કરી રહ્યા પછી બ્રાહ્મણ રૂઢી પ્રમાણે ભોજન રાંધ્યું; અને તે નૈવેદ તથા પુજાને લગતો સઘળો સામાન પોતાની સાથે લઈ મહારાજના દર્શને આવી. આ વેળાએ મહારાજ પાસે કોઈ પણ બ્રાહ્મણ સ્ત્રી હાજર ન હતી. તે ભંગી સ્ત્રીએ મહારાજને અરજ કીધી કે,

"મેં બ્રાહ્મણ રૂઢીએ આ સઘળું રાંધી તૈયાર કર્યું છે, તો કૃપા કરી મ્હારી પુજા અને આ ભોજન આપ સ્વીકારશો એવી આશા છે." આ સાંભળી મહારાજે કહ્યું:—

"ભલી બાઈ! ત્હારૂં હૃદય સ્વચ્છ છે, તો વસ્તુતઃ તું એક બ્રાહ્મણ જ છે. ત્હારૂં શરીર ભંગીનું છે, છતાં ત્હારૂં દિલ સાફ હોવાને લીધે હું ત્હારી અરજ સ્વીકારૂં છું, અને ત્હારી પુજા તથા ભોજન ખુશીથી કબુલ રાખું છું!" મહારાજની પુજા કરી, તેણીએ લાવેલું ભોજન તેમના પાસે મેલ્યું, જે ખુશીથી ખાઇને તેણીના જ હાથનું મહારાજે પાણી પણ પીધું.

બીજા ભંડારા આપનારાઓની માફક **ચકનાથરાવે** પણ પોતાના તરફના ભંડારા ત્યાં મહારાજની પડવી ઉપર આપ્યા હતા. આવા ભંડારાની વેળાએ પ્રથમ મહારાજની પુજા કરવામાં આવતી હતી. તેઓ નરકનાં કુંડાંને અઢેલીને બેસતા હતા, જ્યાં તેમની પુજા કરવામાં આવતી હતી. જે દિને **ચકનાથરાવે** ભંડારો કર્યો તે દિને મહારાજ નિયમાનુસાર કુંડાં પાસે બેઠા હતા. આ વેળાએ **ચકનાથરાવ** તથા તેની સ્ત્રી **અંજીનાબાઈ** મહારાજની પુજા કરવા અર્થે તેઓની નજદીક આવ્યાં. ત્યાં મહારાજે તેઓ સનમુખ પોતા પાસે નરકમાં પડેલી કોઈ જુની ખાસડાંની એક જોડી આગળ ધરી; અને તે નરકથી ખરડાએલા, મેલા ફાટેલા જોડાની પુજા કરવા તેઓને હુકમ કર્યો. **ચકનાથરાવે** પોતાની પત્નિને મહારાજ જેમ કહે તેમ કરવાની તાકીદ કરી; જેથી તેણીએ તે મેલાં ખાસડાંની જોડીની પુજા કીધી, જે પછી ખુદ ચકના-

ચડાવે પોતે પણ તે જોડાની, અને તે પછી મહારાજની પોતાની પણ પુજા કીધી. સઘળું થઈ રહ્યા પછી મહારાજે અંજીનાબાઈને તે ખાસડાંની જોડ ઘરે લઈ જઈ સંભાળવા હુકમ કર્યો, અને તેણી તે પોતાને ઘરે લઈ ગઈ.

સદ્દગુરૂ મારફતે કાંઈ પણ પ્રાપ્ત કરવાને લગતા ચોક્કસ પ્રયોગોને જાણનારો એક હિંદુ રોજ સાંજના ચાર વાગતાને સુમારે આવીને જ્યાં મહારાજ પોતાનું મેલું નાંખતા, તે જગ્યાની પાસે એક ખાડો ખોદી તેમાં અગ્નિ સળગાવતો. પછી ચોકકસ ક્રિયાને લગતી ચીજો તે અંગારમાં નાખી અમુક મંત્રો ભણતો, તથા તે અગ્નિ કુંડની આસપાસ પ્રકાશ નાંખી રહ્યા પછી ત્યાંથી ચુપ ચુપ ચાલ્યો જતો હતો. મહારાજના દર્શને પણ તે કદી આવતો ન હતો. આ પ્રમાણે કેટલાક દિવસો સુધી તેણે ચાલુ રાખ્યું; દરમ્યાનમાં મહારાજ કદી કદી બડબડતા સંભળાતા હતા કે;

"આવા પણ ઇનશાનો જગતમાં જીવે છે, જેઓ ક્રિયા કારસ્ઠાનથી સદ ગુરૂની શકિત મેળવવા માંગે છે. મ્હારાથીજ જો કોઇ તેવી શકિત પ્રાપ્ત કરી શકાતી હોય તો મ્હારે તેમાં શી હરકત છે? પાણી ગમે એટલું પણ વપરાએ તેથી શું થયું? દરિયાનું પાણી કોઇ દવિસ ઓછું થઇ શકે વારૂં?"

એકવાર રાત્રે શુમારે બાર વાગે મહારાજ ઓટલા પર આસાયસ લેતા સજાગ્રત પડયા હતા. આવી મોડી રાત્રે એક આકાર તે વરંડામાં દાખલ થયો, જેને જોઈ મહારાજે પૂછ્યું:— "એ કોણ છે?"

તુરતજ તે આકારે નરમાસથી ઉરદુ ભાષામાં જવાબ દીધો: "બાબા! વો તો મએં હુઉં!" પછી તે આકાર નજદીક આવ્યો અને અદબ વિવેકથી મહારાજની સનમુખ બેઠો. આ વેળાએ મહારાજે તે આકારને એક પળ ધારી ધારીને જોયું તો જણાયું કે, તે આકાર એક મુસલમીન સ્ત્રીનો હતો, જેણીના ચહેરા પર નકાબ હતો. તે સ્ત્રીને પોતા પાસે આવી બેઠેલી જોઈ મહારાજે પૂછ્યું:—

"બાઇ! તમે કોણ છો? આવી મોડી રાત્રે અત્રે મ્હારી પાસે આવવાની શી મકસદ છે?"

મહારાજના આ સીધા સવાલનો જવાબ આપવાને બદલે, તેણીએ સુંદર પકવાનોથી ભરેલી એક થાળ મહારાજ સનમુખ ધરી, અને તેમના ચરણો પર પોતાનું શીર ઝુંકાવી કુરાનના ચોક્કસ કલામો પઢવા લાગી. એક ને એક પવિત્ર કલામો તેણીએ કેટલોક વખત પઢયાજ કીધા, અને પછી તેણીએ પોતાનું મસ્તક મહારાજના ચરણો પરથી ઉપાડી લીધું; ત્યાર પછી ધીરેથી પોતાના મોં ઉપરનો બુરખો કહાડી લઇ, ઘણાજ ગંભીર અવાજે નરમાસથી બોલી;

"બાબા! મેં ખરાં દિલથી આ ભોજન ખાસ આપના માટે તૈયાર કર્યું છે, તો કૃપા કરી તેમાંથી થોડુંક ખાઈ મ્હને કૃતાર્થ કરો!"

" હું આ ભોજન ચાખું તે પહેલાં ખુલાસો કરી કહો, " મહારાજે કહ્યું; " કે આવી મોડી રાત્રે તમે એક સ્ત્રી છતાં હ્યાં એકલાં શા માટે આવ્યાં છો ? તમારો ખાવીંદ છે કે કેમ ?

મહારાજના છેલ્લા પ્રશ્નનો તેણીએ હાકારમાં જવાબ વાળ્યો, પણ વધુ કાંઈ બોલી નહિ. જેથી ફરી મહારાજે તેણીને પૂછયું;

"તું હ્યાં આવી છે, એ ત્હારો ધણી જાણે છે ?"

"હા." તે સ્ત્રીએ કહ્યું; "મ્હારા ધણીએ જ મ્હને હ્યાં મોકલી છે."

આ સાંભળી મહારાજે પૂછયું:—

"તું ઘરેથી નિકળીને આખે રસ્તે શું એકલી જ આવી છે ?"

"ઘરથી અમે બન્ને સાથેજ નિકળ્યાં હતાં;" તે સ્ત્રીએ ખુલાસો કરતાં કહ્યું; "જો કે મ્હારો ધણી સડક સુધી મ્હારી સાથેજ રહ્યો હતો, પણ ત્યાંથી તેણે મ્હને હ્યાં એકલી જ મોકલી. હું સડક છોડયા પછી અહીં સુધી એકલી જ આવી છું."

"ઠીક ત્યારે;" મહારાજ બોલ્યા; "હવે મ્હને તું કહે, કે આવી મોડી રાત્રે તને હ્યાં સુધી એકલી મોકલવાની ત્હારા ધણીને શી જરૂર પડી ? ત્હારૂં હ્યાં આવવાનું મ્હને કારણ જણાવ !"

"બાબા !" તે સ્ત્રીએ હાથ જોડીને કહ્યું; " હું આ પહેલીજ વાર આપના દર્શનનો લાભ મેળવવાને ભાગ્યશાળી થઈ છું; જો કે મ્હારો ધણી તો અત્યાર આગમચ આપના દર્શન લેઈ ચુકયો છે ! તે અલ્લાનો એક સાચો આશક છે. વળી તે આપના ધર્મને પૂરો માનનારો છે; એટલુંજ નહિ, પણ તે આપના પવિત્ર ધર્મની પવિત્ર આજ્ઞાઓ પ્રમાણે ચાલનારો પણ છે. તેણે પોતાની પૂરી ખાત્રી કરી લીધી છે, અને તે પાકા વિશ્વાસથી માને છે, કે આપ અલ્લામાં મળી જઈ અલ્લા જ થયા છો. આ કારણે આજે તેણે મ્હને હુકમ કર્યો, કે મ્હારે હાથે પકાવેલાં સુંદર પકવાનો આપને માટે ખાસ ઉપાડી લઈ જવાં; અને આપના પવિત્ર કદમો પર મ્હારૂં માથું નમાવી રાખી પવિત્ર કુરાનના ચોકકસ મંત્રો અમુક વખત મ્હારે પઢીને આ રાંધેલા ખોરાકમાંથી થોડુંક મ્હારા હાથે આપને ખવડાવી, મ્હારી ફરજ અદા કરવી. આપ જાણતા તો હશોજ, કે આજે હમારા પવિત્ર ધર્મનો ખાસ મુબારક દિવસ છે, જેથી આવા એક શુભ દિને મ્હારી મારફતે આ ક્રિયા કીધાથી અલ્લાતાલાની કૃપા આપની મારફતે મેળવવાની મ્હારો ધણી ઉમેદ રાખે છે. બાબા ! હું મ્હારા ખાવીંદને જાનો જીગરથી ચાહું છું, તેમજ તે પણ મ્હને સાચા પ્રેમથી ચાહે છે, વાસ્તે ખુદાને ખાતર હમારી પર દયા લાવી, આ ભોજનમાંથી થોડુંક ખાઈ, મ્હારા

ખાવીંદના મનની મુરાદ બર લાવવા માટેની આપ દુઆ કરો, જેથી તે સુખી થાય અને તેના સુખમાં હું પણ મ્હારૂં સુખ મેળવતી રહું!"

આટલું કહી તે સ્ત્રી મહારાજના જવાબની ઉમેદ ધરાવતી અતિ દયાજનક ચહેરો કરી હાથ જોડીને બેઠી. મહારાજે કહ્યું:

"જો એમ જ છે તો ભલે તમારી મરજી મુજબ થવા દો! તમારાં લાવેલાં ભોજનમાંથી મ્હારા ખાધાથી તમને લાભ થતો હોય તો હું તેમ ખુશીથી કરીશ. આમ કહી આણેલાં ભોજનમાંના બે નવાળા મહારાજે તેણીના હાથેજ મોંમાં મેળાવ્યા; પછી ફરી એકવાર તે સ્ત્રીએ પોતાનું શીર મહારાજના કદમો પર મેલી પવિત્ર કલામો ભણી થાળ લેઇ ત્યાંથી ચાલી ગઇ.

એકવાર સહવારે નવ વાગતાને અમલે કેટલાક મુસલમાનોની એક ટોળી મહારાજના દર્શનાર્થ આવી ચઢી; જે વેળાએ મહારાજ પોતાની બેઠક પર અખંડ સમાધિમાં પડયા હતા. મહારાજને આવી હાલતમાં જોઇ તે સઘળાઓ વરંડાના એક ખુણામાં જઈ બેઠા. ઘણીવાર સુધી ધીરજથી રાહ જોયા છતાં પણ જ્યારે મહારાજ પોતાની હાલતમાંથી હુશિયાર ન જ થયા ત્યારે મહારાજને શી રીતે પોતાની હાજરીથી માહિતગાર કરવા તેની એક બીજા સાથે માંહોમાંહે ગુસગુસ કરવા લાગ્યા. સઘળાઓના મતને મળતા થઇ તે ટોળીમાંના એકે મહારાજની આસપાસ ગોળ ફરતી બધે બધ અગરબ-તીઓ સળગાવી સુગંધી ધૂમાડો કર્યો; છતાં પણ મહારાજ કાંઈ જાગ્રત થયા નહિ. તે ટોળીની આ યુકિત નિષ્ફળ નિવડયાથી તેઓ ફરી બીજી યુકિત માટે એકમત થયા. એક બીજાની સલાહ લેવા માંડી. અંતે તે ટોળીમાંના બીજા એકને આગળ કરવામાં આવ્યો, જેને એક બીડી હાથમાં આપી મહારાજને તે પીવા માટેની અરજ કરવાનું કહેવામાં આવ્યું. આ ઉપરથી તે શખ્સ મહારાજ પાસે ગયો અને તે બીડી હાથમાં ધરી બોલ્યો;

"બાબા! આ બીડી પીઓ!" પણ આ બીજીવારની યુકિત પણ નિષ્ફળ જ નિવડી, કેમકે મહારાજ તરફથી કશો પણ જવાબ તેને મળ્યો નહિ પછી તે ટોળીએ એવો મનસુબો કર્યો હતો, કે મહારાજ જો રિસે ભરાઇ પેલા બીડી આપનારને ફટકાવી કહાડે, તો બાકીનાં બીજાં સઘળાંએ ત્યાંથી ઝટ પોબારા ગણી જવા. આ ઠરાવથી હિમ્મત આણી તે ટોળીમાંના એકે, પેલા બીડી આપનારને કહ્યું:—

"પહેલાં બીડી સળગાવ અને પછી તેઓશ્રીને પીવા માટેની અરજ કરી જો, મ્હારી ખાત્રી છે, કે એમ કરવાથી તું જરૂરજ ફાવશે."

પેલા માણસે પોતાને મળેલી સલાહ મુજબ પણ કરી જોયું, છતાં આ ત્રીજીવારની તેઓની યુકિત ફરીને નિષ્ફળ નિવડી, કેમકે મહારાજ તરફથી

તેઓને કયો જવાબ જ મળતો ન હતો. હવે વળી તેઓએ પેલાને તે સળગાવેલી બીડીની ફુંકણી મહારાજના મોંમાં પોતાના જ હાથે મૂકવાની સલાહ આપી; જેથી મહારાજ જરૂર હુશિયાર થવા જ જોઇએ એવી તે લોકોની પાકી ખાત્રી હતી; અને આ વેળાએ તેઓની ધારણા ખરી જ પડી હતી. જ્યારે આ ચોથીવારની યુક્તિ અમલમાં મેલવામાં આવી ત્યારે મહારાજ સહેજ હાલતા જણાયા, અને થોડી વાર પછી જ્યારે તેઓ પોતાના પૂર ભાનમાં આવ્યા ત્યારે મુસલમાન ભક્તોની આ ભેગી મળેલી મંડળી તરફ જોઇને પૂછ્યું:–
" તમો સઘળાં કોણ છો ? "

" બાબા ! " તે ટોળીએ જવાબ આપતાં કહ્યું; " હમો સઘળાં મુસલમાનો છીએ, અને હ્યાં આપના દર્શનાર્થે આવ્યાં છીએ. આપ અલ્લાની યાદમાં લીન હોવાથી, આપને પાછા સજાગ્રત હાલતમાં લાવવા માટે આ યુક્તિ કરવી પડી છે, કાંકે આપના મૂખ કમળમાંથી કાંઈ બોધદાયક શબ્દો સાંભળવાની હમારી ઇચ્છા છે. આશા છે કે, હમારાં આ વર્તન માટે આપ દરગુજર કરશો.. " પેલા બીડી લઈ જનાર ઇસમે તે બીડી મહારાજને પીવા માટે આપવા ઇચ્છા કરી, પણ મહારાજે તે પહેલે પ્રથમ તેને જ પીવા કહી. તેણે બીડી પીધા પછી તેજ બીડી મહારાજે તેની પાસેથી લઈ પોતાના મોંમાં ઘાલી અને નિરાંતે પીવા માંડી. થોડીક વાર સુધી બીડી ફુંક્યા પછી ફરી મહારાજે તેજ બીડી પેલા મુસલમાનને આપી, જે તેણે પીધી, અને પછી વળી મહારાજને પીવા માટે આપી. આ મુજબ કેટલીક વાર સુધી ચાલ્યા જ કીધું. પછી મહારાજ તે મુસલમાન મંડળી તરફ જોઈ શાંતપણે બોલ્યા;

" હું જ્યારે બાળ વયનો હતો, ત્યારે મુસાફરીએ જતાં માર્ગ ભૂલવાથી કોઇ એક અજાણ્યા ગામમાં હું જઈ પહોંચ્યો. તે ગામમાં હું અજાણ હોઈ કોઇને પણ ઓળખતો ન હોવાથી, મ્હને ત્યાં કયાંયે પણ સુવા બેસવા કે ખાવા પીવાની જગ્યા જણાઈ નહિ, જેથી હવે મ્હારે શું કરવું તથા મ્હારે કિયો માર્ગ લેવો તેના ભારે અંદેશામાં હું પડયો હતો. હું મ્હારા વિચાર કરતો ઉભો હતો, એટલામાં ત્યાં એક વૃદ્ધ ડોસી એકાએક આવી ચઢી, અને મ્હને ગભરાયેલો જોઇ મમતાથી પૂછવા લાગી:—

" છોકરા ! તું આમ ગભરાયલો ગુંચવાયલો શા માટે છે ? મ્હને કહે ત્હને શું છે ? "

" ભલાં બાઇ ! " મેં કહ્યું; " હું આ ગામમાં અગાઉ કદી આવ્યો ન હતો, એટલે આ પહેલી જ વાર હું હ્યાં આવ્યો છું, જેથી અત્રે કોઇને પણ જેમ હું ઓળખતો નથી, તેમ હ્યાંનું કોઇ મ્હને પિછાનતું નથી, માટે હવે મ્હારે કયાં ઉતારો લેવો અને કેમ કરવું તેના અંદેશામાં હું હ્યાં ઉભો છું. "

તે ભલી ડોસીએ મ્હારી હકીકત સાંભળી લીધા પછી મ્હને કહ્યું:—

"ફિકર નહિ; ચાલ તું મ્હારી સાથે ચાલ!" મેં કહ્યું; "હું તો બ્રાહ્મણ છું!" તે સ્ત્રી કહે; "હરકત નહિ; તું મ્હારી સાથે ચાલ!" આથી હું તે ઘરડી સ્ત્રી ભેગો ચાલ્યો, અને થોડી વારમાં તેણીના મકાન પર જઈ પહોંચ્યો. આ મકાન બે ચાર ઘરોથી સામટું જોડાએલું એક ગંજાવર રહેઠાણ હતું. મ્હને પાછળથી ખબર પડયા પ્રમાણે તે બુઢિયા, જેણીની ઉમ્મર નેવું વરસની હતી, તેણી એક સારા ખાનદાનની, અને પૈસે ટકે પૂરી હતી. તેણીને બે દિકરાઓ પણ હતા. એ ઉપરાંત તેણીના બીજાં સઘળાં કુટુંબીઓ પણ ઉમદા ખ્વાસના હતાં. તે આલીશાન મકાનમાં દાખલ થયા પછી તે બુઢિયાએ મ્હને કેટલાક ઓરડાઓ પસાર કરાવી એક ખાલી ઓરડીમાં લઈ જઈ કહ્યું:-
"તું હ્યાં રહે!"

મેં પૂછયું; "બાઇ સાહેબ! તમો કોણ છો?" તેણીએ જવાબ દીધો; "હું મુસલમાન છું." આ સાંભળી હું ચોંકયો, કેમકે મ્હારા મન પર તે વેળાએ અસર થઇ; છતાં મેં શાંતપણે પૂછયું:—

"બાઈ! હું એક બ્રાહ્મણ છું, અને તમો મુસલમાન છો એટલે તમારે ત્યાં હું કેમ રહી શકું?" તેણી બોલી;

"તું હ્યાં અલગ રહી, ત્હારે હાથે રાંધી ખાજે, તથા સઘળુંજ અલગું જ રાખી, અલગો જ સુજે, પછી એમાં શો વાંધો છે?"

આટલું કહી તેણીએ એક ગાગર તથા લોટો મ્હારી પાસે લાવી મેલીને કહ્યું:—

"પેલી બાવડી જો! તું ત્યાં જા અને સ્નાન સંધ્યા કરીને આવ; પછી શું કરવું, તે તને હું જણાવીશ." તે ભલી ભોળી બુઢિયાની મ્હારા પ્રત્યેની આટલી બધી કાળજી ભરેલી લાગણીથી મ્હારૂં હૈયું ભરાઇ આવ્યું, તો પણ તે છુપાવેલું રાખી હું તેણીના કહેવા મુજબ અમલ કરવા દોડયો. સ્નાન કરી રહ્યા પછી હું જયારે મ્હારી કોટડીમાં પાછો ફર્યો, ત્યારે મેં જોયું કે, મ્હારી ટુંક વખતની ગેરહાજરીમાં તે બુઢિયાએ ચુલો તૈયાર કરી, ત્યાં ચોખા, દાળ અને લાકડાં વિગેરે મ્હારે માટે રાંધી ખાવાની સઘળી ચીજો તૈયાર લાવી મેલી હતી.

"હવે ચાલ, તું ચૂલો સળગાવ અને હું જેમ તને કહું તેમ તું રાંધતો થા!"

આ માટે મેં પહેલાં તો ના પાડી, જેથી તેણી લગાર ગુસ્સે થવાથી લાચા રીએ લાકડાં ચૂલામાં ગોઠવી સળગાવ્યાં, અને તેણીના કહેવા પ્રમાણે ચુલા પર ચોખા ચઢાવ્યા. પછી તેણીએ મ્હને દાળ ચૂલે ચહડાવવા હુકમ કર્યો, પણ મ્હને દાળ પસંદ ન હોવાથી, પોતાની પડોસમાં રહેતી બીજી કોઈ બાઈ

પાસેથી તે બુઢિયાએ મ્હને બેસનનો થોડોક લોટ વિગેરે આણી આપ્યાં. મ્હારે હાથે તૈયાર થએલું ભોજન મેં પેટ પૂરતું ખાઈ લીધું; તે પછી હું કોણ હતો, તથા કયાંથી શા માટે મુસાફરીએ નિકળ્યો હતો, વગેરે હકીકત તે મુસલમીન બુઢિયાએ મ્હને પૂછવાથી મેં તેણીને ટુંકમાં ખુલાસો કરતાં કહ્યું:

"ભલાં બાઈ; હું એક વનવાસી છું; એટલુંજ તમને કહેવા સિવાય વધુ કશું હું કહી શકતો નથી, માટે મ્હને ક્ષમા કરો!"

"ઠીક; જો એમજ હોય તો;" તે બુઢિયા બોલી; "થોડાક દિવસ તું હ્યાં મ્હારે ત્યાંજ રહે, હું તેથી ખુશી થઇશ."

તેણીની ઇચ્છાને માન આપી હું કેટલાક દિવસો સુધી ત્યાંજ રહ્યો. રોજ હું મ્હારે હાથેજ સઘળું રાંધી ખાતો હતો. તે ભલી બાનુ રાતે પોતાના કુટુંબના માણસોને એકલાં મૂકી મ્હારી કોટડીમાં આવીને આરામ કરતી હતી. રોજ રાતે સુવા અગાઉ તેણી કલાકો સુધી મ્હને "રામ" તથા "રહીમ્" ને લગતી મનગમતી કથાઓ કહી સંભળાવી મ્હારૂં દિલ બ્હેલાવતી હતી. તેણીની સઘળી વાર્તાઓ ઈશ્વરને લગતી મનોહર હતી. તે મુસલીમ ઓરતની મન રંજન કરનારી ખુદાઈ વાર્તાઓએ મ્હારી ઉપર ઘણી અસર કીધી; જેના પરિણામે હું દિન પર દિન તે સ્ત્રીને એક ભલી માતાના પ્યારથી વધુ ને વધુ ચ્હાતો થયો. આ પ્રમાણે કેટલાક દિવસો સુધી ચાલ્યા પછી, એક દિવસે તે બુઢિયા મ્હને બપોરના લગભગ બાર વાગતાને સુમારે પોતાનું અનાજનું ખેતર દેખાડવા પોતાની સાથે તેડી ગઇ. તેણીનું તે ખેતર, આસરે એક માઇલને છેટે ગામની બહાર આવેલાં જંગલોમાં હતું. હમે તે ખેતરમાં જઈ પહોંચ્યા પછી તેણીએ એક ન્હાના ઝાડ હેઠળ મ્હને બેસાડયો. આ ઝાડ પર વેલ ચઢી હતી, અને તેની બાજુમાંજ એક બીજું મોટું ઝાડ આવેલું હતું, જેનો છાંયડો તે નાના ઝાડ પર તથા મ્હારી પર પડતો હતો, જેથી સૂર્યના તાપમાં મ્હને સારી ઠંડક મળતી હતી. હું જે ઝાડ હેઠળ બેઠો હતો, ત્યાંજ મ્હારી બરાબર સામે ડોસી બેઠી, અને મ્હને તેણી એક અજબ જેવો ચમત્કાર દેખાડશે એવું કહી મ્હારી બન્ને આંખ્યો બંધ કરવા ફરમાવ્યું. તે સ્ત્રીનો ચમત્કાર શો હશે તે જાણવાની જિજ્ઞાસાથી મેં મ્હારી બન્ને આંખ્યો તેણીના કહેવા મુજબ બંધ કરી, અને એ રીતે હું મ્હારી આંખ્યો બંધ રાખી લગભગ પંદરેક મિનિટ સુધી ઇંતિજારીમાં બેઠો. આ અરસામાં દર પળે તે મ્હને ઘડી ઘડી ફરમાવ્યા કરતી કે; "ખબરદાર છોકરા! જ્યાં લગી હું કહું નહિ ત્યાં લગી ત્હારી આંખ્યો જરા પણ ઉઘાડતો ના!" આ ધમકીથી હું ચોંકેલોજ રહ્યો હતો; અને મ્હારી આંખ્યો ઉઘાડવાની સહેજ પણ હિમ્મત કીધી નહિ. તેણીએ જે સઘળું કરવું હતું તે પૂરૂં કરી રહ્યા પછી તેણીએ

મ્હને આંખ્યો ખોલવા જણાવ્યું. મેં તો ત્યાં નવું કશું દીઠું નહિ. ત્યાં તો સઘળું જેમ ને તેમ જ હતું. તેણીએ શો ચમત્કાર કર્યો, તે જાણવાને હજી તો હું તેણીને કાંઈ સવાલ પૂછું તે અગાઉ તે ડોસી મ્હારી તરફ જોઇ બોલી;

"જરા થોભ! હાં ત્હારી આંખ્યોનું કામ જોકે ખતમ થયું છે, તોપણ હવે ત્હારા બન્ને કાનોને સાવચેતીમાં રાખ, અને સાંભળ કે શું બહાર પડે છે!" હું અજાયબીમાં લીન થએલો, મ્હારા કાન ઉભા રાખી બેઠો, કે થોડી-વારમાં ગાયનનો મધુર અવાજ સંભળાવા લાગ્યો. જાણે કોઇ નાચતું અને ગાયન ગાતું હોય તેમ મ્હને લાગ્યું. મેં મ્હારા બન્ને કાનો વધુ તીક્ષ્ણ કર્યા તો મ્હને જણાયું કે, જે વેલના ઝાડ હેઠળ હું બેઠો હતો તે ઝાડમાં કોઇ મધુર અવાજે કોઈ મનહર ગાયન લલકારી નાચતું હતું; તે એવા તો સાફ અને અને મધુર કંઠે, તથા બુલંદ પણ નાજુક તીણા સરોદે ગાતું હતું, કે તે સઘળો વખત હું મ્હારી હાલતનું ભાન ભૂલી તે સાંભળવામાં ચકચૂર થઇ ગયો. આ મુજબ કલાકેક સુધી તે ગાણું ચાલ્યું, જે વખતે હું મ્હારા શરીરનું પૂરેપૂરૂં ભાન ભુલી ગયો હતો, અને ઓચિંતુ તે ગાયન બંધ પડયું. ફરી જયારે હું મ્હારાં ભાનમાં આવ્યો ત્યારે તે ઓરત ત્યાં મ્હારી સામેજ બેઠી હતી; તેણીએ મ્હને હોંસમાં આવેલો જોઈ પૂછ્યું:

"કેમ બેટા! સાંભળ્યું?"

મેં મ્હારા બન્ને હાથો જોડી વિનંતિ કરતાં કહ્યું;

"માતા! મેં સઘળું સાંભળ્યું છે, પણ હું વિનંતિપૂર્વક માંગી લઉં છું, કે હવે જયારે તમે ઘરડાં થઇ ચૂકયાં છો, તો પછી આ રીતે ઝાડમાંથી ગાયન ઉત્પન્ન કરવાનો અજાયબ જેવો પ્રયોગ તમે મ્હને શીખાડી મ્હારા પર હમેશનું હેશાન નહીં કરો?"

મ્હારી આ અરજ સાંભળી તે ડોસી બોલી:

"બેટા! આ ઝાડને "ગંધર્વવલ્લી" કહેવામાં આવે છે, જેમાં ચોકકસ પ્રયોગના બળથી ગાયનનો દેવતા પ્રવેશ કરી ગાઈ બતાવે છે. આ એક વિદ્યા છે, જે અલબત્તાં નકામીજ છે. તું એ બાબત પર હવે વધુ ધ્યાન ન પહોંચાડ; ચાલ, મોડું થાએ છે માટે હવે આપણે જઇએ."

આટલું કહી તેણીએ ત્યાંથી ચાલવા માંડયું, અને હું પણ તેણીની જોડમાં તે ખેતરમાંથી બહાર પડી ઘર તરફ પાછો ફર્યો. હાં પંદર દિવસ આરામમાં કહાડયા પછી હું તે બુઢિયાનો ઉપકાર માની ત્યાંથી મ્હારી મુસા-ફરીમાં આગળ વધ્યો."

આ વાર્તા ત્યાં હાજર રહેલી તે મુસલમાન ટોળી આગળ મહારાજે કહી સંભળાવ્યા પછી તે સઘળાંને ત્યાંથી વિદાય થવા ફરમાવ્યું. હુકમ મુજબ તે સઘળાં તુરત ત્યાંથી રવાના થયાં.

## પ્રકરણ ૧૯ મું.

### " કુમારિકા પુજા. "

देहाभिमानिनों योगी भोगीकर्माभिमानिनाम् ।
मोक्षाभिमानिनो ज्ञानि तत्वज्ञोनाभिमानिनां ॥

જે યોગી પુરૂષો હોય છે તેમને દેહનું અભિમાન રહે છે. કાળને સાધનારા પુરૂષો જે વખતે, જ્યારે મૃત્યુ નજીક આવે છે ત્યારે, સમાધિ ચઢાવીને કાળને છેતરે છે; એટલે કે, પોતાના દેહના રક્ષણ સારૂ મનમાં બહુ અભિમાન રાખે છે. ભોગી પુરૂષોને, પોતે જે કર્મ કરે છે તેનુંજ અભિમાન રહે છે. મોક્ષની જે ઇચ્છા રાખનારા હોય છે, તેને પોતાનાં જ્ઞાનનો અહંકાર આવે છે. પરન્તુ તત્વજ્ઞાની પુરૂષોને તો કોઈ પણ પ્રકારનું અભિમાન હોતું જ નથી.

મહારાજની હાજરીમાં દર ગુરૂવારે ભંગીઓના બાળકોને નહવડાવવાનો મનોરંજક દેખાવ ન વર્ણવી શકાય એવો મનહર અને અસરકારક હતો. આ વિધિને ભકતો "કુમારી પુજા" લેખે ઓળખતાં. બ્રાહ્મણ, ક્ષત્રિય, મદ્રાસી, તેલંગી અને બીજી અનેક ઉંચ વર્ણની સ્ત્રીઓ કશા પણ જાતિ ભેદ વિના નિચ કહેવાતા ગરીબ હલકા વર્ગના લાચાર બેચાર નિર્દોષ બાળકોને નહવડાવે, તેઓને વસ્ત્ર પહેરાવે, ભોજન પીરસે અને ખવડાવે એ અલબત્તાં વિશેષ જ કહેવાય. આ સઘળું શ્રી **ઉપાસની** મહારાજ મારફતે તેમના ભકતો કર્યાં જતાં હતાં. હિંદુ શાસ્ત્રકારોએ પણ કહ્યું છે, કે નવરાત્રિને દિને જાતિ ભેદ રાખ્યા વિના હલકાં વર્ણની સ્ત્રીઓની અને બાળકોની સેવા કરવી. આ ઉપરથી જોઈ શકાશે કે, "કુમારી પુજા"ની જરૂરિયાત તો શાસ્ત્રમાં પણ ખુલ્લી જણાવેલી છે; એટલુંજ નહિ, પણ સામટી રીતે જોતાં આવી સેવા કરવાનો અધિકાર તમામ માનવ જાતને માટે ઠરાવેલો છે. ત્યારે હ્યાં તો શાક્ષાત ઈશ્વરની હાજરીમાં જ આવી ક્રિયા અમલમાં મેલાતી હતી. ભકત મંડળી પૂરા વિશ્વાસે માનતી હતી કે, આવી રીતે શાક્ષાત ઇશ્વરની હાજરીમાં બજા લાવવામાં આવતી આવી ક્રિયાનું ફળ ઈશ્વરી જ હોય છે, જેથી તેઓ પૂર ઉત્સાહ અને સ્વચ્છ અંતઃકરણથી તે "કુમારી પુજા"ની ક્રિયા બજાવવા સર્વદા તત્પર જ રહેતી, અને તેમાં પોતાને ખરી ભાગ્યવાન લેખતી હતી.

આ "કુમારી પુજા" પ્રમાણે ભંડારાનું ખાણું પણ પૂર જોરમાં રોજનું ચાલુ જ હતું. ભંડારાનો કરનાર પોતાના સગાં સ્નેહીઓ તથા બીજાં ઓળખ પિછાનવાળાંઓની મદદથી પોતાની ફરજ પૂર ફ્લેહમંદી સાથે બજા લાવતો

હતો. બ્રાહ્મણ મંડળી નિયમ મુજબ ભોજન રાંધી તૈયાર કરતી, અને તેની વહેંચણી ગરીબ લોકોને મહારાજના પવિત્ર હાથે થતી હતી.

"કુમારી પુજા" તથા "ભંડારા"નું ખાતું સાડા ત્રણેક મહિના સુધી સારી રીતે ચાલ્યા પછી કોઇ બે બ્રાહ્મિણો મહારાજના સામાવાડિયા શત્રુ લેખે પ્રગટ થયા. આ બેઉ બ્રાહ્મણો શરૂઆતથીજ મહારાજની વિરૂદ્ધ હતા, કેમકે તેમના વિષે તેઓને લગારે વિશ્વાસ ન હતો. જોકે તેઓ બ્રાહ્મણ જેવી ઉંચ જાતના હતા છતાં, ઈશ્વર, સદગુરૂ, યા ધર્મના સતપણા ઉપર તેઓ સહેજ પણ ઈતબાર ન રાખતાં, માત્ર જડમતવાદી હોઇ માયાના પૂરા ગુલામ બની બેઠા હતા.

હરાં કસ કે અઝ રાહે યઝદાં બેગશ્ત;
હમાં એહદે ઊયો હમાં બાદે દશ્ત.

જેઓ ઈશ્વરના માર્ગથી ઉલટા ચાલે તેઓના કરારનામા એવાં હોય છે, કે જોવા જાણે જંગલમાં પુંકાતા વાયુ. અર્થાત; એવા અધર્મિ નાસ્તિ-કોના બોલવા કહેવાનો કાંઈ અર્થ જ થતો નથી. તે બન્ને બ્રાહ્મણોએ હવે મહારાજ પ્રત્યે ભક્તિભાવ ધરાવનારી બ્રાહ્મિણ ભકત મંડળીમાં ફાટપુટ પડાવવાનો નિચ સાજેશ કર્યો. તેઓએ ભકત મંડળીના કાન ભંભેર્યા, અને મહારાજનો આ સઘળો વહેવાર વાહિયાત છે, તેમજ તેમની સઘળી બાજી ઢોંગ તથા ફિતુરથી છલાછલ ભરેલી, અને બનાવટી હોવાનું જણાવી તે ભોળી ભકત મંડળીના કાનમાં ધીમું ઝેર વારંવાર હોમાવતા રહ્યા; જેના પરિણામે તેઓ મંડળીમાંનાં થોડાંકને પોતાની પક્ષમાં લેવાને ફ-તે-હમંદ નિવડયા.

નાદાન જો એમ સમજતો હોત, કે ચુપકીદી પકડવા જેવું બહેતર બીજું કાંઈ નથી, તો તે નાદાન રહેત જ નહીં.

ચું ન દારી ફજલ આં બેહ;
કે જુબાં દર દેહાં નેઘેદારી.
આદમીરા જુબાં ફજીહત કુનદ;
જોઝે બી મગઝરા સેઓકસારી.

જ્યારે તું ડહાપણ ને દાનાઈ નથી ધરાવતો ત્યારે ત્હારી જીભને તું મોઢાંમાં ને મોઢાંમાં જ તપાસેલી રાખ. આદમીને જીભ ફજેત કરે છે, કેમકે વગર મગજંવાળી અખરોટમાં હલકાપણું ઘણું હોય છે.

આ રીતે મહારાજને અત્યાર સુધી માનનારી, પણ પાછળથી પુટેલી ટોળીએ હવે બાકી રહેલી મંડળીને પણ સતાવવાને જોકે કાંઈજ બાકી રાખ્યું નાહ, છતાં પણ મહારાજને અત્યાર સુધી પૂર વિશ્વાસથી વળગી રહેલી ભકત

મંડળીએ સઘળું ધીરજથી સહન કર્યું, અને ચિવટાઇથી તેમનેજ વળગી રહી, વિરૂધ્ધ ટોળીની સતામણીની કશી દરકાર કરી નહિ. ઉલટું "કુમારી પુજા" તથા "ભંડારા"નું કામ વધુ ને વધુ શ્રધ્ધાથી ચાલુ રાખ્યું.

બ્હેનો ને બંધુઓ! ઇશ્વરિ લ્હાવો ચાખવા માટે તો ચકોરની પેઠે અંગારા ગળવા પડશે અંગારા! જૂઓ; ચકોર પંખી કાગડાના જેવું થાય છે, અને તે જીવતા-બળતા -ધીકતા અંગારાને ખાઇ જાય છે. અંગારા ખાય તેજ ચકોર એવી તેની પરિક્ષા છે. આ પંખી બંગાળ તરફ ઘણાં થાય છે, અને શ્રદ્ધાળુઓ તેનીજ પૂજા કરે છે, કાગડાની નહીં. પેલી વિરૂદ્ધ ટોળીએ ખીજવાટના ચચડાટને લઈને વધારે ગંભીર પગલાં ભરવા માડયાં. તેઓએ હવે મહારાજ તથા તેમના ભકતો માટેના સખ્ત ટીકાઓ વર્તમાન પત્રોમાં પ્રગટ કરાવવા માંડયા. આવી રી જાહેર વર્તમાનપત્રોમાં પ્રગટ થતું મહારાજનું ખુલ્લું અપમાન ભકત મંડળીથી સહન ન થવાથી, બદનક્ષીની ફરિયાદ કરી ન્યાયની કોર્ટનો આશરો લેવા તેણે કસદ કર્યો, અને એ માટે તેઓ માંહોમાંહે એકસંપ થયાં ખરાં, પણ તેમ કરવા અગાઉ તેઓ મહારાજની સલાહ પૂછી જોવાની જરૂર વિચારવા લાગ્યાં. કોઈએ એવો પણ વિચાર ન કર્યો કે;

બદનક્ષીથી જો આપણું અપમાન થયું હશે, તો કોર્ટમાં આપણું ગયલું માન શોધવા જતાં બેવડું ચોવડું ગુમાવવું પડશે. માન શોધવું તે છુટાપણું ખોવા બરાબર છે. માટે આણુ ગઇ કે પૈસો ગુમાયો, તો એ બેઉ વાત દાબી રાખેલી ભલી, ઉંઘાડી કીધેથી બેવડો ગેરલાભ થાય, એ કોઇને સુઝયું નહી; જેથી ચેકનાથરાવની સરદારી હેઠળ સઘળાં ઉદાસ અને ગંભીર ચહેરે મહારાજ સનમુખ, નાલેસીભર્યાં લખાણુવાળાં વર્તમાનપત્રો સહિત હાજર થયાં.

ઢપેં દોખ ગુન પુટ કરે, પરહરિ જન એ ચાલ;
લખિ શિવ દુહુદ ધિતેં લહે, ગરલ ગિલ્યો શશિભાલ.

જે ખુદાનો લાલ હોય તે તો પારકાના અવગુણને ઢાંકે, ને તેના ગુણનીજ વાતો કરે. મહાદેવજી મોટા હરિ ભકત છે, તેમનો સ્વભાવ તો જૂઓ, કે સમુદ્રની જે એબ અને દોષ વિષ છે, તેને ઢાંકી દેવા પોતેજ તે ગળી ગયા, અને તેજ સમુદ્રનો ગુણરૂપ જે ચંદ્રમા તેને તો પોતાના લલાટ ઉપર ચઢાવ્યો છે.

ભકત મંડળીને પોતાની સનમુખ ઉશકેરાયલી અને નાસીપાસ હાલતે આવી ઉભેલી જોઇ મહારાજે ગંભીરાઈથી પૂછયું:—

"શું છે? તમો સઘળાં આમ ગભરાયલાં કાં જણાઓ છો?"

"મહારાજ!" ચકનાથરાવ તથા બીજાઓએ જવાબ આપતાં કહ્યું; "વિરૂધ્ધ મંડળીએ આપને તેમજ અમોને જગતમાં બદનામ કરવાનું આ હલકું પગલું ભર્યું છે! જેના સાથે તેવું થવું જોઇએ."

નિંદાખોરને જતો નહીં મુકવા મનુ મહારાજે પણ નિયમ કહેલા છે.

મનુએ હિંદુ લોકો માટે કહેલા કાયદામાં એવું ઠરાવેલું છે, કે બ્રાહ્મણને અપશબ્દથી નિંદનારા ક્ષત્રીને ૧૦૦ પણ યાને પૈસાનો દંડ કરવો, વૈશ્યને ૧૫૦ અથવા ૨૦૦ પણ સુધી દંડ કરવો, ને શુદ્રને તો ફટકા મારવા. બ્રાહ્મણ જો ક્ષત્રીને નિંદે તો ૫૦ પણ, વૈશ્યને નિંદે તો ૨૫ પણ અને શુદ્રને નિંદે તો ૧૨ પણ યાને પૈસાના દંડને પાત્ર થતો. વળી દ્વિજની નિંદા કરનારા શુદ્રની તો જીભમાં છેદ પાડવા ઠરાવ્યું હતું. જો કોઇ નાતની અથવા આખી કોમની નિંદા કરે તો ૧૦ આંગળ લાંબો લોઢાંનો ધગધગતો સળિયો તેના મોંમાં ઘાલવાની સજા હતી. અને ઉછંકળપણે બ્રાહ્મણને ધર્મનીતિનો બોધ આપવાની જે બડાઇ મારે તેના મોંમાં તથા કાનમાં કડકડતું તેલ રેડવાની સજા થતી. એ પ્રમાણે બદબો કાઢનારાઓને રૂષિ મુનીઓએ પણ શિક્ષા કરવાનું શિક્ષણ આપ્યું છે, તો તમે અમને અટકાવો છો કઇ રીતે ?" પછી તે નાલેસીભર્યાં વર્તમાન પત્રો મહારાજ પાસે તેઓએ વાંચી સંભળાવ્યાં; જેમાં પ્રગટ થએલી બદનક્ષીનો ટુંક સાર એ હતો કે, ખડકપૂરમાં સદ્‌ગુરૂ તરીકે જાહેર થએલો, અને તેને માનનારાઓમાં 'મહારાજ' ના નામે ઓળખાતો એક ઢોંગી, ધુતારો, લોકોને આડે માર્ગે દોરવી જતો હતો. જો કે તે પૂરો દિવાના શખ્સ જેવો જણાય છે, અને ભંગીઓની ચાલમાં વાસો કરી રહ્યો છે, છતાં કેટલાંક મૂર્ખાંઓ તેની નાદે લાગી પોતે પણ દિવાના બનતાં રહ્યાં છે. આવા એક ફિતુરી દિવાનાની મુલાકાત બ્રાહ્મણો જેવાં પણ ભંગીની ચાલમાં જઈને લેતાં રહી, હિંદુ ધર્મની સત્યાનાશી કરતાં રહ્યાં છે. આવા બ્રાહ્મણોને ન્યાત બહાર મૂકી મજબુત પગલાં ઉતાવળે લેવાં જોઇએ; જેથી એવા ભાન ભૂલાઓની બુધ્ધિ ઠેકાણે આવે. ભંગીની ચાલમાં વસતા તે દિવાના ધુતારાની નાદે લાગી બ્રાહ્મિણ, બંગાલી, તેલંગી વિગેરે ઉચ્ચ જાતિના સુધરેલામાં ખપતા દોઢ ચતુરો ભંગીની ચાલમાં જઇ, ભંગીઓને નહવડાવવામાં, ભંગીઓને ખવડાવવા પીવડાવવામાં, તેમજ ભંગીઓનીજ સેવા કરવામાં પોતાના ધર્મનું રહસ્ય સમજી રહ્યાં છે. આ તે કેવી મૂર્ખતા !" વગેરે વગેરે.

હે બ્હેનો ને બધુઓ ! નિંદા ને ચર્ચાથી કોણ છુટો રહેવા પામ્યો છે ? ઈ૦ સ૦ ૪૦ થી તે ૩૧૨ સૂધી ખ્રિસ્તી ઉપદેશકોએ દુઃખ વેઠી વેઠીને ઘણાંકોને ખ્રિસ્તી કીધાં હતાં, પણ તેઓમાંજ ઘણાક પંથ નિકળ્યા. કેટલાંક મંડળો ક્રાઈસ્ટનું પ્રભુના પુત્ર હોવાનું ધિક્કારી કાઢતાં. કેટલાંક તેને માણસ અને પ્રભુની વચમાંની પદવિ આપતાં. કેટલાંક કહેતાં કે, પાપ અને પ્રભુની કૃપા, એ સર્વ જૂઠું છે. કેટલાક કહેતા કે, આત્માને શુધ્ધ કરવા સારૂ દેહ ઉપર કષ્ટ પાડવાની જરૂર છે. કેટલાક કહેતા કે, સંસારી વિષયમાં સારાસારનો ભેદ જ

નથી. કેટલાક કહેતા કે, અતિ વ્યભિચાર કરવાથી દુઃખ દેનારી કાયામાંથી આત્માનો જેવો વહેલો છૂટકો થાય છે તેવો છૂટકારો પશ્ચાતાપ, ઉપવાસ કે બીજાં દેહકષ્ટથી થતો નથી. વળી ગ્રીક ક્રિસ્ટીઓ એકાંતવાસ, દેહકષ્ટ, ઉપવાસ અને પ્રાર્થનાનેજ દુઃખમાંથી છૂટવાનું સાધન ગણતા. આમ તરેહવાર મતભેદો ઉચ્ચારી ક્રિસ્ટી ધર્મને લોકો વગોવતા હતા. ક્રાઈસ્ટ કે તેના અનુયાઈઓ, સર્વ ઉપર ફરિયાદીઓજ માંડવા ગયા હતા કે ?

ઉપલી મતલબનું તે લખાણુ વંચાઇ પૂરૂં થઈ રહ્યા પછી મહારાજ ખરાં દિલથી હસ્યા, અને હર્ષથી બોલ્યાઃ—

"આ લખાણુ કેવળ સાચુંજ છે; એમાં ખોટું શું લખાયું છે, કે જેથી તમો આટલાં બધાં ઉશકેરાઇ ગયાં છો ? આ પત્રમાં જેમ બતાવ્યું છે તેમ સઘળુંજ થઇ રહ્યું છે. તમે હ્યાં આવો છો, અને જે સઘળું કરો છો, એમાં લખનારે શું ખોટું લખ્યું છે ? તમે ન્યાયની અદાલતમાં જવા તૈયાર થયાં છો, પણુ ખરૂં કહેનારા એક હિમ્મતવાન માણુસ સામે ફરિયાદી માંડવી એ શું વાજબી કહેવાશે ? આ તે તમારો કેવો જુલમ ! "

શાસ્ત્રમાં ઈશ્વરે કહ્યું છે, કે "જે વખતે ઘણી ઘણી પ્રજા દૈત્ય, રાક્ષસ, અથવા મ્લેચ્છ થઈ નાસ્તિક મતો ચલાવીને ધર્મ પ્રમાણે વ-ર્તનારા લોકોને બહુ દુઃખ દે છે ને તેમને ધર્મ પ્રમાણે ચાલવા દેતા નથી, તે વેળા તે લોકો અતિશય દુઃખી થઈને, ઈશ્વર કહે છે કે, જે વેળાએ તેઓ મ્હારી પ્રાર્થના કરે છે કે, "અમોને બનાવનાર તથા ચલાવનાર, હે જગત્ વ્યાપક દેવાધિદેવ, પ્રગટ થા! અમારૂં રક્ષણુ કર!" તે વેળા હું દુષ્ટોને શિક્ષા કરવા પૂર્ણ અવ-તાર અથવા અંશ અવતારનું રૂપ ધરૂં છું, અને જુલમગારોને સાસન કરી દુઃખીઓને ઉગારૂં છું."

સગીરા ગર કુલુખી બર સર આયદ;
ઝે શાદી જેહદ કીન ઉસ્તખાનસ્ત.
વગર નઆરશી દુ કસ બર દુશ ગીરંદ;
લઈમોલતબે પીનદારદ કે ખાંનસ્ત-

એક કુતરાંના માથા ઉપર અગર એક ઢેપું આવી પડે તો તેને પણુ હાડકું સમજીને ખુશીથી ત્રાપ મારવાને તે કુદે; અને બે જણા ખાંધ ઉપર મુડદું લઈ જતા હોય તો ખાધરા સ્વભાવનો નઠારો તો એવુંજ ગુમાન લઇ જાય, કે ખાણુંનો ખુમચો લઈ જાય છે.

"આ બધું વાજબી હશે, પણુ મહારાજ!" તેઓ બોલ્યાં; "આ લખાણુમાં આપના તેમજ અમારા માટે અપમાન કરનારી ભાષા વપરાઇ છે. લખનારે આપણુને કેવાં કેવાં વિશેષણો લગાડયાં છે તે તો જૂઓ!"

હે બંધુઓ ! સર વોલ્ટર સ્કોટનાં આકર્ષિક લખાણોને લીધે તેને મહાન જાદુગર કહેવામાં આવ્યો હતો; તેમજ પ્રસિયાના જોહાન જ્યોર્જ હામાનને ઉત્તર તરફનો જાદુગર કહેવામાં આવતો હતો; અને વળી આજે આપણા ઉપાશની સદ્‌ગુરૂને નઠારાં વિશેષણોથી અજ્ઞાન લોકો વધાવી લે તેનું દુઃખ મનમાં ધારશોઃજ મા.

જે મનુષ્યે જ્ઞાન નેત્ર મેળવ્યું છે તે કોઈ દોષથી આબદ્ધ થતો નથી. તે પોતાની ઈચ્છા પ્રમાણે રાગ પરિત્યાગ કરે છે, પરંતુ ધર્મને છોડતો નથી.

કોઈપણ કામથી હારીને પરાજીત થવું, એ કાંઈ જેવી તેવી નામોશી નથી. આપણું બળ ઓછું હોય ને સામાનું બળ વધારે હોય તે વેળાએ હાર ખાધાથી આપણને ખોટું લાગતું નથી. તો પણ પીઠ બતાવી નાસી ભાગી જવું, અથવા વગર કોશીશ કીધે, જરાપણ પ્રયત્ન કર્યા વિના હાર કબુલ કરવી, અને સામેના હુમલાને તુર્તજ તાબે થવું એ માણસને માણસ તરીકે લજવાવનારૂંજ છે.

"પંડીતોનું આ કહેવું તદ્દન ખરૂં છે;" મહારાજ બોલ્યા; "માટે જો આવાં અપમાનો તમારાથી ન જ સોસાતાં હોય તો પછી મ્હારી સંગતમાં રહી, મ્હારા સંગનો તમે શો લાભ મેળવ્યો ? જૂઓ કે, મેં પોતે તમને દરેક રીતે સતાવવાની દ્યાં સૂધી કોશીશ કરી છે, કે હું તમને ભુંડી ગાળો ભાંડતો આવ્યો, તમને વગર કારણે નાહકકનો માર માર્યો, તમારી ભલી નેક સ્ત્રીઓની ફજેતી કીધી, અને તરેહવાર મુશીબતોમાં તમ સઘળાંને લાવી મેલ્યાં, છતાં પણ તમોએ મ્હારો નાદ નહિ જ છોડયો તો હવે શ્રી ભગવાન બીજી રીતે તમારી કસોટી લઈ રહ્યો છે. આ ઉભી થએલી વિરૂધ્ધ મંડળી મારફતે તે તમને આવા ઘા સોસવાની તૈયારી કરાવી રહ્યો છે. માટે જો તમે તે સહન કરી શકતા ન હો તો સારો રસ્તો એજ છે, કે મ્હારો તમે પીછો છોડી દો, અને મ્હારા નાદે નહીં લાગો. આ પત્રમાં લખાણ કરનાર વિરૂદ્ધ મંડળી સામે કશાં પણ પગલાં ભરવાની સલાહ હું કદી પણ તમને આપનાર નથીજ; કેમકે તેઓ પણ મ્હારાજ માણસો છે, અને તમને કઢંગી હાલતનો અનુભવ આપવાનું મ્હારૂં ખાસ કામ તેઓજ બજાવે છે. મ્હારે તો સઘળાંનું ભલુંજ કરવું છે, જેમાં તમો તેમજ તેઓ પણ સમાયલાં છે. તે વિરૂધ્ધ મંડળીનું ભલું મ્હારે એટલા માટે જ કરવું છે, કે તમને તૈયાર કરવાનું મ્હારૂં ખાસ કામ તે સંપૂર્ણ રીતે બજાવી રહી છે." મહમ્મદ પેગંબરનો હરીફ અલ અસવાદ નામનો પેગંબર ઉત્પન્ન થયો હતો, અને તેને માત્ર ચાર જ મહિના સારી ફતેહ મળી, પરંતુ તે પોતાનાં ધાર્મિક સિધ્ધાંતો વારંવાર ફેરવ્યા કરતો હોવાથી તેને weather-cock કહેવામાં આવતો હતો. પાછળથી તેને જુઠો ને ઠગારો પેગંબર કહેવામાં આવ્યો હતો.

**માર્ટીન લ્યુથરે** જ્યારે પોપની સાથે ધાર્મિક ઝુંડો ઉઠાવ્યો ત્યારે તેના બાલેબાલ શત્રુઓ વધી પડયા, અને દર પળે તેનો જીવ જવાની ધાસ્તી હતી. તેની સામેની પક્ષમાં કેળવાયલા, બુદ્ધિશાળી, દરજ્જાવાળા, સંખ્યામાં નહીં સરખામણી થાય એટલા, કટ્ટા અને અધિકારમાં હદથી જ્યાદા, પાકીઝગી અને પહરેઝગારીમાં પૂરા એવા લાખો લોક તેના શત્રુ હતા, ત્યારે તેની પક્ષમાં તો વિકલીફ, લૉરેન્ઝો વૅલ્લા, ઑગસ્ટાઈન એટલા ૩ જણા જ એકલટોકલ હતા. જ્યારે શેહેનશાહે તેને બોલાવી મંગાવ્યો ત્યારે ઘણાએ દોસ્તોએ તેને વાર્યો, પણ બા હિંમત વર્મસ ખાતે તે ગયો, અને એક બહાદુર લડવૈયો જેટલી હિંમત નહિ બતાવે તેટલી હિંમત આ સાધુ પુરૂષે બતાવી હતી! તેના ઉપર પુછી પુછીને લોકોએ દુઃખો પાડયાં, પણ તે ભારે હિંમતથી સચ્ચાઈને જ વળગી રહ્યો હતો. જ્યારે તેને ફાંસીને લાકડે ચઢાવ્યો ત્યારે પણ એક લડાયક સરદાર લડાઈની જીત મેળવવાને જતો હોય તેવા દમામથી ઉપર ચઢયો હતો. દુઃખની દરકાર તે બીલકુલ રાખતો નો'તો. આ દાખલા ઉપરથી પણ તમારાં દુઃખાયલાં મનનું સમાધાન થઈ શકશે, કે શત્રુ લાખ છે ને રાખનાર એક છે, તો કોઈ તમારો એક બાલ પણ ઉખાડી શકનાર નથી!

ગર આબે ચાહે નશરાંની નાપાકસ્ત;
જહુદે મુરદે બીશુઈયમ ચે બાકસ્ત?

જો નશરાંની કહેતાં ક્રિશ્ચિયન લોકના કુવાનું પાણી અપવિત્ર જ છે, તો પછી યાહુદીઓનાં મડદાંને લઈ જઈને તેમાં બોળ્યે તો તેની શી પરવા છે? જેઓ ક્રાઇસ્ટની વિરૂધ્ધના એન્ટી-ક્રાઈસ્ટ હોય તેજ મનુષ્યો પાપી માણસો છે એમ રોમન કેથોલીકો કહે છે, અને પ્યુરિટનો કહે છે, કે રોમનો પોપ એ પાપી માણસ છે! ઈંગ્લંડની પ મી શેહેનશાહતના લોકો ક્રોમ્વેલને પાપી કહેતા!

નંદીક દુર ન કીજીયે, દીજે આદર માન;
નિરમલ તન મન સબ કરે, બકે આં નહી આન.

હોલંડમાં (heretics) નાસ્તિક પંથ લીબરટાઈન્સ નામનો ઉભો થયો હતો. એ પંથીઓ તો કહેતા કે; "દુન્યામાં પાપ કે દુઃખ જેવું કશું છેજ નહીં, પરંતુ જેઓ કોઇ ચીજને પાપ અને દુઃખ માને છે, તેમને જ માટે પાપ ને દુઃખ હોય છે. માટે સંપૂર્ણ નિર્દોષપણું જાળવવું હોય તો મનમાં કોઈ પણ વાતનો ડગડગો, ખત્રો, કે શંકા ન રાખવી." આવા નિંદક માણસો જીવતી જીંદગીનાં સુખો માટે જ આવાં વેવલાં મારે છે, ભલાંએ ભલાઇ શા સારૂ છોડવી?

ગંગ તરંગ પ્રવાહ ચલે ઓર, કૂપકો નીર પીઓ ન પીઓ,
અબ્બ હદે રઘુનાથ બસે, તો ઓરકો નામ લીઓ ન લીઓ;
કર્મ સંજોગ સુપાત્ર મિલે, તો કુપાત્ર કો દાન દીઓ ન દીઓ,
કબિ ગંગ કહે સુન શાહ અકબ્બર, મૂરખ મિત્ર કીઓ ન કીઓ!

આપણા પડોશી સાથનો આપણો ધર્મ એ ઈશ્વર તરફ આપણો જે ધર્મ છે તેનો એક ભાગ છે. માયાળુ શબ્દ વાપરવા અને ક્ષમા કરવી, એ દાન આપ્યા પછી દાન લેનારને દુઃખ આપવું તેના કરતાં વધારે સારૂં છે. શેલી કહે છે તેમ,

The great secret of mortals is love or a going out of our own nature and an identification of ourselves with the beautiful which exists in thought, action or person, not our own.

પ્રભુ વિરહની વેદનાથી વ્યાકુળ થયેલા આ સંત મહાત્માનું ભક્તિ રસથી રસબસ થયેલું હૃદય આમાં આપણે જોઈ શકીએ છીએ. વળી ધર્મના ઝગડાને બ્રાહ્માડંબરથી દુર રહી તેઓ ખરો ધર્મ કોને કહે છે, તે પણ નીચે મુજબ વીસમી સદીમાં બતાવે છે.—

"રામ કહો રહેમાન કહો કોઉ, કાન કહો મહાદેવરી,
"પારસનાથ કહો કોઉ બ્રહ્મા, સકલ બ્રહ્મ સ્વયમેવરી;
"ભાજન ભેદ કહાવત નાના—એક મૃતીકા રૂપરી,
"તેરો ખંડ કલ્પનારો પિત—આપ અખંડ સ્વરૂપરી,
"નીજપદરમેં રામસો કહીએ, રહિમ કરે રહેમાનરી.
"કરસે કર્મ કાન સો કહીએ, મહાદેવ નિર્વાણરી;
"પરસે રૂપ પારસ સો કહીએ, બ્રહ્મ ચિંતે સો બ્રહ્મરી,
"ઇહવિધ સાધો આપ 'આનન્દ ઘન' ચેતનમય નિઃકર્મરી."—રામ.

છેલ્લી દશા વર્ણવતાં તદાકાર વૃત્તિ સંબંધી કહે છેઃ—

"તુજ મુજ અંતર ભાગશેરે, વાજશે મંગળ તૂર;
"જીવ સરોવર અતિ વાધશેરે–'આનન્દ ઘન' રસપૂર."

પછી મહારાજ બોલ્યા; "વળી તમારૂં ભલું એટલા જ માટે, કે તેઓનો જુલમ તમે મૂગે મોઢે સોસી, ધીરજ ધરીને રહ્યાં છો. તેઓ પોતાની ફરજ બજાવી રહ્યા છે, તો તમે તમારી ફરજ બજાવો, અને ખાત્રીથી જાણજો કે દુઃખમાં જ સુખ સમાયલું છે; મારમાં જ પ્યારનો અંશ ભેલાયલો છે; ગાળમાંજ છુટકારાની બાજુ હોય છે, અને અલક્ષ્મી એજ લક્ષ્મીનું કારણ હોય છે. પરમાત્મા જો ચાહે તો અલક્ષ્મીને જ લક્ષ્મીના પ્રસન્ન થવાનું મૂળ બનાવે છે. આને લગતી એક વાર્તા હું તમને કહું છું, તે સાંભળો."

## પ્રકરણ ૨૦ મું.

## મુફલસીની મુશીબત.

प्रथमे नार्जिता विद्या, द्वितीये नार्जितं धनम् ।
तृतीये नार्जितो धर्मः चतुर्थे किं करिष्यति ? ॥

જેણે પ્રથમ અવસ્થામાં વિદ્યા સંપાદન નહીં કરી, જેણે દ્વિતીય અવસ્થામાં ધન ( નીતિ ) સંપાદન ન કર્યું, અને તૃતીય અવસ્થામાં ધર્મ ઉપાર્જન કર્યો નથી, તે ચતુર્થ કહેતાં છેલ્લી અવસ્થામાં શું કરવાનો હતો ? અર્થાત, કાંઈ જ નહીં.

એક ન્હાના ગામડાંમાં ધણી ધણીયાણીનું એક કંગાલ જોડું પોતાના દિવસો દુઃખોમાં અને મુફલસીની મુશીબતોમાં પસાર કરતું, માત્ર સુકી રોટીના એક ન્હાના ટુકડા માટે પણ મોહતાજમંદ થઇ પડયું હતું. ચાલુ ભૂખમરો તથા ગરીબાઈની આફતો આખરે ન જ ખમી શકાઈ ત્યારે તે કંગાલો પરમાત્મા પાસે રાતદિન મોત માંગતાં રહ્યાં હતાં. ભૂખમરાના થોડાક દિવસો આ રીતે કંગાલ્યતમાં પસાર થવા પછી, એક દિવસે તે દુઃખી પુરૂષ ભિક્ષા માંગી લાવવા અર્થે ઘર બહાર નિકળ્યો. થોડેક દુર જતાં માર્ગમાં તેનો કોઈએક આગલો સાથી ભેટયો, જેણે પોતાના એકવારના આ જુના મિત્રની આવી દશા જોઈ, તુરત તેની પાસે આવી તેની આ કંગાલ હાલતનું કારણ પુછયું. તે મુફલેસે પોતાની કઢંગી સ્થિતિ પ્રગટ કર્યા પછી તેની મદદ માગી. તે ભલા સાથીએ પોતાની જોગવાઈ મુજબ તેને નાણાંની થોડીક મદદ કરી, અને સલાહ આપી કે, તે ગામડાંની થોડેક દુર મહાલક્ષ્મીનું મંદિર આવેલું છે, જ્યાં જઈ તેણે દેવીના દર્શન લેવાં; જેથી આ કંગાળ હાલતમાંથી તેનો જરૂર જ છુટકારો થશે, અને આબાદી મુફલેસીની જગા લેશે. પોતાને મળેલી આ રૂડી સલાહને છેલ્લી કોશીશ તરીકે અમલમાં મેલવા સારૂ તેણે મહાલક્ષ્મીના દર્શને જવાનો મનથી મકકમ નિશ્ચય કર્યો. પેલા ભલા મિત્રનો ઉપકાર માની તે પોતાને ઘેર આવ્યો; અને લાવેલી રકમમાંથી થોડીક કરકસરથી વાપરવાને બાયડીને આપી, થોડીક પોતા સાથે લઈ, તેજ દિને ત્યાંથી ઉપડયો, અને પૂર ઉમેદમાં પોતાની મુસાફરીમાં આગળ વધી પોતાને ધારેલે મુકામે આવી પહોંચ્યો. ખબર કાઢતાં તેને મહાલક્ષ્મીનું મંદીર છેટેથી દેખાયું. અતિ ઝડપથી મંદીર પાસે આવી જોયું તો તે સુશોભીત સણગારેલું, તેમજ સઘળા ઠાઠમાઠથી ઉભું કરેલું ખરે જ તે એક આકર્ષિક મંદીર હતું. માંહે દાખલ થતાં અને બહાર આવતાં હજારો માનવીઓ લક્ષ્મીદેવીના દર્શનનો લાભ મેળવી

રહેલાં દીઠામાં આવ્યાં. રાજાઓ અને મહારાજાઓ જેવા શ્રીમંત માલેતાજારો પણ નજરે પડતા હતા. તે મંદીરના દરવાજા બહાર પહેરેગીરો ઉભા રહેલા હતા. તે મંદીરનો દમામ જોઇ તે મુફલીસે ખાત્રીથી માની લીધું કે, મહાલક્ષ્મી દેવીના માત્ર દર્શનથી જ તેની કંગાલ્યત નષ્ટ થઈ જરૂર તેને લક્ષ્મી પ્રાપ્ત થવાની. આ વિચારે તે હર્ષથી આગળ વધ્યો, અને દરવાજા પાસે આવી લાગતાં મદીરમાં જેવો દાખલ થવા ગયો, કે તુરતજ પહેરેગીરોએ તેને રોકયો, અને હડસેલો મારી બાજુએ કરતાં કહ્યુ:

"ત્હારા જેવા એક કંગાળ ભીખારીને આ મદિરમાં દાખલ થવા દેવામાં આવતા નથી; માત્ર સારી હાલતના ખાનદાની ગ્રહસ્થોને જ લાભ આપવામાં આવે છે, માટે નિકલ હ્યાંથી અને ચાલતો થા!"

ગરીબ બિચારો! રડયો, પગે લાગ્યો, હાથ જોડયા, અને એવાં અનેક ફાંફાં મારી તે મંદિરમાં દાખલ થવાની કોશેશ કીધી, પણ તે પોહરેગીરોના મન પર તેની સહેજ પણ અસર થવા પામી નહિ. અંતે તે કંગાલે જોયું કે તેની સઘળી કોશેશ મિથ્યાજ હતી, ત્યારે તેણે લક્ષમી દેવીને, પેલા પોહરેગીરોને, તે મંદિરને, તેના બાંધનારને, તેમાં આવતાં જતાંને, તે ગામને, ત્યાંની તમામ વસ્તીને, અને છેવટે પોતાને પણ ગાળો આપી હડહડતા શ્રાપ દેવા માંડયા; અને પછી તૂટેલે દીલે તે ત્યાંથી આગળ ચાલ્યો. બપેરના બે વાગ્યાનો આ સમો હતો. તે મુફલસીના મારેલા મુસફરનું ભેજું સૂર્યના તાપમાં તેમજ ગુસ્સાના આવેશમાં તપીને ગરમ અંગારા જેવું થયું હતું. વધુ કંટાળી અને ત્રાસી જઈ કયાંએ આશરો શોધવા તેણે બધે બધ નજર ફેરવી, પણ કેઠે તેને અશરો જડયોજ નહિ! કકડતી ભૂખથી ત્રાહે ત્રાહે પોકારતો, સખત ગરમીના તાપમાં તપતો, અને તૂટેલાં ઉદાસ દીલે તેણે આગળ ચાલવા માંડયું. થોડેક જતાં દૂરથી એક ન્હાની પડી ભાંગેલી દેહરી તેની નજરે પડી. હ્યાં તે દેહરી નજદીક આવી જેવો તેમાં દાખલ થવાનું કરે છે, તેવામાં કોઇ એક અજાણ્યા માણસે તેને મજબુત પકડીને પાછળ ખેંચ્યો, અને માહે જતાં અટકાવ્યો. આવી રીતે રોકવાનું કારણ પૂછતાં તે અજાણ શખ્સે કહ્યું:—

"ભાઈ! આ અલક્ષ્મીનું દેહરૂં છે, અને એમાં દાખલ થનાર માનવી ફરી જીવનો બહાર કદી આવતાજ નથી. તુ જોતો નથી, કે આ દેહરૂં તમામ પડી ભાંગ્યું છે, છતાં કોઇ તેની મરામતે કરતુ નથી? તેનું કારજ એજ છે કે, આવાં દેહરાંની કોઇને જરૂર જ નથી, અને કોઇ તેની તરફ આંખીને જોતું પણ નથી. તું અજાણ છે, માટે હું તને ચેતવું છું. ત્હારી જીંદગી જો ત્હને વ્હાલી હોય તો આ દેહરાંમાં કદી ભૂલે ચૂકે પણ પગ મેલતો ના; એક વાર

એમાં દાખલ થવા પછી તું કદી દિવસનું અજવાળું ફરીને જોવા પામશે નહિ, એ ખાત્રીથી જાણજે!"

ચાલુ દુઃખોથી પૂરો કંટાળેલો હોવાથી પોતાના છુટકારા અર્થે રાત દિન મોતને માટે ટળવળતો તે કંગાળ મુફલેસ આ ચેતવણીની દરકાર કર્યા વિના નિડરપણે આ પડત દેહરાંમાં દાખલ થયો, જ્યાં કાંઇ જમાનાઓનો કચરો, માટી અને પથ્થરો પડયાં હતાં. હ્યાં તે અલક્ષ્મી દેવીના ચરણ પર પોતાનું માથું મેલી જેવો આરામ કરવા લાગ્યો, કે તુરત બાજુએ પડેલી માટી અને પથ્થરાના ઢગમાંથી એક મોટા ઝેરી સાપે પોતાનું મ્હોં બહાર કાઢયું. આ જોઇ તે શખ્સ તુરત ત્યાંથી ઉઠયો, અને તે દેહરાંના એક ખુણામાં જઈને જેવો બેઠો, કે તેવોજ એક વિંછુએ ડંશ મારવાથી તુરત તે ત્યાંથી પણ ઉઠીને નાસવા લાગ્યો. વિંછુના ડંશથી કલાકો સુધીની વેદના ખમવાથી જાણે કે દિવાના જેવો થઈ ગયો હતો; આટલું છતાં પણ પૂરાં એક અઠવાડિયાં સુધી તે કંગાલ મુશીબતો સહન કરતો અને અલક્ષ્મી દેવીની પ્રાર્થના કરતો ત્યાંજ પડી રહ્યો. ખાધા પીધા વગરની ચાલુ એક સરખી તેની ભક્તિથી પ્રસન્ન થઈ, અલક્ષ્મી દેવીએ તે મુફલીસને શાક્ષાત દર્શન દઈ કહ્યું:—

"હું અલક્ષ્મી છું. માહુતમ, આફ્ત, દળિદ્રતા, દુઃખ, મુશીબત, સીતમ, કંગાલ્યત વિગેરે સઘળી બલાઓ મ્હારા અખત્યારમાં છે. આજે હું ત્હારા પર પ્રસન્ન થઈ છું, માટે કહે મ્હને, કે મ્હારા અધિકારમાંની ઉપર જણાવેલી કઈ હાલત તું પસંદ કરે છે? મ્હારા હસ્તકની જે હાલત તું માંગે તે આપવા હું ખુશીથી તૈયાર છું!"

આ નવીજ બલાથી પહેલાં તો તે બાપડો લગાર વિચારમાં ગાફેલ રહ્યો; પછી હિમ્મત લાવી બોલ્યો:--

"દેવી માતા! આભાર ત્હારો! તું જેમ કહે છે તેમ ત્હારા હસ્તકમાં જ જો સઘળી બલાઓ હોય, તો હું જેમ કહું તેમ તું કરવાને ખુશીથી કબુલ થશે?"

"અલબત્ત! જરૂર જરૂર!" દેવી માતાએ ઉત્તર કર્યો. "તો", કંગાળે કહ્યું, "ખુદા ખાતર આજથી તું મજ ગરીબનું ઘર સદાને માટે તજી જા; અને ફરી મ્હારા બોલાવ્યા વગર કદી પણ પાછી મ્હારી ઝોંપડીમાં આવવાની ભૂલેચૂકે પણ તસદી લેતી ના! હું બસ માત્ર એટલુંજ માગું છું!"

"તથાસ્તુ!" એટલું બોલી અલક્ષ્મી દેવી ત્યાંથી અદ્રશ્ય થઇ, અને તે કંગાળ શખ્સ પણ પેલાં દેહરાંમાંથી હવે બહાર પડયો: આટલા દિવસો સૂધી તે ભયભિત દેહરાંમાં રહ્યા છતાં પણ આ શખ્સને જીવતો બહાર આવેલો જોઇ તે ગામના લોકોએ તેને કોઈ મહાત્મા માન્યો, અને વારા ફરતી એક

પછી ટોળાંબંધ લોકો તેનાં દર્શને આવી પગ પર માથું મૂકવા લાગ્યાં. તે લોકોએ પાલખી મંગાવી તેમાં આ મહાત્માજીને આદર સત્કારથી બેસાડયો. અને આખાં ગામમાં બધે બધ ફેરવી લાવ્યાં. એક એલાહિદાં મકાનમાં ઉતારાની જગ્યા આપવામાં આવી, જયાં હજારો લોકો તેના દર્શને આવતાં થયાં, અને તેના પગ પાસે ધન દોલત, કપડાં લત્તાં વિગેરે સર્વસ્વ દક્ષિણા તરીકે અર્પણ કરતાં રહ્યાં. આ પ્રમાણે થોડા દિવસો સૂધી તે ગામમાં પેલા મુફલેસે પોતાના દિવસો પૂર સુખ ચેનમાં ગુજાર્યા પછી પોતાને વતને પાછા ફરવાની ઈચ્છા સઘળાંને જાહેર કીધી, અને ગમે એટલી આજીજી છતાં તેણે પોતાને ઘરે જવાનો દિવસ નકકી કર્યો. તે મુફલીસ મહાત્માના ઉપડવાને દિને તે ગામના લોકોએ પૈસા ટકાથી તેને ભરપૂર નવાજીને ધૂમધામથી વાજતે ગાજતે ત્યાંથી સૌએ વિદાય કર્યો. આ રીતે વતનથી ભીખારી હાલતમાં નિકળેલો તે કંગાલ મુશીબતો વેઠતો વેઠતો અંતે અલક્ષ્મીની કૃપાથી એક તવંગર સુખ્યારા શહેરી લેખે પોતાના વતને માનપાન સાથે પાછો ફર્યો, અને પોતાની બાયડી સાથે આનંદમાં દિવસો ગુજારતો રહ્યો. આ રીતે પ્રભુની જો કૃપા થાય તો લક્ષ્મી પ્રસન્ન થવાનું મૂળ અલક્ષ્મીજ થઈ પડે છે."

મહારાજની આ બેધદાયક વાર્તા, તેમજ તેમના ઉપદેશ સાંભળ્યાથી હાજર રહેલાં ભકતોનાં મન શાંત પડયાં, અને વિરૂધ્ધ પક્ષની ગમે એવી સતામણીના ગમે તેવા ઘા ખમવાને અને સત માર્ગમાં જે પણ કાંઈ મુશકેલીઓ અને સંકટો નડે તે સઘળાં ધીરજ અને સબુરીથી સહન કરવાના મકકમ ઠરાવથી સર્વ કોઈ શાંતિથી રવાના થયાં.

" કહ્યું છે કે, " निंदका चे घर असावें शेजारी. " એટલે પાડોશી નિંદાખોર હોય તે ભલું. બંધુઓ! શત્રુ તે હમેશાં શત્રુજ હોય છે, તેની વલણના સંબંધમાં વહેમ રાખવાનો કે ગેર સમજ થવાનો સંભવ હોતો જ નથી.

કંચનકો તજવો સેહેલ, સેહેલ હય ત્રિયાકો નેહ;<br>
નિંદા બોલ ત્યાગવો, બરો કઠીન હય યેહ.

ધન ભેગું કરવાનો લોભ લાગ્યો હોય તે હજી છોડી શકાય; સ્ત્રીનો છંદ લાગ્યો હોય તો તે પણ છાંડી શકાય; એ બધું તો સહેલું છે, પરન્તુ પર નિંદા કરવાની કટેવ પડી હોય તે છોડવી બહુજ કઠિન હોય છે.

મિત્રો કદાચ છુપા શત્રુ નિવડે છે ખરા, પણ શત્રુ કોઈ દિવસ છુપો મિત્ર નિવડવાનો સંભવ હોતો નથી; તે તો હમેશાં ખરા દિલથી કેડ કસીને આપણો કેડો લે છે. તે પીઠ પછાડી બદનક્ષી કરવાને ચૂકતો જ નથી.

પીછે નિંદા જો કરે, અરૂ મુખપેં સનમાન;<br>
તજિયેં ઐસે મીંતકો, જૈસો ઠગ પકવાન.

જેઓ દગલબાજ, અને ગુનેહગાર છે તેમના ઉપર પરવરદિગારનો અભાવ છે. છેવટે પેલી વિરૂદ્ધ ટોળીએ મહારાજના નાદમાંથી પેલી ભકત મંડળીને છોડાવવાના પોતાથી બની શકતા દરેક ઉપાયો અજમાવ્યા, છતાં પણ મહારાજના આ ભકતોને સઘળું શાન્તપણે સહન કરતા જયારે દીઠા ત્યારે તેઓ વધુ ખારીલા બની, વળી કાંઈ નવી બાજી અજમાવવા તૈયાર થયા.

કપટી કદી ન ઓધરે, સો સાધન કો સંગ;
મુંજ પખાલે ગંગમેં, જયું ભીંજે ત્યું તંગ.

સેંકડો સતપુરૂષોનો સમાગમ કાં ન થાય, તોયે કપટી પુરૂષ કદી સુધરનો જ નથી. એક રસીને કે દોરડાંને આપણે જેમ જેમ પાણીમાં પળલાવીશું તેમ તેમ તે સખ્ત રસી નરમ થવાને બદલે વધારે ને વધારે ભારી થાય છે. સારાં માણસને દેખીને કપટીનું કપટ પણ ભારે ને ભારે જ થતું જાય છે.

ભકત મંડળી તેવા વિરોધીઓની સહેજ પણ દરકાર કર્યા વિના મહારાજને વધુ ખંત અને પ્રેમથી વળગી રહી. જેમ જેમ ભકત મંડળી મહારાજ પ્રત્યે વધુ ને વધુ ભક્તિભાવ દેખાડતી રહી તેમ તેમ તેઓના વિરોધીઓની અદેખાઈ પણ વધતી જ રહી. અંતે વિરૂદ્ધ ટોળીથી આવી નફટાઈ અને બેપરવાઈ ન જ ખમી શકાઈ, ત્યારે તેઓએ મહારાજની હાજરીમાં જ ભકત મંડળીને માર મારી સુધારવાનો ઘાટ ઘડયો, અને પછી તેનું શું પરિણામ આવે છે, તે જોવા માટે ઈંતેજાર રહ્યા.

ભાઈઓ! તમે પણ તેમની માફક ન્યાયથી આડા જશો નહિ. જે બીજાઓને પાડે છે, તે પાછળથી પસ્તાવો કરે છે, અને તેની સાથે પોતાની કરણી સુધારે છે, તેને ખુદા માફી આપે છે. જેઓ મનમાં કપટ રાખે છે તેમના તરફથી ઝગડામાં જશો જ નહિ

પોતાની આ નીચ બાજી અમલમાં મેલવા પાંચ દશ જણા, હાથમાં લાઠી અને ફાનસ લઈ, એક રાત્રે સુમારે નવ વાગે ભગીઓની ચાલમાં હિંમતથી દાખલ થયા. આ વેળાએ મહારાજ પોતાના પુરૂષ તેમજ સ્ત્રી ભકતો ભેગા બેસી વાર્તા ચલાવી રહ્યા હતા. ભકતોએ પેલા વિરોધીઓને પોતાની તરફ આવતા જયારે જોયા, કે તરત તેઓએ મહારાજને અગાઉથી ચેતવણી આપી હુશયાર કરતા કહ્યું કે; દુશમનો મુખડા પર આવી ચઢયા છે, અને હ્યાં આપણા ભેગા લડવાનો ઠરાવ કર્યો છે. મહારાજે છેટેથી આવતા જણાતા વિરોધીઓ તરફ એક ઉડતી નજર નાંખી, અને પછી ભકતો તરફ ફરીને બોલ્યા:—

"ગભરાઓ નહિ; હું હ્યાં બેઠો છું! તમો સઘળાં ગુપચુપ બેસી રહો; એક શબ્દ પણ ઉચ્ચારશો ના! બાકીનું હું જોઈ લેઈશ! જૂઓ, તે સઘળા નજદીક આવી ચઢયા છે, હવે ચુપ થાઓ!"

મહારાજની આજ્ઞા પ્રમાણે ભકત મંડળી ત્યાં ચુપ બેસી રહી, અને શું થાય છે તે નિહાળવા તત્પર થઈ. પેલા વિરોધીઓ હવે વરંડા પર આવી ચઢયા અને માંહે દાખલ થઈ સઘળે નિહાળી જોયું, પણ તેઓને ત્યાં કોઈ પણ જણાયું નહિ. જો કે તેઓએ પોતાની આસપાસ ફાનસનું અજવાળું નાંખી સઘળે નજર નાંખીને જોયું, પણ તેઓમાંના કોઇને પણ ન તો મહારાજ જણાયા, ન તો ભકત મંડળી જણાઈ, કે ન તો કોઈ કાળું કૂતરૂં ત્યાં નજરે પડયું! આ તમાશો જોઇ વિરોધીઓ અચંબામાં પડયા, અને માંહોમાંહે એક બીજા સાથે બડબડ કરતા બોલ્યા.

"એ એમ કેમ થયું! પેલાઓ કયાં ગયા હશે? કોઈ દિવસ નહિ ને આજે મહારાજ તથા તેના ભકતો આવી વખતે કયાં ભટકવા ગયા હશે વારૂં? કાંઈ સમજ પડતી નથી!"

આવું આવું એક બીજાને પૂછતા તે વિરોધીઓ ત્યાં ઉભા, એટલામાં એકની નજર વરંડાની બહાર થોડેક છેટે બેઠેલા કોઈ એક ભંગી પર પડી; જેથી તે પોતાના સાથીઓને લઇ વરંડાની બહાર આવ્યો; અને પેલા ભંગીને મહારાજ કયાં ગયા હતા તે માટે સવાલ પૂછયો. પેલો ભંગી અચરતીથી કેટલીક વાર ગચકાયો, અને પછી મહારાજ તથા તેમના ભકતો જયાં બેઠાં હતાં, તે તરફ આંગળી દેખાડી બોલ્યોઃ

"જૂઓ, પેલા મહારાજ ત્યાં બેઠા છે; સાથે વળી ભકત મંડળી પણ છે. મ્હને હ્યાંથી સઘળું દેખાય છે, અને તમને જ કેમ કાંઈ જણાતું નથી? તમો સઘળાં ઠેઠ સૂધી અંદર પણ જઇ આવ્યાં, ને વળી સાથે દીવા બત્તીના ફાનસ પણ છે, તોએ હ્યાં આવી મ્હને મહારાજ માટે પૂછો છો, એ શું કહેવાય? તમો મ્હારા ગરીબની ઠેકડી કરો છો; કેમ?"

એક શબ્દ પણ બોલ્યા વિના, તે વિરૂદ્ધ ટોળીના સઘળા પેલા ભંગી આગળથી જતા રહી, ફરી બીજીવાર વરંડામાં દાખલ થયા, અને ત્યાં સઘળે ચો તરફ બારીકીથી તપાસ ચલાવી; પણ તેઓ ત્યાં વરંડામાં કોઇ એકને પણ જોઈ નજ શકયાં, એટલુંજ નહિ, પણ કોઇને સહેજ અડકી પણ ન શકયા! હવે મહારાજવાળો વરંડો કેવળ ખાલી જોઇ વિરોધીઓએ નક્કી માન્યું કે પેલા ભગીએ સામા તે લોકની ઠેકડી કરી હતી, અને વિના પ્રયોજને ફજેતી કરી હતી. આથી તેઓ વરંડાની બહાર આવ્યા, જયાં વળી બીજી ભંગી સ્ત્રીઓ તેઓને જતી જણાઈ, જેણીઓને મહારાજ માટે પૂછતાં તે સ્ત્રીઓ બોલી ઉઠી;

"એ આ રહ્યા.મહારાજ તો સામે મંડળી ભેગા બેઠા છે! શું તમને ખરેખર દેખાતા જ નથી?"

આ જવાબથી પેલા વિરોધીઓનું પાકી આવ્યું, અને આ ભંગિયેણો પણ તેઓની મજાક જ કરે છે, એમ જાણી તેઓને ગાળ દેવા લાગ્યા. જે પછી હારેલા, થાકેલા, અને નાસીપાસ થએલા જેમ આવ્યા હતા તેમ પાછા ખડખડતા તે સઘળા ત્યાંથી જતા રહ્યા.

નિંદે હરિ હરકો ભજે, રિકિયૌ પુણ્ય બડ પાપ;
ભવ પાયે તહ્ પ્રેત હે, યહ પ્રભુ દ્વેશ પ્રતાપ.

જેણે શ્રી હરીની નિંદા કરી છે, અને શ્રી મહાદેવજીને ભજ્યા છે, તેણે પુણ્ય અને પાપ બંને મોટાં કર્યાં છે. કેમકે ભવ એટલે શિવજી તેમને પામ્યા તે તો ભજયાનું ફળ મળ્યું, અને શિવને પામ્યા સટે પ્રેત રહી ગયા એ પ્રભુના દ્વેષના પ્રતાપ.

આ વિરૂધ્ધ મંડળીમાંના કેટલાકો મહારાજની હાજરીમાં અપાતા ભંડારા નો કારોબાર હર હમેશાં દ્ગરથી ઉભા ઉભા નિહાળતા, પણ નજદીક આવવાની કદી હિમ્મત કરતા ન હતા; કેમકે તેઓ સારી રીતે જાણુતા હતા, કે નજદીક જવાથી મહરાજના મારનો ભય છે, જેથી તેઓ છેટે ઉભા રહીનેજ સઘળો કારભાર તપાસતા હતા. વિરૂધ્ધ મંડળીના આવા બહાદુરો વળી કોઈવાર ચાલમાં પણ ગુપચુપ ફેરા ખાયા કરતા, અને મહારાજના વરંડામાં શું થઇ રહ્યું છે તે બારીકીથી તપાસતા રહેતા હતા. આવા ફરતા જાસુસોમાંનો એક, દ-તુ નામે વીસ વરસનો જુવાન બ્રાહ્મણ છોકરો, એક દિવસે સાંજે મહારાજવાળા વરંડાની સામે આવી ઉભો. મહારાજે તેને હાંક મારી પોતાની પાસે તેડયો.

પોતાને મળેલા આ લ્હારસાથી દ-તુ સહેજ આગળ વધ્યો, અને પછી વરંડા આગળ પોતાના પગમાંનાં બુટ કહાડવા થોભ્યો, પણ તેને તેમ કરતાં રોકી મહારાજ બોલ્યા;

"બુટ કહાડવાની કશી જરૂર નથી; બુટ સાથેજ વગર આંચકીએ માંહે ચાલ્યો આવ!"

મહારાજના કહ્યા પ્રમાણેજ જોડા સહ તે વરંડામા પેઠો, અને મહારાજ સમક્ષ જઈ ઉભો. મહારાજે તેને પોતાની સામે બેસવા ફરમાવીને રીતથી કહેવા લાગ્યા:

"તમે જૂઓ છો, કે મ્હારે માથે ટોપી નથી. આજથી નહિ, પણ આજે કેટલાં વરસોથી હું ટોપી વગરનો છુ, માટે તમારી ટોપી મ્હને આપશો?"

પેલા છોકરાએ તુરતજ પોતાના માથા પરથી ટોપી ઉતારી મહારાજને આપી, જે લઈને તેઓશ્રી બોલ્યા:—

"જો કે મ્હારા શરીર પર જરાપણ વસ્ત્ર નથી, જમાનો થયો હું નાગો છું, માટે તમારાં લુગડાં પણ મ્હને પહેરવા સારૂ આપશો?"

એક શબ્દ પણ બોલ્યા વિના હન્તુએ પોતાના કપડાં તુરત ઉતારી આપ્યાં; જે લીધા પછી મહારાજે બોલ્યાઃ—

"તમો જાણો છો, તેમ હું કેઠે પણ ઠરીને બેઠો નથી; હરહમેશ ઠામેઠામ ભટકતો રહું છું, આવી વેળાએ મ્હારા બંને પગો ઉઘાડા હોવાને લીધે મ્હને ભારે તકલીફ સોસવી પડે છે, માટે તમારા જોડા મ્હને નહિ આપો?"

હન્તુએ પોતાના જોડા પણ કાઢી આપ્યા. પછી મહારાજ બોલ્યા;

"તમારી પાસેથી હું તમારૂ ધોતર પણ ભીખમાં કહડાવી લેતે, પણ ગામમાંથી થઇને સાવ નગ્ન હાલતમાં ઘરે જવું એ તમને બહુ ભારી પડે, માટે ધોતરની માંગણી હું કરી શકતો નથી. હવે તમે તમારે ઘરે ચાલ્યા જાવ! જરા થોભો; અને મ્હને કહો કે, આ સઘળું તમે મ્હને તમારા મોકળાં મનથી આપ્યું છે, કે માત્ર ઉપર ઉપરના દિલથીજ?"

"મેં જે કાંઇ આપને આપ્યું છે;" હન્તુ બોલ્યો, "તે સઘળું, મ્હારા ખરાં દિલથીજ આપ્યું છે!"

આટલું કહી તે જવાન રજા લઇ ત્યાંથી ચાલતો થયો. તેજ સાંજે ફરી પાછો તે બીજાં નવાં લુગડાં, ટોપી અને જોડા ઘાલીને ત્યાં વરડામાં આવ્યો અને મહારાજને ખાસ અરજ કીધી કે;

"હું તમારી પાસેથી કશું પણ લેવાની કે માંગવાની લાલચે હ્યાં આવ્યો નથી, પણ માત્ર એટલુંજ ચાહું છું કે, મ્હારા ડગલામાં રહી ગએલી મ્હારી ઓફીસની ચાવી, અને ચોકકસ કામનાં કાગળો મ્હને મહેરબાનીના રાહે આપ કાઢી આપશો? હું માત્ર એટલુંજ માંગું છું, મ્હને વધુ કશાની જરૂર નથી."

મહારાજે તે ડગલાના ખીસામાંથી તેને જોઇતી ચીજો કહાડી આપતાં કહ્યું:—

"તેં એકવાર મ્હને આપેલી ચીજો જો તું ફરી પાછી માંગતોજ હોય, તો તે પણ લઇ જા!"

"ના; કદી નહિ;" તે જવાંને કહ્યું;

"મેં જે આપ્યું છે, તે હવે ફરી કદી હું માંગનાર કિંવા લેનાર નથીજ."

"ઠીક; ત્યારે તો," મહારાજ હસીને બોલ્યા; "જો એમજ છે તો ભલે, ત્હારાં જલદીજ લગ્ન થશે, જે વેળા તું નવાં લુગડાં અને નવી ટોપી પહેરશે!"

તે છોકરો ત્યાંથી ગુપચુપ ચાલી જતો રહ્યો, પણ થોડાજ દિવસ પછી સઘળાંઓએ અચરતી સાથે જાણ્યું કે, મહારાજે કરેલી આગાહી મુજબ ટુંક મુદતમાંજ હન્તુનાં લગ્ન થયાં, અને ખરેજ તેજ દિને તેણે નવાં લુગડાં અને નવી ટોપી પહેરી હતી.

કાહુકુ ના નંદીયે, જો શીર હનતા હોય;
ફીર ફીર તાકુ વદીયે, સંત લછછન હે સોય.

# ભાગ ૪ થો.

## પ્રકરણ ૨૧ મું.

### પંડિત પોપટ અને અંતર્જ્ઞાની કાગડો.

गुणिनिगुणज्ञोरमते, नागुणशिलस्यगुणिनिपारितोषः ।
अलिरेतिवनात्पद्मं, नदर्दुरस्त्वेकवासोऽपि ॥

જે ગુણી હોય તે ગુણીની પાસે જ વસવા ઈચ્છે છે. જૂઓ કે, ભ્રમરો હમેશાં વનમાં જ વસનારો છે, તથાપિ સત્સંગ કરવા સારૂ પાણીની વચ્ચો વચ્ચમાં જ્યાં પદ્મ કહેનાં કમળ ઉગેલું હોય છે ત્યાં જઈ તેનો જ સત્સંગ કરે છે; પરન્તુ દેડકાઓ જો કે નિરંતર તે પાણીમાં જ વસે છે, તોપણ તેઓને એટલુંએ ભાન હોતું નથી, કે કમળ કયાં વસે છે!

શ્રી મહારાજના ખડકપૂર મધેના વસવાટ દરમ્યાન પિંજરાંમથી છટકી ગએલા પોપટોને લગતા એક પછી એક બનેલા બે ચમત્કારિક બનાવો અત્રે જણાવેલા પ્રસંગોપાત થઈ પડશે. એક દિવસ ખાસનીશને ત્યાં લાંબા વખતથી પાળેલા એક પોપટનું પિંજરૂં રોજના નિયમ મુજબ સાફ કરી, પાછું તેની જગ્યાએ ટાંગવામાં આવ્યું. હમેશ મુજબ તે દિને પણ પિંજરૂં બંધજ હતું, છતાં કાંઈ અજબ જેવી રીતે તે માંહેલો પોપટ છટકીને ઉડી નાઠો. આ વિચિત્ર બનાવથી ખાસનીસ તથા તેની સ્ત્રી લક્ષ્મીબાઈ અજાયબીમાં પડયાં. તેઓ સમજી ન શકયાં કે પિંજરૂં બંધ હોવા છતાં પણ કઈ યુક્તિથી તે માંહેલો પોપટ નાસી છુટો હતો! ઉપલા બનાવને બે ત્રણ દિવસ વહી ગયા પછી તે ગુમ થએલો પોપટ ભંગીઓની ચાલના એક છાપરાં ઉપરથી બીજાં છાપરાં પર ગેલ કરતો અને નાચતો કુદતો જણાયો. છુટાપણું ભોગવતું તે પક્ષી હવે વરંડામાં દાખલ થઈ મહારાજ સનમુખ આવી નાચવા કુદવા લાગ્યું; અને થોડીકવાર ગેલ કરી પાછું ઉડી છાપરાં પર જઈ બેઠું; અને ફરી એક પછી એક છાપરાં કુદાવતું રહ્યું. પરન્તુ આવી ગમ્મત ઝાઝોવાર ટકી શકી નહિ. ભંગીઓના તોફાની પોર્યાઓએ ગડબડ કરી ચાલાકીથી તેને પકડીને ફરી પાછો પિંજરાંમાં બંધ કર્યો. આ બીજીવાર કેદ પડેલાં પક્ષીને ભંગીઓના પોર્યાઓ મહારાજ પાસે લાવી દેખાડી બોલ્યા; "આ કોઈને પાળેલો પોપટ છે." મહારાજે તેઓને તે પક્ષીની જતન લેવા તાકીદ કીધી. પાછળથી તે પોપટ ખાસનીશનો હતો એમ માલુમ પડી આવ્યું, જેથી તે તેને હવાલે કરવામાં

આવ્યો. ખાસનીશ તે પોપટને પોતાને ઘરે લઈ ગયો, અને ત્યાં તેને સંભાળથી રાખ્યો. સઘળાંઓ તાજુબી જણાવતાં રહ્યાં, કે પિંજરૂં બંધ હોવા છતાં તે પોપટ છટકી જવા કેમ પામ્યો! વળી તે પોપટને બીજા કોઇ પોપટોએ ઈજા નહિ કરતાં, ભંગીઓની ચાલમાંજ કેમ બે ત્રણ દિવસ રહીને તે પાછો દેખાયો! એટલુંજ નહિ, પણ વરંડામાં દાખલ થઈ મહારાજનાં દર્શન તે કેમ લેવા પામ્યો? વાત આટલાથીજ આવી અટકતી નથી, પણ જાણવાજોગ તો વળી એ છે કે, ખાસનીશનો તેજ પોપટ, આવી રીતે બંધ પિંજરે હોવા છતાં બેચાર વખત આંતરે આંતરે છટકીને પાછો ને પાછો નાસી ગયો હતો, અને મહારાજનાં દર્શન લઇ પાછો કેદ પકડાતો ગયો હતો! તે પોપટે થોડા દિવસ પછી જયારે મહારાજનાં દર્શન લેવાં બંધ કર્યાં ત્યારે તેની જગ્યા, **મીરાંબાઇને** માટે બાજીરાવે પાળેલા પોપટે લીધી. મીરાં-બાઈનો પોપટ પણ ખાસનીશના પોપટનીજ માફક બંધ પિંજરાંમાંથી છટકીને નાસી જતો, અને મહારાજનાં દર્શન લઇ પાછો કેદ પકડાતો હતો. મીરાંબાઇના આ પોપટના વિચિત્ર બનાવ પછી એક દિવસે મીરાંબાઈની હાજરીમાંજ મહારાજે નીચલી વાર્તા સઘળાંને કહી સંભળાવીઃ—

## પોપટ અને કાગડો.

**ગોવીંદરાવ** નામે એક કારકુન, પોતાની **ગીતાબાઇ** નામની સ્ત્રી સાથે સુખશાંતિમાં પોતાનો સંસાર ચલાવી રહ્યો હતો; અને જો કે સઘળી બાબતમાં તે પોતાને ખરો ભાગ્યશાળી લેખતો હતો, છતાં તેને એક પણ સંતાન ન હોવાથી તે રાત દિન એ ને એજ વિચારમાં ઝુરિયા કરતો હતો. તે બન્ને ધણી-ધણીઆણીની ધર્મ ઉપર બહુજ આસ્થા હતી; અને હમેશાં તેઓ સત પાળીને સંસારના સઘળાં સુખો શાંતિથી ભોગવ્યાં જતાં હતાં. પરમાત્માથી ડરીને ચાલ-નારાં આ જોડાંની માંગી મુરાદ પણ અંતે ફળી, અને તેજ પરમકૃપાળુની કૃપાથી તેઓને ત્યાં એક નમુનેદાર સુંદર બાળકનો જન્મ પણ થયો. તે સુખી જોડાની ખુશાલીનો હવે પારજ રહ્યો નહીં. **ગોવીંદરાવ**ને તો જાણે પરમાત્મા જ ભેટયો હોય એટલો બધો આનંદમાં આવી ગયો હતો. તેઓની સઘળી આશા અને સુખ હવે આ એકની એક પુત્રિમાં સમાએલી રહી. દિન ઉગે તે કોમળ બાળા જેમ જેમ ઉમ્મરમાં આવતી ગઈ તેમ તેમ તેણી વધુ પ્રિય લાગતી ગઇ. **ગોવીંદરાવ** પોતાની રોજની નોકરી પર જતો હોવાથી, અને **ગીતાબાઇ** પણ રસોડાંમાં અને ઘર સંસારનાં કામોમાં સઘળો વખત રોકાયલી રહેવાથી તે સુંદર બાળા જેણીનું નામ **યમુનાબાઈ** રાખવામાં આવ્યું હતું, તેણી ઘરમાં એકલી મુઝાતી હતી, કેમકે વખત પસાર કરવો તેણીને મહા મુશકેલ થઈ પડયો હતો. યમુના જેનું લાડકું નામ **"એમા"** હતું તેની આ મુઝવણ

તેણીના પિતા ગોવીંદરાવ સમજી ગયાથી તેણીને ઘરમાં સોહવાઈ જાય એટલા માટે તેણે એક સુંદર પોપટ ખરીદ કરી, તેને એક સુંદર પિંજરાંમાં પૂરી **એમી**ને ભેટ કર્યો. આ એક જીવતું જાગતું રમકડું હાથ આવવાથી **એમી** બેહદ ખુશ થઈ, અને હવે તેણી પોતાનો સઘળો વખત તે સુંદર પક્ષીને પોતાના કોમળ હાથોએ ખવડાવવામાં, તેની સાથે રમવામાં, અને મધુર વચનો બોલવામાં પસાર કરવા લાગી. તે પોપટ પણ થોડાક દિવસમાં **એમી**ની સાથે એટલો તો પળોટાઈ ગયો, કે તેણીના નાજુક હાથોમાંથી તે ખાતો, તેણીની સાથે રમતો અને નાચ કુદ કરતો થયો. તે પોપટનું નામ "**પંડિત**" પાડયું હતું. તે પોતાની નાનકડી અને નિર્દોષ શેઠાણીને તાબે થઈને રહેતો હતો, અને તેણી જેમ કહેતી તેમ તે કરવાને જાણે સદા તત્પર રહેતો. આ બન્ને નિર્દોષ જીવો વચ્ચે એવી તો ઘાડી મિત્રાચારી બંધાઈ કે એકમેક વગર તેઓને એક ઘડી પણ સોહવાતું ન હતું. એક સહવારે **એમી**ને અતિશય ભૂખ લાગી આવ્યાથી તેણીએ પોતાની મા પાસેથી કાંઈ ખાવાનું માંગ્યું. આ વેળા ભોજન તૈયાર થએલું હોવાથી **ગીતાબાઈ**એ એક થાળમાં થોડુંક કહાડી **એમી**ને ખાવા માટે આપ્યું. ગોવીંદરાવ તો પોતાને કામે ગયો હતો. રાબેતા મુજબ એક હાથમાં પોતાના માનીતા "**પંડિત**"નું પિંજરૂં અને બીજા હાથમાં ભોજનની થાળી ધરી, **એમી** ઘરના વાડામાં આવેલાં ઉંબરાનાં ઝાડ હેઠળ જઈ બેઠી. તેણીએ પિંજરાંનું ઢાંકણું ઉઘાડી **પંડિત**ને બહાર કાઢયો, અને પોતાની સાથે ખાવા બેસાડયો. તે પિંજરાંમાં જો કે હમેશ મુજબ **એમી**એ ખાવા પીવાનું મેલ્યું હતું, છતાં પંડિતે તે ખાધું પીધું ન હતું, પણ હવે તે ખુશાલ **એમી** જોડે ખાવા મંડયો. સઘળું ભોજન ખાઈ રહ્યા પછી પણ **એમી**ની ભૂખ ન મટવાથી તેણીએ પોતાની માતાને હાંક મારી બીજું થોડુંક ભોજન પીરસવા અરજ કીધી. પણ આ વેળાએ ગીતાબાઈનો હાથ ભાકરી માટે તૈયાર થતા લોટમાં ખરડેલો હોવાથી તેણીએ પ્યારથી **એમી**ને પોતાને હાથે ખાવાનું કહાડી લેવા જણાવ્યું. અત્રે જણાવવું જરૂરનું છે, કે જે વેળાએ એમી અને પંડિત ભોજન ખાવામાં મશગુલ હતાં, તે વેળાએ તે ઉંબરાના ઝાડની ડાંખળી પર એક કાગડો બેઠો બેઠો તે બન્ને પ્યારા જીવોને ખાતાં નિહાળતો હતો. તેનું સઘળું ધ્યાન થાળીની આસપાસ પડેલા અનાજ પર હતું, અને લાગ મળવે હજમ કરી જવાની તે ઈંતેજારીમાં હતો. **ગીતાબાઈ**ના કહ્યા પ્રમાણે જેવી **એમી** પોતાની ખાલી પડેલી થાળી લઈને બીજું ભોજન લાવવાને ત્યાં ગઈ, કે તરતજ પેલો કાગડો ચુપચુપ હેઠળ ઉતરી ત્યાં પડેલું અનાજ વહેલો વહેલો ખાઈ ગયો. એટલેથીજ ન ધરાતાં વધુ ખાવાના લોભે તે કાગડો ત્યાં પડેલાં પોપટનાં પિંજરાંમાં દાખલ થયો, પણ તેના કમનસીબે તે પિંજરાંનું અંદર

લટકેલું ઢાંકણું તે કાગની પાંખના એકજ ધક્કાએ હેઠળ પડયું, અને ગરીબ કાગડો બાપડો કેદ પકડાઇ ગયો. પોતાનાં પિંજરાંનું ઢાંકણું અચાનક બંધ થવાની ગડબડમાં પંડિત સહેજ ઝબકીને ઉડયો. લાંબે વખતે પહેલ વહેલો ઉડવાથી તેને કંઇ ઔરજ મજાહ મળી, જેથી પાછો તે સહેજ ઉડયો, અને હવે તે એકદમ છેવટનો જ ઉડી ગયો. પોતે આઝાદી પામ્યો છે એવું જાણી લઇ પંડિત હવે નાચતો કુદતો અને ઉડવાની મજા લેતો આગળ અને આગળ વધતો જ ગયો, અને ફરી પાછો કદી જણાયોજ નહિ. આ સઘળો બનાવ **એમી** ભોજન લઈ આવે તે અરસામાં બનવા પામ્યો હતો, જેથી તેણી ભોજનની થાળ લઈ પાછી ફરી ત્યારે પોતાના પ્યારા પંડિતની જગ્યાએ આ કોઈ વગર નોતરેલા કાળા પંડિતને પિંજરાંમાં બંધ પડેલો જોઇ તેણી હરણફાડ થઈ એક ચિન્તે તે કાગડાને જોતી ઉભી. કાગડો તો પોતે કેદ પડયાની સહજ પણ દરકાર કર્યા વિના નિરાંતે માંહે પડેલી વાડકીમાંનું ભોજન ખાતો હતો. શું તેણી કાંઇ સ્વપ્નું જોતી હતી! તેણીનો રાત દિનનો સાથી, માનીતો પડિત કયાં હતો! પંડિત આવી રીતે કાગડાના રૂપમાં કેમ અને કઈ રીતે ફેરવાઈ ગયો, એ તે ગરીબ બિચારી ભોળી **એમી** બીલકુલ સમજી જ શકી નહીં; જેથી હવે તેણીએ પોકે પોક રડવા માંડયું; "મ્હારો પંડિત કયાં છે! અરે કહો, મ્હારો પોપટ કયાં છે!" એમ રોવા લાગી. **ગીતાબાઈ** આ રડારોળથી ગભરાઈને દોડી આવી, અને સઘળો ખુલાસો થતાં, તેણીને સમજી જતાં વાર લાગી નહિ, કે પંડિતજી તો પોતાને એકલો અને છુટો થએલો જોઇ, છુટાપણાંની મજા ચાખવા ઉડી ગયો હશે, અને આ બાપડો કાગડો ખાવાના લોભે પિંજરાંમાં દાખલ થઇ કેદ પકડાયો હશે. આવી સમજ આપી **ગીતાબાઇ**એ એમીને દિલાસો દીધો, અને નારાજ ન થવા કરગરીને સમજાવી લીધી. સાંજે ગોવીદરાવે પણ જ્યારે સઘળી હકીકત જાણી ત્યારે તે પણ **ગીતાબાઇ**ના મતને મળતો થયો, અને પંડિત નાસી છુટો છે, એવું જણાવી તે કાગડાને છોડી દેવા કહ્યું. પણ **એમી**ની તો ખાત્રી જ હતી, અને તેણીના મનમાં કાંઈ એમ જ વસી ગયું હતું કે, તેણીનો માનીતો અને લાડકવાયો પંડિત કાગડાના રૂપમાં ફેરવાઇ ગયો છે! જેથી તેણીએ પોતાના માબાપના ગમે એટલા સમજાવ્યા છતાં પણ, તે કાગડાથી છુટાં પડવાની સાફ ના પાડી, પંડિતની જગ્યાએ તેને જ માનીતો માન્યો. **એમી**ની હઠ આગળ તે માત પિતા નાચાર હતાં. તેણીને કોઈ પણ વાટે નારાજ કરવા તેઓ માંગતા ન હોવાથી તેઓએ એમીને મન સુઝયું કરવા દેવાની છુટ આપી. હવે એમી પોતાના પ્યારા પંડિતની પેઠેમ આ કાગડાને પોતાને હાથે ખવાડતી, રમાડતી, અને તેની સાથે વાતો કરતી હતી; પણ જેમ "લીલો પંડિત" **એમી**ના શિખવ્યા મુજબ બોલતો, તેમ આ "કાળો પંડિત" કાંઇ બોલી શકતો ન હતો.

પોપટ મિસાલે કાગડો જો કે બોલી શકતો ન હતો, છતાં થોડો વખત વિતવા બાદ તે કાગડો એમીને અંત્તરથી જ્ઞાન આપતો થયો. ટુંકમાં કહીએ તો તે કાગડાની સોબતથી **એમી** સતને સમજતી થઇ. આ માટે ઇસારો કરતાં **એમી**એ પોતાના માત પિતાને કહ્યું:—

"મ્હારાં વ્હાલાંઓ! ન સમજી શકાય કે ન વર્ણવી શકાય તેવી કોઈ ગુપ્ત રીતે આ કાગડો મ્હને જ્ઞાન આપી રહ્યો છે. હું તે સંપૂર્ણ સંપાદન કરીશ!"

સારાંશ કે; જે કોઇ પોપટની માફક પ્રગટ રીતે સુંદર દેખાય છે, તેને શિખવવાની તકલીફ તો આપણુને જ લેવી પડે છે, અને જે કોઈ કાગડાની માફક હલકો ને નીચો દેખાય છે, તે પોતે ઉલટો તકલીફ લઈ આપણુને જ્ઞાન આપે છે. ઉપલા દાખલામાં એમીને પોતાના પાળેલા "પંડિત-પોપટ" ને શિખવવો પડયો હતો, પણ પંડિતની જગ્યા જયારે કાગડે લીધી ત્યારે કહેવાતા પંડિતની પેઠે કાળા કાળા કાગડાને શિખવવાને બદલે એમી પોતેજ તે કાગડા પાસેથી આત્મજ્ઞાન શીખી હતી.

મન માતા મન દુબલા, મન પાની મન લાય;
મન કો જૈસી ઉપજે, મન તૈસા હો જાય.

મનથી માની લેવાથી જ મનુષ્ય માતેલું થાય છે. મનનું માનેલું જ તે દુબળું પણ થાય છે. મનથી જ જળ જેવું શિતળ તે થાય છે. અને મનથી જ તે અગ્નિ જેવું વિકાળ સ્વભાવનું પણ બની જાય છે. અર્થાત, મનુષ્ય જેવી મનની વળણુ લે છે તેવું જ ત પોતે પણ સર્વ દેખે છે.

બીજો એક ચમત્કારિક બનાવ ગંગા **ભાગીરથી**ના સંબંધમાં બન્યો. એક વેળાએ કોઈ એક પુરૂષ શ્રી કાશીથી આણેલું પવિત્ર ગંગાજળ એક નાના વાસણુમાં ભરી મહારાજ પાસે લાવ્યો. આ વખતે મંડળીના અનેક ભકતો ત્યાં હાજર હતાં. પેલા શખ્સે ગંગાજળથી મહારાજને સ્નાન કરાવવાની ઇચ્છા જણાવી, પણ મહારાજે ના પાડી જણાવ્યું કે;

"હું એવી એક અભડાયલી જગ્યાએ બેઠો છું, કે જયાં પલીદી અને નાપાકી સિવાય બીજું કશું છેજ નહિ. આ કારણે હું નાપાકીની એટલી તો હદ વિનાની સંપૂર્ણતાએ પહોંચ્યો છું, કે ગંગાજળ કે બીજી કોઈ પણ પવિત્ર વસ્તુઓ મ્હને કદી પવિત્ર કરી શકેજ નહિ." મહારાજના આ શબ્દો સાંભળી તે શખ્સ લગાર ઉદાસ થઈ બોલ્યો; "મહારાજ! મ્હને ના પાડશો નહિ. તમારે મન તો સઘળુ સમાન છે; પવિત્ર અપવિત્ર સઘળું આપને તો સરખું જ છે. ખરૂં જોતાં તો આપ સઘળા કરતાં વધુ પવિત્ર છો, વળી આપ બીજાંઓને પણ પવિત્ર કરી શકો છો!"

"એમ જ જો હોય," મહારાજ બોલ્યા; "તો પછી આ ગંગાજળથી મ્હને પવિત્ર થવાની જરૂર જ શું છે ?"

"અંતર આંટી તુટી ગઇ રે,
"ભાંગી ભેદ ભ્રમણાની ભ્રાંત રે.
"બધે દર્શન આપને આપનાં રે,
સંતો ગીત અભેદનાં ગાઇએ!
"પ્રેમ સુરત બાંધી પ્રેમથી રે,
"લાગી પ્રેમની તાળી તાનથી રે,
"એમ પ્રેમ માણિ નિજ ધ્યાનમાં રે.
સંતો ગીત અભેદનાં ગાઇએ!"

તે શખ્સે મહારાજને બહુએ વિનવ્યા અને અતિશય કાકલુદી કીધાથી અંતે મહારાજે તેને નારાજ ન કરતાં કહ્યું:—

"ભલે ભાઇ; ત્હારાં મન સુઝ્યું થવા દે; ત્હારી મરજીમાં આવે તેમ કર, હું આ બેઠો છું, મ્હને વાધો નથી; પણ યાદ રાખજે, કે ગંગાજળના સ્નાન પછી મ્હારે નરકમાં પડી મૂત્રનું સ્નાન લેવું પડશે!"

આટલું કહેવા છતાં પણ તે શખ્સે પોતાની જ મરજી મુજબ કરવા માંડયું. તેણે મહારાજના માથા પર તેમજ આખા શરીર પર ગંગાજળ રેડયું, અને થોડુંક બાકી રહેલું પાણી ત્યાં હાજર રહેલા ભકતોમાં થોડું થોડું વહેંચી આપ્યું. હ્યાં ખુબી તો એ થઈ, કે ગંગાજળના જે ટીપાંઓ ભકતોના હાથમાં રેડવામાં આવ્યાં, તે સઘળાં મેલાં ગંધ અને વાસ મારતાં જણાયાં. વળી ગંગાજળના લાવનારે પણ અચરતી સાથે જોયું કે, પેલાં વાસણમાંનું સ્વચ્છ અને નિર્મળ ગંગાજળ, ભકતોના હાથમાં જઇ પડતાં સાવ મેલું અને ગંધાતું હતું! હજી તો તે પુરૂષ કાંઈ બોલે તે પહેલાં મહારાજ બોલી પડયા:-

"મેં ગંગાજળનું સ્નાન તો કર્યું, પણ હવે મ્હને સામેનાં નાળાંમાં જઇ ગંદીલાં પાણીનુ સ્નાન લેવું પડશે."

આ સાંભળી ગાર્ડમામા તથા મંડળીના બીજા ભકતોએ અરજ કીધી કે; "આપની ઇચ્છા જો ગદલાં જળમાં સ્નાન લેવાની જ હોય તો આપ ઠેઠ ત્યાં સુધી જવાની તકલીફ ન લેશો, હમો જાતે જઇને ત્યાંનું ગંદીલું પાણી હ્યાં જ લઈ આવી આપને સ્નાન કરાવીશું!"

આટલું કહી તેઓ એક પછી એક વાસણો લઇ બહાર પડયા, અને જૂદે જૂદે ઠેકાણેથી નાળાંમાં વહેતું વાસ મારતું નરક તથા મુત્રનું પાણી ભરી ભરીને મહારાજ પાસે લઇ આવ્યાં. મહારાજે તેઓને તે સઘળું પાણી પોતાનાં શરીર પર ઘોળી દેવા ફરમાવ્યું. ભકતોએ પણ તેજ પ્રમાણે કર્યું. હ્યાં વળી બીજી

એક અજાયબી ભકતોએ નિહાળી. જે મેલું ગંધાતું અને અસ્વચ્છ પાણી ભકતોએ મહારાજના શરીર પર રેડયું, તે પાણી મહારાજના શરીર ઉપરથી હેઠળ પડતાં જ સાફ, સ્વચ્છ અન નિર્મળ જણાતું ! ત્યાં હાજર રહેલાં સઘળાંઓ આ સર્વ સ્પષ્ટ રીતે જોઈ શકતાં હતાં ! નિર્મળ ગંગાજળ ભકતોની નજરમાં ગંદીલું જણાયું, જ્યારે ગંદીલું જળ તેઓને ગંગાજળ જેવું સ્વચ્છ અને નિર્મળ જણાયું ! આ ઉપરથી સાબેત થાય છે, કે મહારાજની બાતેની તેમજ જાહેરી હાલત એકમેકથી સાવ ઉલટીજ હતી.

આપણે જોઇ ગયા છીએ કે, મહારાજ ભાગ્યે મહિનામાં એકવાર સ્નાન લેતા હતા. વળી તેઓ હરહમેશ નરક ને મુત્રમાં રમત કરતા, મેલું ઉપાડતા, નરક કુંડીઓ સાફ કરતા, અને દુર્ગંધવાળી જગ્યામાં રહેઠાણુ કરી પડયા હતા, છતાં તેમના શરીર પર અપવિત્રાઈ કિંવા ગંદાપણું સહેજ પણ જણાતાં ન હતાં. ન તો તેમના શરીર પર કદી કોઈએ માખીઓને જમા થતી દીઠી, કે ન તો તેમના શરીર ઉપરથી દુર્ગંધનો વાસ આવતો કોઈએ અનુભવ્યો હતો. જાણે મહારાજ સદા સ્નાન લઈને સ્વચ્છ અને સાફ થતા હોય એવું જ ભકતોને તો જણાતું હતું.

ગંગા ભાગીરથીના ચમત્કારિક બનાવના વિષે ઉલટાં સુલટી પરિણામ ઉપર ટીકા કરતાં એક દિવસે મહારાજે ધાર્મિક ક્રિયાઓના ગુપ્ત રહસ્ય તથા ભેદી ભરમો વિષે બોલતાં એક વાર્તા નીચે મુજબ કહી હતી.

## આત્મારામની અજાયબી.

એક વેળાએ **આત્મારામે** નામે એક સાફ દિલનો, ધર્મી અને સકર્મી પુરૂષ જાત્રાએ જતાં કોઈ એક અજાણુ અને નવાં મથકે જઈ ચઢયો, જ્યાં તે સઘળું નવું નવુંજ જોતો રહ્યો. શહેરનો દેખાવ તેમજ ત્યાંનો કારોબાર તેને સઘળો નવો જ અને વિચિત્ર જણાતો હતો. તે શહેરની નદી કિનારે જઇ લાગતાં **આત્મારામે** પવિત્ર ગંગા માતાને પૂર જોશથી વહેતાં દીઠાં. વળી કિનારા ઉપરથી સઘળો દેખાવ જાણે શ્રી **કાશીને** મળતો જ દીઠો **આત્મારામ** અગાઉ એકવાર શ્રી **કાશીની** જાત્રાએ જઇ આવ્યો હતો, જેથી તેને જણાયું કે, તે જગ્યાનો સઘળો દેખાવ જો કે આબેહુબ પવિત્ર **કાશીને** મળતોજ હતો ખરો, તો પણ તે તો કાંઈ બીજું નવું જ ક્ષેત્ર હતું. જેમ શ્રી **કાશીમાં** બને છે તેમ આ ઠેકાણે પણ તેણે હજારો જાત્રાળુઓને નદીને કાંઠે જૂદી જૂદી ધાર્મિક ક્રિયાઓમાં ગુંટાયલા દીઠા. આ સઘળી મજા મેળવતો ફરતો ફરતો પોતાની અજાયબીમાં લીન થએલો એક જગ્યાએ તે આવી લાગ્યો, જ્યાં શ્રાધ અર્થે પોતાના કોઈ મુવેલાં સંબંધીઓના એક એક પીંડ બ્રાહ્મણો મારફતે પવિત્ર ગંગામાતાને અર્પણ કરતા જાત્રાળુઓને દીઠા. હિંદુ ધર્મના રીવાજ

પ્રમાણે પીંડ અર્પણ થતું હતું એમ જો કે આત્મારામ ધારી બેઠો હતો, પણ છેક નજદીક જતાં જણાયું કે, ચોખાના પીંડને બદલે ત્યાં તો મરઘીના ઈંડાં મેલવામાં આવ્યાં હતાં! દરેક મુવેલાં માણસના નામે અકેકું ઇંડું અર્પણ થતું રહ્યું હતું! આ નવો અને વિચિત્ર કારભાર જોઇ આત્મારામની અજાયબીનો પાર રહ્યો નહીં. આ નવી ઢપની હસી કાઢવા જોગ ક્રિયા જોઇ તે છક્ક થઈ ગયો. ઈંડાંના પીંડને અર્પણ કરનાર બ્રાહ્મણ જાત્રાળુઓને ક્રિયા પૂરી કરીને તેમને ઘરે પાછાં ફરતા જોઇ, આ વિચિત્ર ક્રિયાનો ભેદ મેળવવા અર્થે આત્મારામ પણ તેમની પૂઠે પૂઠે ચાલ્યો, અને એક જાત્રાળુના ઘર સૂધી તે ગયો. તે બ્રાહ્મણ પોતાના ઘરમાં જેવો દાખલ થયો તેવો જ તે પણ તેની પૂઠે માંહે પેઠો, અને અદબથી બન્ને હાથો જોડી તે પીંડને લગતી ક્રિયાની હકીકત જાણવા માંગી. પેલો બ્રાહ્મણ ચેતી ગયો કે, આ માણસ કોઇ પરગામી છે; જેથી લગાર કરડાઈથી નેણ ફેરવીને તે બોલ્યો;

"હું જોઈ શકું છું કે, તું કોઇ પરદેશી છે; ત્હને આ ગામમાં આવવાનો કશો હક્ક જ ન હતો, છતાં તું આવ્યો છે, તો ત્હને પસ્તાવું જ પડશે. હમારા આ ગામમાં પરદેશના બીજા કોઈ ત્રાહિત શખ્સને દાખલ કરવો વાજબી નથી."

બ્રાહ્મણનું આ બોલવું સાંભળી બાપડો આત્મારામ તો ગભરાઈ જ ગયો; છતાં ધૈર્ય રાખી પોતાનો બચાવ કરતાં બોલ્યો;

"બાપુ! હું હ્યાં કેમ આવવા પામ્યો છું, તેની મ્હને પોતાને પણ કાંઇ સમજ પડતી નથી! કદાચ કર્મ સંજોગે, અથવા ભૂલેચુકે અથવા ઈશ્વર ઇચ્છાએ કે એવાજ બીજા કોઈ સંજોગે હું આ ચમત્કારિક શહેરમાં દાખલ થયો છું, તો તે માટે મ્હને ઠપકાને લાયક ઠરાવશો નહિ. હું હવે વધુવાર હ્યાં થોભીશ નહિ. પણ મ્હને માત્ર મહેરબાની દાખલ આ તમારા પીંડના ભેદથી વાકેફ કરો, એટલું જ હું માંગી લઉં છું. મ્હને આ પ્રકારના વિચિત્ર શ્રાધથી માત્ર માહિતગાર કરો, ભગવાન તમારૂં કલ્યાણ કરશે!" આત્મારામની આ કાકલુદીથી પેલા બ્રાહ્મણને દયા આવ્યાથી કહેવા લાગ્યો:—

"હ્યાં, આ ગામમાં, બીજાં તીર્થો માફક શ્રાધની ક્રિયા કરવામાં આવતી નથી, પણ ઘણો ફરક છે. વળી એ ફરક પણ અમારાં ભલાંને જ માટે રાખેલો છે. હ્યાંની આ રૂઢી ઘણાજ ઉચ્ચ અને ઉત્તમ પાયા પર રચાએલી છે. બીજી જાત્રાના ધામે ચોખાના પીંડ અર્પણ કરવામાં આવે છે, જ્યારે હ્યાં તમોએ જોયું છે તેમ ઈંડાં અર્પણ થાય છે." ટુંકમાં, પેલા બ્રાહ્મણે આત્મારામને ગ્રંથની મદદ વડે આ વિચિત્ર રૂઢીનું સઘળું મહત્વ સમજાવ્યું. આ ઉપરથી આત્મારામે

પોતાનાં મુએલાં વ્હાલાંઓનું શ્રાધ તે ધામે બજાવી શકાય કે કેમ, તે માટે પૂછી જોતાં પેલો બ્રાહ્મણ બોલ્યો;

"અલબત્ત, આ ધામે હમારી રીતિનું શ્રાધ તમો બજાવી શકશો, પણ બીજા કોઈ જાત્રાના ધામે આ રીત તમો અખત્યાર કરી શકશો નહિ; કારણ, આ રીત બહુજ ઉચ્ચ હાલતનો સંબંધ ધરાવે છે, અને તે માત્ર હ્યાંજ થઈ શકે છે."

આ સઘળા ખુલાસા પછી **આત્મારામે** તે બ્રાહ્મણ મારફતે પોતાનાં મુએલાં વ્હાલાંઓ માટે શ્રાધની ક્રિયા કરાવવા ઈચ્છા જણાવતાં તેણે કબુલ કર્યું. બીજે દિને તે ક્રિયા કરવામાં આવી. મરઘીનું ઈંડું એક એક પીંડની જગ્યાએ મુકવામાં આવ્યું, અને સઘળી ક્રિયા સંપૂર્ણ કીધી. હવે તે બ્રાહ્મણ ગંગામાતાને અર્પણ કરવા પેલા ઇંડાંઓને નદીમાં જેવો હોમાવવા જાય છે, કે તેજ વખતે દરેક ઇંડાંમાંથી એકેકું પીલું (મરઘીનું બચ્ચું) બહાર પડયું! આ બનાવ જોઇ **આત્મારામ** અજાયબીથી ફાટી જ ગયો, અને આ અદ્ભુત ચમત્કારનું કારણ પૂછવા લાગ્યો. **આત્મારામને** અજાયબ થએલો જોઇ તે બ્રાહ્મણ બોલ્યો;

"ગભરાશો નહિ; તમારૂં યોગાયોગ અતિશય ઉત્તમ જાહેર થયું છે. તમોએ જે બનાવ દીઠો છે તે આ ક્રિયાનું ખરૂં પરિણામ છે. જગત્‌માં ઘણાંજ થોડાં મનુષ્યોના વિષે આવું બનવા પામે છે. આ મરઘીનાં કુરકુરિયાં તે તમારાં મુએલાં વ્હાલાંઓ જ છે, જેઓ હવે તમારાં શરીરનુ માંસ ટુંપી ટુંપીને ખાઈ જશે, પણ તમો સહેજ પણ ગભરાશો ના! ગુપચુપ બેસી રહી જે પરિણામ આવનાર છે, તેની વાટ જોતા તમે મૂગા બેસી રહેજો! આ કુરકુરિયાંઓને તેઓનું કામ કરી લેવા દો, હું હ્યાં તમારી આગળ જ ઉભો છું. પછી તમને ગભરાવાનું કશું કારણ નથી."

**આત્મારામ** હિમ્મત રાખી ચુપચાપ બેસી રહ્યો. પેલાં કુરકુરિયાંઓ તેનું માંસ મન ગમતી રીતે ટુંપી ટુંપી ખાઈને ધરાયાં પછી તેના શરીરને પડતું મેલ્યું. સઘળું થઇ રહ્યા પછી પેલો બ્રાહ્મણ પોકારી ઉઠયો;

"ઉઠો! આ કુરકુરિયાંઓને પકડી નદીમાં ફેંકી દો, અને પછી તમો સ્નાન કરો!"

પોતાના જખમી થએલાં શરીરે જેમ તેમ મહા મુશીબતે **આત્મારામે** ઉઠીને તેમ પણ કર્યું. પેલાં કુરકુરિયાંઓ ડુબી મુઆં, અને ગંગામાતાના નિર્મળ નિરમાં સ્નાન કીધાથી આત્મારામનું શરીર પહેલાંના જેવુંજ તંદરોસ્ત અને સ્વચ્છ થયું; એટલુંજ નહિ, પણ તે પછી તે પૂરો પાકો જ્ઞાની પણ થયો.

## પ્રકરણ ૨૨ મું.

## કાળીદાસ મોચીનો ત્યાગ અને સર્વસ્વાર્પણ.

यस्य देवे परा भक्तिर्यथा देवे तथा गुरौ ।
तस्यैते कथिता ह्यर्थाः प्रकाशन्ते महात्मनः ॥
प्रकाशन्ते महात्मनः ॥

જેઓને પરમેશ્વર વિષે પરાભકિત છે, તથા પરમેશ્વર વિષે જેવો ભકિત ભાવ છે તેવો ભકિતભાવ ગુરૂ વિષે છે, તે મહાત્માને ખરૂં તત્વ જાણવામાં આવ્યાથી તે પ્રકાશિત થાય જ થાય. કોઈપણ ભકિતવાળા ને ભકતને સર્વ સત્વ સારી રીતે ઉપલબ્ધ થશે જ થશે.

**કાળીદાસ** નામે એક ગુજરાતી મોચી બીજા ભકતો ભેગો હમ્હમેશ મહારાજના દર્શને આવતો હતો. જ્યારે તે ત્યાં આવતો ત્યારે મહારાજને નમસ્કાર કરી તેમના ઉપદેશ સાંભળતો બેસી રહેતો. એક દિવસે તે મહારાજને સાષ્ટાંગ નમસ્કાર કરી કરગરીને કહેવા લાગ્યોઃ—

"મહારાજ! મુજ ગરીબ પર કૃપા કરી એક દિવસ મ્હારી ઝૂંપડીમાં પધારી તેને પાવન કરો!" આ તેના બોલવા પર મહારાજે કશું ધ્યાન આપ્યું નહિ, જેથી તે ફરીને બોલ્યોઃ

"હે ભગવાન! આપ જ્યાં સૂધી મ્હારે ત્યાં પધારો નહિ ત્યાં સુધી હું ખાધાપીધા વગર ભૂખે બેસી રહેવાની આ ઘડીથી જ પ્રતિજ્ઞા લઉં છું!" આટલું કહી તે ત્યાંથી જતો રહ્યો. પોતાને ઘરે જઈ કાળીદાસે મહારાજની બેઠક સારૂ એક ચોકખી ગાદી બિછાવી અને તે ઉપર પોથી મૂકી તે ગાદીની બરાબર સામે આસન માંડી બેઠો; અને મહારાજના આવવાની વાટ જોતો તે ત્યાંજ વગર ખાધે પીધે, વગર હાલવે ચાલવે પૂરા ત્રણ દિવસો સૂધી બેસી રહ્યો. કાળીદાસની આ હાલત જોઈ તેની બાયડી ચિંતાતુર બની, અને ગભરાઈ જઈ મહારાજ પાસે આવી સઘળી બીનાથી તેમને વાકેફ કર્યા.

તેણીની કાકલુદી સાંભળી મહારાજે તેણીને ધીરજ આપતાં કહ્યું; "બાઈ! તું નચિંત રહે. હું આજે ત્હારે ત્યાં કોઇ વખતે જરૂર આવીશ!"

સાંજ પડી ગઈ છતાં મહારાજ કાંઇ કાળીદાસને ત્યાં પધાર્યા નહિ; પણ રહી રહીને છેક રાત્રે સાડા આઠ વાગે, જ્યારે લક્ષ્મીબાઈ, સુવર્ણા અને ગાર્ડ મામાનો ભાણેજ રાઘોબા તેમનું ભોજન લઇ ત્યાં હાજર થયાં, ત્યારેજ માત્ર તેઓ ઉઠી ઉભા થતાં બોલ્યાઃ

"હું કાળીદાસને ત્યાં જાઉં છું!"

લક્ષ્મીબાઈએ તેનું કારણ જાણવા માંગતાં મહારાજે સઘળી હકીકતથી તેઓને વાકેફ કર્યાં; જે ઉપરથી લક્ષ્મીબાઇએ તેઓને પ્રથમ જમી લઇને પછી ત્યાં જવાની અરજ કીધી. પરંતુ તેમ કરવાની ના પાડતાં મહારાજે ઉતાવળ કરવા માંડી, જેથી ભોજન ઢાંકી દેવામાં આવ્યું. પછી મહારાજે તેઓને પણ પોતાની સાથે આવવા ફરમાવ્યાથી તેઓ પણ જવાને તૈયાર થયાં. ગાર્ડમામાનો ભાણેજ રાઘોબા જ માત્ર કાળીદાસનું ઘર જાણતો હોવાથી તે મહારાજનો અને તેમની મંડળીનો રાહબર થયો. કાળીદાસનું ઘર તથા દુકાન, ગામની બહાર છેક છેલ્લા ફળિયામાં આવેલું હતું. આટલા લાંબા છેટા સૂધી ચાલ્યા બાદ તેઓ કાળીદાસના ઘર આગળ આવી ઉભાં રહ્યાં. મહારાજ તે ઘર આગલના એક ઝાડ હેઠળ બેઠા, એટલામાં કાળીદાસની બાયડીએ મહારાજને જોતાંજ હર્ષભેર દોડી આવી તેઓને નમસ્કાર કર્યા, અને પછી અતિશય આગ્રહથી તેઓને પોતાના ઘર માંહે લઈ જઇ ત્યાંની ગાદી પર બેસાડયા, જ્યાં કાળીદાસ આંખ્યો મીચીને સ્થંભ બેસીજ રહ્યો હતો. આ જોઈ તેની બાયડીએ ધીમેથી ઉઠાડતાં કહ્યું:

"ઉઠો વ્હાલા; જૂઓ સ્વામી મહારાજ પધાર્યા; આંખ્યો કેમ ખોલતા નથી?"

કાળીદાસે પોતાની બન્ને આંખો ખોલીને જોયું, અને મહારાજને પોતાની સામે આવી બેઠેલા જોઈ તુરત તે તેમના ચરણો પર પોતાનું સર નમાવી હર્ષનાં નવધાર આંસુઓ ટપકાવતો અને દચકાં ખાતો બોલ્યો;

"જય, જય ગુરૂદેવ! અહા! મ્હારાં કેવાં ધનભાગ્ય, કે આજ શાક્ષાત ભગવાન મ્હારે ત્યાં પધાર્યા છે!"

આ પછી કાળીદાસ ઉઠી ઉભો થયો, મહારાજની પુજા કરી, અને ભરપૂર નૈવેદ આગળ ધર્યો. કાળીદાસની બાયડીને મહારાજે તે દિવસે ત્યાં પધારનાર છે, એવું અગાઉથી જણાવેલું હોવાથી તેણીએ સારાં ઘીમાં સ્વાદિષ્ટ પકવાનો તૈયાર કર્યાં હતાં, તેમ વળી તેણીએ મહારાજની માનીતી લીંબની ભાજી પણ બનાવી તૈયાર કરી રાખી હતી. આ સઘળા નૈવેદમાંથી મહારાજે થોડુંક ખાઈ બાકીનું કાળીદાસને ખાવા ફરમાવ્યું, અને પોતાને કામ ધંધે લાગવાની તેને સખ્ત તાકીદ કીધી. આ પછી મહારાજ પાછા પોતાને થાનકે જવા ઉઠી ઉભા થયા, અને પોતાની સાથે આવેલી મંડળી ભેગા ત્યાંથી પાછા ફર્યા. હ્યાં આવી મહારાજે પોતાનું ભોજન કર્યા પછી તરતજ કાળીદાસની બાયડીએ પુષ્કળ ખોરાક મહારાજ તરફ મોકલી આપ્યો, જે સઘળો ભંગીઓમાં વહેંચી આપી તેઓને ખુશી કર્યાં.

રોહીદાસ ચમારને ત્યાં તેની ભક્તિથી પ્રસન્ન થઈ જેમ શ્રી ભગવાન તેને ત્યાં પધાર્યા હતા, તેમજ આ કાળીદાસ મોચીની દ્રઢ ભક્તિથી પ્રસન્ન થઇ મહારાજ તેને ત્યાં પધાર્યા હતા.

ઉપલા બનાવ પછીથી કાળીદાસ અને તેની બાયડી રોજ મહારાજનાં દર્શન લેવા લાગ્યાં. બીજાં ભકતો જેવી તેઓ પણ મહારાજની પુજા વિગેરે કરતાં. વળી કાળીદાસે પણ એક દિવસ ગોર ગરીબો માટે ભંડારો કર્યો. તેણે પોતે દાળ, ભાત, ભાજી, લાકડાં વિગેરે તમામ જીનસો બ્રાહ્મણ ભકતોને પૂરી પાડી તેઓ મારફતે ઉત્તમ ભોજન તૈયાર કરાવ્યું; એટલુંજ નહિ, પણ એક જાણીતા હલવાઈ મારફતે લાડુ અને જીલેબી પણ તૈયાર કરાવી તે પણ ભોજન ભેગાં વ્હેંચાવ્યાં. આ પ્રમાણે તે દિવસે લાડુ જીલેબીનો ભંડારો કાળીદાસ તરફથી આપવામાં આવ્યો હતો.

એક સાંજે છ વાગે જ્યારે મહારાજ બહાર ખુલ્લાં મેદાનમાં નરકના કુંડાંને અઢેલી નિરાંતે બેઠા હતા, ત્યારે તેમણે બાજુમાં જમા થએલાં નરકમાં પડેલી ભંગીની ફાટેલી ટોપી ઉપાડી પોતાના માથા પર મેલી. આ વખતે બીજી ભકત મંડળી પણ ત્યાં હાજર હતી. મહારાજે તે ફાટેલી અને નરકથી ભરેલી ટોપી પોતાના માથા પર જ રાખી મેલી, જેમ લહેર આવે તેમાંઈશ્વરી બાબતો પર વિવેચન કરવા લાગ્યા. થોડા વખત પછી કાળીદાસ મોચી અને તેની બાયડી પુજાનો સામાન લઈ મહારાજ પાસે આવી ચઢયાં. પુજાની આ સામગ્રી-ઓની વચ્ચો વચ્ચમાં કેટલાંક રંગ બેરંગી સુંદર પુલોથી તૈયાર કરેલી એક અતિ મનોહર ટોપી મેળેલી જોવામાં આવતી હતી! તેઓએ મહારાજની પુજા કીધી અને તે પછી કાળીદાસે પેલી પુલની ટોપી મહારાજના માથા પર મેલી! આ જોઈ મહારાજ બોલ્યાઃ—

"જૂઓ! તે માલેકની મહેર! હું એકાદ ભંગીની ફેંકી દીધેલી ફાટી તૂટી મેલી ટોપી પહેરવા રાજી થયો ત્યારે તેણે તમામ સુંદર પુલોથી બનાવેલી આ કેવી ફાંકડી ટોપી મ્હારે માટે મોકલી આપી છે! આટલું છતાં મ્હને તો આ મેલી ફાટી ટોપી પણ આના જેટલી જ પ્યારી છે; કેમજે પુલોની આ ટોપી તો જલદીથી જ સુકાઈ જઈ નાશ પામશે, પણ આ ભંગીની મેલી ટોપી તો મ્હને થોડાક વધુ દિવસ કામ આવશે!"

આ ઉપરથી સાફ પુરવાર થયું હતુ કે, ભવિષ્યમાં બનવાજોગ દરેક બનાવો મહારાજ અગાઉથી જ પામી જતા હતા.

સઘળું પૂરૂં થવા પછી કાળીદાસે પોતાનાં તથા પોતાની બાયડીનાં સઘળાં ઘરેણાં ગાંઠાં, જે પોતાની સાથે તે લાવ્યો હતો, તે મહારાજના શરીર ઉપર પહેરાવ્યાં. મહારાજ પણ આ સઘળું તેનું કામ તેને કરવા જ દેઈ માત્ર ચુપ બેસી રહ્યા હતા. કાળીદાસે હવે પોતાની બાયડીને મહારાજ પાસે બેસાડી ચાવીનો જુમખો તેમના ચરણે ધર્યો, અને પછી પોતાના શરીર ઉપરથી ધોતર અને બીજાં વસ્ત્ર ઉતારી બાજુએ મેલી પોતે સાવ નગ્ન હાલતમાં મહારાજની

આસપાસ ગોળ કુંડાળાંમાં ચાર પાંચ વાર ફરી પ્રદક્ષિણા દીધી; જે પછી મહારાજને સાષ્ટાંગ નમસ્કાર આપી શ્રીજીની બરાબર સામે આવી બેઠો! ત્યાં હાજર રહેલી મંડળીના સઘળા ભકતો કાળીદાસની આ વર્તણુકથી હેરત પામ્યાં, અને એક શબ્દ પણ ઉચ્ચારી શકયા નહિ. મહારાજ પણ આ સઘળો તમાસો જોતા ચુપજ બેસી રહ્યા હતા. થોડીક પળ પછી મહારાજે કાળીદાસને ધોતર પહેરાવવા લક્ષ્મીબાઈને હુકમ કર્યો, જે મુજબ તેણીએ કર્યું. પછી પોતાના શરીર ઉપરનાં સઘળાં ઘરેણાં ઉતારી તે પાછાં કાળીદાસને હવાલે કરવા મહારાજે લક્ષ્મીબાઈને ફરમાવ્યું; પણ કાળીદાસે તે દાગીના પાછા લેવાની સાફ ના પાડતાં જણાવ્યું;

"મહારાજ! મેં મ્હારૂં સઘળું આપનેજ અર્પણ કર્યું છે. મ્હારૂં તન, મન, ધન, બાયડી, ઘરેણાં ગાંઠા, દુકાન વિગેરે તમામે તમામ હું આપના ચરણે ધરી આ સઘળાંથી છુટો થઉં છું!"

કૌર્ટની વંશનો મુદ્રાલેખ પણ કાળીદાસ જેવો જ હતો કે;

"What we gave we have."
"What we spent we had."
"What we had we lost."

આપણે જે આપી દીધું તે જ આપણી પાસે રહ્યું.
આપણે જે અર્પણ કરી દીધું તે એકવાર આપણી પાસે હતું.
આપણી પાસે જે શિલક રહ્યું હતું તે આપણે ગુમાવી દીધું.

આ સાંભળી મહારાજ બોલ્યા;

"કાળીદાસ, દિવાનો નહીં થા! શું ત્હારો ધંધો રોજગાર હવે હું ચલાઉં? ત્હારી બાયડીને શું હું સંભાળું? અલબત્તાં, હું મોચી છું, ભંગી છું, સુવ્વર છું, ગધેડો છું, અને સઘળું કાંઇ હું છું, પણ એમ તે કદી બનશે? તું જો મ્હને અર્પણ જ થયો હોય તો ત્હારે મ્હારૂં કહ્યું કરવું જ જોઈએ! આ સઘળું મ્હારૂં પોતાનું જ છે, અને તે હું હવે ત્હને સંભાળવા અર્થે આપું છું, એમ જાણી તું સઘળું પાછું સ્વીકાર, અને પહેલાંના જેવો ત્હારો સંસાર તું ફરી પાછો ચલાવ; અને ખાત્રીથી જાણજે કે, આવી રીતના સંસારમાંજ પરમેશ્વર સમાયલો છે!" આટલા બોધથી કાળીદાસ સંતોષ પામ્યો.

પછી મહારાજના હુકમથી લક્ષ્મીબાઇએ પેલાં સઘળાં ઘરેણાં ગાંઠા કાળીદાસ તથા તેની બાયડીને પહેરવા માટે પાછાં આપ્યાં, વળી ચાવીઓનો ઝુમખો તથા બીજી સર્વ જીનસો તેઓને પાછી આપી દેવામાં આવ્યા પછી ભકત મંડળી ત્યાંથી વિદાય થવા ઉઠી, જેની સાથે કાળીદાસ તથા તેની સ્ત્રી પણ મહારાજની આજ્ઞા લઈ ત્યાંથી રવાના થયાં.

કયા ખુદાકું ઢુંઢે બંદે! ખુદા તેરી પાસ હે;
પાસ પણ પાતા નહિ, જ્યું કમલમેં બાસ રે.—કયા ખુદાકું.
દૂધ જમાયા જમ્યા નહિ, ઉનકી કૈસી આશ રે!
મહિ ગયા માખન ગયા, ગઇ સમૂલી છાશ રે—કયા ખુદાકું.
ભૂખ્યા મૃગા યું ફિરે, કસ્તુરી વાકી પાસ રે;
પાસ પણ પાતા નહિ, જંગલમે સુંઘે ઘાસ રે.—કયા ખુદાકું.
ઘરમેં ઢુંઢા, બાહિર ઢુંઢા શ્વાસો શ્વાસ રે;
હરદાસ હરદા ભીતર પાયા, સાંઇયા મેરી પાસ રે.—કયા ખુદાકું.

## સંસારની સમજ.

**કાળીદાસ**ના ગયા પછી મહારાજે ભકત મંડળીને એક દાખલા પડતી વાત કહેવા માંડી.

" **મહમદ**ખાન નામે કોઇ એક વેપારી પોતાની **મખમાજાન** નામે ખુબસુરત પરણેતર સાથે આનંદમાં પોતાના દિવસો પસાર કરતો. એક જ શહેરમાં વરસો સુધી ધામો નાખી પડયો રહ્યો હતો. તે પોતે બહુ ભોળો અને ઉદાર દિલનો હતો, પણ તેની મહોરદાર **મખમાજાન** બહુ ચાલાક, પઢેલ અને હુશિયાર હતી. મહમદખાનને પરદેશ જઈ, કાંઈ નવું નવું જોવાની તથા અનુભવ મેળવવાની હોંસ થવાથી એક શુભ દિવસે તે પોતાની મહોરદારની રજા લઈ મુસાફરીએ ઉપડયો! ઘણીક હાડમારીઓ સહન કરતો તે આખરે એક ગામમાં આવી ચઢયો, જ્યાં હજારો વેપારીઓ ચોખાની એક ઠેકાણે ખરીદી કરી રહ્યા હતા, ચોખાની ગુણીઓ ને ગુણીઓ ખરીદ થતી જોઇ મહમદખાન અચરતીથી તેમજ અતિ ઘણી ઉલટથી સઘળો કારભાર નિહાળતો ત્યાં ઉભો; કેમકે તેના ગામમાં ચોખાનો પાક કદી થતો ન હોવાથી, તેમજ તેણે કદી પણ ચોખા પોતાની ઉમ્મર ભરમાં દીઠેલા ન હોવાથી તે શી વસ્તુ હશે, એનું તેને બીલકુલ ભાન થયું નહિ. આ વસ્તુ કાંઇ મોટી ઉપયોગની હોયા શિવાય આટલી બધી ધમચકી, આટલા બધા લોકો કરે નહીં જ, એમ તેને લાગ્યું. થોડાક રૂપિયાની પોતાને હિસાબે તેણે પણ ચોખાની ખરીદી કીધી, અને તે પોતાની સાથે લઈ મુસાફરી પડતી મૂકી પોતાને વતન પાછો ફર્યો. ઘરે આવી મહમદખાને તે ખરીદેલા ચોખા પોતાની મહોરદારને દેખાડયા.

મખમાજાને પણ અગાઉ કદી ચોખા દીઠેલા ન હોવાથી આ હુશિયાર સ્રી પણ તે વસ્તુ પારખી શકી નહિ. મહમદખાને પોતાની બાયડીને સલાહ આપતાં ફરમાવ્યું કે, તે વસ્તુ બહુ જ કિંમતી અને ઉપયોગી છે, માટે તેને પેટીમાં બંધ કરી રહેવા દેવી! પણ મહમદખાનનું આવું બેવકુફીભર્યું બોલવું સાંભળી હુશિયાર મખમા બોલી;

"ગમે એટલી અમુલ્ય વસ્તુ હોય તો તેને હમેશને માટે પેટીમાં બંધ રાખવામાં સાર જ શું છે? આ શી વસ્તુ છે, શા ઉપયોગમાં આવે છે, એનાથી શું ફાયદો થાય છે, વિગેરે કશું પણ જાણ્યા વિના આપણે અંધારામાં રહી તેને છુપાવી મૂકયે એ કેવળ મૂર્ખતા ગણાય."

આટલું કહી તેણીએ ઘરના ઓટલા ઉપર તે ચોખા લઈ જઈ મેલ્યા; જેથી ત્યાં આવતાં જતાં કોઈ પણ લોકોમાંથી એકાદ તે વસ્તુનો માહિતગાર મળી આવે તો તેનાથી તેની હકીકત અને ઉપયોગ જાણી લેવામાં આવે. મહિનાઓ સુધી તે અનાજ ત્યાં ખુણામાં પડી જ રહ્યું, છતાં તે વસ્તુનો માહિતગાર કે કદર કરનાર કોઈ પણ માલુમ પડયો નહિ. થોડાક મહિના વિતવા બાદ અંતે જે ગામમાંથી ભોળા મહમદખાને ચોખા ખરીદ કર્યા હતા, ત્યાંનો રહીમબક્ષ નામનો એક રહીશ તે ગામમાં આવી ચઢયો. રહીમબક્ષ કાબેલ નર હતો; તે ઘણીક બાબતોથી માહિતગાર હતો. રફતે રફતે તેની સઘળી બાબતોની ખબરદારી વિષે તે ગામમાં ચો તરફ ખબર ફેલાતાં ગરજુ લોકો રહીમબક્ષની સલાહ પૂછવા સારૂ જવા લાગ્યાં. આમ કરતાં રહીમબક્ષ તો ત્યાંનો એક પ્રખ્યાત પુરૂષ થઈ પડયો. અંતે તેની તારીફનાં ફુંકાતાં બાંકાં મખમાજાનના કાન પર પણ આવી અઠડયાં; જેથી પેલી મહિનાઓથી નકામી પડી રહેલી વસ્તુ માટે પૂછી લેવાની આશાથી તેણી રહીમબક્ષની મુલાકાતે જઈને કહેવા લાગી કેઃ—

"મ્હારો ધણી પરદેશના કોઈ અજાણ મુલકમાંથી એક એવી કોઈ વસ્તુનો જથ્થો ખરીદી લાવ્યો છે, કે જેની પિછાન નથી હું કરી શકતી, નથી તે કરી શકતો, કે નથી ગામનો કોઈ પણ આસામી કરી શકતો. તમારી સર્વ બાબતોની માહિતી વિષે ઘણું ઘણું સાંભળ્યાથી હું આપની પાસે આવી છું; માટે મ્હેરબાની કરી મ્હારી જોડે મ્હારે મકાને આવવાની તકલીફ લઈ, તે વસ્તુ ઓળખી તેનો ઉપયોગ કેમ કરવો તે અમોને જણાવી આભારી કરશો!"

મખમાજાનનો આ ટુંક ખુલાસો સાંભળી રહીમબક્ષ તેણીની જોડે મકાન ઉપર ગયો. મહમદખાન આ વેળાએ ઘરમાં જ હતો, તેણે રહીમબક્ષને પોતાની ખરીદીના ચોખા દેખાડયા, જે જોઈ તે તુરત પામી ગયો કે, આ અનાજ પોતાને જ ગામનો પાકેલો હતો, જેથી તે કહેવા લાગ્યોઃ—

"આ એક જાતનું અનાજ છે, જેને ચોખા કરી કહેવામાં આવે છે! પહેલાં તમે એને ઘંટીમાં દળો, અને પછી લાકડાંના ખુંટા વડે કુટો, જે બાદ તેનો ઉપયોગ કેમ કરવો તે હું તમને દેખાડીશ."

રહીમબક્ષનું આ બોલવું સાંભળી ભોળો મહમદખાન પોકારી ઉઠયો;

"નહિ, નહિ, પ્યારી મખમા, તું આ ધણીનું કહેલું સાંભળીશ ના. એ કોઈ પાગલ જણાય છે; અને આ અમુલ્ય વસ્તુનો એ તો નાશ કરાવવા ઇચ્છે

છે! દળવા કુટવાથી આ માંહેલું બાકી તે શું સલામત રહેવાનું હતું? આવા એક પાગલના કહેવા પર હું મ્હારી અમુલ્ય વસ્તુનો કદી પણ નાશ કરવા કે કરાવવા દેનાર નથી. બાપુ! તું હાંથી ચાલ્યો જા, મ્હને ત્હારી સલાહની જરૂર નથી!"

પણ રહીમબક્ષે શાંતપણે હસતાં હસતાં કહ્યું:—

"સાહેબ! આ વસ્તુને દળવાથી અને કુટવાથી એ ભાતમાંથી ઉપયોગમાં લઈ શકાય એવા ચોખાના દાણા રહી જશે. તમે ગભરાઓ નહિ, હમારો તો આ રોજનો ખોરાક છે."

આટલી ખાત્રી આપ્યા છતાં પણ પોતાનીજ હઠ પકડી બેઠેલા મહમદખાને ભોળપણે કહ્યું:—

"તમારૂં કહેવું મ્હારા ધ્યાનમાં ઉતરતું નથી. ઘઉં અને ચણા જેવા કઠણ દાણા દળવા કુટવાથી આટો થઈ જાય છે, તો તેનાથી ન્હાના આ કહેવાતા ચોખાના દાણા દળવા કુટવાથી આટો નહિ થતાં, દાણા જ રહી જશે, એ તમારૂં કહેવું કાંઈ પણ સાદી સમજનો માણસ પણ કદી માન્ય રાખે નહીં, તો મ્હારી માન્યતામાં તમારી વાત કેમ આવી શકે ભલા?"

"ઠીક ત્યારે;" રહીમબક્ષ અંતે લાચાર થઈ બોલ્યો; "જો મ્હારી સલાહ મુજબ અમલ કરવા તમે રાજી થતા ન હો તો મ્હારે તમને શા માટે બળજબરી કરવી જોઈએ? પણ તમારી જ ગરજને ખાતર ખાસ આગ્રહથી હું હાં આવ્યો છું; હું કાંઈ મ્હારી રાજીખુશીથી આવ્યો નથી. તમારા ના કહેવાથી મ્હને કશાં નુકસાનમાં ઉતરવું પડે એમ તો નથી જ. વળી તમારા હા કહેવાથી મ્હને કશો ફાયદો પણ થવાનો નથી. હું બીન સ્વાર્થે તમારી સેવા બજાવવા આવ્યો હતો, પણ જ્યારે તમારી મરજી જ નથી, ત્યારે બેસો, હું જઈશ. સલામ અલેકુમ!"

રહીમબક્ષને જવાની તૈયારી કરતો જોઈ, તે વસ્તુની માહિતી મેળવવાને તત્પર રહેલી મખમાજાને પોતાના ધણીને હિમ્મતથી કહ્યું:—

"ગમે તે થાઓ, પણ આ ગ્રહસ્થની સલાહ મુજબ વર્તવું જ જોઈએ. કાંઈ હરકત નહિ, જે પરિણામ આવે તે ખરૂં; આપણને તેની દરકાર કરવાની જરૂર નથી."

ટુંકમાં એટલુંજ, કે છેવટે તે ચાલાક સ્ત્રીએ રહીમબક્ષને જતાં વાર્યો, અને તેની જ હાજરીમાં, તેના દેખાડયા મુજબ તે ભાતને દળી તથા કુટીને તૈયાર કર્યું, અને પરિણામમાં ત્રણ જુદા જુદા ઢગલામાં ચાવલના દાણા, ભુસો, અને છોલટાં અનુક્રમે જમા થયાં. આ પછી તે ચોખાના દાણા રહીમબક્ષે તેણીને

રાંધવા કહ્યું. હવે રાંધેલું ધાન્ય બાજુએ મેલાવી તે બન્ને ધણી ધણીઆણીને ચોખાની ઉપરથી નિકળેલાં ભાતનાં છાલાં પ્રથમ ખાવા આપ્યાં, જે મોંમાં મેલી તેઓએ સહેજ ચાવતાં જ પાછાં થુંકી નાંખ્યાં. જેથી રહીમબક્ષે તેઓને હવે ભુસો ખાવા આપ્યો, જે પણ તેઓએ તેજ પ્રમાણે થુંકી નાખ્યો. છેવટે તૈયાર થએલું રાંધેલું ધાન્ય ખાવા આપ્યું; જે ઘણા હોંસથી અને સ્વાદ લઈ લઈને તેઓએ ખાવા માંડયું! સઘળું પૂરૂં કરી રહ્યા પછી ભોળા મહમદખાને તથા તેની ચાલાક મહેરદાર મખમાજાને, રહીમબક્ષે ઉપાડેલી જહેમત માટે માફી ચાહી છેવટે તેની આ મહેરબાની માટે બેહદ ઉપકાર માની ત્યાંથી તેને વિદાય કર્યો.

વાર્તાનો સાર એ છે કે; આપણો આ સંસાર પણ છોલટાં મિસાલ છે, તથા તેમાં છુપાયલો ચોખાનો દાણો પરમાત્મા મિસાલ છે. આ ઉપરથી સંસારમાં જ પરમાત્મા સમાયલા છે, એ આપણે જાણી લેવું જોઇએ.

વાસ્તવ "હું" માં સ્થિત થઈને, પ્રત્યેક મનુષ્ય હું અને તમે નિઃશંકપણે કહી શકીએ કે; "હું બ્રહ્મ છું!" મ્હારામાં અને પરમાત્મામાં કશો જ ભેદ નથી. ॥ जीवो ब्रह्मैव ना परः જીવ અને બ્રહ્મમાં કશો જ ભેદ નથી.

જેમ ચોખા મેળવવાની હોંસ ધરાવનાર ધણી છોલટાંને તજી દેવાથી ચોખા મેળવી શકતો નથી, તેમજ ઇશ્વરને મળવાની હોંસ ધરાવનાર ધણી સંસારને તજી દેવાથી ઇશ્વરને મેળવી શકતો નથી; કારણ; સંસાર તજી દેવાથી (એટલે છોલટાં તજી દેવાથી) ઇશ્વર જે ચોખા છે તે પણ તજી દેવાય છે. આ કારણે ઇશ્વરની પ્રાપ્તિને ખાતર સંસાર કરવો જ જોઇએ; પણ જેમ માત્ર છોલટાં સાથે રમવાથી અથવા તેને માત્ર ધરી રાખવાથી માંહેનો ચોખાનો દાણો મેળવી શકાતો નથી, પણ તેને કુટી તથા દળીને આ પરિણામ જેમ નિપજાવી શકાય છે, તેમ માત્ર સંસાર સાથે રમીએ અથવા તેને માત્ર મોજ મજાને ખાતર ધરી રાખીએ તો તેમાં છુપાયલો ઇશ્વર કદી હાથ લાગતો નથી; પણ તે સંસારને ભાંગી ભૂકો કરીને ટુકડા કરવાથી જ તે માંહેલો ઈશ્વર મેળવી શકાય છે. વળી જેમ સંસાર તજવાથી ઈશ્વર મળતો નથી, તેમ સંસાર માત્ર સંસારના જ કારણે કરવાથી કદી ઈશ્વર મળતો નથી. ઈશ્વરની પ્રાપ્તિને ખાતર જ, સંસાર પાછળ નહિ મરતાં, માત્ર ફરજ લેખીને જો તેવો સંસાર કરવામાં આવે તો પછી ઇશ્વર દૂર નથી. પ્રભુનું કહેવું છે કે;

સંસારમાં સરસો રહે, ને મન મ્હારી પાસ;<br>
સંસારને લેપે નહિ, તે જાણ મ્હારો દાસ.

## પ્રકરણ ૨૩ મું.

### ચમત્કાર વગર નમસ્કાર હોતા નથી.

वृक्षंक्षीणफलंत्यजंतिविहंगाः दग्धंवनांतंमृगाः ।
पुष्पंपीतरसंत्यजंति मधुपाशशुष्कंसरस्सारसाः ॥
निर्द्रव्यंपुरुषंत्यजंतिगणिका, भ्रष्टनृपंमंत्रिणः ।
सर्व्वःकार्य्यवशाज्जनोऽभिरमतेकःकस्यनोवल्लभः ।

જે ઝાડને ફળ હોતાં નથી તેનો પક્ષીઓ ત્યાગ કરે છે. સુકાઈ ગએલાં વનનો ત્યાગ હરણો કરે છે. પુલમાંથી રસ સુકાઈ ગયા પછી ભ્રમરો તેને છોડી જાય છે. પાણી વિનાનાં સરોવરને સારસ ઝાંખીને પણ જોતું નથી. પૈસા વગરના પુરૂષને વેશિયા છોડી બેસે છે. રાજપદ ઉપર ભ્રષ્ટ થએલા રાજાને તેના મંત્રિઓ છોડીને ચાલ્યા જાય છે. પૃથ્વી ઉપર સૌ કોઇને કાંઈ ને કાંઇ સ્વાર્થ વળગેલો હોય છે. તેજ પ્રમાણે ચમત્કાર દીઠા વિના કોઇ કોઇને નમસ્કાર કરતું નથી.

આ બનાવ પછી કાળીદાસ ચાલુ બે ત્રણ દિવસો સુધી ગામમાં દિવાના જેવો ભટકવા લાગ્યો. તે કોઈવાર ધોતર પહેરી નિકળતો તો કોઈવાર કેવળ નગ્નાવસ્થામાં રખડતો રઝળતો મોટેથી બૂમો પાડી અમસ્થો લવારો બકારો કરતો, ભુંડી ગાળો ભાંડતો, અને બીજી એવી અનેક ન છાજતી વર્તણુક ચલાવતો હતો. કાળીદાસના આવાં પાગલપણાને કારણે અંતે ત્યાંની પોલીસે તેને એક દિવસે ધરીને ચોકીમાં કેદ પૂર્યો. બીજે દિને તેના મગજની હાલત ડાક્ટરે તપાસી, પોતાના રિપોર્ટમાં કાળીદાસને શાણો તથા હુશિયાર જાહેર કર્યો અને મગજની હાલત સારી જણાવી; જે આધારે તેને છોડી મૂકવામાં આવ્યો; પરંતુ પોલીસના કબજામાંથી છુટયા બરાબર જ તે પાછો દિવાના જેવી રૂઢી અખત્યાર કરી બેઠો, અને નગ્ન હાલતમાં આખા ગામમાં ભટકી, તરેહવાર ગાળો ભાંડતો.

બઝમે દુનીઆંમેં અજબ ન હો અશર જનુંકા;
હીઆં ફીરશતોકે તહીં પાંઉં ફસલતે દેખા!

આ દુનિયાની મીજલીસમાં દિવાનાપણાંની અસરો હોય તે કાંઈ અજબ જેવું નથી. કારણ કે અહીંઆં તો ફરેસ્તાઓને પણ તેઓના પગો લપસી જતાં જોયા છે. કાળીદાસની એવી નઠારી વર્તણુક જણાતી કે,

વળી કોઈવાર મોટેથી ચિચવાટો કરતો, એક સરખો દોડતો, અને એવાં બીજાં તરેહવાર અડપલાં કરતો. વધુ થોડાક દિવસ આ મુજબ ચાલ્યા પછી એક દિવસે તે ભંગીઓની ચાલમાં દાખલ થયો, અને ત્યાં પણ તે આવી જ નઠારી વર્તણુક ચલાવવા લાગ્યો. આથી મહારાજે તેને પકડી ધર્યો, અને પછી ખૂબ માર માર્યો; પણ આ પછી ફરી તે પોતાની પાગલપણાની હાલત દેખાડતો ફર્યો, જેથી તેની આવી ગાંડી ચાલથી ગામના લોકોને તકલીફ થશે એવું માની લઈ, પોલીસે કાળીદાસને ફરી એકવાર પાછો પકડયો અને તેના બન્ને હાથોમાં બેડી નાંખી, ચોકીમાં પૂરી દીધો. રાત્રિએ કાળીદાસ કેદમાં હતો, પણ બીજી સહવારે તે ત્યાંથી કોઈ અજબ રીતે ગૂમ થએલો જણાયો, અને તેજ દહાડે વળી પાછો તે મોહલ્લાઓમાં પાગલ જેવો ભટકતો જણાયો. આ મુજબ આખો એક મહિનો સુધી કાળીદાસ દિવાનાપણાની હાલતમાં ભટકતો ફર્યો, પણ તે પછી પોલીસે ત્રીજીવાર તેને પાછો પકડયો, અને આ વેળાએ તેના બન્ને હાથોમાં તેમજ બન્ને પગોમાં મજબુત બેઠી ઠોકી, ચાંપતા બંદોબસ્ત સાથે તથા સખ્ત ચોકી પહેરા હેઠળ તેને કેદ કરવામાં આવ્યો. બીજી સહવારે પોલીસની ભારે અજાયબી વચ્ચે કાળીદાસ આટલા મજબુત બંદોબસ્ત છતાં ગૂમ થએલો જણાયો ! બીજે દિને તે મોહલ્લાઓમાં ગાળો ભાંડતો, બડબડ કરતો અને મોટી મોટી કિકિયારીઓ પાડતો પાછો હાજર થયો. આ અજાયબ જેવો બનાવ ત્યાંના લોકોથી છૂપો રહી શકયો નહિ. ગામમાં જ્યાં જુઓ ત્યાં બધે બધ એજ બનાવની ચર્ચા ચો તરફ થતી સંભળાતી હતી. મોટા યુરોપ્યન અમલદારોના કાન પર પણ આ વાત આવી. ગામમાં તરેહવાર અટકળો થતી રહી હતી, અને સર્વ કોઈ આ અજાયબ જેવા ચમત્કારથી અતિશય હેરત પામ્યા. ખરૂં કારણ તો જે જાણકાર હતા તેઓજ માત્ર જાણી શકયા હતા.

સંપત તો એક હરિ મીલન, બિપતી રામ વિયોગ;
સંપત બિપત હમ રામ કહા, આન કહે સબ લોગ.

દોલતમાં દોલત તો માત્ર એક પ્રભુનાં દર્શન થાય એજ મ્હોટી દોલત છે. વિપત્તિમાં વિપત્તિ તો માત્ર એક પ્રભુનાં દર્શન નહીં થવામાંજ સર્વથી મ્હોટી વિપત્તિ છે. માટે પ્રભુ મળે અથવા નહિ મળે તેના ઉપર જ આપણું સુખ દુઃખનો આધાર રહેલો છે; પછી ભલે બીજા અજ્ઞાન લોકો બીજી કોઈ વસ્તુમાં સુખ દુઃખ સમજતાં હોય !

આગળ જણાવ્યા પ્રમાણેના શરૂઆતથી હમણા સુધી બનેલા આ સઘળા બનાવો ઉપરાંત, બીજા કેટલાક જાણવાજોગ બનાવોની ટુંક નોંધ, તે બનાવો કયારે બનવા પામ્યા તેની વિગત સાથે, અત્રે ટાંકી બતાવેલી અસ્થાને જશે નહિ. જણાવવાની કશી જરૂર નથી કે, ઉપર જણાવ્યા પ્રમાણે આ બનાવો

જે હેઠળ આપવામાં આવ્યા છે, તે સઘળા જે વેળાએ મહારાજ ભંગીઓની ચાલમાં જઈ વસ્યા હતા, ત્યારેજ માત્ર બનવા પામ્યા હતા.

એક રાત્રે, લગભગ અગિયાર વાગતાને અમલે, મહારાજ એકાએક ઉઠીને વરંડામાંથી બહાર પડયા, અને વિનાયકરાવના ઘર ભણી ચાલુ મૂક્યું. વિનાયકરાવના ઘરમાં દાખલ થઈ પોતે બધેબધ ફર્યા, અને પછી ઘરમાં ખાસ રાખવામાં આવતી દેવપૂજાની જગ્યા ભણી ગયા, જ્યાં શ્રી રામકૃષ્ણની છબી મેલેલી હતી. મહારાજે તે મહાન સંતની છબી પોતાના હાથમાં લઇ એકી ટગરે નિહાળી જોઈ, અને પછી ઘણુજ માન સહિત તે તેની જગ્યાએ પાછી મેલી. ત્યાં પોતાની પાસે ધરવામાં આવેલી કુંટોમાંથી થોડીક ખાઈ લીધા બાદ મહારાજ બહાર પડયા અને પાછા પોતાને મુકામે જઇ બેઠા.

સીતાબાઇ જે હરહમેશ મહારાજના દર્શને આવતાં હતાં, તે એક દિવસે મહારાજ પાસે આવી અરજ કરતાં બોલ્યાં;

"મહારાજ! આવતી કાલે મ્હારો ધણી બહાર ગામ જનાર છે; હું બહુ બિકણ છું, જેથી બચ્ચાંઓ સાથે ઘરમાં એકલી અટુલી સુતાં મ્હને ડર લાગે છે, મ્હને હમણાથી જ બીક લાગી રહી છે. હું શું કરૂં?"

મહારાજે કહ્યું; "ત્હારો ધણી બહારગામથી પાછો ફરે ત્યાં સુધી તું ત્હારી કોઇ પડોસણને ત્યાં જઈને સુવાનો બંદોબસ્ત કર, અથવા તો તેવી કોઈ પડોશણને ત્હારે ત્યાં સુવા સારૂ બોલાવ, જેથી ત્હને હિમ્મત રહેશે."

સીતાબાઇએ જવાબ આપતાં કહ્યું:– "મહારાજ! આપ કહો છો તે ખરૂં છે, પણ બચ્ચાંઓને સાથે લઈને કોઈ પડોસણને ત્યાં સુવા જવું મ્હને ગમતું નથી; મ્હારે ખાતર બીજાંઓને તકલીફ આપતાં મ્હને શરમ લાગે છે. વળી મ્હારે માટે ખાસ તકલીફ લઈ મ્હારે ત્યાં કોઈ પડોશણ સુવા આવે, એમ હું ધારતી નથી. મ્હને બીજો કોઈ માર્ગ સૂચવો."

"ઠીક ત્યારે," મહારાજ બોલ્યા; "તું ત્હારા ઘરમાં એકલી જ રહેજે, કોઇને બોલાવતી ના; તેમજ કોઇને ત્યાં જતી પણ ના. તું ડરીશ મા, હું આવતી કાલની આખી રાત ત્હારા ઘરમાં, ત્હારી પાસેજ રહીશ. તું માત્ર મ્હને યાદ કરજે અને હું ત્હારી પાસે હાજર થઇશ!"

મહારાજના આ સધિયારાથી સીતાબાઇને હિમ્મત આવી, અને તેણી રજા લઇ પોતાને ઘરે વિદાય થઇ. બીજે દિને રાત્રિના દસ વાગતા સુધી સીતાબાઈને ધાસ્તીને લીધે જરાએ ઉંઘ આવી નહિ. ગમે તેટલી હિમ્મત રાખ્યા છતાં, સીતાબાઇની બીક મટી નહિ. આથી તેણીએ મહારાજને યાદ કીધા, તેટલાં તુરત જ સીતાબાઈએ સામેથી મહારાજને જ આવતાં દીઠા. તેણીએ

મહારાજને ઘર માંહે દાખલ કર્યા, અને બેસવા સારૂ બેઠક કરી આપી, પણ તે ઉપર ન બેસતાં મહારાજ બોલ્યા;

"તું જાણે છે, કે હું આવી બેઠક પર કદી બેસતો નથી; મ્હને આવી બેઠકની કશી જરૂર જ નથી."

આથી સીતાબાઈએ તેમને એક ચટાઈ આણી આપી, જે ઉપર મહારાજે પોતાની બેઠક લીધી ત્યારે સીતાબાઈએ મહારાજ પાસે ફ્રુટ લાવી મૂકી, પણ તે ન ચાખતાં તેણીને હવે નિરાંતે પોઢી જવા પોતેજ હુકમ કર્યો. મહારાજને પોતાના ઘરમાં હાજર થએલા જોઈ સીતાબાઈને હવે પૂરી હિમ્મત આવી હતી, તથા તેણીની દેહશત પણ ભાંગી ગઈ, જેથી મહારાજની આજ્ઞાને માન આપી તેણી ઉંઘી ગઈ. બીજે દિને સહવારે સકાળે મહારાજે તેણીને જગાડતાં કહ્યું;

"અજવાળું પડયું છે, ને હવે મ્હારે જવું જોઈએ. મ્હારે તો જલદીજ જવું હતું, કેમજે લોકો મ્હને દેખે નહિ તેટલું સારૂં."

આટલું કહી મહારાજ દરવાજા ભણી ગયા, અને સીતાબાઈએ પણ ઝટ ઉઠી દરવાજો ખોલી આપ્યો. મહારાજે એક કદમ બહાર મેલ્યું, અને બીજું પગલું બહાર મૂકતાં જ સીતાબાઇની અચરતીનો તો પાર જ રહ્યો નહીં. તેણીએ પૂર્ણ વિશ્વાસથી માન્યું, કે બીજું કોઈ ન દેખે માટે જ મહારાજ તુરત અલોપ થઈ ગયા હતા!

વાત કાંઈ આટલાથી જ અટકતી નથી; કાં કે ખરો ચમત્કાર તો એ હતો, કે તે રાતના મહારાજ જ્યારે દસ કલાકે સીતાબાઈના ઘરમાં દાખલ થયા, અને ત્યાં બેઠા, વાતો કીધી, વિગેરે જે સઘળું કરતા જણાયા, ત્યારે તો તેજ વેળાએ, તેજ રાતે બે વાગતા સૂધી તેઓશ્રી ભંગીઓ સાથે તેમની ચાલના વરંડામાં પણ વાતો કરતા બેઠા હતા!!

બીજી સહવારે જ્યારે સીતાબાઈ મહારાજ પાસે આવી, અને તેમના ચરણે પડી ત્યાં હાજર રહેલાઓ સમક્ષ જણાવ્યું કે; "રાતે મ્હારી સંભાળ માટે આપે મ્હારે ત્યાં આવી મ્હને આભારી કરી ખરી!" ત્યારે મહારાજ જાણે કશું જાણતાજ ન હોય તેમ બોલ્યા;

"હું રાતે બે વાગતા સૂધી તો હ્યાં ભંગીઓ સાથે બેસી વાતો કરતો હતો! હું કાંઈ રાતે ત્હારે ત્યાં આવ્યો જ ન હતો! ત્હને ખાત્રી કરવી હોય તો ભંગીઓને પૂછી લે!"

ભંગીઓને પૂછવામાં આવતાં તેઓએ મહારાજની હકીકતની સચ્ચાઈનો પુરાવો આપી સીતાબાઈને વધુ અચરતીમાં નાંખી દીધી. તેણીની આવી સ્થિતિ જોઈ મહારાજ કહેવા લાગ્યા:—

"બનવા જોગ છે, કે હું ત્હારે ત્યાં આવ્યો હોઇશ, કેમજે મેં ત્હને કહ્યું હતું કે, મ્હને યાદ કરજે, અને તે મુજબ તેં યાદ કરવાથી હું ત્હારી સંભાળ લેવા ત્હારે ત્યાં રાતે કદાચ આવ્યો પણ હોઇશ !"

આ વેળાએ ત્યાં હાજર રહેલાં સઘળાંઓ ભેગાં સીતાબાઈએ પણ મહારાજને સાષ્ટાંગ નમસ્કાર કર્યા; પછી તાજુબીમાં ગરકાવ થતાં સઘળાંઓ ત્યાંથી ચાલતાં થયાં.

એક રાત્રે શુમારે અગીઆર વાગે મહારાજ એકલા જ વરંડામાં પડી રહ્યા હતા, અને બીજાં સઘળાંઓ ખુશ નિદ્રામાં હતાં. એકાએક કાંઈ વિચાર આવતાં મહારાજ ઉઠી ઉભા થયા, અને વરંડાની બહાર નિકળી ચીન્નાસ્વામીના ઘર તરફનો રસ્તો લીધો. ત્યાં જઈ તેના ઘરનો દરવાજો ઠોકયો. ચીન્નાસ્વામી દરવાજો ઉઘાડી જુએ છે તો મહારાજને ઘરમાં દાખલ થએલા દીઠા. ચીન્નાસ્વામીની બાયડી સુવર્ણાબાઇ પણ ઉઠીને આટલી મોડી રાત્રે કેમ આવવું થયું તે જાણવાની ઈંતેજારી જણાવતાં મહારાજ કહેવા લાગ્યા; "મ્હને એકાએક લહેર લાગવાથી હું હ્યાં આવ્યો છું, કાંઇ ખાસ કારણસર હું આવ્યો નથી."

તે બન્ને ધણી ધણીઆણી હવે મહારાજની ખીદમત કરવાની ખટપટમાં પડયાં. તેઓએ મહારાજને બેસવા માટે સાદડી પાંથરીને કાંઇક ખાવાનું લાવી તેમની પાસે મેલ્યું. મહારાજે થોડુંક ખાઈ બાકીનું ઉપાડી લેવા ફરમાવ્યું. થોડીક વારમાં તો ચેકનાથરાવ, બાજીરાવ તથા બીજા બે ત્રણ ભકતો ત્યાં મહારાજના દર્શને આવી ચઢયા. તેઓ મહારાજ પાસે આવી બેઠા, કે તેઓ લાગલાજ ઉઠી ઉભા થઈ બહાર નિકળી ગયા. પછી ચેકનાથરાવના ઘરના વરંડા પર જઇ બેઠા. હ્યાં ચેકનાથરાવની બાયડી અંજીબાઇએ મહારાજને સારૂ આઈસ્ક્રીમ લાવી તે ખાવાનો આગ્રહ કર્યો. તેઓશ્રીએ તે આઇસક્રીમ ખાઇ લીધા બાદ અંજીબાઈએ તેઓને ઘરમાં પધારવાને અરજ કરી. મહારાજ માંહે દાખલ થયા, અને બધેબધ ફર્યા. ચેકનાથરાવે મહારાજને પોતાની તીજોરી દેખાડી, જેમાં સઘળું સરકારી નાણું સંભાળથી મૂકવામાં આવ્યું હતું. મહારાજના હાથે ચાવી અડકાવી, ચેકનાથરાવે તે તીજોરી ઉઘાડી, અને તે માહેલા દાગીના, રૂપિયા, નોટો, સોનાના સીકકાઓ વિગેરે મહારાજને દેખાડયાં, જે સઘળું જોઇ મહારાજ હવે પાછા બહાર પડયા, અને ત્યાંથી સીતારામ નાઈડુના ઘરમાં પેઠા. સીતારામની માતા સાથે થોડીક વાતો કરી પાછા બહાર પડયા. પછી તેઓશ્રી પાતરા બાબુને ત્યાં, તેના ઘરના પાછલા ભાગના દરવાજેથી માંહે પેઠા. મહારાજને આવેલા જોઈ ઘરનાં સઘળાં જાગી ઉઠયાં. હ્યાં પાતરાબાબુએ તેમને સુવાની જગ્યા, તથા દેવપુજા વિગેરેની સઘળી જગ્યાઓ દેખાડી. દેવ

પુજાની જગ્યામાં મેળેલો શ્રી રામકૃષ્ણનો ફોટો મહારાજે અતિ ઘણા પ્યારથી ઉપાડી લઇ પોતાની છાતી સરસો ચાંપ્યો, અને પાછા તેટલાજ પ્યાર અને માનથી તેની જગ્યોએ મૂક્યો. આ પછી નાયડુની બાયડીએ મહારાજની આરતી પુજા કીધી, અને ખડી સાકેર ફ્રુટ વિગેરે તેમના સામે લાવી મેલી; જેમાંથી થોડુંક લઇ મહારાજ તુરત પાછા બહાર નિકળી ગયા. બાળીશવને પોતાને ઘરે આવવાને મોરાએ મહારાજને બહુએ વિનવ્યા, પણ તેણીને ના પાડતાં તેઓ બોલ્યા; "આજે નહિ; બીજી કોઇ વખત હું જોઈ લઈશ." આટલું કહી ત્યાંથી ઉઠીને ફરી પાછા ચીન્નાસ્વામીના ઘરમાં, પાછલે દરવાજે દાખલ થયા, અને તુરત આગલે દરવાજેથી બહાર નિકળી જઈ ભંગીઓની ચાલ તરફ જવા માંડયું. પોતાની પાછળ આવતા ભકતોને હવે વિદાય કરી, મહારાજ એકલા પોતાને રહેઠાણે આવી પડવીમાં જઈ બેઠા.

એકાએક રાત્રિના અગીઆર વાગતે માત્ર આ ચારજ ઠેકાણાઓ પર એકાએક જવામાં, અને બીજા કોઈને પણ ત્યાં નહિ જવામાં, કાંઇ છુપો શું ભેદ સમાયલો હતો, તે તો મહારાજ એકલા જ જાણતા હતા.

પહેલા ચાર ભંડારા આપી રહ્યા પછીના એક દિવસે એકાએક મહારાજના જમણા હાથની વચલી આંગળી દુઃખવા લાગી. બીજે દિવસે તે સુઝી આવી, અને ત્રીજે દિવસે તો તે એકદમ જ વધારે સુઝી જઈ કળતર થવા લાગી. આ દુઃખાવાની વેદના અતિશય હતી. ત્યાં આવતા જતા ભકતોમાંના દરેકે પોતાના કાંઇ ને કાંઈ ઉપાય અજમાવવા માંડયા. મહારાજ તેઓમાંના કોઈને ના પણ પાડી શકયા ન હતા. દરેક ભકતનો ઇલાજ એક પછી એક કબુલ રાખતા હતા, છતાં સહેજ પણ ફરક પડવાને બદલે દુઃખ તો દિન પર દિન વધ્યુંજ જતું હતું. આથી કંટાળી જઇ એક રાત્રિએ મહારાજ વરંડામાંથી યત્કિંચિત બહાર નિકળ્યા અને ચીન્નાસ્વામીને ઘરે જઈ, તેને પોલ્ટીસ તૈયાર કરવા હુકમ કર્યો. સુવર્ણાએ મહારાજ માટે પોલ્ટીસ તૈયાર કરી, અને લગભગ દોઢેક કલાક સૂધી સુઝી આવેલી આંગળીને સેક કીધો; પણ તેની કશી અસર થવા પામી નહિ. દુઃખ તો જેમનું તેમ જ હતું. છેવટની એક પોલ્ટીસ બંધાવી પોતાને રહેઠાણે તેઓ પાછા ફર્યા. આ રીતે આંગળીનો આ અસહ્ય રોગ લગભગ ત્રણેક મહિના સુધી મહારાજને પીડાકારી ભોગવાવતો રહ્યો. અમે એટલા ઉપાયો અજમાવ્યા છતાં, સોજો અથવા વેદના જરાપણ ઓછાં થયાં નહિ. આ દુઃખની વેદના હદ વિનાની હતી; એક સરખું દુઃખ્યાજ કરતું હતું. સઘળી દવાઓ, મલમો, અને બીજા રામબાણ ઉપચારો વ્યર્થ જતા હતા, જે જોઈ મહારાજ કદી કદી બોલતા સંભળાતા હતા કે;

"મ્હારા કરમમાં જેટલા દિવસ દુઃખ લખ્યું હશે તેટલા દિવસ મ્હારે તે ભોગવવુંજ પડશે! લલાટે લખ્યા લેખ કદી ટળતા નથી!"

ઉપલા શખુનોની સચ્ચાઇના પુરાવા લેખે મહારાજે એક દિવસે નીચે મુજબ વાર્તા કહી સંભળાવી.

"લીખા લેખ સો નહીં ટલનેકા, કરનેવાલે કિરતાર ધણી!"

જગતને મોઢે ચઢી રહેલો એક મહાન રાજા, એક દિવસે પોતાના બાદશાહી મહેલમાં ખુશ વાતોમાં બેઠેલો હતો, એટલામાં કોઇએક સામુદ્રિક બુઆની પધરામણીની તેને ખબર આપવામાં આવી. આ રાજા પ્રત્યે તેની માત્ર રૈયત જ નહિ, પણ કહો કે, આખી જગત ભાવ અને માન ધરાવતી હતી. તે રાજા બહુ જ બળવાન અને મહા નામી હતો. તેનો બાદશાહી મહેલ બીજા કોઈ પણ મહેલ કરતાં અતિશય ભભુકદાર, રોનકદાર અને ઉમદા ઠાઠમાઠથી ભરપૂર હતો. વળી તે બહુજ મજબુત બાંધણીનો તથા દિપાયમાન હતો. મહેલમાં સેંકડો નોકર ચાકરો, ખીદમતદારો, ગુલામો, લોંડીઓ વિગરે, તે પૃથ્વીરાજની સેવામાં રાખવામાં આવ્યાં હતાં, જેમાં લોંડીઓમાં મેના દાસી સર્વને માનીતી થઈ પડી હતી; કેમકે તેણી બહુ ભલી અને રાંક સ્વભાવની ભોળી સ્ત્રી હતી. તેણીની વખાણવા લાયક રીતભાતથી સઉ કોઇ તેણીને ચાહીને માન આપતાં હતાં. બાદશાહને સામુદ્રિક બુઆ પધાર્યાની ખબર મળતાં જ તેણે તે બુઆને પોતાના મહેલમાં મોટાં આદરમાનથી બોલાવી, ત્યાંજ ઉતારો આપ્યો. તે સામુદ્રિક બુઆ, દેવરૂષિ લેખાતો હતો; એટલું જ નહિ, પણ તે જમાનાના મહાન ફીલસુફ લેખે પણ સર્વમાં તે જાણીતો થયો હતો. શહેરના તમામ લોકો તે મહાન પંડિતના દર્શને હવે આવતાં થયાં. સામુદ્રિક બુઆ જ્યોતિષ પૂર્ણપણે ભાખતા હોવાથી, લોકો પોતાનાં ભૂત, ભવિષ્ય જાણવા તેના પાસે રોજ આવતાં રહી તેને કંટાળો આપતાં હતાં. એક દિવસે બુઆ સાહેબ બાદશાહ જોડે વાતે બેઠા હતા, એવામાં મેના દાસી ત્યાં આવી ચઢી. તેણીને આ વેળાએ સાત મહિનાના હમેલ હતા. મેના દાસીને જોતાં જ બુઆ સાહેબ બોલ્યા;

"બાઈ તમો કોણ છો?"

"હું ગરીબપરવર બાદશાહ સલામતની દાસીઓમાંની એક દાસી છું!" મેના દાસીએ જવાબ દીધો; એટલે બુઆ બોલ્યા:—

"બાઈ! તું બહુ જ ભાગ્યશાળી છે; કેમકે ત્હારે પેટે એક એવો પુત્ર પેદા થશે, કે જે આખી જગત ઉપર રાજ્ય ચલાવશે!"

આ પછી બીજે જ દિવસે સામુદ્રિક બુઆ બાદશાહની રજા લઈ, ત્યાંની રૈયતની ભારે દિલગીરી વચ્ચે તે રાજ્ય છોડી ગયા. મેના દાસીના પેટે અવતરનાર પુત્ર વિષે બુઆએ દીધેલી આગાહીથી બાદશાહના મન પર હવે મજબુત અસર થઇ. બુઆનાં ભવિષ્ય ભાખવાના જ્ઞાન પર તેને પૂરો વિશ્વાસ હતો, જેથી મેના દાસીના પુત્રનાં ભવિષ્યથી તે ચિંતાતુર રહેવા લાગ્યો. સારી જગત

જેને સુંકતી હતી, તે સાર્વભોમ ચક્રવર્તિ રાજા હતો, તથા તેના મરણ પછી તેનું રાજય તેના એકપૂરા વારેસ દિકરાને આપી જવાની પૂર આશામાં તે હતો, પણ તેને બદલે એક દાસી જેવી હલકી સ્ત્રીના કમીના પુત્રને તેનું રાજ હવાલે થાય, એ ભવિષ્ય તેનાથી કેમ સહન થઇ શકે? રાતદિન એજ વિચારોમાં ને અશાન્તિમાં વિવિધ પ્રકારના વિચિત્ર તુરંગો કરતો રહ્યા. આ મુશકેલીમાંથી કેમ મોકળા થવું અને પોતાના પ્યારા રાજપુત્રના માટે તે જાહોજલાલી ભર્યું રાજય કેમ ટકાવી રાખવું, તેના અંદેશામાં કાંઈ કાંઇ યુકિતઓ રોજ મનમાં જ કરતો રહ્યો. અંતે તેને એક વિચાર સુઝયો, જે અમલમાં મૂકવા અગાઉ, તુરત તે રાજાએ પોતાના વફાદાર નોકરોને બોલાવી મંગાવ્યા, અને તેઓમાંનું જે કોઈ મેના દાસી જે પુત્રને જન્મ આપે તેનું ખુન કરવા તૈયાર થાય તેને મોટી રકમના ઈનામો અને બીજી અનેક લાલચો આપવા પોતાની ખુશી જણાવી; પરન્તુ મેના દાસીને ચાહનારા તે સઘળા નોકરોએ બાદશાહને ના પાડી; અને એક નિર્દોષ ફુલ જેવાં કુમળાં બાળકનો પ્રાણ લઇ ખુનમાં હાથ રંગવા કરતાં મોતને શરણ થવા વધુ પસંદ કર્યું! આથી નાસીપાસ થઇ રાજાએ બીજી દાસીઓને પોતા પાસે બોલાવી, મેના દાસીના પૂત્રનું ખુન કરવાને તે લલચાવવા લાગ્યો. તેઓને આ ભયાનક કામના બદલામાં પુષ્કળ ઇનામો આપવા રાજાએ ગંભીર વચનો આપ્યાં, અને જો તેઓ તરફથી ના પાડવામાં આવે તો તેઓને મારી નાખવાની પણ અનેક ધમકીઓ આપી. પ્રથમ તો તેણીઓએ પણ ના જ પાડી, પરન્તુ છેવટે મોતની સજાની બીકથી, તેમજ પોતાના લોભને વશ થઇ તે સઘળી દાસીઓ રાજા જેમ કહે તેમ કરવા કબુલ થઈ.

> ખેલાફે રાએ સુલતાં રાએ જુસતન;
> બ ખુને ખીશ બાશદ દસ્ત શોસતન.
> અગર ખુદ રૂઝરા ગુઇઅદ શબસ્તઈન;
> બે બાયદ ગુફ્ત ઈનક માહો પરવીન.

બાદશાહના વિચારની વિરૂધ્ધ જવું તે પોતાનાંજ લોહીથી પોતાના હાથ ધોવા બરાબર છે. જો કદાપિ બાદશાહ દિવસ હોય તેને રાત્રિ છે કરીને કહે તો તે પણ ઉંચકી આપવું પડે છે કે; "હા બંદેનવાજ! પેલા શું ચંદ્રમા, શોરૈયા, ને કછમછીઆના તારા પણ આકાશમાં દેખાય છે!" શાસ્ત્રકારોએ બરૂંજ કહ્યું છે કે;

> न राज्ञो विद्यते मित्रं राजा मित्रं न कस्य वै.

રાજાનો કોઇ મિત્ર હોતો નથી, તેમ રાજા પણ કોઈનો મિત્ર હોતો નથી. હવે રાજાની ખુશાલીનો પાર જ રહ્યો ન હતો. સઘળો બંદોબસ્ત અગાઉથી જાળવી રાખવા અર્થે હુકમ કરતાં દાસીઓને રાજાએ કહ્યું:—

"બાળકના જન્મ્યા પછી સાતેક દિવસ પસાર થવા દેજો; પછી લાગ મળતાં એક દિવસ ગુપચુપ તેને યુક્તિથી પાલણામાંથી ઉપાડી લઈ જંગલમાં લઇ જજો, અને ત્યાં તેનો નિકાલ લાવજો; પણ બહુ જ ખબરદારીથી આ કામ કરજો. અને કોઇને સહેજ પણ ખબર પડવા દેશો ના. તમે આ કામ હુંશિયારીથી બજાવો અને પછી હું તમો સઘળાંનું કલ્યાણ કરીશ."

આ મતલબી બંદોબસ્ત પાકો કરી લઈ રાજા હવે **મેના** દાસીને જઈ મળ્યો, અને વાત છેડતાં બોલ્યો;

"ત્હારા હમેલના દિવસો નજદીક આવતા જાય છે, માટે ત્હારે સારૂ ખાસ મેં મ્હારી દાઇઓ રોકી છે, તેઓ સઘળાં ત્હને ચાહે છે, અને વખતસર ત્હારી સારવાર કરશે, તું એ માટે સાવ નચિંત રહેજે!"

તે પ્રપંચી બાદશાહનો આમાં શો હેતુ હતો તેથી અજાણ રહેલી **મેના** દાસીએ, બાદશાહની આવી ભલી લાગણી માટે અંતઃકરણથી ઉપકાર માન્યો. વધું થોડા દિવસ પસાર થવે **મેના** દાસીના છુટકારાનો દિવસ આવી પહોંચ્યો. બાદશાહ તરફથી ખાસ રોકવામાં આવેલી દાસીઓએ **મેના** દાસીની સારવાર કરી, રાતદિન તેણીની પાસે દાઇઓ મિસાલે વારાફરતી નોકરી બજાવતી ખડી રહેવા લાગી. બાળકનો જન્મ થયો, અને તે નિર્દોષ જીવને પેલી બદકાર દાસીઓની સંભાળમાં જ રાખવામાં આવ્યો. આ પ્રમાણે સાતેક દિવસ પસાર થયા બાદ એક રાત્રિએ, અગાઉથી સઘળું નક્કી કર્યા મુજબ, મેના દાસી જયારે ભર ઉંઘમાં નિદ્રાદેવીને વશ થઈ પડી હતી ત્યારે તે દુષ્ટ દાઇઓએ પોતાની બીજી બહેનપણીઓને તે બાળક હવાલે કર્યું; જેઓ તે ફુલ બચ્ચાંને ગુપચુપ જંગલ ભણી ઉપાડી લઇ ગઇ, અને ખીદમતમાં રહેલી દાસીઓ પલંગ પર આરામ કરી ભર ઉંઘમાં હોવાના ઢોંગ કરતી પડી. થોડીવાર પછી **મેના** દાસી સજાગ્રત થઈ, પણ પોતાના બાળકને ત્યાં દીઠું નહિ; જેથી પોતાનું બાળક ગુમ થએલું જાણી લઈ તેણીએ ચિચારી પાડી આખો મહેલ ગજાવી મૂકયો. પેલી ખીદમતગાર દાસીઓ જાણે ભર ઉંઘમાંથી ઝબકી ઉઠી હોય નહીં શું, તેવા ઢોંગ કરી **મેના** દાસી પાસે આવી, અને શું બનાવ બન્યો તે પૂછવા લાગી. **મેના** દાસીએ ભારે દુઃખથી બાળકના ગુમ થવા વિષેની હકીકત કહી. તે સાંભળી તેઓ પણ જાણે ગભરાટમાં પડેલી જેવી થઈ. કોઇએ અહીંતહીં શોધખોળ કરવા માંડી, તો કોઈએ ધાસ્તી આપતાં કહ્યું;

"આ જગ્યામાં ભૂત હોવો જોઈએ, તેજ ત્હારા બાળકને ઉપાડી ગયો હશે, નહિ તો આટલી ચોકસાઇ છતાં એમ કેમ બનવા પામે?"

તે ગરીબ દુઃખી માતા પોકેપોક રડવા લાગી, જે સાથે તે ઢોંગી ઓરતોએ પણ તેવાજ મોટા સાદે રડવા માડયું! આ બનાવ પછીના બીજા એક

પખવાડિયાં પછી તો જાણે કશું બનવાજ ન પામ્યું હોય તેમ આ ગંભીર બનાવ સદાનો જાણે ભૂલાઈ જ ગયો.

પેલી દાસીઓ તે ન્હાનાં દૂધમળ બાળકને જંગલમાં ઉપાડી લઈ ગઇ, પણ ત્યાં તેનું શું કરવું તેના અંદેશામાં પડી. તે નિર્દોષ બાળકને પોતાને હાથે મારી નાંખવાનો તેઓમાંની કોઈનો પણ જીવ કેમે કરીને ચાલ્યો નહિ; છતાં તે બાળક મરવું તો જોઇએ, નહિ તો બાદશાહ તેઓને કદી જીવતાં રાખનાર નથી, એવી તેઓની પૂરી ખાત્રી હતી. આથી તે બાળકને કુદ્રતી મોતે મરવા દેવાની હવે તેઓ યુકિત રચવા લાગ્યાં; એટલામાં ત્યાં નજદીકમાંજ કોઈ ઝાડ હેઠળ એક હરણીને હમેલ છોડતી તેઓએ દીઠી. બચ્ચાંઓના જન્મ આપતી તે હરણી બેહોશ પડી હતી, જેનો લાભ લઇ પેલી દાસીઓએ તે બેહોશ હરણીને માલુમ નહિ પડવા દેતાં ગુપચુપ તે બાળકને પેલાં તુરતના જન્મેલા હરણીનાં બચ્ચાંઓ વચ્ચે મેલી દૂર જઇ ઉભી. થોડીવાર પછી પેલી હરણી ભાનમાં આવી પોતાનાં બચ્ચાંઓને જોવા લાગી, જેમાં પેલાં બાળકને પણ પોતાનું જ બચ્ચું સમજી, તેણે તેવી જ સુતેલી હાલતમાં તેના મોંમાં થાન મૂકયું. તે બાળક પણ ભૂખ્યું થએલું હોવાથી ખુશાલ જીવે તે હરણીનું દૂધ ધાવવા લાગ્યું! બચ્ચાંઓને દૂધ પાઈ રહ્યા પછી તે હરણી પોતાના ખોરાક માટે જંગલ તરફ ગઇ. જેવી તે હરણી નજરથી દૂર થઇ કે તુરત પેલી દાસીઓએ તે નિર્દોષ બાળકને કુદ્રતી મોતે મરવા દેવા કાજે તેને ત્યાંથી ઉપાડી ત્યાંનાં એક ઝાડ આગળ લાવી તેને ઉંધું લટકાવી બાંધ્યું. પછી પેલી દાસીઓ ત્યાંથી દૂર જતી રહી. પેલી હરણી પાછી ફરી, અને હવે તે પોતાના બચ્ચાંઓ જોડે પેલાં મેના દાસીના બાળકને પણ તેની તેવી જ હાલતમાં દૂધ પાતી રહી! વળી તે બાળક જ્યારે કુદ્રતી હાજત કરતું, ત્યારે જે મેલું તેના શરીર પરથી હેઠે ઉતરતું તે પેલી હરણી પોતાની જીભે ચાટી સાફ કરતી હતી. રોજ નિયમસર દૂધનો ખોરાક મળતો રહેવાથી તે બાળક હવે દિનપરદિન ઝાડ ભીસાલે પગ તરફથી વધ્યું જતું હતું. બચ્ચાંઓને સમજ હોતી નથી, જેથી તે અજ્ઞાન બાળકને તેની આવી હાલતમાં રહેવું સહેજ પણ મુશ્કેલ લાગ્યું નહિ. ગર્ભમાંજ બચ્ચું ઉલટું મેલાયલું હોય છે, અને જન્મતી વેળાએ માથા તરફથી બહાર પડે છે. આ રીતે તે બાળક પોતાની આવી ટેવાઇ ગએલી હાલતમાં જ ઉછરવા લાગ્યું. તે બાળક જો કે પોતાનું બદન સહેજ પણ હલાવી શકતું ન હતું, છતાં પોતાના પગ પર ઉભું રહેવાની તેને સ્વાભાવિક રીતે ઇચ્છાજ થઇ ન હતી. દિવસો, મહિનાઓ અને વરસો હવે પાણીના રેલા માફક વહેતાં ગયાં, અને હવે ઉમ્મરમાં આવેલું તે બાળક બચપણથીજ આવી ઉંધાં મસ્તકે લટકાવેલી હાલતને આધીન થએલું હોવાથી, તેવી જ હાલતમાં તે પોતાનું સુખ પામવા

લાગ્યું. પેલી હરણી પણ તે છોકરાને હવે ઘાસ ચારો ખવાડતી રહી. વધુ કેટલાંક વરસો આ મુજબ વહી જવા બાદ તે છોકરામાં એક દિવસ એચિંતું આત્મજ્ઞાન પ્રગટી નિકળ્યું, અને તે દિવસ પછીથી બ્રહ્મઆનંદની મોજ તે ચાખવામાં નિરંતર લીન થઇ રહેતુ. તેને પોતાનાં શરીરનું, તેની આસપાસનું, કે જગતનું સહેજ પણ ભાન થતું ન હતું. જેમ જેમ તે પુખ્ત ઉમ્મરમાં આવતું ગયું તેમ તેમ તે વધુ અને વધુ જ્ઞાની બનવા પામ્યું.

એક દિવસે કોઇએક શિકારી પોતાની સ્ત્રી અને પૂત્રી સાથે તેજ જંગલમાં શિકાર કરવા અર્થે ઉતરી પડયો. પેલા શિકારીની પૂત્રી જેણી એક અતિ સુંદર અને પવિત્ર નારી હતી, તથા જેણીનું નામ માયા હતું, તેણીએ દૂરથી એક આકારને ઝાડ સાથે ઉંધે મસ્તકે લટકેલો જોતાં જ પોતાના માત પિતાને તે ચમત્કાર દેખાડી તેઓને પણ તે દેખાવથી અજાયબ કર્યાં. તે ઝાડ સાથ ઉંધે મસ્તકે લટકેલા આકારને કોઇ ભૂત પિશાચ સમજી પેલો શિકારી તેને પોતાની તીરના એકજ નેજાથી આરપાર વિંધી નાખવાની તૈયારીમાં હતો, પરંતુ તેની પુત્રી માયાએ તેને તેમ કરતાં રોકીને કહ્યું:—

"પિતાજી! તે ઉંડી તપસચર્યામાં કોઇ રૂષી મહાત્મા હશે, માટે તેને ભૂત સમજી મારી નાખવાથી મોટામાં મોટો અપરાધ કીધેલો લેખાશે! તમે અમસ્થું જ આ પાપ માથે ખેંચી લેશો; માટે જવા દો!"

તે પિતા પોતાની આ પાકદામન પૂત્રિની ભલી સલાહને હસી નાખવા લાગ્યો, અને તેણીને ચુપ રહી બાજુએ ઉભાં રહી તમાશો જોવા ફરમાવ્યું. પછી પેલા છોકરા તરફ નેમ ટાંકી તે શિકારીએ પોતાનો બાણ છોડયો, જે તેના શરીર આગળથી માત્ર એક અરધા ઈંચને તફાવતે પસાર થઇ ગયો. આથી તે છોકરો પોતાની બ્રહ્મ સમાધિમાંથી ભાનની અવસ્થામાં આવ્યો. પોતાની પહેલી નેમ ચૂકેલો જોઇ પેલા શિકારીએ બીજીવાર પોતાની કમાન ખેંચી; પણ માયા ફરી પોતાના પિતાને વારવા લાગી. તેણીએ પાસે જઇ તે શું છે તે પ્રથમ તપાસી આવવાનો પોતાનો મક્કમ ઇરાદો જાહેર કર્યો, અને ગમે તે ભોગે પણ ત્યાં જઇ જોવાની પોતાની હઠ ચાલુ રાખી. પોતાના પિતા તરફથી કાંઈપણ જવાબ મળે તે પહેલાં ત્યાંથી વિજળી વેગે દોડી, અને તે ઝાડ પાસે આવી ઉભી. મેના દાસીનો છોકરો હવે પૂર હુશિયારીમાં આવ્યો હતો, તે મોત જીવનનો સોદો હતો, એવું ખાત્રીથી માની, પોતાનો જીવ જવાનો જોખમ જોતી ગયો. આથી પોતાના બચાવમાં તેણે પોતાની આસપાસ ફરતું આત્મિક ખોરેહનું અદ્રશ્ય કુંડાળું બહાર કાઢયું, જેની હદમાં બહારની બીજી કોઇપણ વસ્તુ દાખલ થવા પામેજ નહિ! આ ખોરેહવાળું કુંડાળું બહાર પડે તે અગાઉ માયા આગળ વધી તે છોકરા પાસે જઈ ઉભી; જેથી તે બન્નેની આસપાસ

કુંડાળું ફેલાઈ રહ્યું. તે જગ્યાની આસપાસ ફરતો ઈશ્વરી પ્રવાહ પોતાના દમમાં લેતાં, તથા તે રૂષી પુત્રનો તેજસ્વી, આકર્ષિક સુંદર ચ્હેરો નિહાળતાંજ માયાનું દિલ તેના તરફ ખેંચાયું, અને તેણીને પણ અજબ જેવી લાગણી થઈ, જેથી તેણીએ પોતાનાં માતપિતાને પોકારીને કહ્યું;

"જૂઓ! મ્હારૂં કહેવું અંતે ખરૂં પડયું છે. આ પરમાત્માને પૂગી ગએલો કોઈ મહાન ઋષી છે; ગભરાઓ નહિ; તમે પણ મ્હારી નજદીક આવો અને ખાત્રી કરો!"

તે શિકારી અને તેની બાયડીએ ત્યાં જઈ જોવાની ઘણીએ કોશીશ કરી, પણ કેમે કરી તેઓ પેલાં ખોરેહવાળાં અનદીઠ કુંડાળાંમાં દાખલ થઈ શકયાંજ નહિ. ગમે એટલો ભગિરથ પ્રયત્ન કરવા છતાં તે માતપિતા પોતાની વ્હાલી પૂત્રિ નજીક જઈ પહોંચ્યાં જ નહિ. પોતાના માતપિતાની આવી દશા જોઈ માયા હવે આગળ વધી, અને તેઓને મળી સઘળી હકીકત કહેવા ધાઈ આવી; પણ તેનાથી પેલાં કુંડાળાંની બહાર જઈ શકાયું નહીં. માયાને હવે સમજી જતાં વાર લાગી નહિ, કે આ સઘળું પેલા મહાન ઋષીને આભારી હતું, જેથી તેણીએ હવે પોતાના માતપિતાને ત્યાં જ ઉભાં ઉભાં કહ્યું:-

"મ્હારાં વ્હાલાંઓ! હવે તમે મ્હારે માટે કાળજી કરશો ના, કેમકે આપણું મળવું હવે અશકય જ છે! હું મ્હારી જીંદગીના છેડા સૂધી આ મહાન ઋષીની સેવામાં આનંદથી હાંજ રહીશ, અને તમો પણ જ્યાં હો ત્યાં મ્હારા આશિષો મેળવતાં સર્વદા આનંદમાંજ રહેજો!"

માયા હય દો પ્રકારકી, જો કોઈ જાને ખાય;
એક મીલાવે રામકો, એક નર્ક લે જાય!

માયા બે પ્રકારની હોય છે. જે જ્ઞાની હશે તે સમજી શકે છે; અને તેઓ જ તેનો ભક્ષ કરે છે. માયા કહેતાં જે દયાળુ જીગરમાં તે વસે છે, એ પહેલી પ્રતની માયા જે મનુષ્યને પરમેશ્વરનો મેલાપ કરાવી શકે છે તે આ. અને જે છેલ્લા પ્રતની માયા કહેતાં માયાજાળમાં ફસવનારી જે માયા છે, તે તો મનુષ્યને ઉલટી દુઃખ કહેતાં નરકમાં નાખે છે.

પુત્રી વિયોગનું દુઃખ પામેલાં માતપિતા, પોતાની પાસે કશો ઉપાય ન રહેલો જોઈ, અંતે થાકી થાકીને ત્યાંથી તુટેલાં દિલે ચાલ્યાં ગયાં, અને માયા પણ ત્યાંજ મેના હાસીના રૂષી પુત્ર પાસે આનંદમાં દિવસો ગાળતી રહી. તેણી ત્યાંના જંગલોમાંથી ભાજી પાલો અને ફળ ફલાદી લાવી, તે ઉપર જ દહાડા કહાડતી. પછી રફતે રફતે તેણીને પણ આત્મજ્ઞાન થતું રહ્યું. તે રૂષી પુત્ર અંતે ઉચ્ચમાં ઉચ્ચ ઈશ્વરી હાલત પ્રાપ્ત કરવા શકિતવાન થયો. પોતાની તે શકિતના બળથી તથા માયાની મદદથી, તે રૂષી પુત્ર પોતાનાં બંધનમાંથી

મુક્ત થઈ, ઇનિશાનની રીતે પગ પર ઉભો થયો. પગ પર ઉભો રહી, તથા હાલ ચાલ કરી જંગલો ભટકવાનું હવે તેને બહુજ સગવડભર્યું જણાવા લાગ્યું. વળી માયાની સહાયતાથી તે ભાષા બોલતાં અને સમજતાં પણ શિખ્યો. આ રીતે મેના દાસીનો પુત્ર બ્રહ્મ સ્વરૂપનો જ્ઞાની થયો; તથા માયા પણ પૂર્ણ સતી અને સાધવી નિવડી. તે બન્ને જંગલમાં જ જીંદગી પસાર કરવા લાગ્યાં. આ ઉપરથી સહેજે સમજી શકાશે કે, રાજમાર્ગો નરક તરફ ઘસડી લઈ જનારા હોય છે, પરન્તુ સત માર્ગ જ ઈશ્વરના ઘર સૂધી દોરી જાય છે. "જાહેર રસ્તાઓ ઉપર ફરશો મા." (Walk not in the public ways) એવી પીથાગોરસે જેમ કહેવત કહી છે, તેમ ક્રાઈસ્ટે પણ કહ્યું છે કે;

"Broad is the way that leadeth destruction, but narrow is the path of truth and holiness" જે પહોળો ચોળો માર્ગ છે તેજ વિનાશનો માર્ગ દર્શક છે, પરન્તુ સતનો અને પવિત્રતાનો માર્ગ તો બહુજ સાંકડો હોય છે.

આપણે હવે પેલા બળવાન રાજાના મહેલ તરફ પાછાં ફરયેં, જ્યાં પેલો સામુદ્રિક બુઆ, કેટલાંક વરસોના ગાળા પછી ત્યાં મહેમાન તરીકે પાછો આવી ઉતર્યો હતો. આ અરસામાં મેનાદાસીને પેટે બીજા એક મનોહર પુત્રની વૃદ્ધિ થઈ હતી. આ સુંદર બાળકને લઈ મેનાદાસી પાછી તે બુઆનાં દર્શને ગઈ. સામુદ્રિક બુઆ આ ન્હાનાં બાળક તરફ નજર કરી બોલ્યો:—

"બાઈ! આ ત્હારો તે છોકરો નથી, જેના માટે મેં ભવિષ્ય ભાખ્યું હતું, કે તે જગતનો મહાન રાજા થશે. તે કયાં છે?" આ સાંભળીને અફસોસની એક ઉંડી હાય ખેંચી મેનાદાસી બોલી;

"બુઆ સાહેબ! મ્હારૂં તે બાળક બચ્ચું તેના જન્મ પછી કયાં ગુમ થઈ ગયું, તે તો એકલો પરમાત્મા જ જાણે! આજ સૂધી મ્હને તેની કશી ખબરે મળી નથી!" આ સાંભળી બુઆ બોલ્યા;

"ઠીક; તે ગમે ત્યાં હોય, પણ તે ત્રિભૂવનનો રાજા થવા પામ્યો છે, એમાં તો કશો જ શક નથી! હું જે ભવિષ્ય ભાખું છું, તેમાં કદી ભૂલ થતી નથી! મ્હારૂં કહેલું ભવિષ્ય કદી ખોટું પડયું નથી. આ ત્હારો બીજો પુત્ર પણ દુનિયાનો રાજા થશે!"

આ વેળાએ પણ પેલો રાજા ત્યાં હાજર હતો, જે સામુદ્રિક બુઆની આ આગાહી સાંભળી પાછો ચમકયો, અને પોતાનાં નેણ ફેરવી બોલ્યો;

"જગતનો રાજા તો હું જ છું! મ્હારી પછી આવા અનુપમ રાજ્યને પામનાર શું આ એક કમીની દાસીનો તેવો જ કમીનો પુત્ર મ્હારી જગ્યાએ રાજ્ય કરશે એમ તમો કહેવા માંગો છો?"

"અલબત્તાં;" શાંતપણે બુઆએ જવાબ દીધો; "હું સાચે સાચું જ બોલ્યો છું. મેં જે આગાહી કીધી છે તે ખરી છે, અને તેમજ થવા પામશે. ચાહે તમો આતાળ અને પાતાળ એક કરો, તોપણ આ દાસીપુત્ર જ જગત્ પર હુકમત કરશે; આપના પછી એજ ગાદીએ આવશે, કેમકે આપના પુત્રને નસીબે રાજય છે જ નહિ! જેહાંપનાહ! આપ જાણતા નથી કે, આપની સામે ઉભેલો આ દાસીપુત્ર પણ આપનોજ પુત્ર છે, જેણે આપના કહેવા મુજબ આ કમીની દાસીને પેટે જન્મ લીધો છે! આપની પછી જગત્‌ના રાજયનો આ એકલો હકદાર વારેસ છે, એ ખાત્રીથી જાણજો!"

આ પછી તેજ દિને સામુદ્રિક બુઆ તે રાજાનો મહેલ તજી, ઓચિંતા ચાલ્યા ગયા. પેલા બળવાન રાજાને તથા તેના પુત્રને સામુદ્રિક બુઆની આગાહીથી ભારે સંતાપ થયો, અને તે ને તે શોક અને ગમ કાળજી તથા ચિંતામાં તે શાહજાદો ગંભીર માંદગીમાં પટકાયો, અને ટુંક વખતમાં મોતને શરણ થયો. પોતાનો એક પૂરો વ્હાલો દિકરો મરણ પામવાથી રાજાને મહા દુઃખ થયું, પણ પાછળથી બુઆના શબ્દો યાદ કરી મેનાદાસીના તે પુત્રને, પોતાના પૂર્વ જન્મના પૂત્ર લેખે પૂરા વિશ્વાસથી માની લઈ, પોતાના એક પૂરા વારેસ તરીકે તેને જ ઠરાવ્યો; અને પોતાના જ જણેલા પૂત્રની પેઠે તેને ઉછેરી તથા કેળવીને હુશિયાર કર્યો, અને તે ઉમ્મરમાં આવતાં જ પોતાની હયાતિમાં જ સઘળાં રાજયનો વહિવટ તેના હાથમાં સોંપી તે રાજા એકાંતમાં પોતાના દિવસો ગુજારવા લાગ્યો! આ રીતે પેલા સામુદ્રિક બુઆએ કહેલું ભવિષ્ય કેવળ અક્ષરસઃ ખરૂં પડયું.

"લીખા મીટે નહિ નસીબકા, જો હોની હોય સો હોય;
રામ ગયો વનવાસમેં, સુખ અછત દુઃખ હોય."

આ પછી એક દિવસે મહારાજે પોતાની દુઃખતી આંગળી ઉપર લીંબુનું અચાર બાંધ્યું. નૈવેદમાં આવતું લીંબુનું અચાર એ પ્રમાણે થોડા દિવસ સૂધી ચાલુ પોતાની તે દુઃખતી આંગળી પર બાંધતા રહ્યા. કદી નહિ સમજેલા કે નહીં જાણેલા આ વિચિત્ર ઈલાજે મહારાજની આંગળીનું દર્દ બંધ પડયું; એટલુંજ નહિ, પણ પોતાની મેળે તે રોગ મટી ગયો.

# પ્રકરણ ૨૪ મું.

## અંતઃકરણનો સેવા ધર્મ.

अविद्यायामन्तरे वर्त्तमानाः स्वयंधीराः पण्डितम्मन्यमानाः।
जङ्घन्यमानाः परियन्ति मूढाअन्धेनैव नीयमाना यथान्धाः॥

જેઓ અજ્ઞાનતામાં ડૂબેલા હોય તોપણ પોતાનેજ બુદ્ધિવાળા ને મોટા પંડિત લેખે માની બેસે છે, તે મૂર્ખ નાસ્તિકો દુઃખો કે દર્દોથી પીડાકારી ભોગવીને આંધળાને દોરનારા બીજા આંધળાઓજ હોય તેવું વર્તન કરે છે.

ગાર્ડમામાનો સગો બાબુરાવ તથા તેનો મિત્ર બાડીલકર પ્રથમથીજ મહારાજને માનતા ન હતા. આ બન્ને મિત્રો મહારાજ પર સહેજ પણ વિશ્વાસ રાખતા ન હતા; જોકે તે બન્ને મિત્રોની બાયડીઓ મહારાજનો પડયો બોલ ઉપાડી લેવા એક બીજાંની જાણે સ્પર્ધા કરતી હતી. આ બન્ને સ્ત્રીઓની માત્ર એટલીજ ઈચ્છા હતી, કે તેઓના ધણી પણ મહારાજની ભકિત સેવાનો અલભ્ય લાભ મેળવવાને ભાગ્યશાળી નિવડે. મહારાજ પાસે પોતાની આ ઈચ્છા જાહેર થતાં, "ભવિષ્યમાં જોઈ લેશે" એટલો માત્ર ટુંક જવાબ મહારાજ આપતા. દિવસો જતાં તે બન્ને મિત્રોને અંતે મહારાજના સતની શ્રદ્ધા થતી રહી, અને તેમનાં દર્શન માટે જિજ્ઞાસા ઉત્પન્ન થવા લાગી. કેટલાક દિવસો આ પ્રમાણે જિજ્ઞાસામાં પસાર થવા પછી એક રાત્રિએ તેઓ મહારાજનાં દર્શને આવ્યા. તેઓએ વરંડા બહાર ઉભેલા કોઈ એક ભંગીને, મહારાજ માંહે હતા કે નહિ તે જાણવા માટે પૂછયું. પેલા ભંગીએ આવી મહારાજને ખબર આપી કે, ફલાણા બે ગ્રહસ્થો તેઓશ્રીના દર્શન અર્થે આવેલા બહાર ઇંતેજારી કરતા ઉભા છે. મહારાજે તે ભંગીને જવાબ આપતાં કહ્યું;

"તું જા, અને તે લોકોને કહે કે, તેઓ ત્હારેજ પગે પડે! એ બન્ને મ્હારાજ પગે પડવાને લાયક છે. હું પણ એક ભંગીજ છું; જેથી ત્હારે પગે તેઓ પડે તો શું, અને મ્હારે પગે પડયા તો શું? એ સઘળું સરખુંજ છે. ઠેઠ ક્યાં સૂધી તકલીફ લઈ આવવાની શું કાંઈ તેઓને જરૂર છે વારૂં?"

પેલા બન્ને મિત્રો બહારથી ઉભા ઉભા જ મહારાજનું આ બોલવુ સાંભળી એક બીજાનું મોં જોવા લાગ્યા; અને પછી ગુપચુપ ત્યાંથી ચાલતા થયા. બીજે દિવસથી તેઓ બન્ને મહારાજના દર્શને બીજા ભકતો ભેગા આવતા થયા. એક દિવસે તે બન્ને મિત્રોએ જૂદે જૂદે દિવસે અનુક્રમે મહારાજની પુજા કરવા ઇચ્છા દર્શાવી, પણ મહારાજે સાફ ના પાડી કહ્યું:—

"હું જ્યારે મ્હારા પ્રત્યેની સાચી ભક્તિ ઉત્પન્ન થએલી તમારામાં જોઇશ, ત્યારેજ માત્ર તમારી સેવા અને પુજા વિગેરે કબુલ રાખીશ; તે પહેલાં તો કદીજ નહિ."

આ બનાવ પછીના એક ગુરૂવારે તે બન્ને મિત્રોએ કુમારી પુજા વેળાએ ન્હાનાં બાળકોને અંગોળાવવામાં મદદ કરી; અને એ પછી વધુ થોડાક દિવસ જતાં પુજાની સઘળી સામગ્રીઓ સહ એક દિવસે બાબુરાવ મહારાજ પાસે આવ્યો, અને પૂર ઠાઠમાઠથી તેઓની પુજા કીધી! આ પુજા કરાવી લેવા અગાઉ મહારાજે બાબુરાવને કહ્યું:—

"મ્હારી પુજા કરવી એ કાંઈ ઠઠ્ઠા મશકેરી નથી! એનો જોખમ આપણુ બન્નેને માથે રહે છે! એકાદ પથ્થરને જ્યાં સુધી ગંધ, કંકુ વિગેરે લગાડીને દેવ નહિ માનો ત્યાં સૂધી તે પથ્થર પર તમો ચાહે હાજતે બેસો, થૂંકો, કે તેના કડકા કરો તો તે પણ ચાલે; પરન્ચ એકવાર તેને દેવ માન્યા પછી, તે પથ્થર સાથે આવી વર્તણુક ચલાવવી કિંવા તેનો ખોટો ઉપયોગ કરવો, તેમાં સાર નથી; કેમકે પછી તેનું પરિણામ મહા ભુંડું અને અતિશય ભયંકર નિપજે છે." આ સાંભળી બાબુરાવ બોલ્યો;

"મહારાજ! જે થયું તે થયું; મ્હને માફ કરો! મ્હારી બુદ્ધિ હવે ઠેકાણે આવી છે. હું અત્યાર સૂધી આંધળો હતો, પણ હવેથી હું તમને જાનો જીગરથી ચાહતો અને માનતો રહીશ!" જેવું તે બોલ્યો તેવુંજ તેણે બજાવ્યું પણ ખરૂં. પાછળથી આ બન્ને મિત્રો મહારાજના પ્રેમમાં જાણે ઘેલા ગાંડા બની ગયા હતા. નારાયણરાવ ખાડીલકર, બીજા ભકતો ભેગો દરરોજ મહારાજના દર્શને આવતો હતો. એક દિવસ કાંઇ જરૂરી કામના રોકાણને લીધે તે દિવસે મહારાજને દર્શને આવી ન શકવાથી, ઠેઠ રાત્રે પુરસદ મળવે આવ્યો. આ વેળાએ મહારાજ તુરતજ જમવા બેઠા હતા. ખાડીલકરે દૂરથીજ નમસ્કાર કરી મહારાજની સામે પોતાની જગ્યા લીધી. ત્યાં મહારાજ તેના પર અતિ ક્રોધાયમાન થયા, અને મહા ભુંડી ગાળો તેને ભાંડવા માંડી. એટલાથીજ ન થોભતાં, જે ખાપરમાં પોતે ભોજન લેતા હતા, તે ખાપર મહારાજે ઉપાડી છૂટી તેના અંગ ઉપર ફેંકી, જે બરાબર ખાડીલકરના ખોળામાં જઈ પડી. આ રીતે મહારાજને રિસે ભરાયલા જોઈ, ખાડીલકરે ગભરાઈને તે ખાપર એક બાજુ મેલી, અને પોતે ત્યાંથી ગુપચુપ ચાલ્યો ગયો. પાછળથી બીજા ભકતોએ ખાડીલકરને ટોકયો કે, આયતી ખાપર હાથમાં આવેલી તેણે જતી મેલી હતી; જો તે એમ ને એમ ઉપાડી ઘરે લઈ જઈ સાચવત તો જરૂર તેનું કલ્યાણ જ થાત.

એક દિવસ વરસાદ પડતો જોઈ, મહારાજ પોતાની સમક્ષ હાજર રહેલાંઓ આગળ ટીકા કરતાં બોલ્યા;

"હવે એક એવો પણ દિવસ આવશે, કે જ્યારે સઘળી કોમોના લોકોનો ક્યાં વરસાદ વરસશે !" મહારાજના બોલવાની મતલબ એ હતી કે, એક એવો પણ દિવસ આવશે કે, જ્યારે સઘળી કોમોના લોકો ત્યાં ભેગા મળશે.

મહારાજની માનીતી વાંની લીંબના પાંદડાંની ભાજી હતી, એ આપણે જાણીએ છીએ. એક દિવસે કેટલીક ભકતાણીઓ ત્યાંની ચાલમાંનાં લીંબના ઝાડ પરથી પાંદડાં તોડતી હતી, તે જોઈ મહારાજ બોલ્યા;

"અરે બાઈઓ ! તમો મ્હને ઇશ્વર પેઠે માનો છો, છતાં કડવો ખોરાક મ્હને ખવડાવો છો, તો પછી ઈશ્વર તમને કેવો ખોરાક જમાડશે ?"

"મહારાજ !" તે સ્ત્રીઓએ જવાબ દીધો, "એમાં અમે પણ શું કરીએ ? જ્યારે અમે સારૂં અને તાજું ભોજન લાવ્યે છીએ, ત્યારે આપ તો કડવી ભાજી જ માંગો છો ! આપને આ જ ખોરાક પસંદ છે, એમ અમારૂં માનવું છે, પણ તમને જ્યારે તે નાપસંદ છે, ત્યારે તો એ કડવી ભાજી અમે લાવીશું જ નહિ."

મહારાજ કહેઃ—"ના; તેમ કરશો નહિ ! હું આ ખોરાકને અતિ ઘણો પસંદ કરૂં છું, માટે જો તમે મ્હને ચ્હાતાંજ હો તો આ મ્હારા વ્હાલા માનીતા ખોરાકથી મ્હને જૂદો પાડશો જ મા." સ્ત્રી ભકતાણીઓ આ સાંભળી કંટાળીને બોલી; "મહારાજ ! આપ આમે કહો છો, ને તેમે કહો છો એનો અર્થ શો ?" ત્યારે પોતે કહેવા લાગ્યાઃ—

"માત્ર તમો સ્ત્રીઓની કસોટી અર્થે ! બાકી મ્હારે મનથી લીંબની ભાજી શું કે મેવા મીઠાઇનાં પકવાન શું, સઘળું સરખુંજ છે."

એક દિવસે સ્ત્રી ભકતાણીઓ મહારાજ પાસે બેઠી હતી, ત્યારે ઓચિંતો મહારાજે સવાલ કીધો;

"તમ સઘળાં મ્હને શું ખરેખર ચાહો છો ?"

"અલબ-તાં, એમાં શું શક છે ?" સઘળી સ્ત્રીઓએ સામટો જવાબ કર્યો. આ જવાબ મળતાં મહારાજે પૂછ્યુંઃ—

"ત્યારે તો હું કહું તેમ તમો સઘળાં કરશોજ ?" "અંતઃકરણ પૂર્વક ખુશી સાથે." ફરીને સામટો જવાબ તેણીઓએ વાળ્યો. પછી મહારાજ બોલ્યા;

"જાઓ, બાળવાના કોલસાની થોડીક બારીક ભૂંકી બનાવી તેમાં ઘાસલેટ મેળવીને લાવો, અને પછી તે મ્હારાં આખાં શરીરને લગાડો ! મ્હારાં શરીરને નહિ તો પછી મોઢાંને તો જરૂરજ લગાડો ! જાઓ; આટલું જલદીથી કરો !"

આ વિચિત્ર આજ્ઞા સાંભળી સઘળી સ્ત્રીઓ અચરતીથી મહારાજને પૂછવા લાગીઃ—

"મહારાજ ! આપ આ શું કહો છો ? હમે આ તે કેમ કરી શકયે વારૂં ?" આ સાંભળી મહારાજ કહેઃ—

"આ ઉપરથીજ જણાય છે કે, તમો માત્ર બોલનારાં છો, અને તમોમાંનું કોઈપણ મ્હને ખરેખર ચાહતું જ નથી."

એક બે દિવસ પછી તે સ્ત્રી ભકતોમાંની બે ચાર બાઈઓ, જેમાં સોનાબાઈ તથા વિનાયકરાવની પુત્રી મૂખ્ય હતી, તેણીઓ મહારાજે મંગાવેલી વસ્તુ તૈયાર કરી લાવી, પણ ત્યાં હાજર રહેલી બીજી સ્ત્રીઓએ સોનાબાઈને તેની આવી ચાલ માટે અપમાન કરતાં કહ્યું:—

"ત્હને મહારાજનું મોઢું કાળું કરતાં લાજ કે શરમ નથી આવતી! ત્હારા પોતાના મોઢાંનો શો હાલ થશે, તેનું ત્હને જરાએ ભાન છે, કે સાવ ઘેલી થઈ છે?"

આ પ્રમાણે બધી સ્ત્રીઓએ સોનાબાઈને ટોણાં મ્હેંણાંથી વિંધી જ નાંખવાથી તેણીએ ગભરાઈને પોતાનો તે ખ્યાલ પડતો મેલ્યો. આ તમાશો આનંદથી નિહાળતા જઇ અંતે મહારાજ બોલ્યા;

"અફસોસ! આટલું આટલું જ્ઞાન આપ્યા છતાં તમો પૈકી એક પણ જીવ મ્હને ખરેખર ચ્હાતો નથી."

શેખ સાહેબ એકવાર પાંઉં પ્યાદા મક્કે હજ કરવા ગયા. ત્યાંથી પાછાં ફરતાં ઘણો સંગ સાથે થયો. તે પૈકી એક હાજી કહે કે, હું જ ડાહ્યો અને હુંજ સાચો હાજી છું. બીજો કહે કે, મ્હારીજ હજ સલામત કહેવાય, કેમકે હું સતવાદી છું. વાત વધી પડી, અને બન્ને હાજીઓ મારામારી કરવા લાગ્યા. આ વખતે એક બુઝર્ગ પીર મર્દ ત્યાં હતો તે વચ્ચે પડયો, અને તેઓને છુટા કીધા. તે પીરમર્દે જેવી નિમાજ પૂરી કીધી, કે ઉઠીને તુર્તજ કહેવા લાગ્યો:– "અજબ જેવું છે કે, બુધબળ કહેતાં શેતરંજની રમતમાં હાથીદાંતનાં નિર્જીવ પ્યાદાં શેતરંજમાં જયારે આગળ વધે છે ત્યારે વજીર સુધ્ધાં થઇ શકે છે; અર્થાત, હતાં તે કરતાં મોટો મરતબો ને ઉચ્ચ દરજ્જો પામે છે; પરન્તુ પ્યાદાં રૂપી આ હાજીઓ મક્કાનું આખું જંગલ ચાલી ગયા, અને આગળ વધ્યા ત્યારે તો હતાં તે કરતાં પણ નીચા ને હલકા દરજ્જા ઉપર ઉતરી પડયા!

અઝ મન બેગુઈ હાજીએ મર્દુમ ગઝાએરા;
કે પોસ્તીને ખલ્ક બ આઝાર મી દરદ.

આ ઉપદેશ સાંભળી વળી બીજી પર કોમની એક બાઈ આગળ આવી મોજીના કહેવા પ્રમાણે કરવા જેવી તૈયાર થઇ, કે તુરતજ બીજી સઘળી સ્ત્રીઓ તે ગરીબ બિચારીને ખાઇ નાંખવા દોડી; છતાં પૂર ગંભીરતાથી અને હિમ્મતથી તે બાઈ બોલી;

"ગમે તે થાય, મ્હને તેની દરકાર નથી! હું તો મહારાજનો હુકમ જરૂર જ અમલમાં મૂકીશ!"

તો પણ બીજી સ્ત્રીઓએ તે બાઈને મક્કમપણે પાછળ હઠાડી મેલી. આ વેળાએ તે સ્ત્રીઓમાં એક ન્હાનું જેવું જંગ ઉભું થયું, અને પરિણામે પેલી બાઈ પણ હારી ખાઈ પાછળ હઠી ગઈ. આ જોઈ મહારાજ તે બાઈ તરફ ફરી બોલ્યા;

"છટ છટ! અંતે તું પણ હારી ગઈ! આ ઉપરથી જણાય છે કે, ત્હારામાં પણ ભક્તિ કે ભાવ નથી; મ્હારા પ્રત્યે જો ત્હારો સહેજ પણ પ્રેમ હોત તો તું કદી પાછળ હઠત નહી. વળી આ બીજી સ્ત્રીઓમાં પણ મ્હારે માટે કશી લાગણી કે ભકિત જેવું છેજ નહીં. સઘળીઓ બીહે છે કે, રખે મ્હારાં શરીરને એકવાર કાળું કર્યા પછી પાછું સાફ કરવાની તેઓને નાહકની તકલીફ વેઠવી પડે! ભલે; તમો મ્હારા શરીરને આ તેલ ગમે તો ના લગાડો, પણ હવે જયારે તે બનાવીને તૈયાર જ કરી લાવ્યાં છો ત્યારે તો માત્ર એક ન્હાનો ટીલો તો મ્હારે કપાળે ચોંટાડો; હું તેથી પણ સંતોષ પામીશ!"

પેલી સ્ત્રીઓએ મહારાજની આ આજ્ઞા માન્યરાખી તેમના કપાળે કાળી ટિળક કીધી.

આ પ્રમાણે મહારાજ વારંવાર ભકત સ્ત્રી પુરૂષો ભેગા તરેહ તરેહની જાણે રમતો રમી તેઓને જગાડી હુશિયાર કરવાનો પ્રયત્ન કરતા, જેથી લોક-નિંદા અપમાન વિગેરે સોસવાની તેઓ શકિત ધરાવે!

ભંગીની બાળકીઓ ઘણા વખતથી મહારાજને હિંડોળા ઉપર બેસવા માટે મનાવતી હતી, પણ તેઓશ્રી કદી તેપર ધ્યાન આપતા ન હતા. અંતે એક ચાંદની રાત્રે ભંગીની છોકરીઓએ અતિશય હઠ કરીને મહારાજને હિંડોળા પર બેસાડયા. મહારાજ તે હિંડોળાની વચમાં જઇ બેઠા, અને તેમની આસપાસ તે ભંગી બાળાઓ તેમજ બ્રાહ્મણ, મદ્રાસી, તેલંગી વિગેરે બીજી ઉચ્ચ જ્ઞાતિની સ્ત્રીઓએ જગ્યા લીધી. તે સ્ત્રીઓ વારા ફરતી મહારાજની આસપાસ આવી બેસતી. આ મુજબ હિંડોળો ઝુલાતો અને સઘળી સ્ત્રીઓ ગાનું ગાતી અને આનંદ કરતી હતી. અંતે દોઢેક કલાક સૂધી આ રમતની મોજ ચાખી રહ્યા પછી મહારાજ ત્યાંથી ઉઠી ચાલ્યા ગયા.

જયારે મહારાજની આંગળીમાં અસહ્ય દર્દ થતું હતું ત્યારે પણ તેઓ દળવાનું, પથ્થર ફોડવાનું વિગેરે સખ્ત કામ ચાલુ કર્યા જ જતા હતા.

નરકનાં ગાડાં સાથે જોડવા માટેની ચાર ભેંસો ત્યાંના ભંગીઓ હસ્તક રાખવામાં આવી હતી. આ ચારે ભેંસોનું ગોબર (છાણ) તે ભગીઓ એક ઠેકાણે જમા કરી રાખતા, અને પછી તેમાંથી ગોબરી (છાણા) બનાવી વપરાસમાં લેતા. ભંગીઓના આ કામમાં પણ મહારાજ મદદ આપતા રહ્યા હતા. મહારાજ જયારે ભંગીની ચાલમાં હતા, ત્યારે રોજ ભાગુ મહારીનના ઝોંપડાંની મુલાકાત

જેતા રહ્યા હતા; જ્યાં તેઓ કોઈવાર ભાગુ મહારીન સાથે, તો કોઈવાર તેણીના ધણી નામદેવ સાથે વાતો કરી પાછા ફરતા હતા. ભાગુ મહારીનના ધણી નામદેવના ભાઈનાં લગ્ન પ્રસંગે પણ મહારાજે તેણીના કામમાં સારી મદદ કરી હતી. આખી રાત ઠેઠ સહવાર સૂધી ચટણી પિસવામાં અને હરભ-રાના દાણા બારીક રીતે દળવામાં તે દિને મહારાજ ગુંટાયલા રહ્યા હતા. ત્યાંના ભંગીઓ હરહમેશ મહારાજ રૂબરૂ ઉત્તમ રીતે ભજનો કરતા. આ ભજનો સાંભળવા લાયક હતાં, અને તે એટલાં તો સુંદર લાગતાં, કે મહારાજ પણ તેવાં ભજનથી સદા મગ્ન રહેતા હતા. ભંગીઓના એક શુભ તહેવાર વેળાએ સઘળા ભંગીની છોકરીઓ તથા સ્ત્રીઓએ ભેગાં મળી, મહારાજની પૂર ઠાઠ માઠથી આરતી પુજા વિગેરે કીધી, અને પછી તે સઘળીઓએ એકકું નાળિયેર તેમના પગ આગળ ધરી નમસ્કાર કર્યા. એક વેળા કુમારી પુજાના દિવસે ભકત મંડળીએ મહારાજ પાસે પુષ્કળ વસ્ત્રોનો ઢગ લાવી મેલ્યો; જેમાં સાડી, ચોળી, ધોતર, પહેરન, વિગેરે હતાં. મહારાજે તે સઘળાં વસ્ત્રો ત્યાંના ગરીબ ભંગી સ્ત્રી પુરૂષો તથા બાળકોને વહેચી આપ્યાં હતાં, અને સ્ત્રીઓને બંગડીઓ પણ પોતેજ પહેરાવી હતી.

ભકતો જ્યારે મહારાજની પુજા કરતા, ત્યારે ઘણું ખરૂં હમેશાં તેઓ ચાલુ આંખમાંથી આંસુ ટપકાવતાં ચુપ બેસી રહેતા હતા. કોઈવાર તો મહા-રાજ તેવી પુજાનો સઘળો સામાન ઉડાડી ફેંકી દેતા હતા, અને કોઈવાર વળી તે કબુલ રાખી રડતા બેસી રહેતા હતા.

એક દિવસે પાતરાબાબુએ મહારાજની પુજા એટલા તો ભકિતભાવથી કીધી, કે તેણે તે દિવસની પુજામાં પોતાના શરીરનું લોહી પણ વાપર્યું ! તેણે પોતાના પેટ ઉપર છરીનો ઘા કર્યો, અને પછી તે વહેતાં લોહીનો પુજામાં ઉપયોગ કર્યો ! આ ભકતનો આવો હદપાર ભાવ જોઈ મહારાજ તે દિવસે નવ ધાર આંસુઓ ટપકાવતા જાર જાર રડયા કીધા હતા. બ્રાહ્મણ વિગેરે બીજી જ્ઞાતિના ભકતો જ્યારે ભંડારો પૂરો થતાં બાકી વધેલો ખોરાક ચાલ ભણી લઈ જતા, ત્યારે તેમનાથી કોઈ કદાચ ધર્મની વિરૂધ્ધ કાર્ય થઈ જતું હતું; પણ મહારાજના સંબંધમાં આ પ્રમાણે થતું હોવાથી તેઓ આવા ધર્મ વિરૂદ્ધનાં કાર્યથી ઉપજતાં માઠાં પરિણામ માટે સાવ બેફીકર રહેતા હતા. કોઈવાર તો મહારાજ પોતે આગળ રહીને ભકતો પાસે અધર્મી કાર્યો કરાવતા હતા; પણ પાછળથી તેઓ ઉપદેશ આપતાં સર્વને કહેતા કે:—

"તમો સઘળાં મ્હને પરબ્રહ્મ ધારો છો, તો મ્હારા સંબંધમાં અને મ્હારા સહાય હેઠળ રહી મ્હારા હુકમાનુસાર જો તમારાથી અધર્મી કાર્ય થતું હોય તો તે પાપ તમને નહીં નડતાં ઉલટા ઈશ્વરી માર્ગમાં તમને આગળ

બજાવવામાં સહાયભૂત થઇ પડશે; પણ જો મ્હારી ગેરહાજરીમાં કે મ્હારા ફરમાવ્યા વિના અને મ્હારી સહાનુભૂતિ વગર તમારી પોતાની ઇચ્છાએ તમારાથી ધર્મ વિરૂદ્ધ કાર્ય થાય તો નિશંક તેના પાપ તમને બાંધશેજ, અને તેનું પરિણામ તમ એકલાંનેજ ભોગવવું પડશે !

આ એક સિધ્ધાંત છે, કે ઉચ્ચમાં ઉચ્ચ ઇશ્વરી હાલત સંપાદન કરવા અર્થે ઉલટું થવુંજ પડે છે ! પણ આવી રીતે ઉલટી રીત અખત્યાર કરી સત માર્ગે કેમ જવું એ સદ્દગુરૂ વિના કોઇ જાણતુંજ નથી. અર્થાત, જે કોઇ, સદ્-ગુરૂના આશ્રય કે આજ્ઞા સિવાય, પોતાનીજ મરજીથી ઉલટો ચાલવાની કોશેશ કરે છે, તે મુકિત મેળવવાને બદલે સામો પોતાને એક આફતકારક બંધનમાં મજબુત બાંધી લે છે; પરન્તુ જો કોઇને સદ્દગુરૂના આશ્રય હેઠળ રહી, તેના હુકમથીજ ખાસ ઉલટું ચાલવું પડતું હોય તો તવાને કાંઇ પણ પરિણામનો વિચાર કર્યા વિના નિડરપણે સદ્દગુરૂના કહ્યાસરજ ચાલવું ઘટિત છે; બલ્કે તેજ તેનો ધર્મ છે.

એટલા માટે જો મ્હારા કહેવા ઉપરથીજ તમને ધર્મ વિરૂધ્ધ ચાલવું પડે તો બેલાશક તમોએ પરિણામનો સહેજ પણ વિચાર ન કરતાં, તેને સત માર્ગજ સમજી વગર અચકાવે ગુપચુપ તે પ્રમાણેજ કર્યા જવું, અને તે વિષે બીજા કોઇ તમને ગમે એટલાં મ્હેણાં મારે કે રોકે ટોકે તો પણ તેની લગારે પરવા કે ચિંતા ન કરતાં, મ્હારી આજ્ઞાને તમે માન આપી ચાલજો ! પણ તમોએ નિરંતર આવીજ રીતે કરવું જોઇએ તથા મ્હારી ગેરહાજરી કે હુકમ વગર એજ પ્રમાણે ઉલટા ચાલવું જોઇએ, એમ બીલકુલ માનશો ના, નહિ તો તમને જન્મ મરણના ફેરામાંથી છુટવું મુશકેલ થઇ પડશે ! ”

વારંવાર ત્યાંની જગ્યા પર જે કાંઇ પણ ધાર્મિક ક્રિયા થતી રહી હતી, તે સઘળી ઇશ્વરને પહોંચે છે એમ જણાવી મહારાજ ત્યાંની જગ્યાનો મહિમા ભકતોને સમજાવતા અને કહેતા કેઃ—

“ ખડકપૂરની આ જગ્યાથી વીસ માઇલ પર આવેલી ગંગા નદી, આપણા શાસ્ત્રોમાં જણાવ્યા મુજબ, પવિત્રાઇનું મૂળ છે. આ ખડકપૂર ગામ પ્રથમ તો માત્ર વેરાન જંગલ હતું, અને હ્યાં મહા યોગીઓ તપ કરતા હતા, જેથી પણ આ જગ્યા ઇશ્વરી પ્રવાહોના વાતાવરણથી ભરાયેલી ચીકાર છે. વળી ખાસ ભંગીઓ તથા મહાર જાતોથી વસાયલી આ જગ્યાનું મહત્વ તો તેથી પણ વધારે છે ! આ સઘળાં ઉપરાંત હું પોતે હ્યાં આવી બેઠેલો હોવાથી, તમો ઇશ્વર અર્થે હ્યાં જે પણ કાંઇ કાર્ય કરો તે તમને મુકિત તરફજ દોરવશે, એ ખાત્રીથી જાણજો. આમાં તમારો એકલાંનોજ નહિ, પણ વિરૂધ્ધ મંડળીનો પણ લાભ સમાયલો રહેશે; કેમકે આડકટરી રીતે તેઓ મ્હારો સંબંધ ધરાવે છે,

અને મ્હારા સંબંધનો યોગ આ તમારી જગ્યાના પુણ્ય અર્થેજ સમજજો! આ પુણ્ય પર તમારોજ હકક છે, જે તમો જાણતા નથી; કેમકે આ પુણ્ય જે તમારા જ હકકનું છે તે જ્યાં સૂધી સદ્દગુરૂ આવીને જાહેર કરી તમારા હસ્તક સોંપે નહિ ત્યાં સૂધી ગુપ્ત જ રહે છે; જેમકે, કોઇ એક વાલી પોતાના કાચી ઉમ્મરના અજ્ઞાન વારેસ માટે ત્રસ્ટી નિમી પોતાની સઘળી માલ મીલકત તે અજ્ઞાન વારેસ ઉમ્મરમાં આવતાં સૂધી ત્રસ્ટીને હવાલે સોંપી જાય છે; અને જયારે તે અજ્ઞાન વારેસ લાયક ઉમ્મરમાં આવે છે, ત્યારે તે સઘળી માલ મીલકત પેલો ત્રસ્ટી, તે વારેસને પાછી સોંપી દે છે, તેમ આ પુણ્ય તમારીજ માલ મીલકત છે, અને સદ્દગુરૂ તો તેના ત્રસ્ટી માફક જ રહે છે. તમો હવે જયારે ઉમ્મરમાં આવ્યાં છો, અર્થાત, જયારે તમારો વખત આવી પહોંચ્યો છે, ત્યારે સદ્દગુરૂ ત્રસ્ટીએ તમારૂં જ પુણ્ય (જે તમારી જ માલ મીલકત છે તે ) તમને જ હવાલે કરી દીધુ છે.

હ્યાં, આ જગ્યા પર, એક દિવસ મ્હારી સાથે સંબંધ ધરાવતી સઘળી કોમ હાજર થશે, જેમના ઉપર અદ્રશ્ય કૃપા દ્રષ્ટિ કરી હું તેમનું પુણ્ય તેમને હવાલે કરી દઈશ! જો કે તે વેળાએ એનો અનુભવ તેમને આવશે નહિ, છતાં મરણની એક દિવસ અગાઉ પણ, તેઓને અનુભવ થશે જ થશે! હ્યાં યૂરોપીઅન સુધાંની સઘળી કોમ ભેગી મળે એ માટે મેં અત્યારથી જ કુંચી ફેરવી છે, અને તે દહાડો આવી ગયા પછી હું વધુ વાર ખડકપૂરમાં રહીશ નહિ!"

એક બકરી રોજ વરંડામાં આવી મહારાજની સામે એક ઠેકાણે બેસી રહેતી. ભકતોએ તે બકરીને ત્યાંથી હાંકી કાઢવાના બહુએ પ્રયત્ન કર્યા, પણ તેમાં તેઓ નિષ્ફળ નિવડતા હતા; કેમકે ફરીને તે બકરી ત્યાં આવીને બેસી રહેતી હતી! આ પ્રમાણે કેટલાક દિવસો સૂધી ચાલુ રહ્યા પછી એક દિવસે મહારાજે તે બકરી તરફ આંગળી દેખાડતાં, ત્યાં હાજર રહેલાંઓને કહ્યું:—

"તમારા અને મ્હારા સંબંધમા હ્યાં જે કાંઇ ઈશ્વરને લગતું થઈ રહ્યું છે, તે સઘળું આ **શિરડી** કરી રહી છે!" (મરાઠી ભાષામાં બકરીને **"શિરડી"** કહે છે. આ શિરડી શબ્દ ઉપર શ્લેષ વાપરીને મહારાજ પોતાના ગુરૂ શ્રી સાંઇબાબા માટેનો ઈશારો કરી રહ્યા હતા; કેમકે તેઓ શ્રીનો "શિરડી" ગામમાં મુકામ હતો; પણ ભકતો આ વિષે અજાણ હોવાથી તે સઘળાં અંધારામાં જ રહ્યાં હતાં; જેથી મહારાજના શ્રી સાંઇબાબા વિષેના આ ઇશારા માટે તેઓ બીલકુલ સમજી શકયાં ન હતાં.) "મ્હારા પોતાનામાં તો કશુંજ નથી; જે કંઇ કરે છે, તે માત્ર આ **શિરડી** જ કરી રહી છે! આ શિરડી જ તમને મ્હારી પાસે દોરી લાવે છે, તમારી જાળમાં મ્હને ફસાવે છે, અને આ સઘળા ચમત્કારો તેજ કરી રહી છે! તમો જાણો છો તેમ આ ભંગીની શિરડી

છે. ભંગીનો અર્થ 'ભંગ કરનારો' એટલે નરકનો ભંગ (સાફ) કરનારો થાય છે. તેજ પ્રમાણે આ શિરડી તમારાં સઘળાં મેલાં (પાપો) સાફ કરી રહી છે."

મહારાજનું આ ભેદભર્યું બોલવું તે વેળાએ તો કોઇપણ સમજી શકયું નહિ; માત્ર મંગોળકર નામનો એક શખ્સ, અગાઉ એકવાર શિરડી સાંઇબાબાના દર્શનાર્થે જઈ આવ્યો હતો, તે મહારાજનો આ ઇશારો પામી ગયો, તો જો કે શ્રી સાંઇબાબા સાથનો મહારાજનો સંબંધ તે પણ જાણતો ન જ હતો. આ પછી મંગોલકર, પોતાના કામ ઉપરથી થોડા દિવસની રજા લઈ શિરડી ગયો, અને ત્યાં મહારાજ વિષેની તેણે સઘળી બાતમી મેળવી, તથા તેના બદલામાં ત્યાંના (શિરડીના) લોકોને મહારાજ વિષેની ખબરથી વાકેફ કીધાં. આટલું કરી મંગોલકર ખડકપૂર પાછો ફર્યો, અને હવે ત્યાં તેણે મહારાજ સાથના શ્રી સાંઇબાબાના સંબંધ વિષે સઘળાંઓને માહિતગાર કીધાં, જે સાંભળી તેઓની અજાયબી અને આનંદનો પાર જ રહ્યો નહિ. તમામ ખડકપૂર આ ખબરથી ખુશાલીમાં હલમલી રહ્યું હતું.

આ રીતે ખડકપૂરના લોકોને મહારાજના શ્રી સાંઇબાબા સાથના સંબંધની ખબર મળી, તથા બીજી ગમ શિરડીના લોકોને મહારાજ ખડકપૂરમાં હોવાને લગતી બાતમી મળી. ખડકપૂર તેમજ શિરડી એ બન્ને ગામોમાં મહારાજ વિષે લોકો અંધારામાં જ અત્યાર સુધી રહ્યાં હતાં, પણ હવે એકકી વેળાએ બન્ને જગ્યાએ સામટો પ્રકાશ (ખબર) પડયો હતો; અને તે પણ જયારે મહારાજ ખડકપૂર છોડી જઈ તેને છેલ્લી સલામ કરનાર હતા તે નજીકના દિવસો આવી લાગવાનો વખત આવ્યો ત્યારેજ માત્ર આ રીતે બનવા પામ્યું.

ઘણી વેળાએ મહારાજને છબી પડાવવા માટે ભકતોએ અરજ કરી, પણ તેઓ તે માટે ના પાડી કહેતા કેઃ—

"આ એક મેલી, પુવડ, અને નીચ તથા નાગી વૃદ્ધ દિવાની મૂર્તિને તમારાં હૃદયમાં ઉતારી લો, અને યાદગારી માટેની મ્હારી એજ તસવીર તમને કાયમની કામ આવશે! કૃત્રિમ છબી કે મૂર્તિ કરાવવાની જરૂર જ શું છે?" તોપણ ભકતોનાં ચાલુ દબાણથી, તથા ચેકનાથરાવ, ચીન્નસ્વામી, તથા મામા ગાર્ડ બિગેરે પરમ ભકતોએ ઘણી જ કાકલુદી કરવાથી મહારાજે અંતે તેઓને મન સુઝસું કરવા દેવાની રજા આપી; જેથી એક દિવસે સાંજના પાંચ વાગે મહારાજનો ખડકપૂરમાં ફોટો લેવાયો. પોતે પાણીના એક પીપ આગળ ઉભા રહી, પોતાનો ડાબો હાથ તે પીપ પર ટેકવી રાખી દક્ષિણ દિશા તરફ મ્હોં કરી સ્વાભાવિક ઉભા હતા. શરીર પર તેમનું માનીતું ફાટેલું તુટેલું ટાટ અરધું લટકતું હતું; જયારે બાકીનો અરધો ભાગ જમીન પર પડયો હતો. શિરડીમાં લાંબો કાળ સુધી વગર ખાવે પીવે રહેવાથી તેમજ ખડકપુરમાં પણ

દિવસમાં એક જ ખોરાક લેતા હોવાથી, મહારાજનું શરીર કેવળ હાડ પિંજર થઇ પડયું હતું. ફોટો પાડવાને લગતી સઘળી સામગ્રીઓ અગાઉથી ત્યાં તૈયાર ગોઠવી રાખેલી હોવાથી ઉપલી હાલતમાં મહારાજનો ઝટ ફોટો ઉતારવામાં આવ્યો.

જે વરંડામાં મહારાજની બેઠક હતી, તે વરંડાની સઘળી જગ્યા ઝાડી ઝુડી સાફસુફ કરવા, તથા તે લીંપવા માટે સ્ત્રી ભકતોએ ઘણીએ કોશેશ કરતાં પણ મહારાજ તેઓને તેમ કરવાની રજા આપતા ન હતા. જ્યારે સ્ત્રીઓ ઘણીજ હઠ પકડતી ત્યારે જ મહારાજ તેઓને રજા આપતા, પણ તે માત્ર એક જ શરતે, કે તેઓએ વરંડો સાફ કરી લીંપવો, પણ તેમની બેસવાની જગ્યા છોડીને જ સઘળું કામ કરવું, ત્યાં તો હાથ લગાડવો જ નહિ! આ કારણે સ્રો ભકતો મહારાજની બેઠકવાળી જગ્યા છોડી, આખો વરંડો ઝાડીઝુડી સાફ કરી લીંપી ગુંપી નાંખતી; જે પછી મહારાજ તેઓની ઠેકડી કરતાં મજાકમાં કહેતા; “ તમો મ્હારી સેવા કરવાને બદલે તમારી પોતાનીજ સેવા કરી રહ્યાં છો! જૂઓ; મ્હારી બેસવાની જગ્યા જેમ ને તેમ મેલી પડી છે, અને તમે બેસો છો તે જગ્યા કેવી સાફ રાખી છે, કે રખેને તમારાં કપડાં મેલાં થાય! કેમ? હું કહું છું તે ખરૂં છેને ? ” જ્યારે સ્રી ભકતો મહારાજના પગને માખણ અને ઘી ચોળતાં, ત્યારે તેઓ મજાકમાં કહેતા કેઃ- “ તમો આ કાંઈ મ્હારી સેવા કરતાં નથી, તમારી પોતાની જ સેવા કરી રહ્યાં છો! મ્હારા પગમાં માખણ મસળવાને મિષે તમો તમારા જ હાથમાં તે પચાવી રહ્યાં છો; કેમકે મ્હારા પગનું ચામડું ઘટ્ટ છે, જ્યારે તમારા હાથની ચામડી સુંવાળી અને નરમ છે, જેથી તે ઘી માખણ પહેલાં તો તમારા જ હાથમાં પેવશ થાય છે, ત્યારે બાકી રહે શું, કે તમો મ્હારાં શરીરમાં પચવી શકો!” આ પ્રમાણે કોઈવાર મહારાજ તેઓની મજાક કરતા તો કોઇવાર રિસે ભરાઈ ગાળો ભાંડતા; વળી કોઇવાર પ્રેમ બતાવતા તો કોઇવાર સખ્ત માર મારતા હતા. ઘણીકવાર મહારાજની સામે આવી બેસતી સ્રી ભકતો પ્રેમનાં આંસુ વરસાવતી હતી; જેમાં ગાર્ડમામાની બાયડી તો હરહમેશ મહારાજને જોતાંને વાર જ તેઓને આલિંગન કરી એક બાળકની પેઠે જાર જાર રડતી હતી! મામીને આ રીતે રડતાં દેખી મહારાજ હસીને કહેતા; “ મામી! આ કેવું છે, કે તમે રડો છો અને મ્હને તો હસવું આવે છે!” મામી જોકે પોતાના આંખના રોગથી બહુ જ પીડાતી હતી છતાં તેણી દરરોજ, ભારે તડકામાં પણ મહારાજનાં દર્શને આવતી હતી. તેણી મહારાજને માટે રોજ નૈવેદ લાવતી અને તે ખાવા માટે મહારાજને તેણી હમેશાં કરગરીને વિનંતિ કરતી; તોપણ મહારાજ નિરંતર મિઠું મિઠું બોલી તે નૈવેદ તેણીને જ ખવાડતા હતા! વળી

મહારાજને માટે તેણી રોજ એક કેરી લાવતી, અને તેઓને ખાવા માટે આપતાં બોલતી; "હું ખાસ તમારે માટે આ આંબો રોજ કુલક-તેથી મંગાવું છું; કૃપા કરીને તે ચાખો!" પણ મહારાજ તેણીને કહેતા હતા કે, "મામી! તમે અને હું બન્ને એકજ છીએ; તમે ખાધી એટલે તે મેં જ ખાધા બરાબર છે; માટે તે તમે જ ચાખો, હું તેથી બહુ જ ખુશી થઇશ!" આથી રાજી રાજી થઇ મામી તે ખાઇ જતી હતી. તેણીનો દરરોજનો આ ક્રમ હતો.

પાતરાબાબુની કાકી, જેણીની ઉમ્મર આશરે સાઠેક વરસની હશે, તેણી મહારાજના પ્રેમમાં એટલી તો લીન હતી, કે માત્ર મહારાજને યાદ કરતાંજ તેણીની આંખ્યોમાં નવધાર આંસુ ધાઈ આવતાં હતાં; જ્યારે મહારાજની સામે આવતાં તો તેણી અપાર પ્રેમમાં એટલી બધી તલ્લીન થતી, કે તાબડતોબ ભાન ભૂલી જઇ ત્યાં જ બેહોશ થઇ પટકાઇ પડતી હતી. અંપૂર્ણાબાઈ નામે એક ભક્ત સ્ત્રી, જેણી માત્ર સહેજસાજ શબ્દો ઉકલાવી મહા મુશીબતે થોડું ઘણું કાંઇ જોડી જોડીને વાંચતી હતી, તેણી મહારાજ પાસે રોજ થોડો વખત ગીતા વાંચવામાં કહાડતી હતી! આ બાઇ, મહારાજની સહેજ મદદથી એટલી તો જલદી વાંચતાં શીખી, કે તેણી ટુંક વખતમાં સંપૂર્ણ અને સરળ રીતે ગીતા વાંચી જતી; એટલું જ નહિ, પણ તેનો અર્થ પણ સમજતી થઇ!! અત્યાર સૂધીમાં તો અંપૂર્ણાબાઇએ આખો ગીતા પાઠે કીધો છે!!

જાનકીબાઇ, જેણી અગાઉ એકવાર મહારાજ સન્મુખ માથાથી પગ સૂધી સાવ નગ્ન હાલતમાં આવી હતી, તેણી એક શાંત સ્વભાવની, ઘણું થોડું બોલનારી, પણ ઘણુ કરી દેખાડનારી પવિત્ર સ્ત્રી હતી. જાનકીબાઈનો સઘળો જીવ જાન મહારાજ ઉપર જ હતો; તે એટલે સૂધી કે, ગમે એવી રૂતુમાં કે હાલતમાં તેણી રોજ રાત્રે મહારાજને માટે નૈવેદ લાવતી, અને તે તેઓશ્રીની સામે મર્યાદાથી મેલી, પાછી ગુપચુપ ત્યાંથી રવાના થતી હતી.

## પ્રકરણ ૨૫ મું.

## ગાર્ડ મામાનો ભંડારો અને નાસ્તિક શત્રુઓનાં વિઘ્નો.

अनित्यानि शरीराणी, विभवोनैवशाश्वतः ।

नित्यंसंन्निहितो मृत्यु, कर्तव्यो धर्म संग्रहः ॥

આપણો દેહ અને આપણી દૌલત એ સર્વ તો અનિત્ય છે. એ સર્વને તો કાળે ઘેરી લઇ નાશવાન બનાવેલાં છે, પરન્તુ સર્વથી શ્રેષ્ટ તો એજ છે કે, સર્વ સર્વને તજી દઇને માત્ર એકલા એક ધર્મને જ પકડી રાખવો.

છેવટે ગાર્ડ મામાના સગા બાબુરાવ તથા તેની બાયડીએ ભંડારો આપવાનો નિશ્ચય કીધો, અને તે માટે તેઓએ મહારાજની રજા પૂછી; પરન્તુ જે દિવસે તેઓ ભંડારો આપવા માંગતાં હતાં તે દિવસ માટે પરવાનગી આપતાં મહારાજ જો કે અચકાયા, તોપણ તેઓએ પોતાની જ હઠ પકડી રાખી, કે જે દિવસ એકવાર નિશ્ચિત કર્યો હતો તેજ દિવસે ભંડારો થવો જોઇએ; કેમકે એકવાર મન પર લીધું તો પછી તેમાં આનાકાની થવી ન જોઈએ. આ ઉપરથી ભંડારો આપવા માટે ઠરાવેલા દિવસની એક દિવસ આગમચ તે ધણી ધણીઆણીએ સઘળી તૈયારીઓ પૂરી કરી રાખી હતી. તેઓની ઈચ્છા લાડુ સાથનો ભંડારો આપવાની હોવાથી તે માટેનો જોઈતો સઘળો સામાન ઘરમાં અગાઉથી લાવી મેલવામાં આવ્યો હતો. બીજે દિને એટલે ભંડારો આપવાની સવારે, હજી તો પહોર ફાટે તે અગાઉ, માર મારનો સખ્ત વરસાદ વરસવા માંડયો, અને એટલાં તો જોરથી વરસ્યો, કે તમામ સડક પાણીથી ચીકાર ભરાઇ ગઈ! આ મુજબ કલાકો સૂધી એક સરખો મુસળધાર વરસાદ વરસવો ચાલુ જ રહ્યો. બાબુરાવ તથા તેની બાયડી વરસાદ ઉઘડવાની વાટ જોતાં સવારે છેક આઠ વાગતાં સૂધી થોભ્યાં, પણ મેઘરાજા તો તે દિને જાણે તેઓનું ખાસ પાકવવા જ આવ્યા હોય, તેમ સહેજ પણ થોભ્યાં વિના ચાલુ એક સરખા પડયા જ જતા હતા. અંતે નાચાર થઇ તે પતિ પત્નિનું જોડું આઠ વાગ્યા પછી ભર વરસાદમાં ભિંજાતું તણાતું સઘળા સામાન સાથે મહારાજ પાસે ચાલમાં આવ્યું, અને વરંડાની બાજુની પડવીમાં પોતાનો સામાન ઉતારી મૂકયો. તે આખી ચાલ જાણે પાણીમાં તરતી હોય તેમ જણાતી હતી, અને વરંડો પણ પાણીથી તમામ ભરાઈ ગયો હતો. જે સઘળો સામાન તેઓ મહા મહેનતે ઉપાડી લાવ્યાં હતાં તે સઘળો ભિંજાઈ ગયો હતો. આથી લાઇલાજ થઇ બાબુરાવની બાયડી મહારાજ પાસે આવી દયામણો ચહેરો કરી બોલી:—

"મહારાજ, કેમ કરવું? વરસાદ થોભતો જ નથી"! આ સાંભળી મહારાજ બોલ્યા; "ત્હારા ધણીનું દિલ ઈશ્વર તરફ લાગ્યું નથી, જેથી તે માલેકે તેનો ભંડારો સઘળો બગાડી નાખ્યો છે!"

આ વેળાએ આકાશમાં વાદળાં એટલાં તો ઘેરાયલાં હતાં, કે સઘળે અંધારૂં ઘોર જણાતું હતું; તે જોઇ મહારાજ પાછા બોલ્યા;

"આકાશ તો વાદળાંઓથી પુષ્કળ ઘેરાયલું છે, જેથી વરસાદ થોભવાનો પણ કાંઇ જ સંભવ જણાતો નથી; ત્યારે હવે ભંડારો તે કેમ થશે?"

"મહારાજ!" તે સ્ત્રી હાથ જોડી વિનંતિ કરવા લાગી; "આપના પર હમારો પૂર્ણ ભરૂસો છે, અને આપ જ તે પાર ઉતારશો; કેમકે આ સઘળું આપનું જ કરેલું છે!" આનો જવાબ ઉડાવતાં મહારાજ બોલ્યા:—

"તમો તમારે ઘરેજ જઇ ભોજન રાંધો, અને તે ત્યાં જ વહેંચી પૂરૂં કરો!" આ જવાબથી નાસીપાસ થઈ તે બાઈ બોલી;

"ના; મહારાજ! એમ કર્યામાં મિઠાસ તે શી રહે! જોઇએ તે થાય, પણ હમારી તો એજ ઇચ્છા છે કે, ભોજન હ્યાં જ રંધાય અને તેની વહેંચણી પણ હ્યાંજ થાય, અને મ્હારી ખાત્રી છે કે, આપની મદદથી તેમ જરૂર જ થશે!"

"ત્યારે બાકીની જીનસો હ્યાં રાંધો, અને લાડુ ઘરે તૈયાર કરો; પછી વહેંચણી વિષે જોઇ લઇશું!" મહારાજે ટુંકમાં પતાવવા કહ્યું, પણ બાબુરાવની બાયડીએ તો ના ને ના જ પાડતાં કહ્યું;

"તેમ નહિ! હમે તો સઘળું હ્યાં જ રાંધી તેની વહેંચણી પણ હ્યાં જ કરવા ધારીએ છીએ; અને તે પ્રમાણે હમો કરીશું જ, કેમકે આપ તો હમારી મદદે છો જ છો!"

"તમારો જો એવો જ દ્રઢ નિશ્ચય છે;" મહારાજ કહે; "તો લાવો, આ સઘળી સામગ્રિ હ્યાં જ ઉપાડી લાવો; પછી જોઈ લઇશું; ભગવાન જેવો દાતાર છે!"

આ ઉપરથી બાબુરાવ તથા તેની બાયડી બીજા ભકતોની મદદ વડે સીધા પાણી, લાકડાં વિગેરે તમામ સામગ્રિ ચાલુ વરસાદના સખ્ત મારા છતાં ભિંજાતાં ભિંજાતાં ઉપાડી લાવ્યાં, અને ત્યાં વરંડામાં મેલ્યો. આ પછી મહારાજ બાબુરાવની ધણીઆણી તરફ ફરીને બોલ્યા;

"હવે તમે જ જૂઓ, કે તમારી આટલી બધી હાડમારી તથા જંજાળો છતાં ભગવાનને તમારે માટે દયા આવતી નથી; એ શું દેખાડે છે? એટલું જ, કે તમારો ધણી કેટલો બધો અવિશ્વાસુ છે, જેથી ભગવાન પણ કોપાયમાન થયો છે!"

હજી પણ વાદળાં ઘેરાયલાં જ હતાં, તથા વરસાદ પણ જેમનો તેમ એક સરખો પડયા જ કરતો હતો; તે થોભવાનાં સહેજે ચિન્હો જણાતાં ન હતાં; જેથી સઘળાં નાઉમેદ અને નાસીપાસ થયાં હતાં. આ વખતે મહારાજે તેઓને હુકમ કર્યો કે;

"તમે ચૂલો સળગાવી લાડુ બનાવવાની શરૂઆત કરો; પછી શું થાય છે તે જોઈ લેવામાં આવશે!"

મળેલા હુકમ મુજબ તેઓએ મહા મહેનતે ચૂલો સળગાવ્યો, અને હજી તો લાડુ બનાવવાની તેઓ શરૂઆત કરે તે અગાઉ વરસાદ વરસતો એકદમ બંધ પડયો! જો કે આકાશ ઉપર વાદળાં તો ઘેરાયલાં જ હતાં, છતાં વરસાદ ઓચિંતો બંધ પડયો; તે એટલે સૂધી, કે એક ટીપું પણ હવે પડતું ન હતું! વળી સઘળી તરફ ભેગુ થએલું વરસાદનું પાણી નાળાંઓમાં વહી જઈ ત્યાંની

આખળી જગ્યા સ્વચ્છ તમામ સુકાઈ ગએલા જેવી થઈ હતી! આ વેળા વખત શુમારે દસ વાગતાનો હતો. ભંડારાનો સામાન જ્યાં મૂકવામાં આવ્યો હતો ત્યાં વરંડા ઉપર મહારાજ બેઠા હતા, એટલામાં એક યૂરોપીઅન પોતાની સાથે પરજાતના કોઇ બીજા બે ત્રણ ગોઠિયાઓ સાથે ત્યાંથી પસાર થયો, અને ઉડતી નજરે ત્યાંનો સઘળો મહિમા નિહાળતો ગયો. અરધાક કલાક પછી મહારાજ ઉઠી ઉભા થયા, અને ભોજન વિગેરે સઘળું બરાબર તૈયાર કરવા મંડળીને હુકમ આપી, પોતે હમેશની ભટકવાની જગ્યાઓમાં ફરવા નિકળી પડયા.

સાંજે લગભગ ચારેક કલાકને શુમારે તેઓશ્રી પાછા ફર્યા, ત્યારે આવતાં આવતાં છેટેથી તેમણે જોયું તો લોકોનું એક જંગી ટોળું ત્યાં વરંડાના મેદાન આગળ ભેગું મળ્યું હતું. આ ટોળાંમાં ભકત મંડળીના, બહારના તથા વિરૂધ્ધ ટોળીના ઘણાકોને હાજર રહેલા મહારાજે દૂરથી દીઠા. તે ટોળાંની નજીક આવી ત્યાં મેલેલાં નરકનાં કુંડાંને અઢેલી સઘળો તમાસો જોવા લાગ્યા. ધીરે ધીરે તે ટોળું વધારે અને વધારે મોટું થતું જતું હતું; લોકો મોટી સંખ્યામાં ત્યાં જમા થયાં હતાં; જેમાં યૂરોપીઅનો સૂધાં સઘળી કોમના લોકો નજરે પડતાં હતાં. થોડીવારમાં તો તે આખું મેદાન જૂદી જૂદી સઘળી કોમોના લોકોથી ખિચોખિચ ભરાઈ ગયું. હાજર રહેલા સર્વ લોકો મહારાજ તરફ તથા ત્યાં ચાલતા કારોબાર અને દેખાવ તરફ પળે પળ નજર નાખતાં રહ્યાં હતાં. આ સઘળો કારભાર ચાલી રહ્યો હતો તેટલામાં ઘોડા ઉપર સ્વાર થએલા બે ત્રણ વધુ યુરોપીઅનો ત્યાં હાજર થયા, જેમાંનો એક ખડકપૂરની પોલીસનો સુપ્રીન્ટેન્ડન્ટ પણ હતો. આ ઘોડેસ્વાર ટુકડી મહારાજ પાસે આવી ઉભી, જેની આસપાસ બીજાં સઘળાંઓ ફરી વળ્યાં. ત્યાં હાજર રહેલા ભકત મંડળીના આગેવાન લેખે ચેકનાથરાવ હતો. પેલા ઘોડેસ્વાર યુરોપીઅનોએ ભકતોને સવાલો પૂછવા માંડયા, અને ચેકનાથરાવે સુપ્રિન્ટેન્ડન્ટના સવાલોના જવાબો આપવા માંડયા. તે પોલીસ અમલદાર બોલ્યો;

"સતપુરૂષની શકિત અપાર છે, એ હમો સારી રીતે સમજ્યે છીએ. તમે એક ઘડી પણ એવો વિચાર મનમાં લાવશો નહિ, કે તેવા એક મહાન સતપુરૂષનાં ભલાં કાર્યમાં ખલલ કરવાની ખરાબ નિષ્ટાથી હમે હ્યાં આવ્યા છીએ. ના; હમો તે ખ્યાલે હ્યાં આવ્યા નથી, પણ માત્ર આ સઘળું શું અને કેમ ચાલે છે તેજ ફકત જાણવા અને જોવા સારૂ હ્યાં આવવાની હમોએ બેઅદબી કરી છે. હમારી પરપૂછ માત્ર ખાનગી અને સહેજ હમારી જાણ સારૂ જ છે, માટે મ્હને આશા છે કે, તમને હમારી તરફથી પૂછવામાં આવતા સવાલોના જવાબો આપવામાં તમે કશું માઠું ધારશો નહિ. હું એ જાણવા માગું છું કે, આવી રીતના ભંડારા કયારે થાય છે?"

આ અતિ ભલી લાગણીથી પૂછવામાં આવેલા સવાલનો જવાબ ચેકનાથ-રાવે પણ તેવાંજ માન અને પ્રેમથી આપતાં કહ્યું:—

"સાહેબ! આવા ભંડારા તો હ્યાં બહુધા પ્રતિ દિન થાય છે." હ્યાં વિરૂધ્ધ ટોળીના કેટલાકો તે પોલીસ અમલદારને ભકત મંડળી તરફ ઉશ્કેરતાં વચમાં પૂરાઈ બોલવા લાગ્યા;

"ના સાહેબ, એ કેવળ જૂઠો છે; આ માણસ એક ઢોંગી ધુતારો છે. લોકોને હમેશાં એ બનાવતો ફરે છે. પવિત્ર ધર્મનો એ નાશ કરે છે; એનું કહેવું બાલેબાલ ગલત છે, અને ઠગાઈ ભરેલું છે; એ મિઠાં બોલો ઠગારો છે. તમે એની વાત પર ભરૂસો જરા પણ લાવશો ના! હમો આ સઘળી બાબત પૂરવાર કરવા તૈયાર છીએ." વિગેરે.

સાકુંથ ભલે હિ સરજ્યા, પર નિંદા કરંત;
પર કો પાર ઉતાર કે, આપહિ નર્ક પરંત.

કબીર સાહેબ કહી ગયા છે કે, સાધુ સંતોની નિન્દા કરનારા અજ્ઞાન લોકો પૃથ્વી પર ભલે કાજ ઉત્પન્ન થયા છે; જેથી તેઓ પારકાંની નિન્દા કરીને પારકાં પરાયાંને તો ભવ પાર ઉતરી જવામાં સહાયતા આપી છે, ને પોતે તો બિચારા નરકમાં પડે છે. એ કેવા પરમાર્થી!

વિરૂધ્ધ પક્ષનું કહેવું ધીરજથી સાંભળી લઈ ચેકનાથરાવ તે અમલદાર તરફ ફરીને શાંતપણે બોલ્યો;

"સાહેબ! આ હમારી વિરૂધ્ધ ટોળીના લોકો છે, જેઓ અગાઉ એક વાર હમારી જોડે મહારાજને માનતા હતા, અને તેઓશ્રીને ભજતા ને પૂજતા હતા, પણ આ આગળ વધતો મામલો તેઓ નહિ દેખી શકવાથી, દ્વેષના જ કારણે મહારાજની ભકિત તજી બેઠા; એટલુજ નહિ, પણ હવે હમોને હેરાન કરવા ખાઈ પી રાત દિન પૂઠે પડયા છે."

ચેકનાથરાવનો આ ટુંક ખુલાસો સાંભળી તે અમલદાર દ્રઢતાથી બોલ્યો:—

"આવા મહાત્માઓની શકિત અગાધ હોય છે, એ હું સારી પેઠે જાણું છું, અને ખાત્રીથી માનું છું. હ્યાં હું જે સઘળું જોઉં છું તે સઘળું રીતસરનું જ દીઠામાં આવે છે, જે માટે ખરેખર હું ખુશી પણ થયો છું! તમારી વિરૂદ્ધ જાય એવું હું તો હ્યાં કાંઇ પણ જોતો નથી!"

પછી તે પોલીસ સુપ્રિન્ટેન્ડન્ટ મહારાજ તરફ ફર્યો, અને ઘણાજ માનથી નમીને બોલ્યો:—

"મહારાજ! આપ કયાંથી આવ્યા છો?"

"નાગપૂરથી." મહારાજે જવાબ દીધો.

"કાળીદાસ હ્યાં આપના પાસે હરહમેશ આવે છે?" મહારાજ કહે;

"હ્યાં ઘણાઓ આવે છે અને ઘણાઓ જાય છે. અમુક માણસ અને અમુક નામની હું નોંધ રાખતો નથી."

"ત્યારે આપે કોઈ દિવસ તેને કાંઈ ખવાડયું કે આપ્યું છે?" સુપ્રિન્ટેન્ડન્ટે પૂછયું.

"હું કોઈથી કાંઇ માંગતો નથી, તેમ કોઈને કાંઈ આપતો પણ નથી!" મહારાજે ટુંકમાં પતાવ્યું; અને તે પોલીસ અમલદાર પણ આ પૂરશેશ પૂરી કરતાં બોલ્યો;

"આપ જે સર્વશકિતવાન છો, તેના કામની આડે હું આવી શકતો નથી."

હ્યાં તે અમલદારે જાણ્યું, કે પોતાનો માનીતો જે કૂતરો તે પોતાની સાથે લાવ્યો હતો, તે ગૂમ થયો હતો.

હ્યાં જણાવવું જરૂરનું છે કે, તે કૂતરો જો કે સઘળો વખત મહારાજની બાજુમાંજ ભરાઈ બેઠો હતો, તથા બીજાં સઘળાંઓને તે ખુલ્યો નજરે પડતો હતો, છતાં સુપ્રિન્ટેન્ડન્ટ પોતે તે કૂતરાને જોઈ શકયો ન હતો! તે અમલદાર ત્યાંની ચાલમાં તથા મેદાનમાં અને બીજે બધેબધ આસપાસ પોતાના કૂતરાને શોધતો ઘોડા પર અહીં તહીં દોડતો ફર્યો, અને ઘણીએ શોધ કીધી, પણ મહારાજ પાસે ભરાઈ બેઠેલો તે કૂતરો તેને કયાંએ દેખાયો જ નહીં.

પેલો અમલદાર અંતે થાકીને પાછો ફર્યો, તેટલાં તે કૂતરો બીજા કોઈને પણ નહિ જણાતાં ગુપચુપ મહારાજ આગળથી છટકી ગયો. તે પોલીસ અમલદારે મહારાજને પોતાના કૂતરા માટે પુછતાં તેમણે જણાવ્યું કે, તે કૂતરો તો તેના ઘરે ગયો છે. પેલા અમલદારે લગાર શંકા બતાવી; કેમકે તે કૂતરો તેનો એટલો તો માનીતો અને કેળવેલો હતો, કે એક ઘડી પણ તેનો સાહેબ તેને છુટો મૂકતો ન હતો. મહારાજે તે અમલદારને ખાત્રી આપતાં જણાવ્યું કે કૂતરો તેના ઘરે જ ગયો છે, માટે નચિંત રહેવું. આથી તે પોલીસ અમલદાર મહારાજની રજા લઈ ત્યાંથી વિદાય થયો, અને ઘરે જઈ જોયું તો મહારાજના કહેવા પ્રમાણે તેનો કૂતરો ત્યાં ઘરમાંજ નિરાંતે રમતો હતો! જમા થએલાં લોકોએ હવે વિખરાવા માંડયું. જેઓ બહારનાં હતાં તેઓ ત્યાંથી રવાના થયાં, જયારે બાકીના બીજાઓ ભંડારાની વહેંચણી થતાં સૂધી ત્યાં થોભ્યાં.

બાબુરાવના ભંડારા પછી કેટલાક દિવસો સૂધી મહારાજ ચાલુ બોલતા રહ્યા કે: "હવે મ્હારૂં કામ પૂરૂં થયું છે, જેથી હું હવે ઉતાવળે હ્યાંથી ચાલ્યો જઈશ!" ભકત મંડળીએ જાણી લીધું કે, મહારાજ જે વખત જતો હતો તેમાં જરૂર-જ ખડકપૂરને છેલ્લી સલામ કરી જશે. કારણકે, જે દહાડાના ભવિષ્ય વિષે અગાઉ અગાઉથી વારંવાર તેઓ કહી રહ્યા હતા, તે દહાડો પસાર થઈ ચુકયો

હતો ! એ પસાર થએલા દિવસ પછી મહારાજ ઉતાવળે ખડકપૂર છોડી જનાર હતા, એમ મહારાજ બોલ્યા કરતા હતા, ત્યારે હવે જરૂર જ તેઓશ્રી છુટા પડનાર હતા, એ મહારાજના ભકતો તૂર્ત ચેતી ગયા હતા.

"હું હવે ખડકપૂર તજી જઈશ." આ શબ્દો મહારાજ દરરોજ જ્યારે પણ કહેતા, ત્યારે ભકત મંડળી તેઓને તેમ નહિ કરવા વિનવતી રહેતી, અને જો મહારાજ તે ચાલમાં રહેવા માંગતા ન હોય તો તેઓ માટે બીજે કેઠે બંદોબસ્ત કરવા ભકતો તૈયાર થયા હતા; પણ મહારાજ તો બસ ત્યાંથી ઉપડી જવાની જ વાતો કર્યા કરતા હતા.

એક દિવસ મહારાજે ચીન્નસ્વામીને ખાત્રી આપતાં જણાવ્યું કે, તેઓ હવે જરૂર જ ખડકપૂર છોડી જનાર છે. આ ઉપરથી ચીન્નસ્વામીએ મહારાજને અરજ કરતાં કહ્યું:—

"મહારાજ ! મ્હને પણ આપની સાથે આવવાની રજા આપશો. હું રેલ્વેની ટિકીટ વિગેરે બીજી સઘળી વ્યવસ્થા કરીશ. વળી મુસાફરીમાં સઘળો બંદોબસ્ત જાળવી આપના ધારેલા મુકામે પહોંચાડી પાછો ફરીશ."

"ઠીક છે; જોઈશું." એટલો ટુંક જવાબ આપી મહારાજે આ બાબત પડતી મેલી.

## પ્રકરણ ૨૬ મું.

### ખડકપૂરને મહારાજના છેલ્લા નમસ્કાર.

यस्मिन् सर्व्वाणि भूता न्यात्मैवा भूद्विजानतः ।
तत्रकोमोहःकः शोक एकत्वमनु पश्यतः ॥

જયારે જે પુરૂષને એવું પરોક્ષ જ્ઞાન થાય છે કે, પ્રત્યેક ઠેકાણે અને પ્રત્યેક વસ્તુ રૂપે બધે બસ પરમાત્મા જ છે, ત્યારે સઘળે એક અને એક જ માત્ર એકત્વ જોનારા પુરૂષને કોઈ સ્થાન કે કોઇ વસ્તુનો મોહ કે શોકની સંભાવના જ રહેતી નથી.

તે શ્રાવણ માસ હતો જયારે એક રાત્રે લક્ષ્મીબાઈ તથા બીજી ભકત સ્ત્રીઓએ મહારાજ પાસે નૈવેદ્ય લાવી ધર્યું, ત્યારે તેઓએ થોડુંક ખાઈ, બાકીનું ઢાંકીને એક બાજુએ સાચવી રાખવા તેઓને ફરમાવ્યું; એવું કહીને કે, જે વેળાએ તેઓ અરધી રાત્રે ભૂખ્યા થાય છે, તે વેળાએ ખાવાને તે કામ આવે છે. લક્ષ્મીબાઈએ તે વધેલું નૈવેદ્ય એક પાંદડાંમાં લપેટી કપડાંમાં બાંધ્યું, અને બાપરમાં ભરી રાખ્યું; જે પછી તેઓ ત્યાંથી રજા લઇ વિદાય થયાં.

બીજી સવારે ભકતોએ મહારાજનો વરંડો ખાલી દીઠો, જેથી તેઓ કેઠે બહાર ગયા હશે એવું અનુમાન કરી તે સઘળાં મહારાજના પાછા ફર-

વાની વાટ જોતાં ત્યાં જ થોભ્યાં; પણ તે દિને છેક મોડી રાત સૂધી તેઓ પાછા નહિ ફરેલા જણાતાં જ ભકતોએ ખાત્રીથી માન્યું કે, મહારાજ ખડકપૂર તજી ગયા છે. તેમના છુટા પડવાથી તેઓ પોકે પોક રડવા અને કૂટવા લાગ્યાં અને જૂદાઈનો ગમ તથા માહુતમ કરતાં ત્યાંથી પાછાં ફર્યાં. આ બનાવને બીજે દિને ચીન્નસ્વામીને એક તાર મળ્યો કે, "ગઈ રાત્રે મહારાજ સહિસલામત આવી પહોંચ્યા છે."

આ તેલીગ્રામ નાગપૂરથી ડોકટર પીલેએ કીધો હતો, જેની ખબર થોડીક વારમાં તો તમામ ખડકપૂરમાં ચો તરફ ફેલાઈ ગઈ. આ તેલીગ્રાફથી ત્યાં સઘળે હોહાકાર થઇ રહ્યો, અને સઘળાં અજાયબીમાં ગરકાવ થતાં વિચારમાં પડયાં, કે આટલા થોડા કલાકમાં મહારાજ શી રીતે ખડકપૂરથી નાગપૂર જઈ પહોંચ્યા હશે! જે વેળાએ મહારાજ ખડકપૂરથી ઉપડયા તે વેળાએ અરધી રાતે કોઈ પણ ટ્રેન ત્યાંથી ઉપડતી ન હતી. કદાપિ તેવી કોઈ ટ્રેન હોય તોપણ શું! આટલા થોડા જ કલાકમાં કોઈ પણ ટ્રેન મહારાજને નાગપૂર પહોંચાડી શકે જ નહિ! વળી મહારાજ દોડી શકે એવું પણ હતું જ નહિ; ત્યારે એ કેમ બન્યું તે આપો આપ સમજી લેવું જોઈએ. ખડકપૂરમાં સઘળાંઓને મહારાજની અદ્ભુત શક્તિનો આ મજબુત પૂરાવો મળ્યો હતો. તેઓશ્રી ગુપ્ત શકિતથી નાગપૂર જઇ પહોંચ્યા હતા, એવી સઘળાંઓની હવે પૂરી ખાત્રી થઈ. તે સઘળાં હવે મહારાજની આગલી યાદો તાજી કરી નવધાર આંસુઓ ટપકાવતાં જાર જાર રડયા કરતાં હતાં. બીજે દિવસે ચીન્નસ્વામીને તેના ભાઈ ડોકટર પીલે તરફથી ટપાલમાં એક પત્ર મળ્યો, જેમાં મહારાજ નાગપૂર આવી પહોંચવા વિષે સર્વ હકીકત જણાવવામાં આવી હતી.

મહારાજના ઉપડી જવા પછીના દસ દિવસમાં ખડકપૂરમાં અકેકા એવા તો ચમત્કારિક બનાવો બનતા રહ્યા, કે સઘળાંઓની બુદ્ધિ જ ચાલી શકતી ન હતી. તાજુબીથી સઘળાં દાંતમાં આંગળાં કરડતાં હતાં. આવા બનાવોમાંના કેટલાક હેઠળ આપેલા પ્રસંગોપાત થઈ પડશે.

ખડકપૂર છોડી ગયાને બીજે જ દિને એક ચોક્કસ ઓફીસના વડા અમલદાર મી૦ ફ્રોક્ષને ત્યાં મહારાજ દૂધ પીવા જતા જણાયા હતા; અને આ મુજબ તેઓ બે ચાર દિવસ સૂધી રોજ મી૦ ફ્રોક્ષને ત્યાં દૂધ પીવા જતાં જણાયા હતા! પાછળથી આ બીના મી૦ ફ્રોક્ષે પોતાની ઓફીસમાં આવતા ભકતોને જણાવી હતી. વળી ભંગીનાં છોકરાંઓ પણ જણાવતાં હતાં કે, મહારાજ તેઓની સાથે રોજ લખોટા દાવ રમતા હતા! બીજા બે ચાર ગ્રહસ્થોએ ખાત્રીપૂર્વક જણાવ્યું, કે મહારાજને તેઓએ ત્યાંના બજારમાં દીઠા હતા. ખડી ફોડનારા મજુરો જણાવતા કે, મહારાજ તેઓ ભેગા ખડી ફોડતા હતા.

આ પ્રમાણે દસ પંદર દિવસ સૂધી રોજ મહારાજની હાજરી ખડકપૂરમાં જણાતીજ રહી હતી, જેથી સઘળાંઓ વિચારમાં પડયાં કે, મહારાજ ખરેખર નાગપૂર સિધાર્યા હતા, કે ખડકપૂરમાં જ હતા! જો તેઓ ખડકપૂરમાં જ હોય તો શા માટે ભંગીઓની ચાલના વરંડામાં તેઓ જણાતા ન હતા! આ વિચારમાં તમામ ખકડપૂર વમળમાં ગોઠાં ખાતું હતું. એ પછી ડોકટર પીલે તરફનો તેલીગ્રામ તથા પેલા પત્રનો વિચાર કરતાં તેઓ એ સાર કાઢી શકયાં હતાં, કે ગુપ્ત ઈશ્વરી શકિતથી મહારાજનો નિવાસ હજી પણ ખડકપૂરમાં ચાલુજ રહ્યો હતો.

મહારાજે ખડકપૂર છોડી જવા પછી પણ તેમના ભકતોની શ્રીજી પ્રત્યેની રોજની ફરજ ચાલુ અદા થતી જ રહી હતી. તેઓ ભંગી ચાલના વરંડામાં જઈ તેમની બેઠકને સાષ્ટાંગ નમસ્કાર કરતાં, ત્યાંની ઇંટની પુજા કરતાં, નરકના કુંડાંની આરતી ઉતારતાં, નૈવેદ્ય વિગેરે લઈ જઇ ત્યાંના ભંગીઓને વહેંચતાં, અને આ પ્રમાણે મહારાજ સબંધી તેઓનો રોજનો નિયમસર ક્રમ ચાલુ જ રહ્યો હતો. માત્ર કુમારી પુજન તથા ભંડારાનો રિવાજ મહારાજ ગયા પછી કેવળ જ બંધ પડયો હતો. ભકત સ્ત્રી પુરૂષો ત્યાંના નરકનાં કુંડાં આગળ રોજ સાંજે ભેગાં મળતાં, જ્યાં કોઈ ભજન કરતું, કોઇ ઈશ્વરી ગાયનો લલકારતું, કોઈ પુજા કરતું, તો કોઈ વળી મહારાજ સંબંધી ભવિષ્યમાં શું અને કેમ કરવું તે ઉપર ઉંડો વિચાર કરી મસલત ચલાવતાં. આ રીતે નિરંતર ચાલ્યા પછી એક દિવસે ભકત મંડળીએ ત્યાં પડેલાં નરકનાં કુંડાંને ખસેડી તેની જગ્યાએ મહારાજની યાદગીરીમાં એક સ્થંભ ઉભો કર્યો! યાદગારીમાં ઉભા કીધેલા આ પથ્થરના સ્થંભને શોભાયમાન બનાવ્યો, અને તે ઉપર કામચલાઉ માંડવી પણ ઉભી કરવામાં આવી, જયાં તેઓ પ્રતિરોજ આરતી, પુજા, ભજન કીર્તન વિગેરે ધાર્મીક કાર્યો પૂર ઠાઠમાઠથી કરતાં રહ્યાં હતાં. પાછળથી આ કીર્તિ સ્થંભની કામ ચલાઉ મઢલી કાઢી લઈ, ત્યાં હાલમાં એક પાકી બાંધણીનો પાકો હોલ બાંધવામાં આવ્યો છે આ હોલમાં છબીઓ ટાંગવામાં આવી છે; અને ત્યાં દરરોજ ધાર્મીક ક્રિયાઓ કરવાનો નિયમ હજી પણ ચાલુ જ રહ્યો છે.

ખાસનીસ વિગેરે ભકત મંડળીના કેટલાંકોએ બંતીલી કોશેશ પછી મહારાજના જન્મ દિવસની તારીખ, વાર, તિથિ વિગેરેની તપાસ કરી તે દહાડો ઘણીજ ધુમધામથી વાજતે ગાજતે પૂર ભપકાથી ઉજવ્યો. વળી મોટા ઉત્સવો કરી મહારાજની વરસગાંઠનો દિવસ તેઓએ ખડકપૂરમાં ઠાઠમાઠથી ઉજવ્યો, અને હજી પણ દર વરસે શ્રદ્ધાપૂર્વક મહારાજનો જન્મ દિવસ ખડકપૂરમાં વાજતે ગાજતે ઉજવવામાં આવે છે.

રાત્રે શુમારે અગિયારેક કલાકના અમલે શ્રી ઉપાસની મહારાજ નાગપૂરમાં ડૉકટર પીલેના મકાન ઉપર એકાએક આવી પહોંચ્યા હતા. આટલી મોડી રાત્રે ઘરનાં સઘળાં નિદ્રાવશ થએલાં હોવાથી, તથા ઘરનો દરવાજો પણ માંહેથી બંધ હોવાથી તેઓની શાંતિમય નિદ્રામાં ખલલ ન પહોંચાડતાં મહારાજ ત્યાંજ વરંડા પર સૂઇ ગયા. બીજી સહવારે જ્યારે ડૉકટર પીલે તથા તેના ઘરનાં માણુસો સકાળે ઉઠી વરંડા પર આવી લાગ્યાં, ત્યારે તેઓએ મહારાજને લેટેલા જોઇ તુર્તજ તેઓ શ્રીને ઓળખી લઈ હર્ષભેર આવકાર આપી સઘળાંઓએ તેઓને સાષ્ટાંગ નમસ્કાર કરી પોતાનો પ્રેમ પ્રગટ કીધો. પછી તેઓ કેમ, કયારે તથા કયાંથી આવ્યા હતા તે, તેમજ બીજા ઉપરા ચાપરી તરેહવાર પ્રશ્નો તેઓએ મહારાજને પૂછવા માંડયા; જે સઘળાંનો તેઓએ માત્ર એટલોજ જવાબ વાળ્યો કે;

"એ સઘળું તમો પાછળથી જાણુશો; પણુ તે પહેલાં હાલમાં તમે ખડકપૂરની મંડળીને તારથી ખબર પહોંચાડો, કે હું અત્રે સહી સલામત આવી પહોચ્યો છું; નહિ તો તે સઘળાં ત્યાં મ્હારી કાળજી ચિંતા કરી શોધ ખોળ કરતાં રહેશે."

એ પછી મહારાજ ડૉકટર પીલેના મકાનમાં દાખલ થયા; જ્યાં માળ ઉપર આવેલી પોતાની વાપરેલી જુની ઓરડીનો પોતે જ કબજો લીધો; અને ત્યાંજ પ્રથમની પેઠે પોતાની બેઠક રાખી મહારાજે ડૉકટર પીલેને સખ્ત તાકીદ કરી રાખી હતી કે, માત્ર વૈદ્દય તથા મરાઠે અને તેમના ઘરનાં માણુસો સિવાય બીજા કોઇને પણ તેમના નાગપૂર આવી પહોંચ્યાની ખબર સહેજ પણ જાણુ થવા દેવી નહી. આ ઉપરથી મહારાજના દર્શનાર્થે જેઓ ડૉકટર પીલેના મકાને આવતાં તેઓમાં માત્ર ઉપલાં બેજ કુટુંબના સભાસદો હોતાં; અને તેઓ પણ અહેજવાર મહારાજ પાસે બેસી પાછાં ત્યાંથી વિદાય થતાં હતાં. ત્યાં વૈદયની બાયડી મહારાજ સારૂ નૈવેદમાં રોજ રાત્રે ભોજન લાવતી હતી, જે મહારાજશ્રી પેટ પૂરતું ખાઇ લેતા હતા, પણ દિવસની વેળાએ પોતાની ચાલતી આવેલી રૂઢી મુજબ તેઓ કશું પણ મોં પર મેલતા ન હતા.

ખડકપૂરથી મહારાજને ચાલુ સતાવ્યા કરતી મસાની દુઃખદ બિમારી નાગપૂર આવ્યા પછી ઉલટી વધી પડી હતી. ગુડા માર્ગે એક મોટાં લીંબુના જેવડો મસાથી ભરેલો ગોળો બહાર રહેતો હતો, અને તેમાંથી પુષ્કળ લોહી વહેતું હતું. આ કારણે આહાલીવ ખીર, જે બગડેલું લોહી સુધારવાને માટે અકસીર ઉપાય લેખાય છે, તે મહારાજ દિવસે ખાતા હતા.

ખડકપૂરમાં કંઇક વર્ષોની કંટાળા ભરી દોડધામ પછી હવે મહારાજ પોતાની આ ઓરડીમાં કેટલાક દિવસો સુધી નિરાંતે આરામ લેતા પડી રહ્યા. એક દિવસે ડૉકટર પીલેએ તેઓને પૂછ્યું:

"મહારાજ! અત્રે આપના સુખરૂપ આવી પહોંચવાની ખબર શીંડી ડોકટર ગણુપતરાવને હું પહોંચાડું તો આપને કાંઈ વાંધો છે ?"

"શા માટે આ ખબર ફેલાવવી જોઇએ!" મહારાજે કહ્યું; "હું તો કશી જરૂર જોતો નથી." ડોકટર પીલેએ કહ્યું; "મહારાજ, તે આપનો સાચો અને પૂરો શ્રધાળુ ભકત છે. અને જો હું આપના અત્રે આવી પહોંચવાની ખબર તેને ન પુગાડીશ તો મ્હને ભય છે કે, જરૂર તે મ્હારા ઉપર રિસે ભરાઇ મ્હને ઠપકો આપશે."

"ઠીક ત્યારે, એમ જ હોય તો;" મહારાજ બોલ્યા; "તેને ભલે ખબર કરો, અને અત્રે તેને આવવા દો, મ્હને વાંધો નથી."

ડોકટર પીલેએ આ વિષે ખબર આપતાંજ ડોકટર ગણુપતરાવ તાબડતોબ મહારાજના દર્શનાર્થે ડોકટર પીલેના મકાને આવી પહોંચ્યા; પણ રજા વધારે મળેલી ન હોવાથી, પોતાની નોકરીની ફરજ બજાવવા સારૂ માત્ર થોડો જ વાર મહારાજ પાસે રહી, પાછા શીંડી રવાના થયા. જતી વેળાએ ડોકટર ગણુપતરાવે પોતાને તક મળતાં જલદી જ પાછા આવવાનું જણાવી, જ્યારે પાછા ફરશે ત્યારે પોતાની સાથે મહારાજના મસાને માટે કોઇ અકસીર મલમ લાવવાનું પણ કહી ગયા.

મહારાજને નાગપૂર આવી પુગવાને પૂરો એક હપતો પસાર થયા બાદ ખડકપૂરથી મીરાંબાઇ અને તેણીની માસી નાગપૂર આવી લાગ્યાં, અને સીધાં મહારાજના દર્શન અર્થે ડોકટર પીલેનાં મકાને આવી ચઢયાં. ડોકટર પીલેને ત્યાં એક દિવસ રહી મીરાંબાઇની માસી નાગપૂરની નજદીકમાંજ આવેલાં "કામટી" ગામે પોતાના સગાઓને ત્યાં જવા મહારાજની રજા લઈ ઉપડી ગઈ. મીરાંબાઈને મહારાજ પાસે જ છોડી જવામાં આવી, અને તેણી પોતે પણ ડોકટર પીલેને ત્યાં મહારાજના ચરણ પાસે પડી રહેવાને અતિશય રાજી થઈ, તો જો કે તેણીનો ધણી, તેણીનું સાસરૂં, અને તેણીનું ઘરબાર વિગેરે સઘળું તો નાગપૂરમાંજ હતું. લગભગ દસેક દિવસ પછી મીરાંબાઇની માસી "કામટી" થી પાછી ફરી મહારાજના દર્શને આવી. આ વેળાએ તેણીને પોતાની સાથે મીરાંબાઇને પણ લઇ જવા મહારાજે ફરમાવ્યું, કારણ કે નાગપૂરમાં જ તેઓ રહેશે એ નકકી ન હતું. પોતાને મળેલા આ હુકમ મુજબ મીરાંબાઇને તેણીની માસી પોતાની સાથે "કામટી" લઇ ગઇ.

બીજી તરફ ડોકટર ગણુપતરાવ પોતાનાં વચનને સાચો નિવડી લાગ મળતાંજ પોતાની ધણીઆણી ભેગો વારંવાર મહારાજના દર્શન માટે નાગપૂરમાં ડોકટર પીલેને ત્યાં આવી ઉતરતો હતો, અને દરેક ફેરીએ મહારાજને પોતાને ત્યાં શીંડી લઇ જવાનો આગ્રહ કરતો અને કરગરીને કહેતો કે; "મહારાજ!

આપે ખડકપૂર જવા અગાઉ, હમો ગરીબની ઝુંપડીમાં ફરી એકવાર આવી ઉતરવાને હમોને કોલ આપ્યો હતો; અને હમારાં હૃદય હર્ષિત કર્યાં હતાં, તે દિવસ પછી ભર ઉમેદમાં આપની પધરાઈની હમો ઇંતેજારીથી રાહ જોતાં જ રહ્યાં હતાં. હવે તે શુભ પ્રસંગ આવી પુગો છે, તો કૃપા કરો, હમારી સાથે ચાલો, અને આપનાં મુબારક પગલાં મૂકી મ્હારાં મકાનને પાવન કરો!"

આ અરજનો મહારાજ ફકત એટલોજ જવાબ હમેશાં આપતા રહ્યા હતા કે; "ઠીક છે, પાછળથી જોઈ લેવાશે!"

વળી ડોકટર **પીલે** મારફતે, નાગપૂરના જાણીતા શ્રીમંત શેઠ **બુટી** સાહેબના દિકરા કેશવલાલ ભૈયા સાહેબ મહારાજના દર્શને આવતા થયા. કોઈ કેસના ચુકાદા અર્થે ઉમરાવતીના માનવંત રાવસાહેબ સર દાદાસાહેબ **ખાપરડે** નાગપૂરમાં માત્ર એક દિવસને માટે આવ્યા હતા, અને બુટી સાહેબને ત્યાં તેમના ખાસ પરોણા લેખે ઉતર્યા હતા; તેમણે જ્યારે જાણ્યું કે, મહારાજ નાગપૂરમાં ડોકટર **પીલેને** ત્યાં પધાર્યા છે, ત્યારે ખાસ ત્રણ દિવસ નાગપૂરમાં. તેઓ રહ્યા; અને આ ત્રણ દિવસો સુધી ચાલુ બે ત્રણ કલાકો મહારાજ સાથે વાતચિતમાં પસાર કરતા હતા. પહેલાંથીજ સર **ખાપરડે** મહારાજ માટે ઉંડો પ્રેમ અને ભારે માન ધરાવતા હતા. ઉમરાવતી જતી વેળાએ અતિ ઘણા પ્રેમથી મહારાજને ગળે લાગી તેઓ બાઝી પડયા, અને કોટી કરી ચુમીઓ લઈ રહ્યા પછી નમસ્કાર કરી ઘણા માનથી છુટા પડવાની આજ્ઞા માગી. સર **ખાપરડેની** આવી પ્રેમી વર્તણુકથી લગાર વિસ્મય પામતાં મહારાજ બોલ્યા;

"દાદાસાહેબ! આ શું કહેવાય? મ્હારી આ હાલત તમારી મારફતે સંપાદન થઇ છે, તેમજ તમો મ્હારા કરતાં વધુ લાયક છો, છતાં તમો મ્હને નમસ્કાર કરો, તો પછી હદ જ થએલી ગણાય!"

સર **ખાપરડેએ** ઘણીજ નરમાસથી જવાબ વાળ્યો;

"મહારાજ! આપણ અગાઉ કોઈ એક જમાનામાં જે હતા તે હતા, પણ હાલના સંજોગો ધ્યાનમાં લેતાં, આપના અને મ્હારા સંબંધમાં આકાશ અને પૃથ્વી જેટલો ફરક પડયો છેઃ આપ મહાજ્ઞાની અવતાર છો, જ્યારે હું પામર પ્રાણી તો માત્ર આપનો એક અદના સેવક છું!" પછી મહારાજની રજા લઈ સર **ખાપરડે** નાગપૂર છોડી ઉમરાવતી ઉપડી ગયા.

આસરે ત્રણેક અઠવાડિયાં સુધી નાગપૂરમાં રહ્યા પછી એક દિવસ ડોકટર ગણપતરાવ અને તેની ધણીઆણી મહારાજના દર્શને જ્યારે આવ્યાં, ત્યારે તેઓએ મહારાજને પોતાને ત્યાં 'શીંડી' આવવા બહુએ આગ્રહ અને કાકલુદી કરવા માંડી; જેથી લાઇલાજ થઇ મહારાજ નાગપૂરને છેલ્લી સલામ કરી તેઓ

ભેગા "શીંડી" રવાના થયા. તે ભાદ્રપદ મહિનાના દિવસો હતા, અને અગાઉ જ્યારે મહારાજ 'શીંડી' સિધાર્યા હતા, ત્યારે પણ આ ભાદ્રપદ મહિનાનાજ દિવસો ચાલતા હતા. 'શીંડી'માં ડોકટર ગણુપતરાવને ત્યાં તેના ઘરની ઓરડીમાં માત્ર એકજ દિવસ કહાડયા પછી બીજે દિને મહારાજે પોતાને રહેવા માટે ત્યાંના કમ્પાઉન્ડમાં આવેલી એકાદ જુદી ઓરડીનો બંદોબસ્ત કરવા ડોકટર સાહેબને હુકમ કર્યો. મજકુર કમ્પાઉન્ડમાં દવાખાનું અને તેને લગતી બીજી ઓરડીઓ તથા કમ્પાઉંડરની ઓરડી, ડોકટરને રહેવાનું મકાન, ધોબી અને ભંગીઓનું રહેઠાણુ, તથા બીજા નોકર વર્ગોના છુટી છવાઈ બાંધણીના ન્હાનાં મોટાં ઘરો આવેલાં હતાં. ડોકટર ગણુપતરાવે પોતાના રહેઠાણુથી આશરે પચાસેક કદમના છેટે આવેલી તેજ કમ્પાઉન્ડમાંની એક જુદી નાની ઓરડીમાં મહારાજને રહેવાની ઘટતી વ્યવસ્થા કરી આપી. આ ઓરડી સારી સગવડવાળી હોવા ઉપરાંત નોંખી હોવાથી મહારાજને તે વધુ પસંદ પડી, અને ત્યાંજ પોતાની બેઠક માંડી. મહારાજનું સુવા બેસવાનું તથા રહેવા કરવાનું હવે ત્યાંજ ચાલુ રહ્યું. ડોકટર ગણુપતરાવ જાતે જ મહારાજનું રાતનું ભોજન તથા દિવસના કોફી અથવા બીજો કોઈ હલકો ખોરાક લઈ આવતો હતો. 'શીંડી'માં મહારાજના આવી રહેવાની બાતમી ડોકટર સાહેબે ખડકપૂરની મંડળીને પહોંચાડી.

મસાની અતિશય દુઃખકર વેદનાથી મહારાજ સઘળો વખત સુસ્ત અને બેચેન જણાતા હતા. ખાસ કરીને કુદ્રતી હાજતની વેળાએ, બહાર નિકળી આવેલી ગાંઠમાંથી એકસરખું લોહી ઝરવાથી તેઓને મહા દુઃખ થતું. આ માટે ડોકટર ગણુપતરાવે પોતાથી બની શકતા તમામ ઉપાયો અજમાવ્યા, અને જાત જાતનાં મિક્ષચરો તથા જુલાબો અને "એનીમા" વિગેરે બીજાં સાધનોનો ઉપયોગ કર્યો, પરન્તુ સઘળું વ્યર્થ ગયું. મહારાજે ડોકટર ગણુપતરાવને આ રીતે પરિશ્રમ લેવા ના પાડી જણાવ્યું કે; "હુ પોતે જ આવાં સઘળાં દુઃખો જાતે ઉપાડી લેવા તૈયાર છું." તોપણુ તે પ્રેમી પરમ ભકતથી મહારાજનું દુઃખ અને વેદના દેખી શકાતાં ન હતાં, જેથી શ્રીજીને આરામ આપવાને તે પોતાથી બનતું કર્યો જતો હતો.

## પ્રકરણુ ૨૭ મું.

### મહારાજના દર્દનું પૂર ભાનમાં કરેલું ઓપરેશન.

अस्यविस्रं समानस्य शरीरस्थस्यदेहिनः ।
देहाद्विमुच्यमानस्याकिमत्र परिशिष्यते ॥

આ શરીરમાંનો અશ્યમાન આત્મા જયારે આ દેહથી વિમુક્ત થાય છે ત્યારે એ દેહમાં આત્મા શિવાય બીજું બાકી શું રહે, કે જેને સુખ દુઃખની લાગણી થઈ શકે?

એક વેળાએ મહારાજ પોતાની ઓરડીમાં હાજતે બેઠા હતા એવામાં ડોકટર ગણુપતરાવ અચાનક ત્યાં આવી ચઢયા. મહારાજે સામે પડેલી ખુરસી પર બેસવા તેમને ફરમાવ્યું. ડોકટરે આ ખુરસી મહારાજની ઓરડીમાં ખાસ તેઓના વપરાસ માટે મૂકી હતી, પણ મહારાજ પોતે કદી તે પર બેઠા ન હતા. ડોકટરે ત્યાં બેઠાં બેઠાં મહારાજને હાજત વેળાએ થતી વેદના પોતાની આંખે નિહાળી પોતે અફસોસમાં પડયા. અંતે ડોકટરે પોતાની પાસેની એક સીગરેટ સળગાવી મહારાજને ઝાડો ઉતરવા માટે પીવા આપી. ઘણી આનાકાની અને રીકઝિક પછી અંતે મહારાજે તે સીગરેટ સ્વીકારી પીવા માંડી, અને તુરત તેઓને ઝાડો થયો. આથી ડોકટર ગણુપતરાવ ઘણાજ ખુશ થયા, અને હાજત વેળાએ સીગરેટ પુંકવાની મહારાજને ખાસ સલાહ આપી. એટલુંજ નહિ, પણ પોતાના કમ્પાઉંડર સાથે ઉંચી જાતની ખુશબોદાર સીગરેટ મોકલતા રહ્યા. એક દિવસે મહારાજે આ સીગરેટની કિમ્મત પેલા કમ્પાઉંડરને પૂછતાં તેણે કહ્યું: "એક સીગરેટની કિંમત એક આનો. એવી પચાસ સીગરેટની ડબ્બીની કીંમત ત્રણ રૂપ્યા બે આના થાય છે." આવી મોંઘી કિંમતની સીગરેટ પોતાને માટે આવતી હતી, એવું જાણુતાંજ મહારાજ છેડાઈને બોલ્યા; "મ્હારૂં દુઃખ કમી કરવા માટે આવી એક મોંઘી ચીજ હું કદી પણ વાપરનાર નથી. મ્હને કહે, આપણી દેશી બીડી કેમ મળે છે?"

"એક દોઢીઆંની બાર અને એક આનાની પચાસ." તે કમ્પાઉંડરે જવાબ દીધો. "ત્યારે તો હવેથી મ્હારે સારૂ બીડીજ લાવજે!" મહારાજે કહ્યું; "સીગરેટ હું બીલકુલ પુંકનાર નથી." કમ્પાંઉંડરે ડોકટર ગણુપતરાવને આ વીશે ખબર આપ્યા બરાબર, ડોકટર જાતે મહારાજને આવી મળ્યો, અને સીગરેટ તથા બીડીના ગુણ દોષો જણાવી, માત્ર સીગરેટ જ ચાલુ રાખવા આગ્રહ કર્યો, પણ ડોકટરનું કાંઈ વળ્યું નહિ; કેમકે મહારાજ પોતાની જ હઠ પકડી બેઠા હતા, અને કહેતા રહ્યા કે; "હું પીવશ તો બસ બીડી જ પીવશ, નહિ તો પછી હું બીજી કોઈ પણ વસ્તુ પુંકનાર જ નથી!"

આથી લાચાર થઈ ડોકટર ગણુપતરાવ ત્યાંથી જતા રહ્યા; અને તે દિવસ પછીથી કમ્પાઉંડરને હાથે રોજ મહારાજ સારૂ બીડીજ મોકળતો રહ્યા. પણ બીડીનો તમ્બાકુ કડક એટલે જલ્લદ હોવાથી મહારાજને તકલીફ થવા માંડી. આથી કમ્પાઉંડરને નરમ તમ્બાકુની બીડી લાવવા ફરમાવ્યું. ગરીબ બિચારો કમ્પાઉંડર જાત જાતની બીડીઓ લાવતો રહ્યો, પણ તે સઘળાંથી મહારાજને

શ્રમ પડતો રહ્યો; જેથી સડી ગયલો હલકો તમ્બાકુજ લાવવા તેને હુકમ કર્યો; અને કમ્પાઉંડર પણ માંગ્યા પ્રમાણે હલકો માલ લઈ આવ્યો. આવા સડી ગએલા હલકા તમ્બાકુની બીડી હવે મહારાજ પોતાને હાથે બનાવી ફુંકતા રહ્યા. જો કે આવી બીડીનો ગરમ ધુમાડો ગળાં વાટે પેટમાં દાખલ થઈ ઝાડો ઉતારવામાં મદદ કરતો હતો, પણ મસાનો રોગ અને તેનાથી થતી વેદના તો તેટલાજ પ્રમાણમાં ચાલુ રહી હતી. આ સઘળાં ફાંફાં મારવા પછી એક દિવસ ડાકટર ગણપતરાવે મસાની બહાર નિકળી આવેલી ગાંઠની વાઢકાપ કરાવવા મહારાજને સૂચવ્યું. મહારાજે પહેલાં તો ના પાડી, પણ પાછળથી વિચાર કરી કહ્યું:

"ઠીક છે; જો કાપકુપથીજ આ બલા દૂર થતી હોય તો હજામ પાસે તેનાં હથિયાર વડેજ એ કાપી કઢાવીશું!" ડાકટર ગણપતરાવ ઉતાવળે બોલી ઉઠયા; "નહિ, નહિ; આ ગાંઠ હજામ પાસે કઢાવવી નકામી થઈ પડશે; એનું તો ખાસ ઓપરેશન થવું જોઈએ, અને હું તે સીવીલ સરજીઅનના હાથેજ કરાવવા આપને અરજ કરૂં છું."

"હરકત નહિ; ભલે તે સીવીલ સરજીઅનના હાથે થવા દો;" મહારાજ બોલ્યા; "પણ તે એકજ શરતે, કે આ ઓપરેશન હ્યાં આ ઓરડીમાં જ થવું જોઈએ; નહિ તો પછી નહિ જ."

"ઠીક છે;" ડાકટર ગણપતરાવે કબુલ કર્યું; "તે ઓપરેશન આ ઓરડીમાંજ થાય એવો હું બંદોબસ્ત કરીશ; જેથી આ કમ્પાઉંડ છોડી આપને બીજે કયાંએ જવું ન પડે."

આ વાતચિતને બીજે દિને ડાકટર ગણપતરાવ "વરધા" ગામે ગયા, અને ત્યાંના સીવીલ સરજીઅન, જે એક પારસી જરથોસ્તી ગ્રહસ્થ હતા, તેમની સાથે મળી મહારાજનું ઓપરેશન 'શીંડી'માં પોતાના કમ્પાઉંડની ઓરડીમાં થાય એવો પાકો બંદોબસ્ત કરવા સૂચના કીધી. તે ભલા પારસી સીવીલ સરજીઅને ડાકટરની અરજ માન્ય રાખી કહ્યું;

"તમો ઓપરેશનનો જે દિવસ નકકી કરશો તે દિવસે હું આવીશ, પણ આગળથી સઘળી તૈયારીઓ તમે કરી રાખજો, અને પછી મ્હને જણાવજો, હું વખતસર આવી મ્હારૂં કામ બજાવી અત્રે પાછો ફરી શકીશ."

આ પ્રમાણે સઘળું વ્યવસ્થાપૂર્વક કરી ડાકટર ગણપતરાવ 'શીંડી' પાછો ફર્યો, અને મહારાજને તે વિષે ખબર આપી. મહારાજ સાથે વાત વિચાર કરી ડાકટરે ચોકકસ દિવસ ઓપરેશન માટે ઠરાવ્યો, અને સીવીલ સરજીઅનને તે દહાડો અને વખત લખી જણાવી જરૂર પધારવા ખાસ આગ્રહ કીધો. મજકુર પત્રના જવાબમાં સીવીલ સરજીઅને પોતાને આપવામાં આવેલા વખતે અને દિવસે બરાબર આવી પહોંચવાની કબુલત આપી હતી.

તે ઠરાવેલા દિવસે સવારથીજ ડોકટર ગણુપતરાવે "ઓપરેશન રૂમ" સાફસુફ કરાવી સઘળી તૈયારીઓ કરી રાખી. તે દિને મહારાજને કશું પણ ખાવા પીવાનું ન આપતાં, ડોકટરે તેમની હાજરીને ઉલટી 'એનીમા'થી સાફ કરી ઓપરેશનને માટે તેઓને લાયક બનાવ્યા; પછી સરજીઅનની વાટ જોતા થોભ્યા. તેમણે ઝાઝીવાર થોભવું પડયું નહિ; કેમકે આપેલા વખતે સીવીલ સરજીયન ત્યાં આવી પહોંચ્યા, અને પહેલાં ડોકટર ગણુપતરાવ સાથે થોડીક વાતચિત કીધા બાદ મહારાજની ઓરડીમાં દાખલ થયા. ત્યાં સરજીઅને મહારાજની બિમારી તપાસી અને મસાની કોથળી બારકાઇથી નિહાળી બોલ્યો;

"આ બિમારી બહુ ગંભીર પ્રમાણુમાં વધી પડી છે, અને કેસ બહુ જોખમભર્યો છે!" આ સાંભળી મહારાજ બોલ્યા; "તે ગમે તે હો, પણ મ્હને કલોરોફૉર્મ આપ્યા વગરજ ઓપરેશન કરજો!"

સીવીલ સરજીઅને એક બે પળ મહારાજ ગમ ધારી ધારીને અજાયબીથી જોયું, અને પછી વિસ્મય પામતાં બોલ્યો;

"તમો શું ઘેલા છો, કે આવુ ઘેલુંગાંડું બકો છો? તમને કલોરોફોર્મ આપ્યા વગર ઓપરેશન કઇ રીતે થઇ શકે? તેમ બનવું કેવળ અશકય જ છે. મ્હારી ડોકટરી જીંદગીમાં આવું એક મહા ભયંકર દર્દ મેં કે બીજા કોઈએ પણ કલોરોફોર્મ વગર કર્યુંજ નથી, અને કરી શકાય પણ નહિ!"

એમ જ જો હોય તો રહેવા દો, મ્હારે ઓપરેશન કરાવવુંજ નથી!" મહારાજે શાંતતાથી જવાબ દીધો.

"તમારી આવી હઠીલાઈથી તમને બહુ સોસવું પડશે." પછી સરજીઅને મહારાજને સમજાવવા માંડયા કે; "જો તમો ઓપરેશન નહીંજ કરાવશો તો આ બિમારી વધુ ગંભીર પ્રમાણુમાં વધી જશે, અને તમને એટલી તો હેરાનગતિ ભોગવવી પડશે, કે જેનો પાર જ ન રહેશે; માટે મ્હારૂં માનો, અને ઓપરેશન કરાવી લો!"

ત્યાં ડોકટર ગણુપતરાવે, તે સીવીલ સરજીઅનને બાજુએ બોલાવી મહારાજની હાલતથી વાકેફ કીધા, અને ઉમેર્યું કે; એઓ અજબ ચમત્કારિક અને વિલક્ષણ પુરૂષ છે, અને ગમે એવું મહા દુઃખ કે રોગ સહન કરવાની વિચિક્ષણ શકિત ધરાવે છે; માટે મહારાજ જેમ કહે તેમ મહેરબાનીથી કરશો તો હરકત નથી. આ વાતચિત કરીને જયારે તેઓ પાછા મહારાજ પાસે આવ્યા ત્યારે તેઓ શ્રીએ સીવીલ સરજીઅન તરફ ફરીને પાછું કહ્યું:-"તમે મ્હારા બોલવા ઉપર શ્રદ્ધા રાખો, હું તમને એટલી તો ખાત્રી આપવાને સમર્થ છું, કે ઓપરેશન કરતી વેળાએ હું જરાપણ હાલીશ નહિ, અને તમો જયારે કહેશો ત્યારે, અને જેમ કહેશો તેમજ માત્ર હાલીશ, નહિ

તો સ્વસ્થ પડી રહીશ. તમો એ વિષે કેવળ નચિંત રહો!" આવી દ્રઢતા દેખી સીવીલ સરજીઅન પણ વિસ્મય પામ્યો, અને કાંઈ જ નહિ તો માત્ર અનુભવ મેળવવા અર્થે મહારાજનું ઓપરેશન કરવા તે તૈયાર થયો.

ડોકટર ગણુપતરાવે અગાઉથી મહારાજની ઓરડીને દરદીના ઓરડાનો દેખાવ આપવા અર્થે બિમારની હકીકતનું પત્રક દીવાલ પર ચોંટાડી મેલી, લોખંડનો પલંગ તથા બીજો જોઈતો તમામ સામાન સવારથી ત્યાં લાવી ગોઠવ્યો હતો, તો પણ મહારાજ તો આ સઘળું બાજુએ રહેવા દઇ પોતાની અસલ હાલત અનુસાર પોતાની હમેશની રૂઢી પ્રમાણે જમીન ઉપર હેઠળ જ પડયા રહ્યા હતા.

ઓપરેશનનું કામ શરૂ થયું. ડોકટર ગણુપતરાવના હાથ હેઠળના બે માણુસો મહારાજના અકેક પગ પર પોતાના બન્ને હાથો અળગા મૂકી તૈયાર બેઠા, અને ડોકટર ગણુપતરાવ પોતે મહારાજના માથા આગળ તેમની છાતી ઉપર એક હોથ મેલી, બીજા હાથે ઘડીઆળ પકડી બેઠા હતા. ડોકટરના હાથ હેઠળના બીજા નોકર ચાકરો સરજીઅનને જોઈતાં હથિયારો વિગેરે પૂરાં પાડવા તૈયાર ઉભા હતા. સઘળું તૈયાર થએલું જોઇ સીવીલ સરજીઅને પોતાનું કામ શરૂ કીધું. તેણે પ્રથમ મસાની ગાંઠને બહાર ખેંચી કાઢી પકડી રાખી કાપકુપ કરતાં અડધો કલાક લીધો. જખમ ધોઇને સાફ કરવાને વળી બીજી વીશ મિનિટ લાગી; છતાં મહારાજ સહેજ પણ હાલ્યા વગર શાંતિથી પોતાની પૂર હુશિયારીમાં પડી રહ્યા હતા. મહારાજની આવી ખમવાની શકિત જોઇ બીજાઓ ભેગા ખુદ સીવીલ સરજીઅન પણ આશ્ચર્ય પામ્યા, અને પોતાનો આ પહેલોજ અનુભવ હોવા ઉપરાંત તે એક અસાધારણ બનાવ હોવાનું જાહેર કીધું. ડોકટર ગણુપતરાવે સીવીલ સરજીઅનને મહારાજની ખરી હાલત વિષે સહેજ ઇશારો કર્યો પછી તના મનને નિરાંત થઇ.

હવે મહારાજને ફરી પાછા ઓરડીમાં આણી સુવાડવામાં આવ્યા; જ્યાં સીવીલ સરજીઅને હાજર થઈ મહારાજને કહ્યું; "અલબત્ત; આજનો આ બનાવ હું પહેલાં કેવળ અશકય જ ધારતો હતો, પણ આ વાતમાં તો મેં મ્હારી આંખે આપના સતનોજ અનુભવ મેળવ્યો છે. આપના ઉપરથી હું આજે ધડો શિખ્યો છું કે જગતમાં અશકય જેવું કાંઇ છેજ નહીં."

આટલું કહી મહારાજને નમસ્કાર કરી તે સરજીઅને જતાં જતાં ડોકટર ગણુપતરાવને મળી મહારાજને માટે જો ફરી મ્હને પાછો બોલાવવાની જરૂર જણાય તો બે ફીકર રહી બોલાવજો, ખુશીથી હું આવીશ; એમ કહી તેણે જ્યારે રજા લીધી ત્યારે ડોકટર ગણુપતરાવે તેની ફી આપવા માંગતાં તે ભલા સરજીઅને તે લેવાની ના પાડી કહ્યું. "મહારાજ જેવા એક મહાજ્ઞાની

સત પુરૂષની મ્હારા હાથે જે નજીવી સેવા થઈ છે, તેટલુંજ મ્હને પૂરતું છે. મ્હારાં મોટાં ભાગ્ય હું સમજું છું, કે આવી પવિત્ર મૂર્તિની સેવા કરવાનું મ્હારે સારે નસીબે મ્હને મળ્યું, અને તે માટે હું તમારો ઉપકારી થયો છું. મહારાજ તરફની મ્હારી આ સેવા હું તમારી ફી લઈને વેચવા રાજી નથી, મ્હને ક્ષમા કરશો." આમ કહી તે ભલા પારસી ડાક્ટર ત્યાંથી વિદાય થયો.

મહારાજને જો કે બે ત્રણ દિવસો સૂધી કાંઈપણ ખોરાકી ન આપતાં માત્ર દૂધ અને કાફી ઉપર જ રાખવામાં આવ્યા હતા, તો પણ તે તાજા ઘાને લીધે અસહ્ય વેદના અને કળતર હવે થવા માંડી હતી. ડાક્ટર ગણપતરાવે સાતેક દિવસ સૂધી જાત જાતના મલમો લગાડી, વેદના દૂર કરવાના અનેક પ્રયત્નો કીધા, પણ આ સઘળાંથી તો દુ:ખ ઉલટું વધતુંજ જતું હતું; જેથી એક દિવસે ક્રોધ કરીને મહારાજ બોલ્યા;

"તમારા સઘળા ઉપાયો હવે બાજુએ મેલો, અને મ્હને હવે વધુ હેરાન નહીં કરો!" પછી ડાક્ટર ગણપતરાવની બાયડીને બોલાવી હુકમ કર્યો કે; "મ્હારે માટે ભિલામું, કાંદો અને હળદર લઈ તે સઘળાંને એક સાથે કુટી લાવો; પછી તેમાં ઘી મેળવી તેની એક પોટીશ તૈયાર કરી ઝટ લઈ આવો."

તેણીના આ કામમાં મદદ કરવા મહારાજે દામોદર નામે એક કમ્પાઉંડરને હુકમ કર્યો. તમાશો જોઈ ડાક્ટર ગણપતરાવે મહારાજને તેમ નહી કરવા આગ્રહ કર્યો, પણ શ્રીએ માન્યું નહીં.

ડાક્ટર ગણપતરાવની બાયડી તથા દામોદર કમ્પાઉંડરે મહારાજની જોઈતી 'પોલટીશ' તેમની રૂબરૂમાં જ તૈયાર કીધી, અને ત્રણે જણે સાથે મળી વારા ફરતી, તે વડે મહારાજના જખમને સેક કરવા માંડયો. લગભગ કલાકેક સૂધી આવો સેક કરવાથી મહારાજનું દુ:ખ કમતી થયેલું જણાયું. વળી બીજા ત્રણેક દિવસ સૂધી આવી રીતનો સેક કરવાથી સહેજ ફાયદો પણ માલુમ પડયો; પરંતુ ફરી હાજતની વેળાએ જે ને તે વેદના થતી રહી; કેમકે મસાની ગાંઠ જોકે કાપી કાઢવામાં આવી હતી તોપણ તેનું વહાડકાપ સંપૂર્ણપણે કરવામાં ન આવેલું હોવાથી, બાકી રહેલા થોડાક મસા બહાર નિકળી આવી પ્રથમની પેઠે મહારાજને હેરાન કરતા રહ્યા હતા. આ રીતે તે બિમારી આફતકારક નિવડી હતી. ડાક્ટર ગણપતરાવે ઘણાક પ્રયત્ન પછી કેટલાક મલમો અજમાવ્યાથી અંતે મહારાજની તે બિમારીનો ઘા મહા મહેનતે રૂઝાયો. મહારાજ આ સઘળું દુ:ખ સ્તુતિપાત્ર શાન્તિ અને સબુરીથી સહન કર્યા જતા હતા. ડાક્ટર ગણપતરાવે ફરી એકવાર સીવીલ સરજીઅનને બોલાવી મંગાવવાની સલાહ આપી, પણ એ માટે ના પાડતાં મહારાજ કહેવા લાગ્યા;"તેના કહેવા મુજબ મેં સઘળું કર્યું, અને વળી વગર

હાલવે ચાલવે હું સ્તબ્ધ પડી રહ્યો, કે જેથી તે પોતાનું કામ બરાબર પાર પાડે, છતાં તેણે તેમ કર્યું નથી, તો હવે ફરી પાછા તેને ત્યાં મ્હારા માટે બોલાવવાની કાંઈજ જરૂર નથી. તેણે પહેલાંથી જ શા માટે પોતાનું કામ વાસ્તવિક રીતે ન કર્યું ?"

મહારાજ હવે સઘળો વખત પોતાની ઓરડીમાંજ વિશ્રાંતિમાં પડી રહેતા હતા. પાછળથી સીવીલ સરજીઅનને પુછાવતાં તેઓએ મહારાજને ખાવા પીવાની રજા આપી હતી, જેથી હવે તેઓ દહાડામાં બે ત્રણવાર ખાતાપીતા થયા. ડોકટર ગણુપતરાવ પોતાના કામથી ફારેગ થઈ પોતાની સ્ત્રી ભેગા મહારાજના પગ આગળ આવી બેસતા, અને મહારાજ પણ તે પ્રેમી જોડાંને ઉપદેશો આપી, ઈશ્વર સંબંધી વિષય કે ધર્મ સંબંધી વિવેચનો કહી સંભળાવતા, તથા ભલી જીંદગી કેવા પ્રકારે ગાળવી તેના સુંદર પાઠો આપતા હતા. મહારાજની આગલી શારીરિક શક્તિ ફરી પાછી સહેજસાજ આવતાં, તેઓ હવે ફરહર કરવા લાગ્યા. તેઓ કદી ગામમાં તો કદી ગામની બહાર પણ ભટકતા જણાતા. ડોકટર ગણુપતરાવે પોતાના સગાસ્નેહીઓને મહારાજના દર્શનનો લાભ લેવા ગામે ગામથી બોલાવી મંગાવ્યા હતા. મહારાજે હવે શીંડી છોડી જવાનો ઠરાવ કીધો; પરન્તુ તે પહેલાં ખડકપૂરની મંડળીએ ડોકટર ગણુપતરાવને ખબર પહોંચાડી કે, નજદીક આવી પુગેલા દુર્ગાપૂજાના તહેવારની તેઓને મળનારી રજાના દિવસોમાં તે સઘળાંઓ મહારાજના દર્શનાર્થે શીંડી આવનાર હોવાથી દરેક વ્યવસ્થા કરવા મહેરબાની કરવી. રેલવેની પાસ પણ તેઓએ અગાઉથી કહડાવી તૈયાર રાખી હતી. આ કારણે શીંડી છોડી જવાનો ખ્યાલ મહારાજને તે વેળાએ પડતો મેલવો પડયો.

અંતે દશેરાની બરાબર ચાર દિવસ અગાઉ ખડકપૂરની મંડળીનો મોટો ભાગ શીંડી આવી પહોંચ્યો; જેમાં બ્રાહ્મણ, મદ્રાસી, તેલંગી અને બંગાલી સ્ત્રી પુરૂષો પણ હતાં. ડોકટર ગણુપતરાવે તે સઘળાંઓને ઉત્સાહપૂર્વક આવકાર આપ્યો, અને તેઓને પોતાને ત્યાં પરોણા લેખે ઉતારો આપ્યો. કમ્પાઉન્ડની જગ્યા મોટી હોવાથી તથા રહેવાની સગવડ પૂરતી સંભાળથી કરેલી હોવાથી સઘળાં પરોણાં આરામથી રહી શકયાં હતાં. મંડળી પૈકી સર્વ ભકતો એક પછી એક વારા ફરતી આવી મહારાજના દર્શન લેતાં ગયાં, જેઓને મહારાજ સ્નાન કરી ખાઈને થોડીકવાર વિશ્રાંતિ લેવા સૂચવતા ગયા. ડોકટર ગણુપતરાવે અગાઉથી સઘળાંઓને મહારાજની બિમારી માટે ચેતવેલાં હોવાથી, તથા તે સઘળાં પણ મહારાજના વિચિત્ર સ્વભાવથી માહિતગાર થએલાં હોવાથી ગુપચુપ દર્શન લઈ, મહારાજની આજ્ઞાને માન આપી વિખરાવા લાગ્યાં. આ મંડળી પૂરો એક હપતો ત્યાં શીંડીમાં જ રહેનાર હોવાથી, મહારાજના માનમાં મોટો ઉત્સવ કરવાનો તેઓએ માંહે માંહે ઠરાવ કીધો.

મહારાજના શીંડીના વસવાટ વીશે ત્યાંના જે લોકો હમણા સુધી અજાણ હતા, તેઓ ખડકપૂરથી આવેલી આ મંડળીને જોઈને તથા મહારાજને પગે લાગતાં જોઈ, રફતે રફતે તેઓ પણ મહારાજના દર્શન અર્થે મોટી સંખ્યામાં આવતાં થયાં. વળી ડોકટર પીલેએ પણ પુષ્કળ લોકોને નાગપૂરથી મહારાજના દર્શન અર્થે શીંડી રવાના કર્યાં હતાં, જેથી મહારાજ આગળ લોકોનો મોટો જમેલો નજરે પડવા લાગ્યો. આવી ધમચકરીમાં ઓચ્છવ શરૂ થયો. ચાલુ પાંચ છ દિવસો સૂધી મોટા પાયા પર ઉત્સવ થતો રહ્યો, જેમાં નારાયણરાવ ખાડીલકરે પોતા તરફથી લાડુનો ભંડારો આપ્યો, ડોકટર ગણપતરાવે પણ તેવોજ એક ભંડારો કર્યો, અને બાકીના બીજા બે ત્રણ બહારના ગૃહસ્થોએ પણ તેઓની નકલ કરી મોટા ભંડારા આપ્યા. આ રીતે ગામના બ્રાહ્મણો તથા તમામ ગોર ગરીબોને ચાલુ ભોજન અપાતાં રહ્યાં હતાં.

## પ્રકરણ ૨૮ મું.

### ખડકપૂરથી એકદમ નાગપૂર જઈ પહોંચવાનો ચમત્કાર.

सत्यं ज्ञान मनन्त ब्रह्म योवेद निहितं गुहायां परमे व्योमन् ।
सोऽश्नुते सर्व्वान् कामान सह ब्रह्मणा विपाश्चिता ॥

જે સત સ્વરૂપ, જે જ્ઞાન સ્વરૂપ, જે અનંત સ્વરૂપ બ્રહ્મને પોતાના પરમ આકાશમાં આત્મસ્થ કરીને સમજે છે, તે સર્વજ્ઞ પરમેશ્વરની જોડે સર્વ કામનાનો ઉપભોગ કરે છે.

એક દિવસે મહારાજ ખુશ મીજાજમાં હોવાથી, ખડકપૂરની મંડળીએ પોતાનો સંશય મટાડવા થકી મહારાજને પૂછયું કે; “ખડકપૂરથી રેલ્વ મેલની ઝડપ કરતાં પણ વિશેષ ઝડપે નાગપૂર કેવી રીતે તેઓશ્રી ગયા હતા? જ્યારે ડાકટર પીલે તરફથી હમોને તેલીગ્રામ મળ્યો કે, આપ સુખરૂપ નાગપૂર આવી પુગા છો, ત્યારે હમોએ દાંતમાં આંગળાં કરડયાં, કે આવો નહિ બનવા જોગ બનાવ કઈ રીતે બનવા પામ્યો હશે!” આ સવાલનો જવાબ આપતાં લગાર રમુજ કરીને ત્યાં બેઠેલી મીરાંબાઈ તરફ આંગળી દેખાડી પોતેશ્રી બોલ્યા;

“આ મીરાંબાઈની તે કારસાજી હતી, જેણી આટલા થોડા સમયમાં મ્હને નાગપૂર ઘસડી લઈ ગઈ હતી! રાતના લક્ષ્મીબાઈએ મ્હારૂં ભોજન બાંધી આપી મ્હને ખડકપૂરથી રવાના કરવાની સઘળી તૈયારીઓ રચવા માંડી. જ્યારે બીજી સહવારે સકાળે મીરાંબાઈ ત્યાં હાજર થઈ ત્યારે તેણીની જોડે જવા મ્હને લક્ષ્મીબાઈએ ફરમાવ્યું. હું તે ભોજન મ્હારા હાથમાં લઈ મીરાંબાઈની સાથે પડવીમાંથી બહાર નિકળ્યો; પછી જંગલો, નદી, નાળાંઓ, ખેતરો અને પોચી

રસ્તાઓ પસાર કરાવતી આ હામ આગળ અને આગળ મ્હને મીરાંબાઈ ઘસડી જતી હતી! છેક બપોરે બારને શુમારે હમે એક ગીચ જંગલમાં આવી પહોંચ્યાં. હું તદ્દન થાકીને બીલકુલ લોટપોટ થયો હતો, જેથી મેં મીરાંને કહ્યું;

"તું મ્હને કયાં લઈ આવી? આપણે કયાં જઈશું? હું તો હવે બહુજ થાકી ગયો છું, અને ભૂખ તથા તરસથી હવે તો મ્હારો પ્રાણ જાય છે!"

હમો કયાં આવ્યાં હતાં અને કયાં જનાર હતાં એ કશુંએ ન જાણતાં, હું તો માત્ર સઘળું મીરાં ઉપર જ છોડી બેઠો હતો. હમોએ ત્યાં આવેલાં એક ઝાડની હેઠળ બેસી, સાથે લાવેલું ભોજન પેટ પૂરતું ખાઇ લીધું; પણ મ્હને પાણીની તરસ પુષ્કળ લાગવાથી મેં મીરાંબાઈને થોડુંક પાણી કેઠેથી પણ લાવવા જણાવ્યું. ત્યાં તો સઘળે વેરાન જંગલ જ જણાતું હતું, જેથી આવી જગ્યાએ પાણી મેળવવાની અમોને જરાએ આશા રહી ન હતી. મેં અને મીરાંએ આસપાસ સઘળે નજર કીધી, પણ પાણીની સહેજ પણ નિશાણી કયાંએ જણાઈ નહિ. હવે હમો ઉઠી ઉભાં થયાં, અને પાણીની શોધમાં આગળ ચાલ્યાં તેટલામાં તે જંગલમાં ઠેઠ દૂર હમોએ ન્હાનો બગીચો દીઠો, જે જોઇ મીરાં બોલી;

"પેલો દૂર દેખાતો મનહર બગીચો જ આપણને કહી આપે છે કે, ત્યાં પાણી છે; ચાલો, આપણે ત્યાં જઈ તરસ છીપાવ્યે."

ભર ઉમેદમાં હમો આગળ વધ્યાં તો જણાયું કે, તે બગીચામાં એક ન્હાની ઝોંપડી પણ હતી. હમે તે બગીચા આગળ આવી પુગાં, જ્યાં એક પાકો કુવો હતો, જેના પર વળી પથ્થરની ચોખાડ બાંધવામાં આવી હતી. આ ચોખાડને દરવાજા જેવું એક ઢાંકણ જડી તાળું મારવામાં આવ્યું હતું. આ પ્રમાણે તે કુવો મજબુત રીતે બંધ રાખવામાં આવ્યો હતો.

"જોકે આ એક કુવો છે અને એમાં પાણી પણ છે," મીરાંએ મ્હને સમજાવવા માંડયું; "પરંતુ તે ઉપરના ઢાંકણને તાળું મારી કુવો બંધ કરવામાં આવ્યો છે!" આ ઉપરથી મીરાંને તેની સમજ આપતાં મેં કહ્યું:—"હું નહિ ધારતો, કે આ કુવો હોવો હોય, કારણ કે વસ્તી વગરના આવાં એક બીયાબાન જંગલમાં કુવાને તાળું મારવાની જરૂર જ શી હોય?" કાંઇ પણ જવાબ આપ્યા વગર મીરાંબાઇ પેલી ઝોંપડી આગળ ગઈ. એવામાં એક ઘરડા મુસલમાન ગ્રહસ્થે દેખાવ દીધો, અને ડોળા કાઢી મીરાંને જોઇ બોલ્યો; "કેમ રે! એઈ!" મીરાંએ બીન દેહસતે હિમ્મતથી જવાબ દીધો; "હમો ઘણાંજ તરસ્યાં થયાં છીએ, અને આ ઉજડ બિયાબાનમાં અમને કેઠે પાણીની નિશાણી પણ જણાતી નથી, માટે આ તમારા વાવમાંનું પાણી પીવા દો."

"જાઓ હાંથી;" વૃધ્ધ મુસલમાન ઘાંટો પાડી બોલ્યો; "આ કુવામાંનું પાણી તમારા જેવાં માટે નથી. મ્હારા સિવાય બીજું કોઈ પણ તે સાંકેલું

પાણી ન પીએ એટલા માટેજ મેં ખાસ આ કુવાને ઢાંકણુ લગાડી તાળું મારેલું છે. પણ સબર; "હે છોકરી!" તે ઘરડા શખ્સે મ્હારી તરફ આંગળી બતાવીને મીરાંને પૂછયું; "ત્હારી સાથે આ બીજું કોણ છે?"

"એ મ્હારા પિતાશ્રી થાય છે." મીરાંએ સાવચેતીથી શાંતપણે જવાબ દઇ પાણીને માટે પાછી ભારે કાકલુદી કરવા માંડી, જેના પરિણામે અંતે તે ડોસો પિગળ્યો, અને પેલા કુવાના ઢાંકણુના તાળાંની ચાવી મીરાંને આપતાં સખ્ત તાકીદ ફરમાવી કે, ઝટ પાણી પી લઈ, પાછી તે ચાવી આણી આપવી. મીરાં ઉપકાર સાથે તે ચાવી લઈ કૂવા તરફ ફરી; અને હું પણ તેણીની પાછળ ગયો. પેલી ચાવી વડે કૂવાનો દરવાજો ઉઘાડતાં તેમાં નિર્મળ સ્વચ્છ પાણી હમને જણાયું. પીવા લાયકનું તે પાણી હતું ખરૂં, પણ તે કહાડવા માટે હમારી પાસે કાંઈ સાધન ન હોવાથી હવે હું પોતે પેલા વૃદ્ધ મુસલમાનની ઝોંપડી ભણી ગયો, અને તેની પાસે બાલદીની માંગણી કરી, જે વગર આનાકાનીએ તેણે મ્હને લાવી આપતાં તે જઈફ શખ્સ બોલ્યો;

"જૂઓ, સાંભળો, કૂવાનું પાણી માત્ર પીવાનાજ ઉપયોગમાં લેજો, બીજા કોઈ કારણુસર તે પાણીનો વધારે ઉપયોગ કરી અમસ્થું બગાડશો ના!"

તેના કહેવા મુજબ કરવાની 'હા' ભણી મેં તે બાલદી લઈ મીરાં આગળ જઇ તેણીની મદદ વડે કુવામાંથી પાણી કહાડયું ખરૂં, પરન્તુ તે તો દેખાવમાં ગધેડાનાં મૂત્ર જેવા રંગનું જણાયું. તે જોઇ હમો બન્ને અચરત થયાં, અને હું તો પહેલાં જો કે તે પીતાં અચકાયો, પણ મીરાંએ મ્હને ખરૂંજ કહ્યું કે;

"જે હોય તે, પી જવું પડશે જ, જેથી કાંઇ નહિ તો માત્ર આપણી તરસ તો છીપાશે."

તેણીના કહ્યા મુજબ મેં મ્હારી બન્ને આંખો બંધ કરી તે ગન્દુ પાણી પી લીધું. તે પીતી વેળાનું કૌતક હું તમને શું કહું! તે મેલું અને ગન્દીલું જણાતું પાણી સ્વાદમાં બેહદ સ્વાદિષ્ટ અને લેઝતદાર હતું. મ્હારી અચરતીમાં મીરાં પણ હવે સામેલ થઇ, કેમકે તેણીએ પણ તે પાણી પી અજાયબીના ઉદ્‌ગારો કાઢવા માંડયા.

એ પછી મેં તે પાણીથી અંગોળ કરવાની મીરાં પાસે વાત છેડી; પણ તેણી પેલા ઘરડા મુસલમાનથી બીહતી હોવાથી તથા તેને મળેલી તાકીદનો ભય રાખી, મ્હારા વિચારો પડતા મેલવા મ્હને તેણે સમજાવ્યો. મેં તો હઠ લીધી, અને ગમે તે પરિણામ આવે તો પણ તે પાણીથી સ્નાન કરવા હું તૈયાર થયો. પછી હમે બન્ને જણા બાલદી ભરી ભરીને તે પાણીથી નાહ્યાં, પણ જેવાં હમો અંગોળી રહ્યાં કે તુરત તે જઈફ મુસલમાન હમારી બરાબર સામે આવી ઉભો, અને રાતો પીળો થઈ ભૂંડના જેવી આંખ્યો કહાડી ગુસ્સાના

આવેશમાં બહુ ગલીચ ગાળો દઈ ભાંડ ભાષા વાપરવા લાગ્યો. હમે બન્ને શાંત ઉભાં હતાં, જેથી તે વધુ રિસે ભરાઈ બોલ્યો;

"ચાંડાળો! અપવિત્ર શેતાનો! મ્હારા ના કહેવા છતાં પણ તમોએ મ્હારા હુકમનો અનાદર કરી, આ વાવમાંના પાણીથી સ્નાન કરવાની સરકસી કેમ કીધી? શું આ તમારી બ્રાહ્મણ રૂઢી છે? તું બોલ રે! ઓ કમબખ્ત છોકરી! મ્હને ખુલાશો કર!"

**મીરાં** જો કે બીહ ગઈ હતી, છતાં તેણી હિમ્મતથી ખુલાસો કરતાં મ્હારા તરફ ઈશારો કરતાં બોલી;

"સાહેબ! શાંત થાઓ! તમો આ મ્હારા પિતાશ્રીને ઓળખતા નથી, અને તેથીજ આવું ઘેલું ગાંડું બકો છો! મ્હારા પિતાશ્રી એવી તો ઉચ્ચ ઇશ્વરી હાલતે પહોંચી ચુકયા છે કે, મોટામાં મોટા અને સર્વથી શ્રેષ્ટ બ્રાહ્મણ એઓ જ છે!"

"તું ભૂલે છે, છોકરી!" તે ઘરડો મુસલમાન હવે શાંત પડતાં બોલ્યો; "હું આ ત્હારા પિતાને ઘણી સારી રીતે ઓળખું છું. હમો બન્ને બચપણના ઇષ્ટ મિત્રો હતા, પણ અફસોસ, એ પોતે મ્હને ભૂલી ગયા છે, અને ઓળખતા જણાતા નથી! હરકત નહિ; તમો હવે ચાલ્યાં જાઓ!"

હું અને **મીરાં** હવે તે ઘરડા મુસલમાનને ત્યાં જ પડતો મેલી, હમારી મુસાફરીમાં આગળ વધવા સારૂ તે જગ્યા તજી ગયાં. માર્ગમાં જતાં જતાં મેં તે ઘરડા મુસલમાન વિષે **મીરાં**ને પૂછતાં, તેણી ગંભીરાઇથી મ્હને કહેવા લાગી:- "તે ઉચ્ચમાં ઉચ્ચ સ્થિતિ પ્રાપ્ત કરી ચુકેલો એક સાચો ફકીર છે!" પછી મેં ફરીને તેણીને સવાલ કર્યો:-"તે તો રહ્યું; પણ આપણે જવાના કયાં?"

"હું પણ તે જાણતી નથી." **મીરાં**એ ઠંડે પેટે જવાબ દીધો. થોડી વાર પછી વિચાર કરી મેં કહ્યું; "આપણે અમસ્થાં ભટકીએ તે કરતાં ચાલ ત્હારે ઘરે જઇએ." "નાગપૂરમાં મ્હારા સસરાનું ઘર છે;" **મીરાં** બોલી; "તો ચાલો, આપણે ત્યાંજ જઇએ."

હું પણ ત્યાં જવા રાજી હતો, જેથી હવે હમે ઝડપથી કુચ કીધી. **મીરાં** મ્હારો હાથ ઝાલી યા હોમ આગળ ધસતી જતી હતી. અંતે બીજી સહવારે છ કલાકને શુમારે હમો કામટીની નજીક એક જંગલમાં આવી પહોંચ્યાં, જયાંથી **મીરાં**એ પોતાની માસીનું મકાન મ્હને દેખાડયું. દિવસની વેળાએ પૂર ઝઝકળાંમાં નાગપૂરમાં દાખલ થવું હમારે માટે બીલકુલ નકામુ જ હતું, જેથી ત્યાં જ જંગલમાં જ થોભી જવા જણાવી, છેક મોડી રાત સૂધી હમો બન્ને ત્યાં જ રહ્યાં; અને પછી પૂરાં અંધારાંનો લાભ લઇ શહેરમાં દાખલ થયાં. હું અગાઉ નાગપૂરમાં ડોકટર **પીલે**ને ત્યાં રહી ગએલો હોવાથી, તેની યાદ આવતાં

જ મેં હવે મીરાંબાઇને અરજ કીધી કે, મ્હને ડાકટર પીલેના મકાને લઈ જા. રાત્રે અગીઆરેકના શુમારે તેણી મ્હને ડાકટર પીલેના મકાને દોરી લઈ ગઈ, પણ ઘરનો દરવાજો માંહેથી બંધ હોવાથી, તેમજ ઘરનાં સઘળાં નિદ્રાવશ થએલાં હોવાથી સહવારૂં પડતાં સૂધી મેં ઘરની બહાર જ આરામ કરવાનો નિશ્ચય કર્યો, જેથી મીરાં મ્હને ત્યાંના વરંડા પર સુવાડી, પોતે ઉતાવળે ત્યાંથી ચાલી ગઈ.

આ ખુલાસા પછી તમો હવે જાણી શકયાં હશો, કે મીરાંબાઈના પ્રતાપે હું કઇ રીતે ખડકપૂરથી જોઈએ તે કરતાં પણ વધુ ઝડપે નાગપૂર આવી પહોંચ્યો. આ હકીકત સાંભળીને મીરાંબાઇ જે ત્યાંજ હાજર હતી, તેણીએ અતિ અજાયબી અને ઈંતેજારીથી મહારાજને પૂછયું:—

“મહારાજ ! આ બાબતથી હું તો કેવળ જ અજાણ છું, એ વિષે હું પોતે તો કાંઈ જાણુતી જ નથી, અને એવું કાંઇ બન્યું હોય તેનું મ્હને તો બીલકુલ ભાને નથી !”

“આ સઘળું તેંજ કીધું;” મહારાજ બોલ્યા; “અને તે છતાં તું મ્હને આ સઘળાંઓ દેખત જુઠો પાડે છે ?”

મહારાજની આ ન સમજી શકાય એવી વિચિત્ર હકીકતથી, મીરાં જેટલાંજ બીજાં સઘળાં વિસ્મય પામ્યાં, અને સઘળાં જ વિચારના વમળમાં પડયાં. આ વાત હાં જ પૂરી થઈ.

આ પ્રમાણે એક હપતો ડાકટર ગણપતરાવને ત્યાં મહારાજના સત સંગમાં ગુજાર્યા બાદ, ખડકપૂરની મંડળી શીંડી છોડી પાછી પોતાને વતન ઉપડી ગઈ. મહારાજથી છુટાં પડતી વખતે તેઓની આ માનીતી અને પ્રેમી ઈશ્વરી મૂર્તિની જૂદાઈમાં મંડળીનાં સઘળાંઓ જાર જાર રડયાં, અને મહારાજ પોતે પણ તેમના આવા સાચા, દયાળુ અને ભલા ભકતોની પોતાના પ્રત્યેની પ્રેમની લાગણીથી આંસુ ટપકાવતા બેઠા.

ડાક્ટર ગણુપતશવના ભંડારામાં ભાગ લેવા પુષ્કળ બ્રાહ્મણો આવ્યા હતા; જેઓમાં શ્રી ગણુપતિનો “શીંડી” નો (શ્રી ગણેષનો) ઉપાસક બ્રાહ્મણ પણ હતો, જે માત્ર શ્રી ગણપતિ સિવાય બીજા કોઇ પણ દેવને પુજતો કે ગણકારતો ન હતો. શ્રી ગણેષની ઉપાસનામાં પોતે જાતે રાંધેલાં ભોજન સિવાય બીજા કોઈના હાથનું કશું પણ તેને ખપતું ન હતું, તેમજ મહિનાના ચોક્કસ દિવસોએ ખાસ ઉપવાસો રાખવા પડતા હતા, વિગેરે અનેક વ્રતો તે દ્રઢતાથી પાળતો હતો. આઠ વરસની ન્હાની વયથી તે વૃદ્ધાપકાળ સૂધી તે બ્રાહ્મણે શ્રી ગણુપતિની ભક્તિ પરિપૂર્ણ કરવામાં જ પોતાની જીંદગી ગાળી હતી; જેથી આવી ભક્તિના સાચા પ્રેમના યોગે તે કેટલીકવાર શ્રી ગણેષના સાક્ષાત દર્શન પણ લઈ ચૂકયો હતો.

આવા એક શ્રી ગણેષ-પ્રસન્ન ધર્મી બ્રાહ્મણને તે દિવસના ભંડારાના જમણમાં ડોકટર ગણપતરાવે ખાસ નોતર્યો હતો; તે બ્રાહ્મણે એટલીજ હા પાડી હતી કે, મહારાજના દર્શને તો તે જરૂર જ આવશે, પરંતુ ભંડારામાં કદી પણ ભાગ લઈ શકશે નહિ. કારણકે કડક વ્રત પ્રમાણે બચપણથી જ તે કોઈના હાથે રાંધેલું ભોજન ખાઈ ન શકતો હોવાથી, ભંડારાનું ભોજન પણ ખાવું તે ઉચિત ધારતો ન હતો. વળી શ્રી ગણેષના લીધેલાં વ્રત પ્રમાણે તે દિવસ તેના ઉપવાસનો પણ હતો, જેથી કોઈ તેને ખાવા માટે બળ જબરી કે આગ્રહ કરી શકે તેમ પણ હતું નહિ.

અંતે ભંડારાને વખતે તે બ્રાહ્મણ મહારાજના દર્શને આવ્યો, અને નમસ્કાર કરી રહ્યા પછી તેઓની છેક પાસે જઈ બેઠો. આ વેળાએ મહારાજની સામે ભંડારાનું નૈવેદ લાવી મેલવામાં આવ્યું હતું, જેમાંથી મહારાજે બેસનનો એક લાડુ ઉપાડી પેલા બ્રાહ્મણને ખાવા માટે આપ્યો! પેલા બ્રાહ્મણે તે લાડુ લીધો, અને મહારાજને શ્રી ગણેષનો જ અવતાર માની, પોતાને આપવામાં આવેલો લાડુ પોતાના ઈષ્ટ દેવના જ પ્રસાદ તરીકે પૂર્ણ શ્રધ્ધાથી વગર અચકાવે આનંદથી ખાઈ ગયો! તે લાડુ ખાતાં ખાતાં, તેની દ્રષ્ટિ મહારાજ ઉપર પડી, તો ત્યાં મહારાજની જગ્યાએ શાક્ષાત ગણપતિ જ તેને દેખાત! મહારાજને પોતાની સામે શ્રી ગણેષનો અવતાર ધારણ કરેલા જોઈ તે બ્રાહ્મણ હર્ષના આવેશમાં એક બાળકની પેઠે ડચકાં ખાઈ નવધાર આંસુઓ ટપકાવતો જાર જાર રડવા લાગ્યો; અને પછી જમીન ઉપર લાંબો છટ પડી સાષ્ટાંગ નમસ્કાર કરતો બોલ્યો; "ગુરૂદેવ શ્રી ગણેષને આટ આટલાં વરસોથી પુજતાં તેનું પૂરૂં ફળ મ્હને, આજ જ મળ્યું છે; જેથી હવે આજથી હું તે વ્રત તજી દઈશ! જે પરિણામને માટે હું તે વ્રત ધારણ કરી રહ્યો હતો, તે પરિણામનો અંત આવ્યો છે, અને શ્રી ગણપતિનાં શાક્ષાત સ્વરૂપના આજે મેં દર્શન લીધાં છે! જય ગણેષ! જય શ્રી ગણપતિ!"

ગુરુ ગોવિંદ દોનું ખડે, કિનકું લાગું પાય;
બલિહારી ગુરુકી જીને, ગોવિંદ દિયો બતાય.

મહારાજે તે બ્રાહ્મણને આ વિષે હકીકત પૂછતાં તે હાથ જોડીને બોલ્યો:—

"મહારાજ! મ્હારી બાલ્યાવસ્થાથી તે છેક વૃધ્ધાવસ્થા સૂધી હું શ્રી ગણેષને જ માનતો અને પુજતો આવ્યો છું. સર્વદા હું તેમનું જ સ્મરણ કરી, માત્ર તે શ્રીને જ ભજતો રહ્યો છું, તો જો કે મ્હને ઘણીક વાર તેઓશ્રીએ શાક્ષાત દર્શન પણ આપ્યાં છે, પરન્તુ તે શ્રીજીની જીવંત મૂર્તિના સંપૂર્ણ દર્શન તો મ્હને આજે જ થયાં છે! હવે આપ મ્હને ભંડારાનું ભોજન પણ ખાવા

ફરમાવો તો તેમ કરીશ, કેમકે મ્હારી ભકિત અને સેવાનું ફળ મ્હને પ્રાપ્ત થઈ ચુકયું છે, અને મ્હારૂં લીધેલું વ્રત પણ પૂરૂં થયું છે !"

મહારાજે કશો જ જવાબ ન આપવાથી તે બ્રાહ્મણ થોડીકવાર થોભી, ત્યાંથી રવાના થયો.

નાગપૂરમાં રહેતા આત્યા નામના, હઝરત સાંઈબાબાના એક પરમ ભકત ફોટોગ્રાફરને હાથે ગણુપતરાવ ડોકટરે મહારાજનો ફોટો પણ લેવડાવ્યો હતો. શીંડી ગામના વતનીઓ ભેગા દવાખાનામાં આવતાં દર્દીઓ પણ હવે મહારાજનાં દર્શને આવતાં થયાં. ત્યાર પછી મહારાજની હાલતમાં કાંઇક ફરક પડતો જણાયો. હવે તેઓ વારંવાર ડોકટર ગણુપતરાવ તથા તેની બાયડીને બહુજ માર મારી ગાળ ગળોચ કરવા લાગ્યા. એક વેળાએ તો ડોકટર ગણુપતરાવને તેઓએ નાગફેણી એટલે તાડના ઝાડના ઝાડુ વડે પુષ્કળ માર માર્યો; છતાં ડોકટર અને તેની બાયડી આ સઘળું શાંતપણે પ્રેમની ઉંડી લાગણીથી સહન કર્યાં જતાં હતાં.

કેટલીકવાર મહારાજ રિસે ભરાઇ પોતાની ઓરડી તજી જઇ ગામની બહાર નિકળી પડતા, અને ઠેઠ દૂર આવેલી એક ન્હાની પડી ભાંગેલી તથા વપરાસમાં ન આવતી ઉજડ પડવીમાં કલાકો સૂધી પડી રહેતા હતા. આ પડવીમાં તુરતની જન્મેલી એક કૂતરી પણ હતી, જે મહારાજ સિવાય બીજા કોઈને પણ તે પડવીમાં દાખલ થવા દેતી ન હતી. આ વખતે ડોકટર ગણુપતરાવ તે પડવીમાં વટીક મહારાજનું ભોજન લઇ આવતો હતો. કોઈ કદાચ બીજા પ્રસંગે દામોદર કમ્પાઉંડર મહારાજને સમજાવી પડવીમાંથી પાછા તેમની ઓરડીમાં લઈ આવવા ફતેહ પામતો હતો. આવી રીતે દિવસો વહેતા ચાલ્યા.

નાગપૂરથી શંકરરાવ અને તેની સ્ત્રી શીંડીમાં મહારાજના દર્શને વારંવાર આવતાં, અને પોતાના નાગપૂરના મકાનમાં પધારવાને મહારાજને હર હંમેશ વિનંતિ કરતાં હતાં. એજ પ્રમાણે શામરાવ અને તેની સ્ત્રી જે મહારાજને અવિચળ પ્રેમ ભકિતથી ભજતી હતી, તેઓ પણ નાગપૂરથી શ્રીજીના દર્શને આવતાં, અને પોતાને ત્યાં પધારવાની મહારાજને ચાલુ વિનંતિ કર્યાં જતાં હતાં. ભંડારાના દિવસોમાં પણ જ્યારે તેઓ શીંડી આવ્યાં હતાં, ત્યારે ફરી ફરીથી મહારાજને તેઓએ આમંત્રણ આપ્યા કીધું, જેનો મહારાજે "આગળ ઉપર જોઈશું"નો ટુંકો જવાબ આપ્યા કીધો. થોડા દિવસ પછી વળી પાછા શંકરરાવ અને તેની સ્ત્રી મહારાજની મુલાકાતે આવ્યાં. શંકરરાવે મહારાજને પોતાની સાથે તેડી જવાને અતિશય વિનવ્યા, પણ મહારાજે તેની અરજ નામંજુર કીધાથી તે પોતાની સ્ત્રીને ત્યાં જ, મહારાજ આગળ જ છોડી ચાલતો થયો. જતી વેળાએ તેણે પોતાની સ્ત્રીને એવો હુકમ કર્યો હતો કે, જ્યાં સૂધી મહારાજ આપણે ત્યાં પધારવા કબુલ થાય નહિ ત્યાં સૂધી તેણીએ ત્યાં જ પડી રહેવું !

આ બન્ને હઠીલાં પણ પ્રેમી જોડાંની માંગણી પ્રમાણે તેમની મનોકામના પૂરી કરવા ડાક્ટર ગણુપતરાવે મહારાજને બહુ બહુ સમજાવવા માંડયા; જેના પરિણામે અંતે તેમને ત્યાં જવા તેઓશ્રી કબુલ થયા; એવી શરતે કે તેઓ એક દિવસ એકને ત્યાં તો બીજો એક દિવસ બીજાને ત્યાં રહી ત્રીજેજ દિવસે પાછા શીંડી ફરે! શામરાવ તથા તેની સ્ત્રીને ડોક્ટર ગણુપતરાવ અને મહારાજ વચ્ચે થએલી આ વાતની કિંવા શરતની બીલકુલ ખબર જ ન હતી. કર્મ સંજોગે મહારાજ જે દિને શીંડીથી ઉપડવા તૈયાર થયા હતા, તેજ દિને તે બન્ને ધણી ધણીઆણી મહારાજના દર્શને આવી ચઢયાં. તે દિને સાંજ સૂધી તેઓ ત્યાંજ રહ્યાં, અને પછી શામરાવ, સાળુબાઈ અને પાર્વતીબાઈ મહારાજને પોતાની સાથે લઈ નાગપૂર ઉપડી ગયાં. તે સઘળાં રાત્રે નાગપૂર જઈ પહોંચ્યાં. મહારાજને પ્રથમ પોતાને ત્યાં તેડી જવા માટે બંને ટોળીમાં મતભેદ પડયો, જેનું નિરાકરણ મહારાજે પોતે કર્યું, અને તેઓએ પ્રથમ પાર્વતીબાઈને ત્યાં, પછી સાળુબાઈને ત્યાં જવાનું નકકી કર્યું, આ ઉપરથી ગણુપતરાવ અને તેની સ્ત્રી પાર્વતીબાઈ મહારાજને પ્રથમ પોતાને ત્યાં તેડી ગયાં, જ્યાં માળ ઉપર તેઓને જગ્યા કરી આપવામાં આવી. તે એક મજલાનું સુંદર મકાન હતું, જેના ઉપલા મજલા પર ગણુપતરાવ અને તેનું કુટુંબ રહેતું હતું, જયારે હેઠળનો ભાગ ખાલી અને પડત પડી રહ્યો હતો. રાત્રિના વખતે, જતાં બરાબર જ મહારાજે સઘળાંઓને આરામ કરવા ફરમાવી પોતે પણ આરામ કરવા ત્યાં જ પોઢયા. બીજી સહવારે સકાળે બેદાર થઈ, મહારાજ તે મકાનમાં ઉપર હેઠળ સઘળે ફરી વળ્યા, અને હેઠળના ભાગમાં આવેલી એકાંત જગ્યા પોતે પસંદ કરી, ત્યાંજ હવે પોતે પડી રહ્યા. આ વેળાએ શામરાવ અને સાળુબાઈ મહારાજનાં દર્શને આવ્યાં અને પોતાને મકાને શ્રીજી કયારે પધારશે એમ પૂછતાં, મહારાજ એક બે દિવસમાં આવવાનું જણાવી તેઓને શાંત પાડયાં.

---

## પ્રકરણ ૨૯ મું.

## મહારાજની દેવ રૂપે થવા લાગેલી પૂજા.

सर्व्वव्यापिनमात्मानं क्षीरे सार्पिरिवार्पितम् आत्मविद्या ।

तपोमूलं तद्ब्रह्मोपनिषत्परम् तद्ब्रह्मोपनिषत्परमिति ॥

જેમ દૂધમાં ઘી ભરાઈ રહેલું જ હોય છે, તેમ સર્વમાં વ્યાપી રહેલો, તથા આત્મજ્ઞાન અને તપશ્ચર્યાથી જ જે પ્રાપ્ત થાએ એવો આત્મા, તેને જે સતથી તથા તપશ્ચર્યાથી શોધે છે તે તેમાંજ લબ્ધ થઈને તેનેજ પ્રાપ્ત કરે છે.

નાગપૂરની મ્યુનિસિપાલીટીના મુખ્ય સભાસદોમાંના એક, દારોગા સાહેબ બાળકૃષ્ણપંત, જે સત પુરૂષોના ભાવિક ભકત હતા, તેઓ ડો૦ ગણુપતરાવને

ત્યાં મહારાજના આવી પહોંચ્યાની બાતમી મળતાંજ હર્ષને આવી ચઢયા; અને સાષ્ટાંગ નમસ્કાર આપી થોડોવાર ત્યાં બેઠા પછી તેઓ કહેવા લાગ્યાઃ

"મહારાજ! હું આપનો ચરણરજ છું, માટે મજ પર કૃપા કરી માત્ર એક જ દિવસના માટે સેવકના મકાનને પોતાના પવિત્ર પગલાંથી પાવન કરો, હું મ્હારા જન્મનું પૂરૂં સાર્થક થએલું સમજીશ; મ્હારા પર દયા લાવી મ્હને ના પાડશો નહિ, એવું હું પગે પડી માંગી લઉં છું!"

"તેમ કદી બની શકશે નહિ;" મહારાજે જવાબ દીધો; "નાગપૂરમાં દરેક ઘરનો આવકાર સ્વીકારવાની લાયકાત હું ધરાવતો નથી. હું એટલા માટે જ કાંઇ ખાસ અત્રે આવ્યો નથી. મ્હને અત્રે આવવાની કશી અગત્ય ન હતી, છતાં આ પાર્વતીબાઈ બળજબરીથી મ્હને હ્યાં તેડી લાવી, પોતાને ત્યાં એક બે દિવસ રહેવાની મ્હને ફરજ પાડી છે."

મહારાજના આ ખુલાસા પર કશું ધ્યાન ન આપતાં દારોગા સાહેબે પોતાની સમજાવત ચાલુજ રાખી; પણ ગમે એટલી કાકલુદી છતાં મહારાજે જ્યારે ન જ માન્યું ત્યારે અંતે તે નાસીપાસ થઇ રડી પડયો! તેને આ મુજબ રડતો જોઈ મહારાજને દયા આવવાથી કહ્યું:—

"તમે રડો નહિ; નાસીપાસ થવાની તમને જરૂર નથી. હું તમારે ત્યાં માત્ર એક જ દિવસને માટે આવી ઉતારો લઇશ, પણ આ વિષે બીજા કોઇને જણાવશો નહિ; એટલુંજ મ્હારે ખાતર કરજો!"

એ માટે મહારાજને ખાત્રી આપી દારોગા સાહેબ ખુશ થતા હસ્તે મુખે મહારાજની રજા લઇ ત્યાંથી વિદાય થયા.

પાર્વતીબાઈની સાસુ તેને ઘણી હેરાન કરતી. તે વિષે શ્રીજીને એક દિવસે તેણીએ જણાવતાં તેઓ બોલ્યા; "મ્હારી ત્હને એ જ સલાહ છે, કે ત્હારાં સાસુ તરફથી ત્હને થતી હેરાનગતિ અને સતામણી ત્હારે સબુરીથી સહન કર્યા કરવી, અને પ્રભુ જેમ રાખે તેમ રહેતાં શીખવું. એમાંજ ત્હારૂં અને ત્હારા કુટુંબનું તથા લાગતા વળગતાઓનું મોક્ષ કલ્યાણ સમાયલું છે. આ દુઃખ અને આફત અંતે સુખજ નિપજાવશે." તેણીએ તે પ્રમાણે વર્તવાનું શ્રીને વચન આપ્યું, અને જ્યારે પણ સાસુ શ્રીની પાસે આવી બેસતી, ત્યારે શ્રી તેને જણાવતા કે; "ત્હારા દીકરાએ અને વહુએ મ્હને જબરદસ્તીથી અહીં લાવી મૂકયો, અને અહીં હું તમારા ઝગડા વિષે સાંભળતો બેસું એ સારૂં કે?" તેણી બોલી; "તે એમજ છે; મ્હારૂં કહેલું સાંભળવાની નથી." શ્રી કહેઃ—"ત્હારા દીકરાનાં સુખને ખાતર હજારો રૂપીઆ ખરચી એક બાયડી ઘેર લઇ આવ્યા પછી તેણીને સતાવવાથી ઉલટું ત્હારા દીકરાનાં દુઃખનું કારણ થઇ પડયું છે. વળી આ ઝઘડાથી મ્હને પણ દુઃખ થાય છે, અન બીજું એ કે આવા નકામા

ઝઘડાઓથી ઘરનું બરકત તથા સંસારનું તેજ જતું રહે છે." આવી રીતે સમજાવતાં તે ડોસીના મન પર શ્રીએ અસર કરી. પાર્વતીને ત્યાં ત્રણ દિવસ રહ્યા તેટલાં દારોગા સાહેબ અને શામરાવ શ્રીને ચાલુ આમંત્રણ આપ્યા જ જતા. પછી આ ઘર તજી શામરાવને ત્યાં શ્રીજી સિધાવ્યા, અને તેને ત્યાં પણ પોતાનાં મન મુજબની બેઠક શોધી પડી રહ્યા, અને બે દિવસથી વધુ રહેશે નહી એમ જણાવ્યું. અહીં શામરાવે ભંડારો આપ્યો, ભજન પુજન કીધું, અને શ્રીની સેવા ચાકરી મન મૂકીને કીધી. શ્રીની પુજા પણ પોતેજ કરી મનની ઇચ્છા પૂર્ણ કરી લીધી. પછી શ્રીજીએ તેનું પણ ઘર છોડયું. દારોગા સાહેબ જે હવે તૈયારજ રહ્યા હતા, તે મહારાજને પોતાને ત્યાં લઈ ગયો. સાંજે શ્રીજી દારોગા સાહેબનાં મકાને આવી ઉતર્યા, અને દીવાનખાનાની બહાર ઉભા રહી અંદર નજર કરતાં તેમને ઠાઠમાઠનો સણગાર નજરે પડયો. ઘણીજ ઉંચી ઢબે તે હોલને સણગારવામાં આવ્યો હતો. શ્રીની બેઠકને માટે ગાદી તકિયા બિછાવવામાં આવ્યા હતા. જ્યાં ત્યાં સુંદર સમૈદાનીઓ મૂકવામાં આવી હતી; ઉપર હાંડી ઝુમ્મર લટકાવવામાં આવ્યાં હતાં, અને એમની હાજતને માટે અંગ્રેજી ઢબે કમોદ પણ મૂકવામાં આવ્યું હતું. શ્રીએ બારકીથી એક નજરમાં આ સઘળું જોઈ લીધું. શ્રીજી ત્યાં બેસશે કે નહી એ માટે દારોગા સાહેબ, એમનાં કુટુંબનાં માણસો તથા બહારનાં ઓળખાણ પિછાનવાળાઓ (જેઓ શ્રીનાં દર્શન માટે આવી પહોંચ્યાં હતાં), તેઓ વિચારમાં પડયાં. શ્રીજી અંદર દાખલ નહી થતાં ઓટલા ઉપરજ બેસી રહ્યા, અને ચો તરફ નજર નાખી. ત્યાંના કમ્પાઉંડમાં એક ખુણામાં એક મોટો ખાડો એમની નજરે પડયો, જ્યાં ઉકરડો કરવામાં આવતો હતો. આ ખાડાની બાજુમાં ઉંબરાનું ઝાડ હતું. શ્રી એકાએક ઉઠી તે ઝાડની નીચે જઈ બેઠા. તેઓએ જ્યારે જોયું કે, અંદર સણગારેલાં ઠાઠમાઠવાળાં દીવાનખાનામાં નહીં બેસવું, ત્યારે તે કચરાના ખાડા નજીક જ શ્રીએ બેસી રહેવાનું વધુ પસંદ કર્યું. દત્તાત્રય સદ્‌ગુરૂ ઉંબરાનાં ઝાડની નીચે પડી રહેતા હોવાથી હિન્દુઓ આ ઝાડની પુજા પણ કરે છે. આ કારણે મહારાજને સદ્‌ગુરૂનું સ્મરણ થતાંજ આ ગલીચ કચરાની જગ્યા તેઓની આંખમાં આકર્ષિક જણાઈ. દારોગા સાહેબ અને બીજાઓ તે જગ્યા સાફ કરવા ગયા, પણ શ્રીએ તેમને આવો શ્રમ ન લેવા કહી પોતાને શાંત પડી રહેવા દેવા જણાવ્યું. દારોગા કહેવા લાગ્યા: "મહારાજ! ઠંડીની મોસમ છે, આ ખુલ્લી જગ્યા છે, માટે અંદર આવી આરામ કરો એવી મ્હારી અરજ છે." શ્રી કહે: "મ્હને અહીં આરામથી પડવા દો. તમે તમારૂંજ જૂઓ, મ્હારી કાળજી નહી કરો, અને મ્હને નકામા હેરાન કરો નહીં." શ્રી પોતાની હઠ નહીંજ છોડશે એમ જાણી લઈ ચાંદની રાત હોવાથી દારોગા સાહેબે તાબડતોબ ૧૫

માણસો બોલાવ્યાં, ઘણીક ટટ્ટીઓ મંગાવી શ્રીની આજુબાજુ એક નાની જેવી મઢલી બે કલાકમાં ઉભી કરાવી, જેથી ઠંડીમાં શ્રીનો બચાવ થાય. વિશેષ કાંઇ નહીં કરતાં એકાંતમાં તેઓને ગરબડ વગર આરામ કરવા દેવા શ્રીએ ફરમાવ્યું; જેથી તેઓશ્રીને એકલા મૂકી ત્યાંથી બધાં માણસો ચાલતાં થયાં. રાતભર ભજન પુજન ચાલુજ રહ્યું. બીજે દિવસે દારોગા સાહેબે ભંડારો આપ્યો; અને બપોરે તે અને તેની ધણીઆણી પુજા કરવા આવ્યાં. તુલસીનાં પાંદડાંનો એક મસ મોટો ઢગલો એમના પાસે લાવી મૂકયો, અને તે પતિ પત્નિ તુલસીનાં પાત્રાં વડે શ્રીની પુજા કરવા લાગ્યાં. હિન્દુ માન્યતા પ્રમાણે જયાં શાક્ષાત જીવંત ઇશ્વરી મૂર્તિ હોય ત્યાં તેની તુલસી પુજા કરવી યોગ્ય ગણવામાં આવી છે. તે પુજા કરનાર, તે મુર્તિને માથાથી પગ સૂધી પાત્રાં નાખી ચોકસ મંત્રો પઢી, શરીર ઢંકાય ત્યાં સુધી પુજા કરતો જ રહે છે. શ્રી બોલી ઉઠયા: "મ્હને ઘણો વખત બેસવું પડશે, જેથી તમને અને મ્હને બન્નેને તકલીફ પડશે," પણ દારોગા સાહેબે સાસ્તાંગ નમસ્કાર કરી પોતાની ઇચ્છા પ્રમાણે કરવા દેવાની શ્રીને અરજ કીધા પછી તે બન્નેએ માથા પરથી પાત્રાં નાંખી મંત્રો ભણવાનું શરૂ કર્યું; અને એક કલાકમાં શ્રીજી તો માથાથી પગ વેર પાંદડાંમાં ઢંકાઈ ગયા! પછી તેઓએ મહારાજની પુજા કરી નૈવેદ ધરી સાષ્ટાંગ નમસ્કાર કરી ભંડારાની વહેંચણી માટે શ્રીનો હુકમ લઇ ભોજન પીરસાવવા સારૂ ત્યાંથી ચાલી ગયાં. બધાંને જમાડી તેઓ પણ જમ્યાં. પછી શ્રી બોલ્યા; "રાતે અને હમણા તમારા મનમાં જેમ હતું તેમ મે સઘળું કરવા દીધું, હવે હું અહીંથી ચાલી જવાને છુટો થયો છું; આજે સાંજે અહીંથી રવાના થવાનો મ્હારો ઇરાદો છે." તેઓએ કબુલ્યું. તે દિવસે સહવારથી બપોરે બે વાગતા સુધી મીરાંબાઇનો વર કૃષ્ણરાવ અને તેની મા ત્રણવાર શ્રીનાં દર્શને આવી શ્રીને પોતાને ત્યાં લઈ જવાની ખટપટ કરી રહ્યાં હતાં. શ્રીએ ના પાડી; જેથી તેઓ નારાજ થયાં અને તેમની ઉમેદ પડી ભાંગ-વાથી તેઓ બોલ્યાં; "મીરાંબાઇ ખાસ તમારી છે, અને હમે મીરાંબાઇનાં પોતાનાં જ છીએ, એટલે હમારે ત્યાં તો આપશ્રીએ આવવું જ જોઇએ!" શ્રીએ આખરે હા પાડી કહ્યું: "કોઇને કહેશો મા!" પછી સાંજે દારોગા સાહેબનાં મકાનનું કમ્પાઉંડ તજી બહાર પડયા, અને પોતાની પાછળ આવવાની સઘળાં-ઓને મના કીધી. પછી કૃષ્ણરાવની પાછળ પાછળ ચાલવા માંડયું. લાંબે છેટે શુક્રવાર પેંટમાં તેનું ઘર આવેલું હતું, અને આ પેંટની એક ગલીમાં તે મકાન આવેલું હતું. ત્યાં આવી લાગતાં જ શ્રી બોલ્યા; "અહીં બહાર જ કેઠે બેસી અંધારૂં થયા પછી મકાનમાં દાખલ થઇશ!" કોઈનાં પણ વધુ દર્શન નહી લેવડા-વતાં, પુજા વિગેરે ખટપટોથી બચવા, અને માન અકરામનો કંટાળો દૂર કરવા

અર્થે ગુપચુપ કોઈની જાણ વગર મહારાજ તે મકાનમાં દાખલ થવાના ઈરાદામાં હતા. બહાર એક મેલી જગ્યામાં શ્રી તો બેસી રહ્યા, છતાં બે પાંચ મંડળી દર્શને આવી, જેથી મહારાજે તેમને ગાળો સંભળાવી હાંકી મેલ્યાં. પછી રાતે અગિયાર વાગે ઘરમાં દાખલ થયા. ઉપરના મજલામાં તેમને રાખવામાં આવ્યા. આ જગ્યા ચોખ્ખી અને સાદી હતી. શ્રીને તે પસંદ પડવાથી દરવાજો બંધ કરી એકલા અંદર તેઓ આરામ કરતા પડી રહ્યા. કૃષ્ણરાવે શ્રીનો દારોગા સાહેબને ત્યાંનો મામલો જોઇ કાંઈએ સણગાર નો'તો કર્યો; જેથી શ્રીને તે ઘણું જ ગમ્યું હતું. સહવારે પોતે ઉઘાડે નહી ત્યાં લગી દરવાજો નહીં ઉઘાડવા શ્રીએ સઘળાંને ફરમાવ્યું. સહવારના કૃષ્ણરાવના ઘરમાં શુમારે ૪૦૦ માણસો શ્રીનાં દર્શન અર્થે આવી પહોંચ્યાં! કૃષ્ણરાવે પહેલાં જણાવ્યું કે; શ્રીજી કાંઇ હ્યાં નથી! સઘળાંએ જણાવ્યું કે; શ્રી અહીં આવ્યા છે તે માટે હમે ખાત્રીપૂર્વક છીએ. આખરે શ્રીજી પોતે દરવાજો ઉઘાડે ત્યાં સુધી થોભવાની ફરજ પડી. મોડેથી શ્રીએ બારણું ઉઘાડયું અને કૃષ્ણારાવ તથા તેની માતાએ શ્રીનાં દર્શન લઇ જણાવ્યું કે, લોકો મોટી સંખ્યામાં શ્રીનાં દર્શન અર્થે મેડા હેઠળ જમા થયાં છે. શ્રી પોકારી ઉઠયા; "આ શું કહેવાય! જે વાતથી હું વિરૂધ્ધ છું તેજ આગળ આવી ઉભી રહે છે!" પણ તેઓ બન્નેએ શ્રીને ઘણા સમજાવ્યા, કે ભકતોની ઇચ્છા પૂર્ણ કરવી જોઇએ; જેથી નાચારીએ તેઓએ રજા આપવાથી તે સઘળાં તે હોલમાં આવી દર્શન લેતાં થયાં. સઘળાં ફુલોના હાર, નારિયેળ વગેરે લઇ આવ્યાં હતાં. હાર પહેરાવતાં, પગે પડતાં, અને બધાં ચાલતાં થતાં. સવારથી રાત સુધીમાં સેંકડો લોકોની આવ જાવ ચાલુ રહી, જેથી શ્રીને તે આખો દિવસ બીલકુલ આરામ મળ્યો નહી. આમ ત્રણ દિવસ સુધી સતત એક સરખું ચાલુજ રહ્યું. રોજ શુમારે એક હજાર માણસો દર્શને આવતાં. ગરીબ, તવંગર, મોટાં નાના સઘળાં આવતાંજ રહ્યાં; જેથી ત્રીજે દિવસે કંટાળીને શ્રીએ ચાલ્યા જવાનું કરવાથી બન્ને મા દીકરાએ ઘણીજ આજીજી કીધી, અને બીજા થોડા દિવસ ત્યાં રહેવાનું મહારાજે કબુલ્યું. તેઓ બોલ્યાં; "ભકતોને આપ શ્રીનાં દર્શનથી લાભ જ થશે, માટે તેઓનાં કલ્યાણ અર્થે બીજા થોડા દિવસ કૃપા કરીને રહી જ જાઓ, અને આપને તકલીફ નહી પહોંચે તેનો હમે પૂર્ણ બંદોબસ્ત રાખીશું." કહ્યા પ્રમાણે તેઓએ સઘળી સંભાળ લીધી પણ ખરી. પછી શ્રી તે સઘળાઓને ઉપદેશ અને સલાહ આપતા, અને દરેકને જેના તેના ધર્મ મુજબ ઇશ્વરી બાબત સમજાવતા. શંકરરાવ પાર્વતી સાથે મહાશ્રીનાં દર્શને આવ્યા, અને શ્રીના ના કહ્યા છતાં તેણે પોતાની બાયડીને ત્યાંજ, શ્રી માટે ખાવાનું રાંધી આપવા રાખી; અને પાર્વતી તેમ જ કરતી રહી. દારોગા સાહેબ અને તેની બાયડી પણ રોજ શ્રીનાં દર્શને આવતાં, અને તેણી દરરોજ

શ્રીને સારૂ નૈવેદ લાવતી, જેમાં લિંબની ભાજી ખાસ કરીને લાવતી! કોઇકવાર શ્રી તે સઘળાંઓ ઉપર ગુસ્સે થઇ બોલતા; "શું સઘળા દેવો દેવલતજી ચાલી ગયા છે, કે તેમની ભકતી તજી તમે મ્હને પુજવા બેઠાં છો? હું એક સાધારણ બલ્કે દિવાનો માણસ છું. તમે દેવોની જ પુજા ભકિત કરો, અને તેમનાથી જ તમારૂં કલ્યાણ થશે!" પછી શાંત પડી તેઓને પોતાની પાસે બેસવા દેતા; અને દરેકની પાત્રતા જોઇને ઇશ્વરી બાબતનો બોધ આપતા. આ અરસામાં એક દિવસે એક વૃધ્ધ બ્રાહ્મણ બાઇ શ્રીની આગળ આવી બેઠી. કોઈ હાથ પગ દબાવી બેઠું હતું; કોઈ ઉપદેશ સાંભળતું બેઠું હતું, અને કોઇ તો બાજુએ જ બેસી રહ્યાં હતાં. આ ડોસી ચુપચાપ સઘળું જોઇ એક શબ્દ બોલ્યા વગર પાછી ચાલી ગઇ. તેણીના વરનો ભાઇ ઘરમાં બિમાર પડયો હતો, અને આ વિધવા બાઈની વહુ પણ ઘરમાં જ હતી. તેણીનો દીકરો વકીલ હતો. બીજે દિવસે તેણી પોતાની વહુને લઇ મહારાજનાં દર્શને આવી. બન્ને જણ મહારાજ સનમુખ ઉભાં રહ્યાં. બીજી બાઈઓ શ્રીના પગ દબાવી રહી હતી. વધુને શ્રીના પગે પડવાનો ડોસીએ હુકમ કર્યો. તેણીએ રિવાજને અનુસરીને જમીન પર હાથ વડે નમસ્કાર કર્યો! "આમ નહીં; ત્હારૂં માથું શ્રીના પગ પર મૂક!" તે વહુએ તેમ કર્યું. પછી તે વિધવા સાસુએ વહુને ફરમાવ્યું કે; "શ્રીજીની આગળ બેસી સેવા કર!" વહુએ તેમ કરવા માડયું. ત્યાં બેઠેલી બીજી બાઇઓને ડોસીએ કહ્યું; "એને જગ્યા આપો, જેથી એ પણ શ્રીના હાથ પગ ચાંપે." પછી વહુને કહ્યું; "બરાબર સાચાં દીલથી સેવા કરજે!" આટલું કહી તે ડોસી શ્રીના ઉપદેશો સાંભળતી ત્યાંજ બેસી રહી. શ્રીનું બોલવું પૂરૂં થવે તેણી બોલી; "મહારાજ! આ મ્હારી વહુ છે, હું આપને ખરા દીલથી અરજ કરૂં છું કે, તેણીને આપ પટ્ટ સેવકી લેએ સ્વીકારો!" શ્રી કહેઃ—"પ્રભુ માલિક છે!" તેણી ફરીથી બોલી; "મહારાજ! મેં કહ્યું તે ભૂલશો નહીં." શ્રીઃ—"શું?" તે કહેઃ— એણીને ખૂબ મારીને પહેલાં પદમાં લાવી મૂકો? મ્હારી ખાતરી છે કે, આપ તેમ કરી શકશો; કારણ, હું આ હાલતની થોડીક ખબર રાખું છું." શ્રીઃ—"વારૂં; વખત આવેથી જોઇ લઇશું!" થોડી વારે તે ડોસી ઉઠી પગે પડી વહુને કહેઃ— "ત્હને શ્રી મારે નહીં ત્યાં લગી આવતી જ ના!" અને શ્રીને પણ કહેવા લાગીઃ—"એને માર્યા વગર મોકલતા ના!" પછી તેણી ઘરે ચાલતી થઈ. ઘરમાં તેણીનો દિયર માંદો પડયો હતો, અને શ્રી વિષે તેનાથી સાંભળતાં તેમનાં દર્શને જવાની પૂર્ણ ઇચ્છા ધરાવતો, પણ અતિશય અશકત હોવાના કારણે તે કાંઈ કરી શકતો નો'તો. વહુ તો ત્યાંજ સેવા કરતી રહી. થોડેક વખતે તે ડોસી પાછી આવી. આ વેળાએ મંડળીથી ઓરડો ચીકાર ભરાઇ ગયો હતો, અને તેણી શ્રીની છેક પાસે આવી

આવી શકી નહીં. જેથી પગથિયાં ઉપર જ ઉભી રહી વહુને પાસે તેડી પૂછયું; "તેં માર ખાધો કે?" વહુઃ-"નહીં." સઘળાંઓ આ તમાશો જોઇ રહ્યાં હતાં. શ્રીએ પૂછયું, "કેમ બાઈ શું કહેવા માંગો છો?" સાસુ કહેઃ-"તેણીએ જો માર ખાધો હોય તો ઘરે લઈ જવા આવી છું; કારણ, ઘરમાં બત્તી કરનાર કોઈ નથી, અને તેણીને તો હજી માર પડયો નથી!" શ્રીઃ-"ડોસી મા! તમે ખુશાલ એણીને લઈ જાઓ, નહીં તો તેણીનો વર પણ ગુસ્સે થશે." તેણી કહેવા લાગી; "એણી મ્હારા હુકમને તાબે છે, નહીં કે મ્હારા દીકરાને! અને તેણી માર ખાય નહીં ત્યાં લગી હું તેણીને ઘરે લઇ જનાર જ નથી." શ્રીઃ- "ડોસી મા! આ તો બેહુંદું છે. મ્હને મારવા જણાવશો તો હું શું મારીશ? તમે શું મ્હારા માર અને ગાળોને આશીર્વાદ સમજો છો?" તેણી કહે; "બરાબર. મ્હારી હઠ એજ છે!" શ્રીઃ-"જો આમ જ હોય તો વખત અને લહેર ઉપર તે આધાર રાખે છે, અને આવી બેહુદી જબરદસ્તીથી નહીં!" તેણીઃ- "તે ગમે તે હોય, આપ એને મારો નહીં ત્યાં લગી હું એને મ્હારે ઘેરે આવવા દેનાર નથી." અને પછી વહુને કહેવા લાગીઃ—"ત્હને મહારાજ મારે નહીં ત્યાં લગી ખરાં દીલથી શ્રીજીની સેવા કરતી અહીંજ રહેજે!" ત્યાં બેઠેલાઓએ તે ડોસીને શ્રીની આજ્ઞા પ્રમાણે કરવા સૂચવ્યું, પણ તેણીએ નહીં માનતાં ત્યાંથી ચાલતી પકડી! શ્રીએ પાર્વતીને કહ્યું; "લે; ત્હને સહી મળી ગઇ!" પછી ધોંડાબાઈ સખી પાવતીબાઇને શ્રીનું ભોજન રાંધવામાં તથા બીજાં કામ કાજ કરવામાં મદદ કરવા લાગી; અને આ બન્ને ઇષ્ટ મિત્રિઓ થઇ રહી. પેલી ડોસી બે જણનું ભોજન લાવતી, અને શ્રીજી ઠઠ્ઠા કરતા કે; "જૂઓ ડોસી મા! તમારી વહુને અહીં રાખવાથી તો તમને તેણીની સેવા કરવી પડે છે." તે કહેઃ—"હું તો આપની સેવા કરૂં છું; નહીં કે વહુની." મારવાની વાત ફરી તેણીએ કહાડી નહીં, અને યોગ્ય પ્રસંગ માટે સબુરીથી વાટ જોતી રહી. પેલો દિયર જે માંદો હતો તે અળગ ખોલીમાં એકલો જ સુતો; અને મા દીકરાં તેની સારવાર કરતાં રહેતાં, પણ તેનું સુવાનું અળગ અને નોંખું રહેતું. પોતે મહા મુશકેલીએ અંદરથી ખોલીના દરવાજા મજબુત બંધ રાખતો. એક રાતે અગિયાર વાગે એકાએક તેની આંખ ઉઘડી, અને તેણે બત્તી બુજાએલી દીઠી! તેણે ઉઠવા કીધું પણ તેમ કરી શકયો નહીં. પછી તેણે તે વિધવા બાઈને નામ લઈને હાંક મારી, પણ જવાબ મળ્યો નહીં. લાચાર. બિછાનામાં જ પડી રહ્યો. આ વેળાએ તેણે ગુણુપાટ સાથના એક આકારને ઝાંખો દીઠો; જેણે આગળ આવી બત્તી સળગાવી, પછી તેના તકીઆ આગળ આવી ઉભો, અને ખભાં નીચે હાથ મૂકી તે બિમારને બિછાનામાં બેઠો કરી અલોપ થઈ ગયો!

"અનન્ય પ્રેમમાં નિત્ય, હૈયાં અભિયુકત છે,
પોતે પ્રેમ પ્રભુ ત્યાં તો, યોગ ક્ષેમ વહ્યાં કરે."

તે રોગીએ તો વિસ્મય પામીને મોટે સાદે ડોસીને હાંકો મારી તેણીને જગાડી. મહા મુશકેલીએ ઉઠી રોગીએ દરવાજો ઉઘાડયો, અને તેણી અંદર દાખલ થઈ, પછી તેને પેલા ચમત્કારની માંડીને સઘળી વાત કહી. તેણી બોલી:– "એ તો શ્રીજી પોતેજ હતા, અને એ તો સૌથી મોટા સત પુરૂષ હોવાની મ્હારી પણ ખાત્રી છે." તે રોગી કહે; "કૃપા લાવી તેમના દર્શને મ્હને લઈ જા!" ડોસી કહે; "સબર કરો; તમને તેમના દર્શનનો લાભ મળશે જ." એક બે દિવસ પછી તે બિમારની પ્રકૃતિ સુધરતી ચાલી, અને ચારેક દિવસમાં તો તે થોડું થોડું ખાતો પીતો ને હરતો ફરતો થયો. થોડા દિવસ પછી એક સવારે દશ વાગે બિમાર અને તે ડોસી બન્ને શ્રીનાં દર્શને આવી લાગ્યાં! તે રોગી શ્રીને નમસ્કાર કરી દર્શન લઈ રડીને બોલ્યો; "આજે હું પવિત્ર થયો છું. મ્હારાં પાપો ધોવાઈ ગયાં છે; અને હવે હું મરીશ તોપણ સ્વસંતોષથી જ મરીશ! કારણ, આપનાં દર્શનની મ્હને જે ચાલુ ભૂખ હતી તે આજે મટી ગઈ છે!" ડોસી: "મ્હારા દીકરા અને તેની બાયડી પર કૃપા દ્રષ્ટિ રાખજો!" આમ કહી તે બન્ને જણ પાછાં ઘેર ગયાં. વૈદ્ય વકીલ અને મરાઠે પણ શ્રીનાં દર્શને આવતા રહ્યા. શ્રીમંત બુટ્ટી સાહેબના દીકરા ભૈયા સાહેબ કેશવરાવ પણ દર્શને આવતા રહ્યા, અને શ્રીને એક દિવસે તેમના મકાને આવી રહેવાની અરજ કરતા, પણ મહારાજ ના પાડતા. કેશવરાવે બહુજ હઠ પકડવાથી મહારાજે તેને ત્યાં જવા કબુલ્યું, પણ તે એ શરતે કે, તેના ઘોડાના તબેલામાં જ પોતે ઉતારો લેશે! કેશવરાવે તે શરત ના કબુલ કરવાથી મહારાજે જણાવ્યું કે, "ત્યારે તો હું આવીશ નહીં." શ્રી વિષેની ખબર હવે ચો તરફ ફેલાઈ ગયાથી પોલીસ અધિકારીઓને પણ તેની ખબર લાગી; અને હવે પછી છુપી પોલીસનાં ચાર માણસો, બે હિંદુ અને બે મુસલમાન ત્યાં હોલમાં આવી બીજાઓ સાથે શ્રીના પગ આગળ બેસતા થયા, અને મંડળીથી શ્રી માટેની પૂછપરછ કરતા રહ્યા. મંડળી કહેતી કે; "એઓ શ્રી તો સાક્ષાત્ ઈશ્વર છે. હમે એ શ્રીનાં ભકતો છીએ, એ સિવાય હમોને બીજું કશુંએ માલુમ નથી." હવે ખુદ શ્રીથી બાતમી મેળવવાનો તેઓએ સાજેશ રચ્યો. મંડળી સાથે બેસી તે ચારેવે હવે આપસ આપસમાં ગુસ ગુસ કીધી. તેમના આગળ પ્રથમ કોણે જવું! તેઓમાંના કોઇની પણ આગળ વધીને સવાલ પૂછવાની હિંમત ચાલી નહીં. આમ પાંચ દિવસ સૂધી તેઓએ ચાલુ કોશેશ કીધા છતાં પણ કોઇથી પૂછી શકાયું જ નહીં. છેવટે હારી ખાઈ તેઓએ આવવાનું બંધ કીધું. એક વકીલની પઢેલી શિખેલી સ્ત્રી હતી, જેણી શ્રીને

અશાં દીલથી માનતી હતી. તેણી પોતાની સાથે એક કારકુનને લાવતી, જે એક ખુણામાં બેસીને શ્રીના ઉપદેશો ઉતારી લેતો. લોકો મીઠાઈ, ફુટ વિ. લાવતાં હતાં.

## પ્રકરણ ૩૦ મું.

## પરમાત્મા-કૃતિ વિષે બોધ.

पुनरेव वरुणं पितरमुपससार । अधीहि भगवो ब्रह्मेति तंहोवाच ।
तपसा ब्रह्म विजिज्ञासस्व तपो ब्रह्मेति । स तपोऽतप्यत ॥

પિતા વરૂણ પાસે જઈને પુત્રરૂપે તેણે પૂછ્યું:- "હે ભગવન! મ્હને બ્રહ્મને જાણવાનો બોધ આપો! તેણે કહ્યું:- "તમશ્ચર્યાથી જ બ્રહ્મને પિછાનવાની કોશીશ કર! તપશ્ચર્યાજ બ્રહ્મ છે અને બ્રહ્મજ્ઞાનનું સાધન પણ તેજ છે." તે પ્રમાણે તેણે તપશ્ચર્યા કીધી.

એક દિવસે એક શખ્સ એક કાગજનાં પડીકામાં ખડી શાકર લાવ્યો હતો. શ્રી તે સાકર મંડળીને વેહેંચી રહ્યા હતા. તે કાગળ ઉપર છપાયલો શ્રી તુકારામનો અભંગ તેમની નજરે પડયો; એટલે મંડળીમાંથી ચાર પાંચ પુરૂષોને બોલાવી દરેક પાસે તે અભંગ વંચાવ્યો; પણ તેઓ વાંચી કે સમજી શકયા નહીં. પછી આ બાઇને જ મહારાજે વાંચવા કહ્યું. તેણીએ બરાબર વાંચી સમજાવ્યું. શ્રી આ પુરૂષોને મ્હેણું મારી બોલ્યા; "ખરૂં કહો તો પુરૂષો વાંચી જાણે અને સ્ત્રીઓ તેમ કરી શકે નહીં; પણ હાલ જમાનો જાણે ઉલટો જ ચાલે છે! પુરૂષો વાંચી જાણતા નથી અને એક સ્ત્રી વાંચી જાણે છે!" નાગપૂરમાં ઉંચાં ખાનદાનની, તાલેવંત ઘરની એક હિંદુ સ્ત્રી હતી, જેણીએ ઇશ્વરી માર્ગ પકડયો હતો, તેણી પુરૂષના લેબાશમાં જ રહેતી. અંગે કોટ, પગે બુટ, માથે જરી પટકો, હાથમાં ફરવાની લાકડી, વિગેરે તેણીનો હિસાબ હતો. તેણી બોલતી પણ પુરૂષ પેઠે જ. તેણીનાં ઓળખીતાંઓ સિવાય બીજું કોઈ તેણીને ઓળખી કહાડી શકે નહી; અને વળી તેણીના કેટલાક ભકતો પણ હતા. તે એક દિવસે પોતાના બે ચાર ભગતો સહિત શ્રીને દર્શને આવી પગે લાગી, અને પાસે બેઠી. શ્રી તુરત બોલી ઉઠયા; "ઇશ્વર જૂદા જૂદા ભાગો ભજવે છે. આ જગત નાટક મીસાલ છે; અને સઘળાં નાટકમાં ભાગ ભજવતાં વેશ લેનારાં જેવાં છે. એક નાટકમાં એક પુરૂષને સ્ત્રીનું પાત્ર ભજવવું પડે છે; સ્ત્રીનો પહેરવેશ પહેરી તે લટકો મટકો કરતો રહે છે; અને તેજ મીસાલે એક સ્ત્રી પુરૂષનું પણ પાત્ર ભજવે છે. આવું તો સાધારણ બનતું જ રહે છે!" તેણીના તરફ શ્રીનો ઇશારો હતો. નમસ્કાર કરી તે સઘળાં વિદાય થયાં.

સમજો સમજો સબ કહે, સમજયો કછુ ન જાય;
સમજુસે સમજુ મિલે, તબ કુછ સમજયો જાય.

કૃષ્ણારાવને ત્યાં રેહવાને શ્રીને હવે લગભગ મહિનો થવા આવ્યો. એક દિવસે શ્રીએ હવે જલદી ત્યાંથી ચાલી જવાનો ઇરાદો જાહેર કીધો; જેથી કૃષ્ણરાવે એક મોટો ભંડારો કીધો. પેલાં ડોસા ડોસી શ્રીને એક દિવસ પોતાને ત્યાં લઈ આવવાને દરરોજ પોતાની વહુને સમજાવતાં, અને તે મુજબ ઘોંડાબાઇ શ્રીને અરજ પણ કરતી, પરન્તુ શ્રી તેણીને તે વિષે એક શબ્દ પણ નહીં ઉચ્ચારવા ફરમાવતા. તોપણ તેણી રોજ ચાલુ કાકલુદી કરતી જ રહી, અને એક દિવસ તેણીએ ખાધા પીધા વગર રડવાનું જ ચાલું રાખ્યું. શ્રીએ તેનું કારણ પૂછતાં તે બોલી; "આપ જયાં લગી હમારે ત્યાં આવવાનું કબુલો નહીં ત્યાં લગી હું ખાધા પીધા વગર રડતી જ રહીશ!" આ જોઇ શ્રીએ એક દિવસે તેણીને ત્યાં જવાનું કબુલ્યું; જેથી તેણી હર્ષથી ઘેલી જેવી બની. ખાઇ પી લઇ આનંદી જણાઇ. પછી એક દિવસે શ્રીએ કૃષ્ણરાવના ઘરને સલામ કરી, ઘોંડાબાઈને આગળથી જણાવ્યા પ્રમાણે સાંજે તેની સાસુનાં મકાને પધાર્યા. બીજે દિવસે સહવારે ડોસાએ અરજ કીધી; "સ્વામીજી! મ્હારા દીકરા પર કૃપા દ્રષ્ટિ કરો! તેને ફરઝંદની નવાજીશ થઇ નથી, જેથી હમો સઘળાં હમેશાં દિલગીર રહ્યે છીએ!" શ્રીઃ-"તે હજી જવાન છે. કૃપાળુ ભગવાન સંતતિની બક્ષીશ કરશે એવી દરેક આશા છે; પણ હું તમને એક ખરી બીનાથી વાકેફ કરૂં છું કે, "જે પુરૂષ કે જે સ્ત્રીને સંતતિ નથી તે પ્રભુની અદાલતમાં જલદી પુગી શકે છે. કારણ, તેઓમાં ઇશ્વરનું પ્રગટવું વધારે હોય છે." આ વાત તેમને રૂચી નહીં.

કે બાશદ સખુન્ ગોફતને રાસ્ત્ તલ્ખ.
કે સાચી વાત હમેશે કડવી જ લાગે છે.

એક સાધુ હતો, જે હરહમેશ પગે ચાલીને બધી યાત્રા કરતો રહેતો. એક દિવસે બપોરે બારને શુમારે એક નદીને કિનારે તે આવી પહોંચ્યો. પાસે આવેલી આંબાના ઝાડની ગીચ ઝાડીમાં તે દાખલ થયો. તે જગ્યાથી ગામ શુમારે એક માઇલ પર આવેલું હતું. દરેક ઝાડ પર બારીકીથી નજર નાંખતાં શેવટે તેઓમાંનાં એક પર તેની નજર ઠરી. તે ધ્યાનમાં ઉતરતાં જ તેની નીચે બેઠો. કેરી આવવાની તે મોસમ ન હતી; અને સઘળાં ઝાડ સરખાંજ દેખાતાં હતાં. સાથે લીધેલું ભોજન ખાઇ, નદીનું પાણી પી, ત્યાં આરામ કરતો તે પડી રહ્યો. સાંજે તે ગામનો પટેલ, જે આ અંબરાઇનો માલેક હતો તે આવી પુગ્યો, અને ત્યાં સાધુ મહારાજને બિરાજેલા જોઇ નમસ્કાર કીધા. પાસે આવીને બેઠા પછી પુછયુંઃ "મહારાજ! આપ કયાંથી આવ્યા અને કયાં જવાના છો?" સાધુ કહે; "કાશીથી આવ્યો છું, અને

રામેશ્વર જવાનો છું." પટેલ; "આ મ્હારી અંબરાઈ છે, અને તમને જોઇએ તેટલા દિવસ અહીંઆં ખુશાલ પડી રહો! હું તમને સીધો આપતો રહીશ, જે રાંધી ખાઇ આરામ કરતા રહેજો." સાધુ ખુશ થયેલો જણાયો, અને પટેલને આશીર્વાદ દીધા. પટેલ કહે; "મહારાજ! ફકત એક જ વાંધો છે! આ ઝાડને તજી બીજા કોઈ ઝાડની હેઠળ બેશો." સાધુ; "ભલાં માણસ! સઘળાં ઝાડોમાં આ એક જ ઝાડ મ્હને પસંદ પડયું છે; અને તેથી એની જ નીચે બેઠો છું; અને તું મ્હને આ ઝાડ તજી બાકીનાં કોઇએ ઝાડ તળે બેસવા કેમ કહે છે?" પટેલ; "મ્હારા ઘરનું બાંધકામ ચાલી રહ્યું છે, અને મ્હને લાકડાંની જરૂરી છે, માટે હું આ ઝાડને કાલે કપાવી એનાં લાકડાં કામમાં લેનાર છું." સાધુ; "પણ આ જ ઝાડ કાં! બીજું કેમ નહીં પસંદ કરતો!" પટેલ; "ખરી વાત તો એ છે કે, "દરેક ઝાડને ફળ આવે છે, ફકત આ જ એક ઝાડ વાંઝયું રહે છે. ફળના હિસાબે તો એ ઝાડ નકામુ જ છે; પણ લાકડાં તરીકે કામમાં આવી શકે એમ છે. હવે એનો વખત આવી લાગવાથી હું તેનો ઉપયોગ કરનાર છું!" સાધુ; "તમે ગમે તેમ કરવા મુખત્યાર છો, પણ ખરૂં તો એ છે કે, આ ઝાડમાં શાક્ષાત ઇશ્વર પ્રગટેલા છે; અને આ એક ઝાડને ફળ નહીં લાવવાને કારણે જ બીજાં બધાં ઝાડોને ફળ આવે છે, અને તેથી જ આ બધાં ઝાડોમાંથી મેં આ જ પસંદ કીધું છે! કારણ, આ તો એક ઇશ્વરી સિદ્ધાંત છે, કે જે ચીજો થોડી છે તેમાં ઇશ્વરપણું વિશેષ છે! મોતી હીરા વિગેરે જગતમાં થોડાં પ્રમાણમાં છે, જેથી તેમનામાં ઇશ્વરી તત્વ વધુ છે, અને તેથી જ તે વધુ કિંમતી થઈ પડયાં છે. તમારી અંબેરાઇમાં ફળવાળાં ઝાડો તો બધાં જ છે; તમારે વગર ફળનું ઝાડ તો આ એકજ છે, માટે તેનામાં ઇશ્વરપણું ઘણું છે!" પટેલઃ- "આમ જો હોય તો ઝાડની પેઠે વગર પ્રજાનાં સ્ત્રી પુરૂષોમાં પણ પ્રભુતા વિશેષ હોવી જોઇએ!" સાધુ; "એમાં શું શક છે! તમે જાણો છો કે, સંતાન ધરાવતાં સ્ત્રી પુરૂષો તો જગતમાં અસંખ્ય છે, પણ વગર પ્રજાનાં લોકો તો કમી જ હોય છે; માટે તેમનામાં પ્રભુતા વધારે રહેલી હોય છે!" પટેલના મનની આથી સમાધાની થઇ. તે સાધુને સાષ્ટાંગ નમસ્કાર કરી તે ઝાડ નહીં કાપવાનું વચન આપી ત્યાંથી વિદાય થયો. "મમવાજી! હવે મ્હને કહો, કે ફરઝંદવાળાં થવું ઠીક, કે વગર ફરઝંદનાં થવું ઠીક?" ડોસો કહેઃ—"આપની આ ચમત્કારિક સમજાવત પછી તો સંતાન નહીં ધરાવવું જ ઠીક છે; પણ ત્યારે શાસ્ત્રમાં કેમ જણાવેલું છે કે, જે સંતાન વગરનો હોય છે તેની સદ્દગતિ થતી નથી!" સ્ત્રી; "કેવળ ખરૂં જ છે. પુત્ર એટલે પવિત્ર કરનારો. જેને પેટે ધર્મની આજ્ઞાનુસાર ચાલનારૂં ફરઝંદ હોય છે, તે પોતે સદ્દગતિ મેળવી પોતાનાં માબાપને પણ સદ્દગતિએ પહોંચાડે છે! પણ જેનું ફરઝંદ ફરઝંદપણાના

હિસાબે અને ધર્મને માર્ગે વર્તતું નથી, તો માતપિતાને માટે તે ફરજંદ નહીં હોયલું જ ભલું ગણાય છે; અને એવાં માતપિતાને શાસ્રમાં વગર પુત્રના ગણી તેમને માટે સદ્‌ગતિ ન હોવાનું પણ કહેલું છે; કારણ, આ ફરઝંદ પોતે અધોગતિને પ્રાપ્ત થઇ બાપને પણ અધોગતિમાં નાખે છે! અને જેને ખરેખર જ સંતાન સપુત નથી, તે તો પોતાના જ કર્તવ્ય કર્મથી સહેજમાં સદ્‌ગતિ મેળવી શકે છે, અને સદ્‌ગુરૂ તેને સહાય કરે છે. મેં તમને આ સઘળી હકીકત કહી છે ખરી, પણ તેથી તમે હિંમત હારશો નહીં, અને મનમાં માઠું લાવશો નહીં. તમારા દીકરાને ત્યાં બાળક અવતરવાની દરેક આશા છે, માટે વગર કાળજીએ રહેશો." પ્રસંગ અને માણસ જોઇ જેના તેના મનનું મહારાજ સમાધાન કરતા. સાંજ લગી ત્યાં રહી શ્રી મહારાજ પાછા કૃષ્ણારાવને ત્યાં આવ્યા. અહીં ચીન્નસ્વામી, જે શ્રી જ્યારે કૃષ્ણારાવને ત્યાં ઉતર્યા હતા ત્યારે ખડકપૂરથી આવી લાગ્યો હતો, તેને પોતે કહ્યું કે, બીજે દિવસે પોતે પણ પુણે જઇ ત્યાં પોતાનાં માણસોને મળનાર હતા, કેમકે લાંબો વખત થયો તેમની પોતે મુલાકાત લીધી હતી નહીં. શ્રીએ ચીન્નસ્વામીને ખડકપૂર ચાલી જવા કહ્યું; પણ તેણે તો શ્રી સાથે પુણા સુધી જવાનું ઠરાવ્યાથી શ્રીએ તે કબુલ રાખ્યું. બીજે દિવસે સઘળાંઓએ શ્રીની રવાનગીને માટે તૈયારીઓ કરી રાખી. સઘળા ભકતોને એ માટેની ખબર મળતાં સાંજે બધા હાજર રહ્યા. કૃષ્ણારાવે શ્રીની પુજા કીધા બાદ શ્રી તેનું ઘર તજી બહાર પડયા. વૈદ્ય વકીલ જે પગનાં દરદથી ભયંકર પીડાતો હતો, અને એક ડગલું પણ ચાલી શકતો હતો નહીં, તે ટાંગામાં જ બેસી રહ્યો હતો, અને તે બીજાંઓ સાથે ચાલતો શ્રીની જોડે સ્ટેશન લગી આવવાની ઇચ્છા ધરાવતો હતો, પણ પગને કારણે તેમ નહીં કરી શકવાથી ને નિરાશ બેસી રહ્યો હતો, અને પોતાનાં નસીબને કડુવા દેતો હતો. આવું જોઇ શ્રીએ વૈદયનો હાથ ધરી તેને ટાંગામાંથી નીચે ઉતાર્યો, અને તેનો હાથ પોતાના હાથમાં લઈ તેને પોતાની બરાબર ચાલવા કહ્યું. શ્રી અને વૈદય આગળ અને ટોળે ટોળાં તેમની પાછળ, આમ રસ્તા ઉપર જાણે સરઘસ નીકળ્યું. ભકતો પોત પોતાને ત્યાં, શ્રીએ લીધેલા રસ્તા પરનાં ઘરમાં એક ઘડીને માટે તેમને લઈ જઇ પુજા કરતાં. આમ ઘણાઓનાં ઘરેથી પુજા થઇ, જેમાં એક અદ્‌ભુત બનાવ પણ બનવા પામ્યો. પહેલાં જ ઘરમાં પુજા થવા પછી જેવા બહાર પડયા; કે એક માણસ હાથમાં લાઠી લઇ શ્રીની સનમુખ આવી ઉભો; અને નમસ્કાર કીધા. શ્રીએ તેને કોણ છે? આમ પૂછતાં તે બોલ્યો; "હું પોલીસ અમલદાર છું, અને મ્હારા વડા તરફથી મ્હને હુકમ મળ્યો છે કે, આપ શ્રીને રસ્તા ઉપરથી નગ્ન હાલતમાં જતાં અટકાવવા; કારણ, એ કૃત્ય સરકારી કાયદા વિરૂદ્ધ થાય." શ્રી;—"હું શું ત્હને નાગો દેખાઉં છું?" શ્રીને બરાબર નિહાળીને જોતાં તે

બોલ્યો; "નહીં ભગવાન! આપ તો શાક્ષાત પીતાંબર પહેરેલા મ્હને દેખાવ છો!" ટોળાં પૈકી કેટલાકોએ પણ શ્રીને વિષ્ણુ ભગવાનના વેષમાં દીઠા. તે પોલીસ અમલદાર આથી સાષ્ટાંગ નમસ્કાર કરી ચાલતો થયો. પછી શ્રી અને તેમના ભકતો સ્ટેશન તરફ ગયા. વખતની પંદર મીનીટ અગાઉ તેઓ સ્ટેશન પર આવી પહોંચ્યા. લોકો શ્રીની સાથે જ ત્યાં રહ્યાં, પણ મહારાજે ગુસ્સો કરી તેઓને તેમનાં ઘરે રવાના કરી દીધાં; ફકત ચીન્નસ્વામી, સાળુબાઈ, જેણી ઘણી રડવાથી શ્રીએ સાથે લીધી હતી, અને વૈદય વકીલ જે આખે રસ્તે શ્રી સાથે પગે જ ચાલ્યો, અને તેના પગમાં થતી અતિ વેદના તદન જ નરમ પડી ગઈ; તેઓ શ્રીની સાથે શિંડી રાત્રે આવી પહોંચ્યા. બીજે દિને સવારે શ્રીએ સાળુબાઈને તથા વૈદય વકીલને નાગપૂર પાછાં ચાલી જવાને ફરમાવ્યું; પણ શ્રી જ્યાં જાય ત્યાં સાથે જવાની સાળુબાઈએ હઠ પકડી અને ઘણીજ રડી.

નસીહત સયકલે ઝંગારી ઇશ્કસ્ત=

નસીયત તો ખુદાઈ ઈશ્કને ઉલટી વધારી મૂકીને વધુ જ ઉશકેરે છે.

શ્રીએ તેણીને દરેક રીતે સમજાવી, પણ તેણીએ માન્યું જ નહીં. પછી ડા૦ ગણુપતરાવે શિંડીમાં લીધેલો શ્રીનો ફોટો, સુંદર ફ્રેમમાં જડેલો, જે ડોકટરના ઓરડામાં હતો, તે મહારાજે પોતાના હાથે તેણીને યાદગીરી તરીકે રાખવાને આપ્યો, જેથી તેણી શાંત પડી વૈદય વકીલ સાથે નાગપૂર રવાના થઈ. મોડી રાતે શ્રી ચીન્નસ્વામી અને તેની સ્ત્રી, જેણી પણ ચીન્નસ્વામી સાથે કૃષ્ણુરાવને ત્યાં આખો વખત રહેતી હતી, તે પુણા જવા માટે સ્ટેશન તરફ ઉપડયાં. ડોકટર અને બીજા ભગતો શ્રીની સાથે તેમને મુકવા સ્ટેશન પર ગયા. રસ્તા પર શ્રીનાં માથા પર છત્રી ધરવામાં આવતાં જ તે શ્રીએ ફેંકી દીધી. વખતની અગાઉ તેઓ સ્ટેશન પર જઈ સ્ટેશનની બહાર બેઠાં હતાં, અને કેટલાંકો અહીં જ તેમનાં દર્શન લઈ નમસ્કાર કરતાં રહ્યાં. એક બાઈએ પોતાનું છ મહિનાનું બચ્ચું જે ઘણું માદું હતું, અને મરવાની અણી પર હતું, તે શ્રીના ખોળામાં મૂકયું. શ્રીએ તેને પણ દૂર ફેંકી દીધું. તે બચ્ચાંને ઝટ તે બાઈએ ઉંચકયું. તે બચ્ચું ઘણું રડતું હતું. પછી હુશીઆર થઈ દૂધ પી લીધું, અને ચારેક દિવસમાં તે બાળક કેવળ તંદુરસ્ત થઈ ગયું. ટ્રેન આવી પહોંચતાં શ્રી, ચીન્નસ્વામી, અને તેની સ્ત્રી શિંડી છોડી ગયાં. બીજે દિવસે બપોરે તેઓ કોપરગાંવ ઉતર્યાં. ત્યાંની ધર્મશાળામાં શ્રીએ ઉતારો લીધો, અને ચીન્નસ્વામીએ ટાંગામાં પોતાની સ્રીને શિંડીમાં પોતાના ભાઈ ડા૦ પીલેને ત્યાં મૂકી શ્રી સાથે પૂણે નિકળી જવાની તૈયારી કીધી. શિંડીના લોકોને કોપરગાંવની ધર્મશાળામાં શ્રીએ ઉતારો લીધાની તેણે ખબર આપી. આ ખબર ફેલાતાં જ દુર્ગાબાઈ, ડા૦ પીલે, ભાઇસાહેબ દીક્ષીત, સગુન અને બીજાં બે ત્રણ જણ શ્રીને માટે જાતજાતનાં ફરાળ તૈયાર

ફરી કોપરગાંવ આવ્યાં, અને સાંજે ધર્મશાળામાં દાખલ થયાં. આ સઘળાંઓને જોઈ શ્રીજી અજબ થયા. તેઓએ શ્રીને સાષ્ટાંગ નમસ્કાર કરી નારીએળો ફોડયાં, અને પછી શ્રીની સાથે સ્ટેશન પર ગયાં. શ્રીને ચીન્નસ્વામી સહ ટ્રેનમાં બેસાડી સઘળી મંડળી પાછી શિંડી ગઈ. સવારના પહોરમાં શ્રી અને ચીન્નસ્વામી ધોંડ ઉતર્યા. બપોર વેર ગાડી નહીં આવ્યાથી બહાર જ આરામ કરતા પડી રહ્યા. બપોરે ગાડી મળવે તેમાં બેસી સાંજે પૂણે આવી પુગ્યા. શ્રી પોતાના ભાઈનું ઘર બરાબર જાણતા નહીં હોવાથી, જો કે સારી રીતે લ-તો તેમને યાદ હતો તોપણ હૌદ આગળ થોભ્યા, અને ત્યાંથી ચીન્નસ્વામીને ભાઈના ઘરનો પ-તો મેળવવા કહ્યું. ચીન્નસ્વામીએ ઘરનો પ-તો મેળવી ઘરનાં માણસોને શ્રીના આવી પહોંચ્યાની ખબર આપી. શ્રીના ભાઈ, ભાઈનાં દીકરાંઓ વિગેરે ભારે હર્ષથી શ્રીને ભેટી ઘરમાં ગયાં; જ્યાં નીચલા મજલા પર જ શ્રીએ રાત કહાડી બીજે દિવસે ઉપરના મજલા પર જઈ એકલા જ ઓરડીમાં પડી રહ્યા. ચીન્નસ્વામીને ખડકપૂર ચાલી જવા શ્રીએ ફરમાવ્યું. તેણે તેમ કીધું. શ્રી અહીં ત્રણ ચાર દિવસ રહ્યા, અને આટલી મુદતની થાક ઉતારવા એકાંતમાં કંઈક દિવસો સૂધી આરામથી પડી રહેવાના ઈરાદાથી પૂણા છોડી મુંજવડ તરફ રવાના થયા. અહીં એક મહિનો સૂધી રહ્યા. આ ઠેકાણું સ્ટેશનથી ૪૦–૫૦ માઈલ પર આવેલું હોવાથી, અને પોતાનાં ભગતો પૈકી કોઈને ખબર ન પડવાથી કોઈ ત્યાં આવતું નો'તું; જેથી શ્રી સંપૂર્ણ આરામમાં ત્યાં જ શાંત પડી રહ્યા. પછી મહિનો વિત્યા બાદ આ જગ્યા તજી શીરડી માટે ઉપડયા.

## પ્રકરણ ૩૧ મું.

### શિર્ડીમાં મહારાજની પરત પધરામણી.

तदेजेति तन्नैजाति तदूरे तद्वन्तिके ।
तदन्तरस्य सर्व्वस्य तदु सर्व्वस्यास्य वाह्यतः ॥

તે પરમ પુરૂષ પધારે છે, પણ પધારતોએ નથી. તે જેમ દૂર હતો તેમ પાસે પણ આવી રહ્યો છે. તે સર્વનાં અંતઃકરણમાં છે, અને વળી સઘળાંની બહાર પણ રહેલો છે.

શ્રીજી જાન્યુઆરી મહિનામાં, સંક્રાત પછી શીરડી આવી પુગ્યા. સહવારે ચીતલી સ્ટેશન પર આવી, ત્યાંથી પગે ચાલતા થયા. અડધે રસ્તે રાહટા જતી ગાડીઓ તેમને મળી. એક ગાડીવાળાએ શ્રીને પોતાની ગાડીમાં બેસવા કહ્યાથી શ્રી તેમાં બેસી બપોરે શુમારે ૪ વાગે રાહટા આવી પહોંચ્યા. રાહટાથી શીંડીની સડકે ચાલી ત્યાંથી એક માઈલને છેટેની કનાલ આગળ થોભી રાતે

અંધારાંમાં રસ્તો જોતા પડી રહ્યા. રાતે નવ વાગ્યા વેર ત્યાં થોભી બાકીની એક માઇલની મંજલ અરધાક કલાકમાં પૂરી કરી શિરડી આવી પહોંચ્યા. ખંડોબાના દેવળ આગળ આવી પહોંચતાં અંદરથી દરવાજો બંધ કીધેલો દીઠો. પોતે જ દરવાજો ખોલ્યો, અંદરથી આપ્પા બહાર આવ્યો, અને શ્રીને સાષ્ટાંગ નમસ્કાર કીધા. શ્રીએ તેને દીક્ષીતને મોકલી દેવા ફરમાવ્યું. આપ્પા દીક્ષીતને તેડવા દોડયો. થોડીવારમાં ભુંજેલા ઘઉં અને એક કપ દૂધ લઈ દીક્ષીત આવ્યો. શ્રીએ થોડાક ઘઉં ખાઇ લઈ દૂધ પીને દીક્ષીતને પાછો શીર્ડી જવા ફરમાવ્યું. રાતભર દેવળમાં આરામ કરતા શ્રી પડી રહ્યા. સહુવારનાં તેમના આવી પહોંચવાની ખબર તમામ શીર્ડીમાં ફેલાઈ ગયાથી દુર્ગાબાઈ, દીક્ષીત, સગુણ અને બીજાં સઘળાં આવી નમસ્કાર કરી મળી ભેટી અતિ આનંદિત થયાં. ખડ કપૂરની ચમત્કારિક હકીકત જાણેલી હોવાથી શ્રીને તે સૌ વધુ ને વધુ માનવા લાગ્યાં. દુર્ગાબાઈ બે વખતે રાંધી શ્રીને માટે ભોજન લાવતી. અહીં મસાની બિમારી પાછી વધી પડી અને ઘણીજ ભયંકર હાલત શ્રીને ભોગવવી પડી. સાંઇ બાબાના દર્શને આવનારાં બધાં શ્રીનાં દર્શને પણ આવતાં, અને કેટલાંક તો બાબાના કરતાં પણ મહારાજ આવવાનું વધુ પસંદ કરતાં. આ દહાડાઓમાં નાનાવલી શ્રીને બહુ જ સતાવતો રહ્યો. તે દેવળમાં દાખલ થઇ અંદર હાજતે બેસતો અને અનેક પ્રકારે શ્રીને સતાવવાનું ચાલુ રાખતો. શ્રી કોઇવાર તેની સાથે મીઠી મીઠી વાતો કરતા, કોઇવાર ધમકાવતા, અને કોઈવાર ગુસ્સે થઈ ખુબ મારતા, પણ નાનાવલી કશા પર ધ્યાન નહીં આપતાં શ્રીને સતાવ્યા જ કરતો. મહારાજની તે ચાલુ ઠઠ્ઠા મશકેરી કરતો, દેવળનો દરવાજો ભાંગતો, અને ઘણીક રીતે શ્રીને પજવતો. ધમકીથી, ગાળોથી કે મારથી નાનાવલી સુધરતો જ નથી એમ જોઈ મહારાજે હવે અબોલા પડી રહેવાનું પસંદ કર્યું. એક દિવસે નાનાવલી દેવળમાં દાખલ થઈ મહારાજને પકડી તેમને મસજીદ તરફ લઈ ગયો; ત્યાં પોતાનું ધોતર કહાડી તે શ્રીને પહેરવા આપ્યું, અને મહારાજના અંગ ઉપરની પાટ પોતે લીધી. તે વળી શ્રીને ઉઠવા બેસવા અને નચાવવા પણ લાગ્યો. બે કલાક વેર ચાલુ મહારાજને જોઇએ તેવી રીતે હેરાન કીધા, અને સાંઇબાબા તથા તેમનાં ભગતો ગુપચુપ આ સઘળું નિહાળતાં, પણ વચ્ચે પડતાં જ નહીં! એક દિવસે મહારાજને એક ખાડામાં ફેંકી દઈ ઉપરથી નીરગુલના કાંટાના જુમખા ફેંકયા! એક વેળાએ જ્યારે વડનાં ઝાડ નીચે શ્રી બેઠા હતા ત્યારે એક બાઈએ આપેલું દૂધ પીવાની અણી પર શ્રીજી હતા એવામાં તેમના હાથમાંથી પ્યાલું ઝુંટવી લઈ શ્રીના માથા પર તે રેડયું, અને સાથે કીચડ માટી વિગેરે પણ મહારાજના માથા પર નાંખ્યું! જે માણુસ અજ્ઞાન છે અને જેનું મન વશ નથી, તેની ઇંદ્રિયો સાર-

થિના દુષ્ટ ઘોડાની પેઠે વશમાં રહેતી નથી જ. એક દિવસે શ્રીજી વડનાં ઝાડની નીચે બેઠા હતા, વખત બપોરના ચારનો હતો, શ્રીએ સહવારથી કાંઈ જ ખાધું ન હતું, અને તે બપોરે ગુસ્સે થઈ દુર્ગાબાઈને ગાળો દઈ મહારાજે ભોજન ફેંકી દીધું. દૌલુશેઠના પિતાજી ખુશાલશેઠ, જે હરહમેશ સાંઈબાબાનાં અને પછી મહારાજનાં દર્શન લેતા હતા તે આવી લાગ્યા, અને શ્રીને નમસ્કાર કરી સામે બેઠા! મહારાજનું મોઢું ઉતરી ગયાનું તેણે પૂછયું, અને જવાબમાં શ્રીએ જણાવ્યું કે; સહવારથી પોતે કાંઈ ખાધું નહોતું. જેથી ખુશાલશેઠે ભોજન લાવવાનું ઠરાવ્યું, પણ શ્રીએ પૂછયું:- "તમે પણ ખાશો ?" ખુશાલ કહે: "બરાબર ખાઈશ; મ્હને લઈ આવવા દો." શ્રી કહે; "થોભો; આપણુ બન્નેનું ભોજન તૈયાર જ છે. એવું કોઈ વૃક્ષ નથી, એવી કોઈ વેલી નથી, એવું કોઇ પુષ્પ નથી, એવું કોઇ ફુલ નથી, એવો કોઈ કંદ નથી, એવી કોઈ ખાણુ નથી, જેમાં અન્ન ના હોય." પછી બાજુનાં મટોડાંમાં હાથ ઘાલી તેમાંથી ગરમ ગરમ ચપાટી અને પીતળા કહાડી સામે મૂકયાં. ખુશાલ તો ફાટી જ ગયો. આ અસાધારણ બનાવ જોઈ તે અચરજ પામ્યા પછી શ્રીએ અને તેણે બન્નેએ મળી તે સ્વાદિષ્ટ ભોજન ખાધું. ખુશાલશેઠ ત્યાંથી રવાના થઈ આ આંખે જોએલા ચમત્કાર વિષે આખાં શિરડીમાં અને રાહટામાં તેની વાતો કરવા લાગ્યો.

દૌલુશેઠ શ્રી મહારાજને દર્શને વારંવાર આવતા રહ્યા; અને નાનાવલી તથા બીજાઓથી થતી શ્રીની ચેષ્ટા જોઇ મહારાજને પોતાની સાથે રાહટા લઈ જવાનું નક્કી કીધું. શ્રી તેની સાથે ગયા. પોતાને ત્યાં શ્રીને થોડા દિવસ રાખી પોતાના બગીચામાંના મકાનમાં શ્રીને ઉતારો આપ્યો. દુર્ગાબાઇ શીંડીથી શ્રીને માટે રોજ બે વેળાએ ભોજન લઈ આવતી. (શીંડીથી રાહટા ત્રણ માઇલના તફાવતે છે.) શ્રીએ અને દૌલુશેઠે જો કે ઘણુંએ તેણીને આવી તકલીફ નહીં લેવા માટે સમજાવ્યું, પણ તેણી જયાં સુધી શ્રી રાહટામાં હતા ત્યાં લગી, એટલે દોઢ મહિના સુધી દરરોજ ભોજન લાવતી જ રહેતી. એક દિવસે મહારાજશ્રી જયાં બેઠા હતા ત્યાં તેમની આજુબાજુ મંડળી બેઠી હતી તે વેળાએ એકે શ્રીના હાથમાં એક શંતરો આપ્યો. મહારાજે તે ફોડી તેમાંથી ત્યાં બેઠેલાં સઘળાંઓને એકેકી ચીર તેઓ આપતા ગયા. ઘણાં જણાઓ ત્યાં હાજર હતાં, પણ તે સઘળાંઓને તે એકજ શંતરામાંથી આપતા ગયા! આ લીલા જોઈ તે સઘળાં આશ્ચર્ય પામ્યાં. આ અરસામાં દૌલુશેઠ ત્રણ દિવસને માટે નગર જવા નીકળ્યો. જતાં જતાં પોતાનાં માણસોને શ્રીની સંભાળ રાખી જોઈતી દરેક ચીજ હાજર રાખવા કહી ગયા; નહીં તો શ્હેરમાં આવેથી ગમે ત્યાં તેઓ ચાલી જશે. બીજેજ દિવસે દૌલુશેઠનો બગીચો તજી દઈ શ્રી પાછા સાકોરી તરફ ચાલ્યા. દૌલુનાં માણસોએ શ્રીને બગીચો નહીં તજવાનું કહ્યુ; પણ મહારાજે તેમને ગાળો ભાંડી તેમના પર પત્થરા ફેંકી

તેમને હાંકી મેલ્યાં. સાકોરીનાં લોકોએ શ્રીને આવતાં જોયા, પણ શ્રી ખેતરોમાં થઈને સાકોરીમાંથી પણ લગભગ એક માઈલને છેટે ચાલી ગયા. ત્યાં કીચડથી ભરેલી એક પડત ઝુંપડી હતી તેમાં શ્રી પડી રહ્યા. સાકોરીના પટેલો શંકરરાવ અને સખારામ દૂધનાં પ્યાલાં લઈ શ્રીજી સનમુખ હાજર થયા, પણ મહારાજે તે કાંઇએ પીધું નહીં. થોડીવાર ત્યાં બેસી તેઓ ચાલતા થયા. દુર્ગાબાઈ હમેશ માફક ભોજન લઈ ત્યાં આવી, પણ શ્રીને રાહટામાં નહીં જોઈ તે ઝોંપડીવેરનો સઘળો રસ્તો ચાલીને ત્યાં શ્રીને ભોજન જમાડી પાછી શીંડી ગઇ. પટેલો પાછા આવ્યા અને મહારાજને પોતાને ગામ લઈ જવા અરજ કરી, પણ શ્રીએ સાફ ના પાડી. પછી આજુબાજુની વસ્તીનાં સ્ત્રી પુરૂષ શ્રીનાં દર્શને સાંજે આવ્યાં અને શ્રીને દૂધ વિગેરે પાવા લાવ્યાં, પણ શ્રીએ કાંઈ જ લીધું નહીં. બાજુની ઝોંપડીઓમાંની એકમાં એક બાઇને દળતાં જોઈ તેણીની સાથે દળવાનાં કામમાં પોતે મદદ કીધી. પછી થોડુંક દૂધ પી ઝોપડીમાં આરામ કરતા પડયા. દોલુશેઠનાં માણસો ફીકરમાં પડયાં, અને દોલુશેઠને શું જવાબ આપવો તેના વિચારમાં રહ્યાં. દોલુના વૃદ્ધ પિતાશ્રી ખુશાલશેઠ તે તમામ રસ્તો પગે ચાલી ઝોંપડી આગળ આવી શ્રીને પોતાને ત્યાં પાછા આવવાને વિનંતિ કરવા લાગ્યા. શ્રીજી કહેવા લાગ્યા:– "પિતાશ્રી ! આ સઘળો રસ્તો ચાલી આવવાનો તમે કાં શ્રમ ઉઠાવ્યો ? તમે પાછા જાવ, હું જરૂર આવીશ." આ સાંભળીને બુઢ્ઢાના મનનું સમાધાન થવાથી તે ખુશી થઈને પાછા પોતાના મુકામ પર ગયાં. મહારાજ રાતભર તે કીચડમાંજ પડી રહ્યા. સવારે ઉઠી તે ઝોંપડી છોડી શીંડી પાછા જવા લાગ્યા-રસ્તામાં શીંડી જનારા બે મુસલમાનો શ્રીની સાથે થયા. અર્ધે રસ્તે ચાલી શ્રી વચમાં બેસી ગયા, અને પેલાઓ પણ બેઠા. શીંડીથી રાહટા અને રાહટાથી શીંડી જનારાઓમાંના પંદર વીશ જણા પણ ત્યાં આવી બેઠા; અને બોલ બોલતાંમાં મહારાજની આજુ બાજુ એક નાની જેવી મંડળી જમા થઇ. મરદી બાયદ કે કદ્રે મરદી દાનદ. હીરા સાથેજ હીરો ઘસાય, એ કહેવત ખોટી નથી. પછી શુમારે અગીઆર વાગે મોટા સરકારી નોકરો બે સાઇકલ પર અને બે ઘોડેસ્વાર થઈને ત્યાં જ ઉતરીને મહારાજની પાસે આવી બેઠા. ભાદ્રપદ મહિનો હતો, તે દિવસ અવિધવા નવમીનો હતો, અને તેથી તેઓને વખતસર ઘરે જવું હતું. શ્રીએ અવિધવા નવમી વીશે વિવેચન કરવાનું શરૂ કીધાથી તેઓ આ વિષયમાં લીન થઈ ગયા. એક વાગે મહારાજે ધારેલા મુકામે જવા જણાવ્યું; કેમકે કદાચ તે ઘરનાં માણસો તેમની ઈંતેજારીથી વાટ જોતાં હશે. પણ પેલી મંડળી શ્રીનું વિવેચન સાંભળવાનું છોડવા માંગતી ન હોવાથી પાછા ત્યાંજ બેસી રહ્યા. બે વાગે ફરી શ્રીએ તેમને ઉઠવાનું કહ્યું, પણ તેઓ બોલ્યા; "આપ બેઠા છો ત્યાં લગી તો હમે બેસી જ રહીશું." શ્રી કહે; "હું તો આહીં

મ્હને ગમે ત્યાં લગી, દહાડાઓ સુધી પણ બેસી રહીશ." તો પણ તેઓ ત્યાં જ બેસી રહ્યા. શુમારે ત્રણ વાગે થોડાંક વાદળાં આકાશ પર ચઢી આવ્યાં, તે જોઈ શ્રી બોલી ઉઠયા; " હવે થોડા વખતમાં વરસાદ આવશે, તમે તમારે ઠેકાણે જાઓ !" પણ તેઓએ હઠ જ પકડી કે મહારાજ ઉઠે નહીં ત્યાં વેર તેઓ પણ ઉઠનાર નથી. અરધા કલાક પછી વરસાદ પડવાનું શરૂ થયું, અને એટલાં તો જોરમાં વરસવા માંડયું, કે થોડીવારમાં તે સઘળાઓ પગથી માથા લગી ભિંજાઈને જો કે તળબોર થયા, તોએ તેઓ તે જગ્યાથી હાલ્યા જ નહી. તેટલાં દુર્ગાબાઈ ભોજન લઈ આવી પુગી, અને તેણીએ જીદ્દ કરી મહારાજને ત્યાંથી ઉઠાડયા. પછી બધાને પોતપોતાને ઠેકાણે જવાને ફરમાવી મહારાજે પણ ચાલવા માંડયું. નજદીકની એક ઝોંપડીમાં દાખલ થઈ દુર્ગાબાઈએ આણેલું ભોજન ખાઈ તેણીને પણ ત્યાંથી રવાના કીધી. પછી પટેલોએ ઘણીજ હઠ અને કાકલુદી કીધાથી શ્રી તેઓ સાથે સાકોરી ગયા, અને ત્યાં જઈ એક ઠેકાણે રાત સૂધી પડી રહ્યા. સહવારે સઘળાંઓએ તે જગ્યા સાફસુફ કરાવવા માંડી; તે એવા ભરોસાથી કે શ્રી હવે સાકોરીમાંજ રહેશે. હવે નગરથી દોલુશેઠ પાછા ફર્યા, અને શ્રીને પોતાને ત્યાં નહીં જોઇ મહારાજ સારૂ દૂધ લઈ આવ્યા, જે શ્રીએ ત્યાંનાં હાજર રહેલાંઓમાં વહેંચ્યું. પછી દૌલુએ અરજ કીધાથી શ્રી તેની સાથે તેના બગીચાના મકાન તરફ સિધાવ્યા. રસ્તામાં શેઠને કહ્યું; " કોઈ કદાચ થોડા દિવસ લહેર આવવે હું બહાર રહું તો ફીકર કરશો નહીં; હું તમારે ત્યાંજ પાછો ફરીશ. " દોલુશેઠના બગીચામાં શ્રી હતા ત્યારે આજુબાજુ ઘણે ઠેકાણે તેઓ ફરતા રહેતા, અને ગમે ત્યાં બેસી પણ રહેતા. એક દિવસે બપોરે ચારને શુમારે દોલુશેઠ અને બીજા બેચાર જણા સાથે મહારાજ બહાર ફરવા નિકળ્યા. રાહટાની નદી આગળનાં મસાન કાંઠા પાસે પવારનો વાડો આવેલો છે, જેમાં એક ભૂતનો વાસો હોવાથી તે મકાનમાં જે કોઈ રહેતું તે મરણ પામતું હોવાનો વ્હેમ હોવાથી, તે વાડો ખાલી પડી રહ્યો હતો, ત્યાં મહારાજ આવી પહોંચ્યા. શ્રીએ તે વાડા વિષે પૂછતાં ઉપલી હકીકત તેઓને જણાવવામાં આવી. શ્રી તે વાડામાં દાખલ થયા અને સાથવાળાઓ પણ હિંમત કરી શ્રીની પાછળ ગયા. તે વાડાને તાળું માર્યું હતું, પણ તેની દીવાલનાં બાકોરાંમાંથી મહારાજ અંદર દાખલ થયા, અને સાથીઓને પણ અંદર આવવાને જણાવ્યું; પરન્તુ તેઓની છાતી ચાલી નહીં, અને બહાર જ ઉભા રહ્યા. શ્રી પોણો કલાક વેર અંદર રહ્યા અને ઉપર નીચે બધે બધ ફરતા રહ્યા. પછી દોલુશેઠ અને બીજાઓએ બહાર ઉભે ઉભે ઘણીજ કાકલુદી કરવાથી શ્રી બહાર આવી બોલ્યા; "મ્હને આ જગ્યા જ પસંદ છે, અને ત્યાંજ રહેવાનો મ્હારો ઇરાદો છે." તેમ કરવા દેવા ના પાડી સઘળાઓ શ્રીને પાછા બગીચામાં લઈ ગયા. દોલુશેઠના બગીચામાં શ્રીએ એક વાર નાહતાં નાહતાં ફર-

માવ્યું કે, કોઇએ પણ પાસે ઉભા રહેવું નહીં, અને તેમના તરફ જોવુંએ નહીં. શીર્ડીથી આવેલો સગુણ શ્રીનાં ફરમાન છતાં દીવાલને અઢેલીને શ્રી તરફ જોયા કરતો હતો. મહારાજ એકાએક નાગા જ ઉઠી આવી તેની સામે ગુસ્સે થઇ બોલ્યા; "મ્હને બરાબર જ જોઇ લે, અને ત્હારે લીધે બીજાઓને પણ મ્હારી તરફ જોવા દે!" આટલું કહી તેનો હાથ ધરી સડક પર લઈ જઈ તેને પુષ્કળ માર માર્યો. તે દિવસથી જ ભકત સગુનનો લાંબા વખતનો દમનો રોગ જ મટી ગયો, અને તે હજી પણ જીવે છે. શ્રીજી બેઠા હતા ત્યાં મોટા નાના, ગરીબ તવંગર અને બધી ન્યાતિનાં લોકો તેમના દર્શને આવતા હોવાથી મહારાજ તે બદલ કદી વાંધો ઉઠાવતા નહીં. તેમની નજરમાં બ્રાહ્મણ, મહાર, પોર, ઉચાં નીચાં સઘળાં સરખાંજ હતાં. એક દિવસે હલકી જાતની સ્ત્રીઓ તેમના હાથ પગ ચાંપતી હતી તેટલાં બ્રાહ્મણ સ્ત્રીઓ આવી પુગી, અને શ્રીના દર્શન લેવા માંગતી હતી. તેઓએ તે નીચ કોમની સ્ત્રીઓને બાજુએ હઠી જવા કહ્યું. શ્રી બોલ્યા; "આ બિચારીઓ તમને મ્હારા પગે પડવામાં અટકાવ કરતી નથી; આ શું રહ્યા મ્હારા પગ, પડો પગે! મ્હારે મનથી તમે અને એ લોકો સરખાં જ છે; અને તમારે માટે હું એઓને બાજુએ કરનાર નથી!" આ વાત ધ્યાનમાં ઉતરતાં જ તેણીઓએ તેઓને નમસ્કાર કરી તે સ્ત્રીઓની જોડમાં જ શ્રીની સેવા કરવા લાગી. દોલુશેઠના બાપ ખુશાલશેઠ એક બળદ ખરીદી લાવ્યા હતા, જે દેખાવમાં સુંદર, શરીરે મજબુત, અને રૂઆબદાર હતો; પણ તેનામાં એક ખોડ હતી, કે તેની સંભાળ લેનાર એક જ માણસ સિવાય બીજા કોઇને પણ તે પાસે આવવા દેતો નહીં. એકવાર તેણે એક માણસને જીવથી મારી નાંખ્યો હતો, અને બીજા એકને ગંભીર રીતના જખમો કીધા હતા. ખુશાલ શેઠે શ્રીને ઉપલી હકીકત જણાવી,-બજારમાં તેને વેચવાનો ઈરાદો જાહેર કીધો. શ્રીએ તેને વેચવા ના કહી જણાવ્યું:- "એ જાનવર નસીબવંત છે. એને વેચશો નહીં! થોડા વખત પછી એ સુધરી જશે, તદ્દન નરમ સ્વભાવનો બનશે, અને કોઇને પણ પાસે આવવા દેશે." પરંતુ ખુશાલશેઠનાં ધ્યાનમાં આ વાત ઉતરી નહીં, અને બજારમાં વેચવા લઇ ગયો, પણ વેચ્યા વગર પાછો લઇ આવ્યો. શ્રીની જ લીલા માની તેણે તે બેલ રહેવા દીધો. થોડા વખતમાં શ્રીના કહ્યા મુજબ તે જાનવર તો નરમ સ્વભાવનું બન્યું, અને કોઈને પણ પાસે આવવા દેતું. દોલુશેઠને ત્યાં રેહવાને શ્રીને એક મહિનો થયો હતો અને ત્રીસે દિવસ દુર્ગાબાઈ તેઓને માટે શીર્ડીથી રાહટા સૂધી પગે ચાલીને ભોજન લાવતી. સહવારથી બપોરે એક વાગે આ દેવી સ્વરૂપની બાઈ શ્રી સાંઇબાબાની ખીદમતમાં મશગુલ રહેતી, અને બાબાને નૈવેદ ધરાવી પગે ચાલતી શીર્ડીથી નિકળી શ્રીનું ભોજન લાવતી, અને પાછી શીર્ડી જતાં તેણીને ચાર વાગવા;

તે પછી જ પોતે જમતી. સહવારથી તે ૪ વાગા સુધી અન્ન પાણી વગર અપવાસ રાખતી, અને શ્રી ગમે ત્યારે ગમે ત્યાં જંગલમાં કે ખેતરમાં પણ જઈ બેસતા તો ત્યાં પણ તેણી તેમનું ભોજન લઈ જતી એક દિવસે શીડીંથી રાહટા આવતાં તેણીના પગમાં કાંટો ભોંકાયો. શુમારે દોઢ ઈંચ તે કાંટો અંદર પેસી ગયો હતો, તેની પણ દરકાર નહીં કરતાં તે ને તેજ હાલતમાં સબુરીથી દુઃખ સહન કરતી દરરોજ આખો રસ્તો ચાલી આવતી! અને તે વિષે કોઈને પણ તેણીએ ખબર પડવા દીધી નહીં. એક હપતા બાદ તે પગનો અંગુઠો પાકીને સુઝી આવ્યો. એક દિવસે મહારાજની તે ઉપર નજર પડતાં તે વીશે તેણીને પૂછતાં તેણીએ ખરી હકીકત છુપાવી. પછી જબરદસ્તીથી શ્રીએ તે અંગુઠો તપાસ્યો અને જ્યારે ખરી વાત જાણી ત્યારે પોતે તેમજ દોલુશેઠ અને બીજાઓ આ દેવીની સહનશકિતની સ્તુતિ કરવા લાગ્યા. તેણીની ભકિત અને પ્રેમનો અંદાજ ત્યાંજ જણાઇ આવ્યો. એક જાણકારને બોલાવી હથીઆર વડે તે કાંટો બહાર કહડાવ્યો, જેની લંબાઈ દોઢ ઇંચની હતી!

## પ્રકરણ ૩૨ મું.

### મહારાજનું અક્ષય—પાત્ર. ખાતાં ખૂટતું નથી.

यंयंल्लोकंमनसा संवि भाति विशुद्धसत्वःकामयते यांश्चकामान् ।
तंतंल्लोकं जायतेतांश्च कामांस्तस्मादात्मज्ञंह्यर्चयेम्दूतिकामः ॥

વિશુધ્ધ અંતઃકરણવાળો પુરૂષ મનમાં જે જે લોક વિષે સંકલ્પ કરે છે, અને જે જે ભોગ્ય વસ્તુની ઇચ્છા કરે છે, તે તે લોક તથા તે તે ભોગની વસ્તુઓ પ્રાપ્ત કરી શકે છે. એટલા સારૂ ઐશ્વર્યતા મેળવવાની ઇચ્છાવાળા પુરૂષે જે કોઈ સતપુરૂષ આત્મજ્ઞાની હોય તેની પુજા કરવી જોઇએ.

દુર્ગાપુજાનો તહેવાર હવે નજદીક આવવાથી ખડકપૂરની મંડળીએ પત્ર વહેવારથી રાહટા આવવાનો પોતાનો વિચાર જણાવ્યો; અને શ્રીનાં નામથી ત્યાં એક મોટો ઉત્સવ કરવા ઠરાવ્યું. તેઓએ દોલુશેઠને લખીને જવાબ મંગાવ્યો, અને દોલુશેઠે ઉત્તરમાં જણાવ્યું કે, તેઓને આ કામમાં તેનાથી બનતી સઘળી મદદ તે કરશે. આ તહેવારના દિવસની ૭ દહાડા અગાઉ તે બગીચામાં દોલુશેઠે એક મોટો તંબુ ઉભો કરી ત્યાં સપ્તાહ ચાલુ કીધી. ચાલુ સાત દિવસ સુધી તે તંબુમા ભજન કીર્તન ચાલ્યું, જેમાં ગામે ગામથી ભજન મંડળીઓએ આવી ભાગ લીધો. સપ્તાહને બીજે કે ત્રીજે દિવસે ખડકપૂરની મંડળી ત્યાં આવી પહોંચી, અને દોલુશેઠે આગમચથી જમાવેલી જગ્યામાં તે મંડળી

એ ઉતારો લીધો. સાતમે દિવસે એક મોટો ભંડારો આપવાનું ઠર્યું; જેથી છઠ્ઠે દિવસે જ રાંધવાનું કામ ચાલુ થયું; કારણ કે રાહટા, સાકોરી અને આજુબાજુનાં ઘણાં ખેડાઓનાં લોકોને તે ભોજનમાં ભાગ લેવા બોલાવવામાં આવનાર હતાં. ભૈરોબાનાં દેવળની બાજુના કમ્પાઉંડમાં ભોજન રાંધવાનું કામ ચાલતું હતું. એક બાજુએ બ્રાહ્મણોનું ભોજન રાંધવામાં આવતું હતું, જયારે બીજી બાજુએ ઇતર ન્યાતો માટે રંધાતું હતું. ભાત, લાપશી, દાળ અને રાંધવાની બીજી સામગ્રીઓ મોટા જઠ્ઠામાં તે કમ્પાઉંડમાં પડેલી જણાતી, અને આખો દિવસ તથા રાતે રાંધવાનું ચાલુજ રહ્યું. બીજે દિવસે અગીઆર વાગે દોલુશેઠ, ખડકપૂરની મંડળી, અને બીજાઓએ મળી શ્રીની આરતી ઉતારી વાજાં વજડાવતા શ્રીને ભોજન રાંધવાની જગ્યાએ લઇ ગયા. આ વેળાએ શ્રીનો હાથ અન્નપુર્ણાબાઇના હાથમાં હતો. બેઉ બાજુની દરેક દેગમાંનું ભોજન શ્રીએ ચાખીને તપાસ્યું. સઘળાઓ હવે ખાત્રીથી માનતા કે, ગમે તેટલા લોકો હવે ખાવા આવે તોએ તે ભોજન કમી પડનાર ન હતું. પછી શ્રી ત્યાંથી નિકળી કમ્પાઉંડના એક ઝાડ તળે જઈ બેઠા, અને બપોરે બાર વાગે તેમના નામની જય પોકારી લોકોને પીરસવાનું કામ ચાલુ થયું. રાતે બાર વાગા સુધી દરેક કોમનાં માણસોને ખાવાનું આપવામાં આવ્યું, અને તેટલા વખતમાં શુમારે વીશ હજાર માણસોએ ભોજન ખાધું તોયે બીજે દિવસે તો ભોજન હજુ વધેલું જ અને તાજું જ ગરમ ગરમ રહેલું જણાયું! તે દિવસે પણ તે જગ્યા પર સેંકડોને તેજ ભોજનમાંથી જમણ આપવામાં આવ્યું; તોયે ત્રીજે દિવસે પણ ભોજન તો શિલક પડી રહ્યું હતું! પછી સઘળાં શ્રી આગળ જઈ બોલ્યાં; "ભોજન તો ખલાસ થતું જ નથી! શું કરીએ?" શ્રી કહે; "થોડું ગરીબોને આપો, થોડું કુતરાંઓને ખવાડો, અને બાકીનું નદીમાં ફેંકી દો; અનાજનો એક દાણો પણ કોઇ વાસણમાં રહેવા દેશો નહીં!" તેઓએ તેમ કીધું. તે દિવસે ખડકપૂરની મંડળીએ ગરીબોને કપડાં વહેંચ્યાં, અને એક બે દિવસ પછી શ્રીની રજા લઇ, દોલુશેઠનો ઉપકાર માની, જો કે ઓચ્છવનો સઘળો ખરચ તો ખડકપૂરવાળાઓનો હતો, તો પણ શેઠે બધો બંદોબસ્ત રાખી ખરચમાં ૧૫૦ રૂપીઆ પણ આપ્યા હતા, રાહટા છોડી સઘળી મંડળી ખડકપૂર ઉપડી ગઈ. આ સપ્તાહ એકાદશી સૂધી ચાલુ રહી, અને દ્વાદશીનો ભંડારો અપાયો. સાંઇબાબાની મંડળીમાંનાંઓએ પણ ભજનમાં અને ભંડારામાં ભાગ લીધો હતો. સપ્તાહના સાત દિવસમાં ઘણાં ઘણાં કીર્તનો થયાં હતાં. સંત તુકારામનો ફોટો તંબુમાં મૂકી તેની સામે કીર્તન ચાલતું હતું. કીર્તન કરનારાઓમાં પીંપલવાડીનો તુકારામ નામનો ભકત રોજ સાંજે કીર્તન કરતો હતો. જ્ઞાનેશ્વર અને તુકારામના ગાથા અને અભંગનો પૂરો માહિતગાર, આ પુરૂષ બહુ જ અસરકારક કીર્તન કરતો હોવાથી, શ્રી પણ કોઈવાર તે સાંભળવા બહાર આવી બેસતા, પરંતુ શ્રીનાં દર્શને

આવનારા બ્રાહ્મણો તેનું કીર્તન સાંભળવાની દરકાર કરતા ન હતા. કીર્તનની વેળા તેઓ શ્રીની પાસે અંદર જ બેસી રહેતા, અથવા તો ચાલી જતા. આનું કારણ તેઓની મગરૂરી અને એક બ્રાહ્મણ નહીં એવા ઈસમનું કીર્તન સાંભળવાની તેમની સુગનું હતું. એક દિવસે કીર્તન ચાલી રહ્યું હતું, અને જયારે આ બ્રાહ્મણો ઉઠીને ચાલી જવાની તૈયારીમાં હતા ત્યારે શ્રીએ તેઓને થોભાવ્યા, અને થોડી મીનીટ બાદ તેઓને પોતાની સાથે બહાર આવી તે કીર્તન સાંભળવા જણાવ્યું. તુકારામે પણ તક મળેલી જોઈને બ્રાહ્મણો માટે સખ્ત ટીકા કરવાનું જારી કીધું, અને બ્રાહ્મણો પણ ચુપચાપ તે સાંભળતા જ રહ્યા. કારણ, શ્રી પાસે જ બેઠેલા હતા એટલે ત્યાંથી ઉઠી ચાલી જવાનું તેમને ફાવ્યું નહીં. કીર્તન ખલાસ થવા બાદ તે સઘળા વિદાય થયા. બીજે દિવસે પણ તેઓ પાછા આવ્યા; અને હવે શ્રીના કહેવાથી અને શ્રીએ તેઓની સાથે બહાર જ બેસવાથી તેઓ તૂટેલાં મનથી કીર્તન સાંભળવા લાગ્યા. જેટલો વખત શ્રીજી રાહુટામાં રહ્યા તેટલો વખત સઘળાં ગરીબ, અનાથ, અને મજુરોનાં કામો કરતા. ગૌરી થાપવાનાં કામમાં, મજુરોને કોલ ચુનો તૈયાર કરી આપવાનાં કામમાં, લુહારોને લોખંડ તપાવી આપવાના વિગેરેના કામોમાં પોતે મદદ કરતા. આ અરસામાં શ્રીનું મસાનું દરદ વધ્યું જ જતું, અને પુષ્કળ લોહી જતું હતું. દૌલુશેઠ અને બીજાઓ આ જોઈ શ્રીના રોગનો ઈલાજ કરવા માંગતા, પણ મહારાજ તે ઉપચારો ના પાડી આ સઘળું દુઃખ સહન કરવાની તૈયારીમાં જ હતા. ખડકપૂરની મંડળીની વિદાયગીરી બાદ બીજો એક મહિનો શ્રી રાહુટામાં જ રહ્યા. આજુબાજુના ખેડાઓમાંથી પણ ઘણાં લોકો દરરોજ શ્રીનાં દર્શને આવતાં થયાં. એક દિવસે મામલેદાર, ફોજદાર અને એક બીજો સરકારી અમલદાર શ્રીનાં દર્શને આવ્યા. શ્રીએ આ પહેલીજવાર તેઓને જોયા હતા, તો પણ તેઓ તરફ નજર પડતાં જ, પોતે તુરત બોલી ઉઠયા; "એવા પણ સરકારી અધિકારીઓ છે, જે બીજાઓથી મ્હને અપાતા ત્રાસ વીશે નાંખતી કરી મોઢે ચઢીને તે વિષે મ્હેં જણાવ્યું છતાં અખાડા કરી જાય છે!" તેઓમાંનો એક બોલ્યો; "હમે સરકારી અમલદારો છીએ; આપની ફરીઆદ જણાવશો તો હમે જરૂર તેનો ઈલાજ કરીશું." શ્રી કહે; "સાહેબો! શીર્ડીના અધિકારીઓ પણ આમ જ કહી ગયા, પણ પાછળથી તેઓએ પણ કાંઈ કીધું જ નહીં! હવે મ્હને કહો કે, સરકારી ફરજ તમે નહીં બજાવો તો તમે સરકારના ગુનેહગાર થશો કે નહીં?" તેઓ કહે:— "એમાં શું શક છે!" શ્રી કહે; "તમે તમારી ફરજ બજાવશો ખરા! એક નિવારસી ચીજ જેના ઉપર કોઈનો જ હક્ક નહીં હોય તેનો હવાલો સરકાર પોતે થઈ પોતાના મન ગમતો ઉપયોગ કરે છે. જાનવર કિંવા ખજાનો કે પૈસો જેનો વારસ કોઈ જ ન હોય તેના વારસ સરકાર થાય છે, અને તે

પોતાના કબજામાં લે છે, તો હું પણ નિવારસી છું, અને કોઈનો મ્હારા ઉપર કશો હક્ક નથી એ હું પુરવાર કરી આપી શકું છું; જેથી સરકારે મ્હારો હવાલો લઈ મ્હારી સંભાળ રાખી મ્હારૂં રક્ષણ કરવું જોઇએ. તમે અહીંના સરકારી અધિકારીઓ છો, એટલે મ્હારી સરકાર તમે જ છો; માટે મ્હને તમારા રક્ષણ હેઠળ લઈ મ્હારી સંભાળ રાખી મ્હને થતા ત્રાસથી મ્હારો તમોએ બચાવ કરવો જોઈએ. તમે તેમ કરતા નથી અને આ તમારી ફરજમાં તમો પછાત પડયા બદલ રિપોર્ટ હું સરકારને જરૂર કરીશ!" તેઓ બોલ્યા; "આપને શું ત્રાસ આપવામાં આવે છે? હમને જણાવશો તો હમે તેનો નિકાલ કરીશું." શ્રી કહે; ત્રાસ તો એ છે કે, તમારી માફક લોકો મ્હારાં દર્શને આવી મ્હારે પગે પડે છે, અને એ મ્હને પીડા સમાન છે. આનો કાં નહી અંત્ત લાવતા? હું નિવારસી માલનો તમારે મન ગમતો ઉપયોગ કાં નહીં કરતા? હું તે સઘળાંઓને કહું છું કે, હું સત પુરૂષ કિંવા દેવ નથી, તેઓને કોઈ ચમત્કાર પણ મેં દેખાડયો નથી; અને તોયે તેઓ દર્શને આવે છે, પગે પડે છે, ઉત્સવો કરી ભંડારા આપે છે, અને આ સઘળું મ્હારૂં મરણ થઇ પડે છે; કારણ કે તેઓ મ્હને સંત માને છે, અને હું તે નથી એમ સમજું છું." આ સાંભળીને તે અમલદારો હસી પડી શ્રીની ખાકસારીની સ્તુતિ ગાવા લાગ્યા શ્રી કહે; "તમે જો મ્હારો હવાલો લેશો નહીં તો નિવારસી ઢોરો જેમ ખેતરોમાં પેસીને ખેતીનો નાશ કરે છે, તે માફક લોકોને હું ગાળ આપું, મારૂં, વિગેરે તકલીફ આપું તો તેનો જોખમદાર હું નહીં, પણ તમેજ ઠરો છો!" આ દિવસોમાં, અગાઉ જણાવ્યા મુજબ, દુર્ગાબાઈ દરરોજ હદ બહાર પરિશ્રમ વેઠીને શ્રીનું ભોજન લાવતી. એક દિવસ ઘણીજ હઠ પકડીને દોલુશેઠ મહારાજને અહમદનગર લઈ ગયો. સ્ટેશન આગળ શહેરથી દૂર પોતાના બંગલામાં શ્રીને ઉતાર્યા. બંગલાના એક ભાગમાં શ્રીને બેઠક આપી અને ૪૦ કદમને છેટે બીજા ભાગમાં પોતે પોતાની બે બાયડીઓ સાથે રહ્યો. શ્રી એકલા જ ત્યાં રહેતા તો પણ લોકો તેમનાં દર્શને અહીં પણ આવવા લાગ્યાં. એક દિવસે સારા લોકો શ્રીનાં દર્શને આવી ઉપદેશ સાંભળવા શ્રીની પાસે બેઠા. શ્રી બોલ્યાઃ "એક જાણીતી કહેવત છે કે; ચમત્કાર વગર નમસ્કાર હોતો નથી. તમે મ્હારો કંઈ પણ ચમત્કાર દીઠો નથી, તો પછી મ્હને નમસ્કાર શું કામ કરો છો? હું સત પુરૂષ નથી; અને ચમત્કાર દેખાડવાની શકિત પણ જયારે ધરાવતો નથી ત્યારે મ્હને નમસ્કાર શું કામ કરવા?"

જહાં જૈસી સંગત કરે, તહાં તૈસાહી ફલ પાય;
હરી માર્ગ તો કઠન હય, કયું કર પેઠા જાય?

જે મનુષ્ય જેવાની સાથે સંગત કરશે તેવાં જ ફળ તે પામશે; પરમાત્માને મળવા જવાનો માર્ગ તો જ્યારે અતિશય બિકટ છે, ત્યારે તમો તે માર્ગે લાગવાના પ્રયત્ન શી રીતે ઉપાડી શકશો ?

તેઓને શ્રીનું કહેવું કબુલવું પડયું, પણ એક ચાલાક શખ્સ બોલી પડયો; "મહારાજ, આમ નથી. જોકે કહેવત એવી છે કે, ચમત્કારને નમસ્કાર; પણ ખરૂં કહું તો નમસ્કારને ચમત્કાર હોય છે! પહેલાં આપણે દેવને ભજીએ અને પુજીએ છીએ, અને પછી જ તે ચમત્કાર દેખાડે છે! પહેલાં આપણે બી જ રોપીએ છીએ અને પછી જ ઝાડ ઉગે છે! આપણે પ્રથમ પાણી પાઈએ છીએ અને પછી જ ફળ પામીએ છીએ! પહેલાં મહેનત કરીએ છીએ અને પછી જ દામ મેળવ્યે છીએ! જેથી પહેલાં હમારે આપને નમસ્કાર કરવા જોઈએ, અને પછી જ આપનાથી ચમત્કારની આશા રાખવી જોઈએ!" એક મોડી રાત્રે જ્યારે સઘળાં ભર ઉંઘમાં પડયાં હતાં ત્યારે મહારાજ પોતાની ઓરડીમાં ગાળ ગલોચ બકવા લાગ્યા, અને મોટેથી બખાળા કાઢવા લાગ્યા. દૌલુને નામે ભાષણ ચાલુ રાખ્યું. દૌલુની બેક બાયડીઓ જાગી ઉઠી પણ દરવાજો ઉંઘાડવાની હિમ્મત કરી શકી નહીં. પછી મહારાજે તેઓની ઓરડી આગળ જઈ તેમને દરવાજો ઉંઘાડવા કહ્યું. દરવાજાને કાચનાં બારણાં હોઈ અંદરથી કડી લગાડેલો મજબુત બંધ હતો. મહારાજ તેમને સખ્ત ગાળો ભાંડવા લાગ્યા. તેઓએ ડરને લીધે દરવાજો ઉંઘાડયો નહીં. પછી મહારાજે એક પત્થર ઉંચકી જોરથી દરવાજા તરફ ફેંકયો. કાચો બીલકુલ ભાંગ્યા નહીં અને પત્થરાના સપાટાથી દરવાજો જે અંદરથી મજબુત બંધ કીધેલો હતો તે ઉંઘડી ગયો, અને પત્થરો અંદર દાખલ થયો! તે બન્ને સ્ત્રીઓ આ ચમત્કાર જોઈ અજબ થઈ અને સાષ્ટાંગ નમસ્કાર કર્યા. શ્રી શાંત પડયા, અને તેઓને સુઈ જવા ફરમાવ્યું. પછી ઓરડીમાં પાછા ફરી ત્યાં આરામ કરતા પડયા. બે ત્રણ દિવસ નગરમાં રહી શ્રી પાછા રાહટા છોડી સાકોરીમાં આવી ઉતર્યા. સાકોરીના લોકોને આથી બહુ જ આનંદ થયો, અને શ્રીનાં દર્શને આવી તેમના ઉપદેશ સાંભળવા લાગ્યાં. એજ અરસામાં રાહટા અને આજુબાજુના ખેડાઓમાં ભયંકર પ્લેગ ફાટી નિકળ્યો. દશ દિવસ સુધી રાહટા અને બીજાં આસપાસનાં ગામડાંઓમાં આ જીવલેણ બિમારીએ ભયંકર ત્રાસ વર્તાવ્યો. પ્લેગનો પ્રવેશ માત્ર સાકોરીમાં જ જણાયો નહીં! લોકો સમજી ગયાં કે, શ્રીના પવિત્ર પગલાંથી પ્લેગ ત્યાં દાખલ થઈ શકતો હતો નહીં. તોપણ તેઓમાં ધાસ્તી ફેલાઈ, અને ગામ છોડી દૂર જઈ રહેવાનો લોકોએ વિચાર કરી તે માટે શ્રીની સલાહ પૂછી. શ્રી કહેઃ– "સાકોરી સિવાય અહીં બધે જ પ્લેગ છે; જ્યારે સાકોરીમાં તો તેનાં જરાએ ચિન્હ જણાતાં નથી, ત્યારે શા સારૂ ગામ અને ઘરબાર તજી હેરાન થવા માંગો છો!" બીજા ચાર દિવસ

તેઓ ચોભી ગયાં, પણ છેવટે હિંમત હારી જઈ તેઓ એક દિવસ મુકરર કરી સાકોરી છોડી જવા તૈયાર થયાં. શ્રીને પણ પોતાની સાથે લઈ જવા તેમણે જણાવ્યું. શ્રી કહે; "હું અહીં જ રહીશ અને પ્લેગ સાથે રમીશ! તે તો મ્હારો ઇષ્ટ મિત્ર છે!" તેઓએ ઘણી કાકલુદી કીધી, પણ મહારાજે માન્યું જ નહીં. પછી મહારાજને એકલા તજી તેઓ સાકોરી છોડી ખેતરોમાં જઇ રહ્યાં, અને ત્યાંથી શ્રીનાં દર્શને રોજ આવતાં રહ્યાં. તેઓએ ગામ ખાલી કરવાથી મહારાજ એકલા રાત્રિ દિવસ સાકોરીમાં જ પડી રહ્યા. રાતે જુ તેમને બહુ જ સતાવતી. દુર્ગાબાઈ હજી ચાલુ એઓનું ભોજન લાવતી જ રહી. દશ દિવસ બાદ આખાં સાકોરી ગામને ઝાડુથી મહારાજ સાફ કરવા લાગ્યા! તે ખેડામાં એક પણ જણ રહેતો ન હોવાથી ગામ તદન વેરાન બની ગયું હતું.

બાળાભાઉ ચાંદોલકર નામનો એક શખ્સ સખત બિમાર પડયો, અને મરવાની અણી પર હતો. આ વેળાએ શ્રી તેની સનમુખ હાજર થયેલા તેને દેખાયા, તો જો કે મહારાજ તો આખો વખત દેવળમાં જ હતા. ચાંદોલકર પોતાની સ્રીને કહેવા લાગ્યો; "મહારાજને બેસવાને જગ્યા આપ! એઓશ્રીને પગે પડ!" સ્રી અને બીજાંઓ કહેવા લાગ્યાં; "હમે તો મહારાજને જોતાં નથી!" રોગી કહે; "તમે સઘળાં જ આંધળાં છો; હું તો સ્પષ્ટ એઓને જોઈ રહ્યો છું."

ઢીર આમદી! અએ નેગારે સરમસ્ત;
જુદત ન દેહમ દામન અઝ દસ્ત.

હે મસ્તાની માશુક! (મ્હારી ઉપર ઓછી કૃપા બતાવનારા હે ખુદા!) તું ઘણો વિલંબ લગાડીને આવી, માટે હવે તો હું ત્હારી દામન વિલંબ લગાડયા શિવાય કદિ છોડનાર નથી. કહેવત છે કે; "માશુક કે ઢીર ઢીર બીનન્દ; આખર કમ અઝાં કે સીર બીનન્દ." પ્યારી માશુકને જ્યારે લાંબી મુદતે જોઇએ ત્યારે તો પેટ ભરીને જોયા કર્યા વિના કેમ રહેવાય?

તે સઘળાંઓએ એને તાપની ઝુમમાં બકબકતો ધાર્યો, પણ તે બોલી ઉઠતો કે; "હુ તાપની ઝુમમાં બોલતો નથી! તમે ખરે જ આંધળાં છો, હું તો શ્રીજીને ચોકખે ચોકખા જોઉં છું! મ્હને પોતાની સાથે લઇ જવા એઓશ્રી અત્રે આવ્યા છે!" તેના જ કહેવાથી તેની સ્રીએ તેને ઉઠાડયો, અને શ્રી તેને જ્યાં ઉભેલા દેખાતા હતા ત્યાં જઈ શ્રીના પગ પર (જમીન પર) માથું મૂકયું, અને શ્રીને સંબોધીને બોલ્યો: "આ સઘળાંઓ છતી આંખે આંધળાં છે. આપ મ્હને આપશ્રીના મુકામ પર સાથે જ લઈ જવા આવ્યા છો, એ હું ખાત્રીથી જાણું છું. હું જ આપની સત અવસ્થાના પ્રતાપ ઓળખી શકું છું." આટલું કહી થોડા વખતમાં તેણે પ્રાણ છોડયો. દુર્ગાબાઇ કોઈ કદાચ શ્રીના કામમાં

મદદ કરતી. એક રાત્રે ઘણું મોડું થવાથી તેણી પણ શ્રી સાથે તેજ ખેડામાં રહી. એક અઠવાડીઆંમાં શ્રીએ તમામ જગ્યો ઝાડીને સાફ સ્વચ્છ કરી દીધી. તે ખેડાના લોકો જ્યારે શ્રીના દર્શને આવતાં ત્યારે આવી સફાઇનુ કારણ પૂછતાં. શ્રી જણાવતા; "હું પ્લેગને ઝાડુથી બહાર કાઢી રહ્યો છું, અને તમે પાછાં આવીને જ્યારે રહો ત્યારે તમારે સારૂ જગ્યા સાફ કરી રહ્યો છું!" શુમારે વીશેક દિવસ પછી ચો તરફ પ્લેગ નરમ પડયો, અને સાકોરીમાં સઘળાં પોત પોતાને ઘરે પાછાં આવતાં થયાં. આ વખતે શ્રી સાકોરી છોડી શીર્ડીના પોતાનાં ખંડોબાના દેવળમાં પાછા ફર્યા, અને ફરીને પ્રથમ માફક લોકો તેમનાં દર્શને ત્યાં પણ આવતાં થયાં. દુર્ગાબાઇ શ્રીનું રોજનું ભોજન લાવતી, અને શ્રી ત્યાં દેવળમાં જ પડી રહેતા. એક દિવસે સાંઇબાબા આગળ ડા૦ પીલે, કાકા સાહેબ અને બીજાઓ બેઠા હતા ત્યારે ડાકટર સાહેબે શ્રીની ખડકપૂરની તથા રાહુટાની હકીકત કહી સંભળાવી, જેથી બાબા બોલ્યા; "બાપથે બેટા સવાઈ હય!" પણ કાકા સાહેબ અને બીજા થોડાક જણા કહેતા; "એ તો નકામા ઢોંગ કરી આપનું નામ બદનામ કરે છે!" જેના જવાબમાં બાબા કહેતા; "ભલાં માણુસો! આ તો એની તપસ્ચર્યાનું ફળ એને મળી રહ્યું છે! આટલું જ નહીં, પણ ભવિષ્યમાં એથીએ વિશેષ એના માટે બાકી રહેલું છે. એની લીલા જબરદસ્ત છે!"

તુ ગર સખ્તઈ રાહે સન્‌જીદેહ પૂય;<br>
નેયાયદ બઅુન હર્ગીઝ ઇન ગુફ્તગૂય.

હે બંદે! ડહાપણુ કે જ્ઞાનનું ન્હાનું સરખું ટીપું જ ત્હારામાં હોય તો તેટલાં ઉપર જ અવલંબીને અક્કલ વાપરીને ચાલજે, મુક્તિ જેવી પ્રભુ ઇચ્છાંની તલબનો તો અંન્ત જ આવનાર નથી.

આ સાંભળી શ્રીનો દ્વેષ કરી અદેખાઇથી અંધ થઇ શત્રુઓ જળી બળી રહેતા હતા. હવે દિન પર દિન મહારાજના મસાનું દુઃખ વધતું જ ગયું. શ્રીની મુલાકાતે આવનારાંઓમાં મુંબઇ વેરથી પણ આવતા ભકતો શ્રીને પોતાની સાથે મુંબઈ લઈ જઈ ત્યાં તેમના દરદનું ઓપરેશન કરાવવા માંગતા. શ્રી તેઓને "જોઇશું" એટલો જ જવાબ આપતા. પછી મીરજ જઇ ઓપરેશન કરાવવું એમ શ્રીના મનમાં પણ આવ્યું. તેઓએ પોતાનો આ ઈરાદો દુર્ગાબાઇને જણાવ્યો. શ્રીને સૌથી વધુમાં વધુ માનનારી અને ચાહનારી દુર્ગાબાઇ જ હતી. તેણીએ કહ્યું; "બાબા જો મ્હને પરવાનગી આપે તો હું પણ આપની સાથે આવીશ." તેણીએ સાંઈબાબાને એ વિષે પૂછતાં તે બોલ્યા; "બરાબર; તું તેની સાથે જ રહે, અને હું તેજ છું એમ જ જાણીને જો તું તેની સેવા ઉઠાવીશ તો તે મ્હારી જ સેવા ઉઠાવ્યા બરાબર ગણાશે." ઠરાવેલે દિવસે મહારાજ અને દુર્ગા-

બાઈ શીર્ડી છોડી મીરજ માટે ઉપડયાં. બીજાં ઘણાંઓએ સાથે જવા માગ્યું, પણ તે સઘળાંઓને રાંધી ખવડાવવું પડશે અને શ્રીની માવજત એક બાજુએ રહી જશે, આમ જોઈ દુર્ગાબાઈએ તે કોઈને પણ સાથે આવવા દીધાં નહીં; અને તેથી આ બન્ને એકલાં જ ઉપડયાં. શંકર પટેલના ગાડાંમાં તેઓ સ્ટેશને રવાના થયાં. પટેલ સ્ટેશન લગી તેઓ સાથે ગયો. પુણાની ટીકીટ કઢાવી આપી, તેઓને ટ્રેનમાં બેસાડી, તે પોતાને ઘરે પાછો ફર્યો. શ્રીએ કોઈને મીરજ જવા માટે જણાવ્યું જ ન હતું, ફકત ઓપરેશનને માટે બહારગામ જાય છે, એટલું જ જણાવ્યું હતું. શ્રીએ સ્ટેશન પર એક ધોતર પહેર્યું અને આંગ પર પણ નાંખ્યું. પુણા જઈ મીરજની ટીકીટ કઢાવી તેઓ મીરજ આવી પહોંચ્યાં. સ્ટેશન પાસેની એક ઓલીના વરંડા પર તેઓએ મુકામ કીધો. દુર્ગાબાઈએ ભોજન રાંધ્યું; અને પછી ખાઈ પી ત્યાં જ આરામ કરતા પડી રહ્યા. બીજી સહવારે શ્રીજી હોસ્પીટલ તરફ ગયા, અને ત્યાં બપોર સૂધીમાં સઘળી તપાસ કરી ઓપરેશન કરનાર સાહેબને મળ્યા, તથા બીજા દર્દીઓને પણ ભેટયા; અને ત્યાં જ નજદીકમાં દુર્ગાબાઇનાં રહેઠાણ સારૂ એક ખોલી જોઈ બધો બંદોબસ્ત કરી કરાવી બપોરે પાછા આવ્યા. પછી સાંજે મહારાજે શોધી કહાડેલી ખોલી જોવા તે બન્ને ગયાં. દુર્ગાબાઇને આ જગ્યા પસંદ પડવે શ્રીએ ભાડાં બદલ તેના માલીક સાથે બંદોબસ્ત કરી તે ઘરને તેઓએ તાળું માર્યું. પછી દશ દિવસનો સીધો લાવી મૂકી દુર્ગાબાઈને ત્યાં રાખી. બીજી સહવારે મહારાજ હોસ્પીટલમાં દાખલ થયા. અંદર જઈ કારકુનને મળ્યા, જેણે શ્રીના હાથમાં એક લખેલો ફોર્મ આપ્યો. તે ફોર્મ અને પાંચ રૂપીઆ લઈ સાહેબ સનમુખ ઉભા રહ્યા; જેણે તે ફી લઇ થોડાક સવાલો પૂછી બીજા કારકુન આગળ શ્રીને મોકલ્યા; જેણે શ્રી સાથે એક વોર્ડ–બોયને મોકલી ઉપરના મજલાની એકાદી ખોલીમાં શ્રીનો રહેવાનો બંદોબસ્ત કરી આપ્યો. શ્રીજી ત્યાં જ પડી રહ્યા. બીજે દીને ડોકટરે આવી દરદ તપાસી તે વીશે શ્રીને પૂછ પરછ કીધી. પછી શ્રી બોલ્યા; "ડાકટર સાહેબ! કેમે કરીને મ્હને કલોરોફોર્મ આપ્યા વગર ઓપરેશન કરવામાં આવે એવો બંદોબસ્ત થવો જોઈએ." ડોકટર કહે; "આ શક્ય નથી. મોટા સાહેબ માનશે જ નહીં." બીજી સહવારે મહારાજને જોલાબ પાવામાં આવ્યો, અને શ્રીજીની હજામત કરાવી નહવડાવી સહવારથી એમનું ખાણું પીણું બંધ રાખ્યું. બપોરના તેમને વહાડકાપવાળા ઓરડામાં લઈ જઈ ત્યાં કલોરોફોર્મ આપી એમનાં દરદનું વહાડકાપ કરી પાછા ઉપલા મજલાની કોટડીમાં લઇ આવ્યા. ઓપરેશન વેળાએ દુર્ગાબાઇ એક જગ્યાએ સઘળો વખત બેસી રહી હતી. ત્રીજે દિવસે તે જખમને મલમ પટ્ટા કરવામાં આવ્યા. શ્રીને અતિશય દુઃખ ભોગવવું પડયું, અને મહા મુશકેલીએ હાજતે બેસતા તથા પીશાબ કરતા. મોટે

દિવસે નીચલે મજલે રાખવામાં આવ્યા. અહીં તેઓ ત્રણ દિવસ સૂધી રહ્યા. મલમ પટ્ટા કરતી વેળાએ કમ્પાઉન્ડર નળી વિગેરે અંદર નાંખતો, જેથી શ્રીને બહુ જ દરદ થતું. ત્યાંનો આ મામલો જોઈ ચોથે દિવસે મહા મુશકેલીએ, કોઈને જણાવ્યા વગર, ચુપચાપ હોસ્પીટલ છોડી દુર્ગાબાઈની ખોલીમાં આવી રહ્યા. દુર્ગાબાઇએ તેઓશ્રી માટે રાંધેલું ખાસ ભોજન ખાઈ તેણીને સરકારી હોસ્પીટલના ડા૦ ભડભડે પાસે મોકલી. તેણી ટાંગામાં દોડીને ડા૦ ભડભડેને મળી સઘળી હકીકતથી વાકેફ કીધો. તેણે જણાવ્યું; "એઓને લઇ આવો, હું રહેવાનો બંદોબસ્ત કરી આપીશ; અને એમની હું સંભાળ લઇશ." તેણી પાછી ફરી પોતાનો અને મહારાજનો સામાન લઈ તે હોસ્પીટલમાં આવી, તેઓ માટે ઠરાવેલી ખોલીમાં મુકામ કર્યો. પછી ડાકટરે ચોક્કસ દવામાં તૈયાર કરેલું કપડું તે જખમ ઉપર મૂકયું, જેથી ત્રણ દિવસમાં જખમ રૂઝાયો, અને પેટ આવતું જ બંધ કીધુ. ડોકટરને શ્રીએ તે વીશે જણાવ્યું કે, જખમ પૂરાઈ ગયો છે. પછી તેણે એક જાતની દવા લગાડી, જેનાથી ઝાડો ઉતરનો રહ્યો. એક પખવાડીઆં સૂધી ચઢ ઉતર નળીઓ મૂકીને કાપ વાઢ કરેલી જગા સપૂ બનાવવાને તે ફતેહમંદ નિવડયો. ખડકપૂરની મંડળીએ શ્રીનાં મીરજમાં કરેલાં ઓપરેશન વિષે સાંભળી પ્રથમ રૂપ્યા ૨૫) અને બીજીવાર રૂપ્યા ૫૦ તથા ફુટનાં પારસલો મોકલ્યા કીધાં. પહેલી રકમ શ્રીએ રાખવા જણાવી બીજી રકમ પાછી મોકલાવી. બીજે ઠેકાણેથી પણ નાની નાની રકમો આવતી રહી, જેથી પૈસાની તેઓને તંગી રહી નહીં. વળી શીર્ડીથી નીકળતાં દુર્ગાબાઈ પણ સાથે થોડાક રૂપીઆ લઈ આવી હતી. આ રીતે મીરજની સફર સફળ થઈ.

---

## પ્રકરણ ૩૩ મું.

### કોલાહપૂરમાં મહારાજનો સત્કાર. રોગ અને શત્રુઓનો બહિષ્કાર.

जातमात्रंनयः शत्रुं, व्याधिंच प्रशमंनयेत् ।

अति पुष्टांगयुक्तोऽपि, सपश्चात्तेनहन्यते ॥

ગમે એવો મ્હોટો મનુષ્ય કાં ન હોય, તે પણ જો પોતાના વેરીનો અને શરીર માંહેલા જીવલેણ રોગનો તુરત ઉપાય નથી કરતો, તો તે મનુષ્ય મ્હોટો પુષ્ટ અંગવાળો કાં ન હોય તોપણ તેના વૈરી અને તેના રોગ અંગે અંગ વ્યાપી જઇને, બળવાન થઇને અંતે તેનુ મૃત્યુ નિપજાવે છે.

આ નિયમને અનુસરીને મહારાજે મીરજ વેર જઈને પોતાના રોગનો જેમ ઇલાજ કર્યો હતો, તેમ શિર્ડીમાં પોતાના શત્રુઓ વિઘ્નસંતોષી નહીં સાચ તે સારૂ તેમનાથી દૂર ને દૂર રહેતા હતા, તે પણ હવે પછી આપણે જોઈશું.

મીરજમાં પંદર દિવસ હતા તેટલાં કોલાહપૂરની એક મંડળી શ્રીજીની ખડકપૂરની કીર્તિ સાંભળી એમનાં દર્શન લેવા આવી પહોંચી. શ્રીએ તે મંડળીને પોતાની ઓળખ આપી નહીં, અને બોલ્યા કે, જે સતપુરૂષની મુલાકાતે તેઓ આવ્યાં હતાં, તે પોતે નથી! પણ તે મંડળીએ જણાવ્યું કે, હોસ્પીટલમાં શ્રીજી છે એવી પાકી ભાળ તેમને લાગી છે, પણ શ્રીએ તેઓનો પત્તો લાગવા દીધો જ નહીં, જેથી તેઓ રવાના થઈ ફરી બીજીવાર આવ્યા, અને આ વેળાએ એક જણ જે શ્રીને ખડકપૂરમાં મળી આવ્યો હતો, તેને સાથે લઈ આવ્યાં. તેણે શ્રીને ઓળખ્યા, જેથી મહારાજે હવે પોતાને વધુ વાર છુપાવ્યા નહીં. તે મંડળી હવે શ્રીને પોતાને ત્યાં કોલાહપૂર લઇ જવા સમજાવવા લાગી. હવે શ્રીની પ્રકૃતિમાં ઘણો સુધારો થયો હતો, અને હરતા ફરતા પણ થયા હતા. શ્રીને અહીં રહ્યાને વીસ દિવસ થયા હતા, અને તેમણે તે મંડળી સાથે કોલાહપૂર જવાનું કબુલ કરવાથી તેઓએ તે માટેની તૈયારી કરવા માંડી. દુર્ગાબાઈ બજાર હાટની વેળાએ વાણીઆને ત્યાંથી સામાન ખરીદતી ત્યારે બાંધો રૂપીઓ આપતી અને પરચુરણ પાછી લેતી નો'તી! શ્રીએ એ બદલ તેણીને પૂછતાં તેણી બોલી: "સાંઇબાબાના પૈસા તો કયાં ને કયાં જશે અને કોણ જાણે તે કોણ ખાઈ જશે!" તેણી જયારે બજારે જતી ત્યારે તે વાણીઓ તેણીને લાગલો સઘળો સામાન બેધડક આપતો. વળી તેણીને જોઇતાં વાસણો વિગેરે પણ વાપરવા આપતો. આ ઉપરથી માલુમ પડી આવે છે કે, દુર્ગાબાઈનો સ્વભાવ કેવો રાંક, સાદો, ભોળો ભાળો અને પ્રેમી હતો. પછી મહારાજ કોલાહપૂરની મંડળીને જવા કહી બોલ્યા; "થોડા દિવસ પછી કોલાહપૂર જરૂર આવીશ; માટે પાછાં તમે અહીં આવશો નહીં." પછી એક બે દિવસ બાદ શ્રીએ દુર્ગાબાઈને કહ્યું; "આપણે કોલાહપૂર તો જવું જ જોઇએ; ત્યાં મહાદેવીનાં દર્શન આપણને થશે, અને આવેલી મંડળીને ત્યાં પણ સહેજ ઉતારો લઈ તેઓના દીલની ઇચ્છા પૂરી કરીશું." છેવટે એક દિવસ મીરજ છોડી તેઓ કોલાહપૂર રવાના થયાં. રાતે સ્ટેશન પર જઈ આખી રાત સ્ટેશન ઉપરજ સુતાં, અને સહવારે મહાલક્ષ્મીના દેવળમાં જઈ તેણીનાં દર્શન લીધાં.

અહીં સ્પષ્ટ રીતે જણાવવાની ખાસ જરૂર છે, કે ઉચ્ચમાં ઉચ્ચ ઇશ્વરી હાલત ભોગવનારાઓ પણ કર્મકાંડ (શરીઅત) બજાવતા રહે છે. તે જોકે પોતાને માટે નહીં, કારણ કે પોતે તો ઇશ્વર બની બેઠેલા હોય છે, પરન્તુ બીજાંઓને ક્રિયા કર્મ કરવામાં દ્રઢ રહેવાનો દાખલો બેસાડવા સારૂ જ તેઓ આમ કર્મકાંડ કરતા રહે છે. રામદાસ સ્વામી, તુકારામ મહારાજ વિગેરે સર્વ સતપુરૂષોએ આમ જ કીધું હતું, અને બીજા સદ્‌ગુરૂઓ પણ આમ જ કરી ગયા છે, અને કરતા રહ્યા છે; જેથી પ્રસંગ આવવે અને મનની લ્હેર પ્રમાણે

પૂર્ણ બ્રહ્મ સ્થિતિ ભોગવતા મહારાજ એક સાદા ભગત પણ બની જતા. શ્રી કૃષ્ણે કહ્યું છે કે;

"જો કે હું બધાં કર્મોથી રહિત છું છતાં પ્રસંગ આવવે દરેક કર્મ પણ કરૂં છું." શ્રીજી એકજ ધોતર પર હતા, અને અંગ પર બીજું કાંઈ જ હતું નહીં. દેવળના એક ખૂણામાં પડી રહ્યા હતા, અને જે લોકો દેવીનાં દર્શને આવતાં તેઓ વગર પિછાનવે મહારાજના પણ દર્શન લેવા લાગ્યાં, અને પગે પડી નમસ્કાર કરવા લાગ્યાં! શ્રીજી કહેતા; "મ્હને ન તો તમે પિછાનતાં કે ન તો હું તમને ઓળખતો! ત્યારે શા માટે તમે મ્હારે પગે પડો છો?" લોકો કહેતાં; "આપ હમોને સદ્ગુરૂ જેવા દેખાવ છો, અને આપના તરફ હમે ખેંચાઇ આવ્યે છીએ!" થોડા વખતમાં પચીસેક માણસો શ્રીજી પાસે આવી બેઠાં. તે દેવળના કંપાઉન્ડમાંની એક ઓરડીમાં પડી રહેવા દુર્ગાબાઇ સાથે મહારાજે વિચાર કર્યો તેટલાં તે મંડળીએ શ્રીને પોતાને ઘરે ઘણા હોંસથી લઇ જવા માંગ્યું. શ્રીએ હા ના કરતાં આખરે માન્યું, અને તેઓએ ટાંગામાં શ્રીને બેસાડી લઈ ચાલવા માંડયું. રસ્તામાં મીરજમાં મળેલી કોલ્હાપૂરની મંડળીમાંનો એક જણ મળી આવ્યો, જેણે ટાંગો થોભાવી શ્રીને પોતાને ત્યાં લઇ જવા માગ્યું. બન્ને તરફથી તકરાર ચાલતાં છેવટે એવું ઠરાવવ માં આવ્યું કે, આ બન્નેના ઘરોની વચ્ચમાંનાં એક જૂદાં જ મકાનમાં શ્રીએ ઉતારો લેવો. "કુંભાર સ્વામીની સમાધિ"ના નામે જાણીતી જગાની પાસે જ, કુંભારવાડામાં તે જગ્યા આવેલી હતી. આ "કુંભાર સ્વામી" પૂરા પહોંચેલા સતપુરૂષ હતા. મહારાજની પેઠે તે પણ નગ્નાવસ્થામાં જ રહેતા, અને એક રંડીના મકાનમાં રહેતા, જેણી હજી પણ હયાત છે, અને તેણીના ઘરમાં જ છેવટે તેમની સમાધિ પણ બનાવવામાં આવી છે. આ કુંભારવાડામાં તેમનાં ઘણાં ભગતો રહેતાં, જેઓ તે સમાધિને આજ સૂધી પૂર્ણ પ્રેમથી પુજતાં આવ્યાં છે, અને પેલી મંડળી તરફથી તે સમાધિની નજદીકમાંના મકાનમાં જ શ્રીને પણ ઉતારો આપવામાં આવ્યો, જ્યાં શ્રી બેસી રહેતા. એમનાં દર્શને સ્ત્રી પુરૂષો આવતાં જ રહ્યાં. શ્રી પહેલાં બોલ્યા; "હું સત પુરૂષ નથી; હું તો ઓપરેશન કરાવવાને માટે મીરજ આવ્યો હતો. હું હજીએ એક બિમાર દર્દી છું, અને તમો મ્હને ભૂલથી સતપુરૂષ લેખો છો." તેઓ કહેવા લાગ્યાં; "આપ સતપુરૂષ છો એ વિષેની તો હમને આ અગાઉ ખાત્રી મળી ચુકી છે. સદ્ગુરૂઓએ શારીરિક દુઃખો ભોગવવાના અને તેના ઇલાજ પણ કરવાના ઘણા દાખલા બનેલા છે. આ કારણ નિમિતે જ આપ ગામે ગામના પોતાના અગાઉના સંબંધિઓને પોતાની ભક્તિમાં સામેલ કરો છો!" સદાશીવરાવ કાળે નામના ગૃહસ્થની જાનકીબાઈ નામની સ્ત્રીની શ્રી પ્રત્યે ઘણી જ તીવ્ર ભાવના થવાથી તેણી હરરોજ મહારાજ માટે ભોજન લાવવા

લાગી. શ્રી તેણીને કહેતા; "ત્હને કોઇ સાધુએ રસ્તો દેખાડયો હશે, જેથી તું આમ ભક્તિ માર્ગે લાગી છે." તેણી કહેતી; "હા; તેમજ છે. જ્યારે હું ન્હાની હતી અને કુમારી હતી ત્યારથી જ મ્હને ઈશ્વર સંબંધી નાદ હતો. સત પુરૂષોની મ્હને ઘણી જ આવડ હતી, અને તેઓનાં દર્શન લેવામાં અને તેઓની સ્તુતિ સાંભળવામાં મ્હને આનંદ થતો. એક વેળા હું જ્યારે નારસોબાની વાડીમાં દેવીજીનાં દર્શન કરવા ગઈ હતી ત્યાં ઈશ્વરનો એક લાલ, જે પૂરો મહાત્મા હતો તે મ્હને મળ્યો. હું તેનાં દર્શન લેતી રહી. એક વેળાએ મેં તેને પૂછયું, 'મહારાજ! હું ભગવાનને કયારે જોઈશ?' તે બોલ્યો; 'છોકરી! તું આવી જુવાન છે, અને આ નાની વયે ત્હારા મનમાં આવો ઉમદા ખ્યાલ આવેલો જોઈ ખરે હું ઘણો જ ખુશી થયો છું'. પછી તેણે એક મંત્ર દેખાડી તે પઢતાં રહેવા મ્હને જણાવ્યું; અને મ્હારાં લગ્ન થયા પછી મ્હને ઈશ્વર મળશે, એમ જણાવ્યું. મેં તેને પૂછયું; 'પ્રભુને હું કીયાં રૂપમાં જોઈશ?' ત્યારે તે બોલ્યા; 'એક નાગા બ્રાહ્મણના આકારમાં.' મહારાજ! હું આજ સૂધી તે મંત્ર પઢયા જ કરૂં છું, અને તે સાધુના કહ્યા મુજબ આખરે મ્હને ઈશ્વરે આપના રૂપમાં શાક્ષાત દર્શન આપ્યાં છે!" હજી પણ મહારાજનું દરદ સારૂં થયું હતું નહીં; જેથી મંડળીએ એક સરકારી ડોકટરને તેડી મંગાવ્યો, જે પણ "કુંભાર સ્વામી"નો એક ચુસ્ત ભક્ત હતો. ખુશી થઈને તે ડોકટર પોતાની બનતી કોશીશે શ્રીની સારવાર કરતો રહ્યો. રબરની નળી વાપરી મલમ લગાડી તેણે સહેજમાં દરદ સહ્યા કીધું, અને હવે તેજ ડોકટર શ્રીનાં દર્શને આવતો રહ્યો! જ્યારે ઘણા શ્રધ્ધાળુઓ શ્રીની મુલાકાતે આવવા લાગ્યા ત્યારે બેઠકની જગા સાંકડી પડવાથી ભકતોએ બીજી કોઈ મોટી જગો પસંદ કરવા માંડી, પરન્તુ શ્રીએ ત્યાં વધુ વખત રહેવા માગ્યું નહિ. ડોકટરે અને મંડળીએ કહ્યું; "આપ ઘણાજ નબળા પડી ગયા છો, આ મોસમ ગરમીની છે, અને અહીંની હવા આપને અનુકૂળ આવે છે, માટે બીજા પંદરેક દિવસ આપ અહીંજ રહો, અને આપની પ્રકૃતિ બીલકુલ સુધરવા બાદ આપ ગમે ત્યાં સિધાવો." તેઓએ ઘણીજ કાકલુદી કરવાથી તેમ દુર્ગાબાઈએ પણ તેઓને ટેકો આપવાથી શ્રીએ તેમ કરવાનું કબુલ કરવાથી પેસુકાકાને ત્યાં ઉપલે મજલે શ્રીજીને ઉતારો આપવામાં આવ્યો, જે જગ્યા સૌ માણસો બેસે એવી સગવડવાળી હતી. આ પેસુકાકા "કુંભાર સ્વામી"ની મોટી ભકત હતી, અને સ્વામીનો ફોટો સામે ધરી દરરોજ ચાલુ ભકિત કરતી. તેણી સ્વામીની સમાધીને રોજ ચાંદીના વાસણમાં પંચ પકવાનનું નૈવેદ ધરાવતી. શ્રીને માટે બીજી તરફથી પણ નૈવેદ ધરાવવામાં આવતાં રહ્યાં. એક દિવસે તેણીને ત્યાંનાં નૈવેદનાં ચાંદીનાં વાસણ ચોરાઈ ગયાં, પરન્તુ કોઇએ પણ તેની ખબર શ્રીને પડવા દીધી નહીં. દુર્ગાબાઈ ચેતી ગઈ, કારણ કે નૈવેદનાં વાસણો એક એક ખાલી

જવાથી તેણીને શક પડયો. ખાડીલકરની બ્હેનની નથ પણ ચોરાઈ ગઈ હતી. કોલ્હાપૂર છોડી જવાના થોડાજ દિવસો પહેલાં શ્રીને એ વાતોની બાતમી લાગવાથી બોલ્યા; "ગભરાઓ નહીં, પ્રભુ માલિક છે, ચોરાયલી સર્વ જીનસો મળી આવશે!" મંડળી કહેવા લાગી:— "હમોને તે વિષે કાળજી જ નથી, આપને ખાતર હમારૂં જે પણ કાંઈ ખોવાય તે હમારાં કલ્યાણ અર્થેજ છે!" શ્રીના ત્યાંથી જવા બાદ દશ દિવસે તે સામાન સઘળો પકડાયો, અને તેને ઉચાપત કરનારો પેસુકાકાને ત્યાંનો પુજારીજ નિકળ્યો. શ્રીજી કોલ્હાપૂરથી નિકળ્યા ત્યારે ઘણાંક જુવાન સ્રી પુરૂષો તેમની સાથે જવા તૈયાર થયાં, પરંતુ શ્રીએ તેમને વાળ્યાં. કેટલાંકોએ ટ્રેનની ટીકીટના પૈસા પણ દુર્ગાબાઈને આપ્યા હતા, જે શ્રીને ખબર પડતાંજ તે પૈસા પાછા તેમને અપાવી હાલમાં તેઓએ સાથે નહીં આવવાની સખત તાકીદ કરવાથી શ્રી અને દુર્ગાબાઈ એકલાં રવાના થયાં. શ્રીને નામે કાળે સાહેબે બ્રાહ્મણોને ભોજન આપ્યું, અને વાજતે ગાજતે પૂર ઠાઠ માઠથી શ્રીની પુજા કરવામાં આવી, અને પછી ભંડારો અપાયો. ગ્વાલિયર અને કોલ્હાપૂર સરકારોના સગાઓમાંનો એક ગ્રહસ્થ જે અગાઉ સાંઈબાબાનાં દર્શને શિર્ડી આવેલો હોવાથી મહારાજનાં દર્શને પણ ગયો હતો, તેને મહારાજ કોલ્હાપૂર પધાર્યાની ખબર મળવાથી તે તુરત દર્શને આવ્યો. તેણે રાજાને ખબર આપવાથી રાજાના કારકુનો વિગેરે શ્રીનાં દર્શને આવ્યા, અને રાજાના વાડામાં આવી ઉતરવાને તેઓએ ઘણી કાકલુદી કીધી, પણ શ્રીજી વધુ સંબંધમાં નહીં પડવા માંગતા હોવાથી ના પાડી. હવે કોલ્હાપૂરથી રવાના થવાની વાતો સાંભળી ત્યાંની મંડળીએ શ્રીનો ફોટો ઉતારવા માગણી કરતાં, મહારાજે પહેલાં સાફ ના પાડી. છેવટે તે મંડળીની અને ફોટોગ્રાફરની ઘણી આજીજી થવાથી બીજે દિવસે ફોટો પડાવવાનું શ્રીએ કબુલ કીધું. બીજે દિવસે બગીચામાં ફોટો લેવાની તૈયારી ચાલી, અને સુંદર દેખાવમાં શ્રીને સજ્જ થયેલા તે ફોટામાં દેખડાવવા સારૂ તેમને તે જગ્યાએ લઈ ગયા, પણ તે દેખાવનો ઠાઠમાઠ શ્રીને પસંદ ન પડવાથી તેમ કરવાની ના પાડવાથી મહારાજને બહુ સમજાવવામાં આવ્યા, ત્યારે છેવટે બાજુનાં સંડાશના દરવાજા આગળ પોતે જઈ બેઠા, અને નજદીકની ગટર પર પોતાના પગ ટેકવી, પાસે પડેલાં ત્રણ ચાર છાણાં લઈ તે સહ ફોટો કહાડવા કહ્યો. ફોટોગ્રાફરે તેવોજ ફોટો લીધો. આખો ચૈત્ર માસ શ્રી કોલ્હાપૂરમાં રહ્યા બાદ દુર્ગાબાઈ સાથે પુણા તરફ વિદાય થયા. દાદાને ત્યાં શુમારે એક હપતો પોતે રહ્યા. એક વેળાએ પડોસીને ત્યાં શ્રી દળવા બેઠા હતા ત્યારે કેટલાંકો ફળ વિગેરે લઈ શ્રીનાં દર્શને આવ્યાં. શ્રીનું દળવાનું કામ પૂરૂં થયું ત્યાં સૂધી તેઓ થોભ્યાં, અને પછી મહારાજને ફુલ હાર પહેરાવ્યો, જે ગળાંમાંથી કાઢી શ્રીજીએ દળવાની ઘંટીને પહેરાવી કહેવા લાગ્યા; "મ્હારો ને તમારો

કાંઈજ સંબંધ નથી, જેથી હાર તે મેં આ બેટીને પહેરાવ્યો છે." વળી એક વાર ભેંસ બાંધવાની જગોએ ગોભરમાં શ્રી બેસી રહ્યા હતા, તેટલાં પુજા વિગેરેનો સામાન લઈ લોકો શ્રીનાં દર્શને આવ્યાં. શુમારે સો માણુસો ભેગાં મળ્યાં હતાં. શ્રીની પુજા થયા પછી એકે શ્રીના અંગ ઉપર રેશમી ધોતર નાંખ્યું, જે પોતે તેનાજ હાથે એક ભંગીને આપવા જણાવ્યું. પછી દુર્ગાબાઇને શ્રી કહેવા લાગ્યા કે, આ સઘળો નકામો ત્રાસ થાય છે, અને વધુ રહેવાથી વધારે ત્રાસ થવા સંભવ છે. આથી કરીને તેઓ પુણુ છોડી ચીટલી આવી ત્યાંથી ગાડાંમાં બેસી શિર્ડી જવા નિકળ્યા. ખુશાલશેઠે તેમને જ્યારે દીઠા ત્યારે બગીચાની અસલ જગ્યો પર પાછા આવી રહેવાને શ્રીને અરજ કરી, પણ મહારાજે માન્યું નહીં. સાકોરીના પટેલ હવે શ્રીને મળ્યા, અને તેઓને સમજાવીને મારૂતીનાં દેવળમાં શ્રીને ઉતારો આપ્યો. અહીં મહારાજ એક બે દિવસ રહ્યા, અને લોકોની ગમે એટલી કાકલુદી છતાં સાકોરી છોડી શિર્ડી ગયા. શંકર પટેલે આણેલાં ગાડાંમાં બેસી તેઓ ખંડોબાનાં દેવળ આગળ આવી પહોંચ્યા. દુર્ગાબાઇ સાંઇબાબાનાં દર્શને ગઈ, એટલે બાબાએ તેણીને શ્રીનીજ પાસે રહી તેમની સેવા ઉઠાવવાની તાકીદ કરી કહ્યું કે; " મહારાજ પોતેજ બાબા છે. " જેથી તેણી દીલોજાનથી શ્રીની સેવામાં મશગુલ રહી. હવે જેઓ બાબાનાં દર્શને મશીદમાં જતાં તેઓ શ્રીનાં દર્શને દેવળમાં પણ જવા લાગ્યાથી, બાબાની મંડળી પૈકી કેટલાક અદેખા શખ્સોને વધુ બળાપો થવાથી તેઓએ મહારાજને શિર્ડી છોડી જવા કહ્યું; કારણ કે, મહારાજના ત્યાં રહેવાથી બાબાનું વર્ચસ્વ હલકું પડતું હતું. શ્રીને પોતાને પણ શિર્ડીમાં રહેવું ઠીક લાગ્યું નહીં; કારણ બાબા હજી જીવતા હતા, અને તેમની હાજરીમાંજ તેમના ભગતો તેઓને પગે પડે એ બરાબર થતું ન હતું; જેથી એક મ્યાનમાં બે તલવાર રહી શકે નહીં, એ ન્યાયે શિર્ડી છોડી જવાનો તેમણે નિશ્ચય કર્યો.

## પ્રકરણ ૩૪ મું.

## કર્માનુસાર મહારાજની એક ગામથી બીજે ગામ રમણક્રિયા.

यन्नभवति नहि भाव्यं, भवतिचभाव्यंविनापियत्नेन् ।

करतलगतमपिनश्यति, यस्यहिभवितव्यतानास्ति ॥

જે બનવા કાળ નથી તે કેમે કરતાં બની શકતું જ નથી, અને થવા કાળ છે તે વગર મહેનતે પણ થયા વિના રહેતું જ નથી. વળી જે કાર્ય થવાનું હોતું નથી તેની સબળ તક હાથમાં આવ્યા છતાં તે કોઇ પણ રીતે હાથમાંથી જતી જ રહે છે.

આ બધી ગડબડ છતાં શંકર અને સખારામ પટેલ શ્રીના દર્શને વારંવાર આવતા હતા, અને શંકર પટેલ તો પોતાની સ્ત્રીની સાથે શ્રીને માટે ફળફુલ પણ મોકલવા લાગ્યો. મહારાજ હવે વિમાસણ કરવા લાગ્યા, કે પોતે હવે ક્યાં જઈને રહેવું. એટલામાં જરૂરી કામસર દુર્ગાબાઈને ઉમરાવતી જવું પડયું, જેથી બીજી બાઈએ શ્રીને માટે ભોજન રાંધી ખવડાવવા તાકીદ કરી, મહારાજને પણ તેણી પાછી આવે ત્યાં સૂધી શિર્ડી નહીં તજવાનું કહી ઉમરાવતી ગઈ. શુમારે એક મહિનો તેણી ત્યાં રહી હશે, તેટલાં એકાએકી એક દિવસે દેવળ છોડી મહારાજ શિર્ડીને છેલ્લી સલામ કરી રાહટા તરફ ગયા. પછી સાકોરીનાં એક ખેતર આગળ આવી બેઠા. ઓળખાણના માણસો ત્યાં આવી લાગ્યા, અને શ્રીખંડેના માળામાં લઈ જઈ શ્રીને ત્યાંજ બેસાડયા. શ્રીખંડે અને બીજા સગળાઓ આથી ઘણા ખુશ થયા, અને શ્રીને કાયમનું સ્થાન ત્યાં જ રાખવા વિનંતિ કરતાં બોલ્યા કે; પોતાના પ્રાણની પેઠે તેઓ શ્રીનું રક્ષણ કરશે. તેઓ સીધું લાવતા, જે મહારાજ પોતાને જ હાથે રાંધી ખાવા લાગ્યા. શ્રીને પણ આ જગ્યા પસંદ પડી; કારણ કે શ્રીનું વધી પડેલું ગૌરવ સાંઇ બાબાની ચોકસ મંડળી દેખી ન શકતી હોવાથી, તેમજ બાબાના ભગતો તેમને પણ પગે લાગવાથી તેઓને ત્રાસ થતો હતો. યશવંતરાવ પણ હવે પોતાની બાયડી સાથે મહારાજનાં દર્શને ત્યાં જ આવ્યા, અને જીદ્દ કરી તેમને પોતાના અખાડા તરફ લઈ ગયા. શ્રી બે દિવસ ત્યાં રહ્યા, જ્યાં દીક્ષીત તેમને માટે ભોજન લાવતો. આ અરસામાં શિર્ડી, રાહટા, તથા સાકોરીનાં લોકો મહારાજનાં દર્શને આવતાં. જે વાતનો પોતાને ખરો કંટાળો હતો તે આગળ ને આગળ જ આવ્યાથી ત્રીજે દિવસે યશવંતરાવ જયારે બહાર ગયા હતા ત્યારે કોઈને જણાવ્યા વગર તે અખાડો તજી પોતે શ્રીખંડેના માળા તરફ પાછા ફર્યા. છેવટે શ્રીખંડેના માળામાં આવેલાં એક ઝુંપડામાં રહેવા લાગ્યા. આટલે લાંબે ટપ્પે પણ શ્રીને માટે ભોજન તો દીક્ષીત જ લઇ આવતા. હવે ઉમરાવતીથી દુર્ગાબાઈ આવી લાગતાં તે પણ શિર્ડી વેરથી પોતાનું ભોજન લઈ આવતી રહી. મહારાજે તેણીને આ તકલીફ લેવાનું બંધ કરવાને સમજાવ્યું, પણ તેણીએ તેમ કરવા સાફ ના પાડી જણાવ્યું કે; "સાંઈબાબાએ મ્હને જેમ હુકમ આપ્યો છે તેમ હું વર્તું છું, અને બાબા પોતે પણ અહિં જ છે એમ પણ મ્હને તેઓએ ખુલ્લું કહી દીધું છે." આ વખત પર શિર્ડીની મંડળી, સાંઈબાબાના ભગતો, રાહટાનાં લોકો, યેશવંતરાવ અને તેના ઘરનાં માણસો, તથા સાકોરીનાં લોકો મહારાજનાં દર્શને ચાલુ આવતાં હતાં. શંકર પટેલ અને સખારામ પટેલ રોજ તેમની મુલાકાત લઇ તેઓને સાકોરી આવવા વિનંતિ કરતા, પણ મહારાજ ના જ પાડતા હતા. આમ કેટલાક દિવસો સૂધી મહારાજ તે બાંગેલી

ઝુંપડીમાં જ રહ્યા. સંક્રાતનો તહેવાર તુરતનો ખતમ થયો હતો અને આ ઠંડીની મોસમ હતી. મહારાજ શ્રીખંડેના માળામાં એક મહિનો રહ્યા તેટલામાં એકાએક મહારાજને પોતાનાં માતુશ્રીની ભેટ લેવાની ઇચ્છા થઈ આવ્યાથી દુર્ગાબાઇની જોડે આ માળો તજી ધૂળિયા રવાના થયા. ત્યાં માતુશ્રીની મુલાકાત લઇ શ્રીએ હવે કોઈ એકાંત જગ્યાની મુલાકાત લેવાનું ઠરાવ્યું. ધૂળિયામાં બે દિવસ રહી તેઓ મુજવડ ગામ જ્યાં શ્રી પ્રથમ એકવાર ગયા હતા, ત્યાં પધાર્યા. અહીં થોડા દિવસ રહી દુર્ગેશ્વર તરફ ગયા. અહીં પહાડ, જંગલ અને નદીનો સુંદર દેખાવ અતિશય મનોહર જણાયાથી શ્રીએ અહીંજ વસવાનો પોતાનો ઠરાવ દુર્ગાબાઈને કહી સંભળાવ્યો, અને તેણીની પણ જો હીંમત હોય તો ત્યાં રહે, નહીં તો શિર્ડી પાછી ચાલી જાય એમ જણાવ્યું. તેણીએ જણાવ્યું કે; તેણીથી રહેવાશે એટલા દિવસ ત્યાં રહી સાંઈબાબા તરફ તે પાછી ફરશે. તેટલામાં, ફરી શ્રીનું મન ફરવાથી અહીં રહેવાનો વિચાર પડતો મૂક્યો. શ્રીને મુંબઇ પધારવાની ચાલુ વિનંતિ મહેતાજી કર્યા કરતો હોવાથી તેને લખીને પુછાવ્યું કે; 'મુંબઇ આવવાનો હવે વખત આવી પહોંચ્યો છે, માટે મહેતાજીની તૈયારી છે કે કેમ ? જવાબમાં મહેતાજીએ લખી મોકલ્યું કે; મહારાજના પધારવાની તે વરસાદની માફક રાહ જૂએ છે. પછી શ્રી અને દુર્ગાબાઇ નાસીક જીલ્લાના વની તાલુકામાં ગયાં, અને ત્યાંથી સપ્ત શ્રીંગડની (પહાડ પર દેવીનું સ્થાન છે ત્યાં) મુલાકાત લીધી. અહીં તેઓ શુમારે દશ દિવસ રહી ત્યાંથી નીચે ઉતરી વનીમાં થોડા દિવસ રહ્યા, અને અહીંથી શ્રીએ મુંબઈ ઉપડવાનો દિવસ મહેતાજીને લખી જણાવ્યો. બીજે દહાડે શ્રી ઉપડયા, અને મહેતાજી પણ તેમને લેવા માટે શીવની બેચાર સ્ટેશન આગળથી આવી તૈયાર ઉભો હતો. શીવના સ્ટેશન પર મહારાજ ઉતર્યા પછી સ્ટેશનની નજદીકમાંજ સારા સંગારેલા એક બંગલામાં શ્રીને લઈ જવામાં આવ્યા. હોલમાં ગાલીચા બિછાવવામાં આવ્યા હતા, અને શ્રીને બેસવા માટે ગાદી તકિયા પણ ગોઠવવામાં અવ્યા હતા; પરન્તુ શ્રીએ આ બેઠક પસંદ ન કરતાં હોલની પાછળના ખુણામાંની એક એકાંત નાની ઓરડીમાં ઉતારો લીધો. અહીં ભોંય ઉપર જ પોતાનો પડાવ નાંખ્યો. ખાવા પીવાનો બંદોબસ્ત દુર્ગાબાઇ રાખતી. હવે મુંબઈ અને આજુબાજુનાં લોકો શ્રીનાં દર્શને આવતાં થયાં, અને ફળ ફુલ, મેવા મિઠાઈ વિગેરે લાવતાં રહ્યાં. તેમજ શ્રી સઘળાંને ઉપદેશ પણ આપતા રહ્યા. મી૦ નવરે નામનો એક શ્રીમંત બ્રાહ્મણ પોતાનાં કુટુંબ સાથે રોજ શ્રીનાં દર્શને આવતો, અને મહારાજ માટે નૈવેદ લાવતો. આ ગ્રહસ્થ ભગત હતો, અને મહારાજને ખરા દીલથી માનતો હતો. તે એક વેળાએ શ્રીને પોતાના બે ત્રણ બંગલાઓ દેખાડવા લઈ ગયો, અને તે મકાનોમાંનાં એકમાં કાયમના વસવા માટે પોતાને બહુ આગ્રહ કરવા લાગ્યો. મહારાજે તે પણ મંજુર

રાખ્યું નહીં. પછી રામ નવમી આવી પહોંચતાં મહેતાજી અને બીજાંઓએ મળી મોટા પ્રમાણમાં અતિ ઠાઠમાઠનો ઉત્સવ કીધો. મહારાજનાં નામ પર જ આ ઓચ્છવ કરવામાં આવ્યો હતો, અને તે માટેની સઘળી ક્રિયાઓ કરવામાં આવી હતી. ભજન, પૂજન કીર્તન સૌ પૂર જોરમાં ચાલ્યું હતું, અને તે જગાએ શ્રીના નામ પર એક મોટા પાયા પર ભંડારો પણ કરવામાં આવ્યો હતો. આ વેળાએ મુંબઈનાં અને આસપાસનાં પુષ્કળ શ્રદ્ધાળુઓએ ભાગ લીધો, જેમાં પારસી મંડળી પણ હતી; અને પૂણાના રાવ સાહેબ સાથે ટોપીવાળાઓ પણ હતા. ખડકપૂરથી પણ બે ત્રણ મંડળી ખાસ આ પ્રસંગને માટે આવી હતી. આમ દોઢેક મહિનો પસાર થયો. એક દિવસે મી૦ નવરેને ત્યાં ઉતરેલા ઉદાસીબુઆ નામના સાધુ પુરૂષે શ્રીનાં દર્શને આવી સાષ્ટાંગ નમસ્કાર કરી શ્રીને પોતાની સાથે તળેગાંવ લઈ જવાનો ઇરાદો જાહેર કીધો. શ્રીએ તે અરજ કબુલ રાખી, બે દિવસ પછી ઉદાસીબુઆ સાથે તળેગાંવ જવા માટે રામનવમીના એક હપતા બાદ શ્રી શીવ છોડી ગયા. મહારાજ, દુર્ગાબાઇ, સાંજોબાઇની દીકરી અંબુ, અને ઉદાસી બુવા તળેગાંવ જઈ ઉદાસીબુઆનાં મથમાં બે દિવસ રહ્યાં. પછી દુર્ગાબાઈ અને ઉદાસીબુઆ જોડે શેલારવાડીનો ગુફો જોવા શ્રીજી ગયા. આ ગુફાની જગ્યા શ્રીને ઘણીજ પસંદ પડવાથી અહીંજ કાયમના પડી રહેવાનો તેમને વિચાર આવ્યો, પણ પાછો તે ઇરાદો પડતો મૂકી પોતે ઉદાસીબુઆના મથમાં પાછા ફર્યા. તળેગાંવનાં લોકોને સદ્‌ગુરૂના આવી પહોંચ્યાની ખબર થવાથી ફુલોના હારો સાથે દર્શને આવ્યાં, અને મહારાજે તેઓને ઉપદેશ કરવા માંડયો. પછી તળેગાંવ તજી પુણા અને ધોંડ થઇ તેઓ શ્રી, દુર્ગાબાઈ, અને અંબુ ચીટલી આવી પુગ્યાં. તળેગાંવથી શંકર પટેલને શ્રીના ચીટલી સ્ટેશન પર આવી પુગવાનો વખત જણાવવામાં આવ્યો હતો, જેથી તે ગાડી લઇ સ્ટેશન પર આવી લાગ્યો હતો. ચીટલીથી શ્રીને આકોરી લઇ જવામાં આવ્યા, જ્યાંનાં મારૂતીનાં દેવળમાં તેઓને ઉતારવામાં આવ્યા. અહીં એક બે દિવસ રહી ચાલી જવા શ્રીએ જણાવ્યું, પણ પટેલો અને ગામનાં લોકોએ શ્રીને બેહદ વિનંતિ કીધી; "મહારાજ! આપ હવે હમારાજ ગામમાં કાયમના રહો! હમે આપની દરેક પ્રકારે દેખરેખ અને સંભાળ લઈશું, કોઈ વાતની આપને તકલીફ થાય નહીં; તે કરતાં આપના માટે એકાંતમાં સગવડવાળી શાંત જગ્યામાં રહેવાનો પૂરો બંદોબસ્ત હમે કરીશું." મહારાજે મનમાં વિચાર કીધો કે, શિર્ડીમાં હવે રહેલું નકામુ હતું, કારણ કે સાંઇબાબાની મંડળી પૈકી ચોકકસ ટોળી તેમની વિરૂધ્ધ હતી, અને બીજાઓ બાબાની હાજરીમાં તેઓના પગે પડે એ ઠીક હતુંજ નહીં. વળી સાંઇબાબાની પવિત્ર હદ પણ તજી શકાય એમ ન હતું; કારણ કે સાંઈબાબાના હુકમથી જ તેઓ તે તરફ રહ્યા હતા, અને બાબા માર-

કૃતેજ એઓને આ અનુભવ અને દરજ્જો મળ્યો હતો. શ્રીની કીર્તિ બાબાની ગુપ્ત કૃપા વડેજ આટલે બધે દરજ્જે આવી પહોંચી હતી.

## પ્રકરણ ૩૫ મું.

### સાકોરીમાં મહારાજનું કાયમનું નિવાસસ્થાન.

साहिगगनविहारि कल्मषध्वंसकारी।
दशशतकर धारी ज्योतिषांमध्ये चारी ॥
विधुर पिविधियोगात् ग्रस्यतेराहुणाऽसौ ।
लिखितायिललाटेप्रेङ्-इतुकः समर्थः ॥

જે પ્રકાશિત ચંદ્રમા આકાશમાં ફરનારો છે, અને જે સર્વ અંધકારનો નાશ કરે છે, જેના લાખો કિરણો ઉજાશ પાથરનારાં છે, અને નક્ષત્ર મંડળમાં ફરનારો છે, એવા મહા તેજસ્વિ ચંદ્રને પણ દૈવયોગે રાહુના ગ્રાસથી ગ્રહણ લાગે છે, અને નિસ્તેજ થવું પડે છે. ત્યારે લલાટમાં લખેલા લેખ આપણા મહારાજ જેવા પણ મિથ્યા કરવાને સમર્થ કેમ થાય?

શિર્ડીમાં પણ રહેવાય નહીં, અને બાબાની હદ પણ તજાય નહીં, તે માટે શિર્ડીથી ત્રણ માઈલને છેટે સાકોરીની જગ્યા જ બંધબેસ્તી અને નિર્માણ થઇ ચુકેલી હતી. વળી સાકોરીનાં લોકો પણ તેઓશ્રીને અતિશય પ્રેમ પૂર્વક ભાવથી ચ્હાતાં હોવાથી છેવટે અહીંજ પડી રહેવાનું મહારાજે નકકી કર્યું. પટેલોએ તેમને માટે એક સુંદર ઝૂંપડી ત્યાંનાં મસાનમાં જ ઉભી કરી દીધી. આ જગ્યા એવી તો એકાંત, ભયાનક, અને ગંભીર હતી, કે દિવસે સુધાં લોકો ત્યાં જવાની હિંમત કરતાં નહીં. વળી આ જગ્યાની આસપાસ નીર્ગુંલના કાંટાની વાડ હતી. આ ઝૂંપડીમાં તેઓ ભવિષ્યનું કાયમનું રહેઠાણ કરી વસવા લાગ્યા. આ ઝૂંપડીની આજુબાજુ બધે કાંટાજ હોવાથી ત્યાં સાપ વીંછુ વિગેરે ઝેરીલાં જનાવરોનો ખાસ વાસો હતો, અને ઝૂંપડીમાં સુધાં તે જનાવરો દાખલ થતાં હોવાથી ભકતોએ કાંટાની ઝાડીને મૂળથી જ ઉખેડવા ધાર્યું; પરંતુ મહારાજે તેમ કરવા દીધું નહીં. લોકો કહેવા લાગ્યાં; "ઝાડી સાફ નહીં કરવાથી દર્શને આવતાં લોકોને અતિશય ત્રાસ થશે." આથી શ્રીએ તેઓને રજા આપવાથી ગામનાં લોકોએ રાહટાના હેડ માસ્તરની મદદ લેઈ તે કાંટાની ઝાડી ઉખેડી કાઢી, અને થોડા વખતમાં તે જગ્યા સાફ કરી તેની આજુબાજુ કમ્પાઉંડ કરવામાં આવ્યો. અહીં ઝૂંપડીમાં શ્રીને દર્શને ઘણાં લોકો આવતાં જતાં રહ્યાં. આ ઝૂંપડીમાં વૈશાખ મહિનામાં વૈશાખ પોર્ણિમા પસાર થતાંજ શ્રી દાખલ થયા હતા. આ અરસામાં ખડકપૂરમાં દાસ વ્યંકટ ખાસનીસ

ઘણો બિમાર પડયો હતો; અને તેના જીવવાની હવે આશા પણ ન હતી. લકવાના રોગને લઇને તેનું આખું શરીર કેવળ ગળી ગયું હતું. તાવ પણ સખત આવતો હોવાથી બેસી કે ખાઇ પી પણ શકતો ન હતો. મરણતોલ ખાટલો લાગ્યો હતો. ઘણા સરજીયન ડોકટરો અને હકીમોના ઈલાજો અજમાવવામાં આવ્યા, પણ સઘળા વ્યર્થ ગયા. અંતકાળ છેક પાસે આવેલો હતો. વ્યંકટરાવે હવે પોતાનું મોત નજીક આવેલું જાણી લઇ છેવટે સાકોરી જઇ મહારાજના ચરણ આગળ જ પોતાનો દેહ છોડવાનો નિશ્ચય કીધો. નોકરીનું રાજીનામું આપી, પોતાની બાયડી અને સગાંઓની મદદથી તે મહા મુશકેલીએ સાકોરી આવી પહોંચ્યો. શ્રીને તે વિષે જણાવવામાં આવતાં ખાસનીસને આવી મરતી હાલતે સાકોરી લઇ આવવા માટે ઠપકો આપી કહ્યું:—"ખેર. હવે લાવ્યાં જ છો તો એને અહીં રહેવા દો, પ્રભુ માલિક છે!" રાત્રે તેને વિઠોબાનાં દેવળમાં રાખ્યા પછી બીજે દિવસે સાકોરીના એક મકાનમાં લઈ જવામાં આવ્યો. આ નાનાં ગામડાંમાં વૈદ હકીમ કે ડોકટરનું નામે ન હતું, જેથી આ મરતાં માણસને વગર ઈલાજ કરવે બિછાને જ રાખવામાં આવ્યો. ફક્ત દરરોજ તેની સ્ત્રી લક્ષ્મીબાઇ તેને શ્રીને ત્યાંનું ભોજન ખવડાવતી, અને પરિણામે એક હપતામાં તો તે થોડોક સારો થયો અને બિછાના પર બેસી બરાબર વાતચિત પણ કરતો થયો. દહાડે દહાડે તબીયત ઠીક થઇ તેની પ્રકૃતિ સુધરતી ગઈ, અને એક મહિનામાં તો પ્રથમના જેવો તંદુરસ્ત થઈ ગયો! શ્રીએ તેને ખડકપૂર જવા કહી જણાવ્યું કે; "રાજીનામું આપ્યું તો શું થયું! આટલાં વરસની ઈમાનદારીથી તેં બજાવેલી નોકરી પર તને પાછો ચઢાવશે, માટે પાછી નોકરી પત કરી નિભાવશ કર!" ખાસનીસે તેમ કરવા સાફ ના પાડી કહ્યું; "આપના ચરણ આગળ રહેવાથી જ ખચિત હું મોતમાંથી આપના પવિત્ર કદમની બરકકતથી જ બચ્યો છું, તો આપનાં ચરણ છોડી હું હવે કદી પાછો જનાર નથી!" ખાસનીસ પહેલાંથીજ ખરાં દિલથી શ્રીની ભકિતમાં લીન હતો, જેથી પ્રભુએ તેને મોતના પંજામાંથી છોડવ્યો હતો. ભકત મંડળીએ શ્રીની નજદીક તેમને દરરોજ ભજન કરવા દેવા અરજ કીધી, પણ મહારાજે તે માટેની બહાલી આપી નહીં, અને જણાવ્યું કે; "અહીં કંઇ દેવળ નથી પણ મસાણ કાંઠો છે, જ્યાં ભજન કરવું યોગ્ય નથી." તેઓ બોલ્યાં; "આપ શાક્ષાત દેવ જ હાજર છો તો આપની સનમુખ નહીં તો બીજે કયાં ભજન કરવું વાજબી છે?" છેવટે શ્રીએ એવી શરતે કબુલાત આપી કે, "પોતાની ઝૉંપડીથી થોડેક દૂર તેઓએ ભજન કરવું!" તે દિવસથી તેઓએ દરરોજ રાતે ભજન કરવાનું શરૂ કીધું તે આજ દિન સૂધી ચાલુજ છે, એક પણ રાતનો ખાડો પડયો નથી. શિર્ડીમાં સાંઇબાબાનાં દર્શને જનારાં લોકો સાકોરી આવી શ્રીનાં પણ દર્શન લેતાં જ રહ્યાં. વારે ઘડીએ શ્રી સાકોરીની મંડળીને મોકલતા,

ગાળો આપતા, અને કડક વર્તણુંક ચલાવતા હતા છતાં પણ પોતાના માટે તે લોકોની કેટલી બધી ભકિત છે. તે તેઓને માલુમ પડી આવવાથી આવી કડક કસોટી કરીને પરિક્ષા લેતા. લોકો પણ શાન્તિથી સંયમ રાખી સઘળું સહન કરી તેમના માટેની ભકિતમાં સહેજ પણ ફરક પડવા દેતા નહીં. રાહુટાના હેડમાસ્તરે આસાડ શુદ દ્વાદશીને દિને મહારાજના નામે બ્રાહ્મણોને તથા રાહુટા અને સાકોરીના ગરીબોને મોટા પાયા ઉપર અન્નદાન આપ્યું. વળી તેણે આસાડ શુદ પોર્ણિમા (ગુરૂ પોર્ણિમા)ના દિવસે "કુમારી પુજન" કર્યું. એટલે બ્રાહ્મિણ, મરાઠા; માંગ, મહાર, વિગેરે કોમના નાના બાળકોને નહવડાવવામાં આવ્યાં, અને તેઓને ભોજન આપવામાં આવ્યું; અને મોટી વયના બ્રાહ્મણો તથા બીજા ગોર ગરીબોને પણ તેજ પ્રમાણેનું ભોજન આપવામાં આવ્યું.

ચાર મહિના વરસાદ થવા બાદ, લોકોએ શ્રીને નામે સપ્તાહ કરવાનો ઈરાદો કીધો, અને એક મોટો ઉચ્છવ કરવા ધારી તે વિષે શ્રીને જણાવી તેમની રજા માંગી જવાબમાં શ્રી બોલ્યા; "મ્હારી હાજરીમાં હું એ કાંઈ પણ થવા દેનાર નથી. ગામમાં અથવા કોઈ દેવળમાં ભલે તમને ગમે તેમ કરો." તેઓ બોલ્યા; "હમારી ભકિત આપ માટે જ છે, અને તેથી આપનાં ચરણો પાસે જ આ સર્વ કરવાની હમારી દીલોજાનથી ઈચ્છા છે." ત્યારે શ્રીએ કહ્યું; "તમારી ભકિત સાચી અને ખરા પ્રેમની નથી. સાંઈબાબા જેમ તાત્યા પટેલ વિગેરેને પૈસા આપતા રહે છે, તેમ હુ પણ આપતો રહીશ એમ ધારીને બધું કરો છો, પણ હું પૈસા લેતો નથી તેમ રાખતોએ નથી ને આપતોએ નથી; જેથી તમારા મનની ઉમ્મેદ પાર ન પડતી હોવાથી મ્હારા પ્રત્યેની તમારી ભકિતમાં જરૂર ફરક પડવાનો, અને થોડાજ વખતમાં તમે મ્હારો નાદ છોડી દેવાના." તેઓ બોલ્યા; "હમોને તેવી આશા છેજ નહીં, અને હમે તમને ખરા પ્રેમથી ભજીએ છીએ." શ્રી કહે:—"આ બધી ઉપર ટપકેની વાતો છે, તોપણ તમારાં પુન્યના માર્ગમાં હું શા સારૂ હરકત કરૂં! તમને ગમે તેમ કરો." આ ઉપરથી તેઓએ ભાદ્રપદ શુદમાં આ કામ બજાવવાનું ઠરાવ્યું, અને ગામના લોકોથી તે ખરચને માટે પૈસા વસુલ કરી તેઓએ સપ્તાહ બેસાડી. ઝોંપડી આગળજ એક મોટો તંબુ ઠોકવામાં આવ્યો, અને લાઈટનો બંદોબસ્ત કરવામાં આવ્યો. પછી તે તંબુમાં કપડાંનું એક નાનું દેવળ તૈયાર કરી તેમાં સાંઈબાબાનો તથા મહારાજનો ફોટો, જે મહેતાજી મુંબઈથી લાવ્યા હતા, તે મૂકવામાં આવ્યા. આ જોઈ શ્રી ઘણાજ ગુસ્સે થયા, અને પોતાનો ફોટો ફેંકી દેવાને તેઓને ફરમાવી તેની જગ્યાએ શ્રી તુકારામ, શ્રી દત્તાત્રય, વિગેરેના ફોટા મૂકવા જણાવ્યું. તેઓએ આજ્ઞાનુસાર કેટલાક સતપુરૂષોની છબીઓ ગોઠવાવી ખરી, પરન્તુ મહારાજનો ફોટો પણ રહેવા દીધો. પછી સપ્તાહ શરૂ થયો

અને ચાલુ સાત દિવસ સુધી એક સરખા ચોવીસ કલાક તે તંબુમાં ભજન કીર્તન કરવામાં આવ્યું. શિર્ડી, રાહટા, સાકોરી અને આસપાસનાં ખેડાઓનાં લોકોને માલમ પડયું, કે દોલુ શેઠના બગીચામાં કરવામાં આવેલા ઉત્સવ અને ભંડારા જેવોજ ઠાઠ થવાનો હોવાથી, સેંકડો લોકોએ આવીને ભજન કીર્તનમાં ભાગ લીધો સાત દિવસ પૂરા થવા બાદ ગંજાવર ભંડારો આપવામાં આવ્યો. મુંબઈ, પૂણા અને બહાર ગામની ઘણીક મંડળીઓ આ પ્રસંગે હાજર થઈ હતી.

## પ્રકરણ ૩૬ મું.

## આકાશમાંથી ખરી પડેલો તારો=સાંઇબાબાનો દેહત્યાગ.

देहेपातिनिकारक्षा, यशोरक्ष्यमपातवत् ।
नरःपतितकायोऽपि, यशःकायेनजीवति ॥
पंडितेचैवमूर्खेच, बलवत्यापिदुर्बले ।
इश्वरेचदरिद्रेच, मृत्योः सर्वत्रतुल्यता ॥

મનુષ્ય દેહ જે જરૂર જ પડનારો છે, તેની રક્ષા તે શી કરવાની હોય? વાસ્તવિક રીતે જોતાં તો યશની જ રક્ષા કરવી જોઈએ; કારણ કે, આ દેહ પડી ગયા પછી પણ માણુસ પોતાના યશ રૂપી દેહથી જીવતો જ રહે છે. પંડિત કહો કે મૂર્ખ કહો, બળવાન હો વા દુર્બળ હો, સશકત હો વા અશકત દરિદ્રિ હો, સર્વને મૃત્યુ તો એક સરખી જ રીતે આવે છે.

બે દિવસ પછી શ્રીએ તે મંડપ કાઢી નાંખવાનો હુકમ આપ્યો. પરન્તુ ઘણી મહેનતે અને ખરચે ઉભો કરેલો શોભાયમાન મંડપ થોડા દહાડા ઉભો રહેવા દેવા લોકોએ વિનંતિ કરી. શ્રીએ તે કબુલ્યું નહીં, અને ચાલુ સાત દિવસ સૂધી મહારાજ વારંવાર હુકમ કરે તોય લોકોએ ટાળમટાળી કરી મંડપ રહેવા જ દીધો. એક દિવસે બહાર ગામનો કોઈ એક શખ્સ શ્રીનાં દર્શને આવી લાગ્યો. દેવ જાણે શા કારણે તેના ઉપર મહારાજ બિગડયા અને તેને કડવી ગાળો ભાંડી, ખૂબ માર માર્યો. તે શખ્સ માર ખાઈને ચાલતો થયો. શ્રી સઘળો વખત બિગડેલી હાલતમાં જ રહ્યા. લોકોને તેઓએ છેવટે કહ્યું કે; "જો મંડપ તુર્તાતુર્ત નહીં કહાડી નાંખો તો એને આગ લગાડી ફુંકી જ દઈશ!" તે કહાડવાનો ઢોંગ કરી ભકતોએ આજુ બાજુની દોરી ઢીલી કરવા માંડી, પણ તેઓ તે મંડપને જેમ ને તેમ રહેવા દેવાજ માગતા હોવાથી મહારાજે ગુસ્સામાં આવી જઈ આ કપડાંનાં દેવળને તોડી નાંખી, ફોટાઓને દૂર ફેંકી દઈ, આજુ બાજુના ભાગને તોડી નાંખી, બધી ઉથલપાથલ કરી નાંખી! તે દિવસ ભાદ્રપદ

વધ્યા દશમીનો હતો, અને બપોરે બારનો અમલ થયો હતો. તે આખો દિવસ શ્રી સંતાપમાં અને મુઝવણમાં રહ્યા હતા. બીજે દિવસે પાછા શાંત પડયા અને લોકોને દર્શન આપી હમેશ મુજબ ઉપદેશ આપવા લાગ્યા. તેઓ શ્રીને હવે લગાર શાંત પડેલા જોઈ લોકોએ ફરી કપડાંનું દેવળ બાંધવા માટેની પરવાનગી માગતાં તે ખુશીથી આપવામાં આવી. બે દિવસ પછી શ્રીને શાંત જોઈ લોકોએ તેમની બિગડેલી હાલતનું કારણ પુછતાં શ્રી બોલ્યા; "તે દિવસે મ્હને એવું માલુમ પડયું કે, ફરીને આવતી તેજ વધ્યા દશમીના દિવસે બપોરે બાર વાગે એક મ્હોટો તારો જમીન પર પડી, આકાશ ઉપરની પોતાની હસ્તીનું શેવટ લાવી મૂકશે ! જેથી તે દિવસે મ્હને એવી તો દિલગીરી અને નાસીપાસી થઈ, કે ગુસ્સામાં આવી સઘળું બાળી ઝાળીને આગ લગાડી પોતે પણ તેમાં બળીને ભષ્મ થઉં એવું મ્હને લાગી આવ્યું !" લોકો બોલ્યાં; "હમે પણ તે તારાને ખરી પડતાં જોઇશું મહારાજ ?" "તમે તે બરાબર જોશો;" શ્રી બોલ્યા; "બપોરે દશમને દિને બાર વાગે તમે જોશો !" મહારાજે કહેલો વખત થયો, પણ લોકો તો આકાશ તરફ ડોળા લગાડીને જોતાંજ ઉભાં રહ્યાં, અને વખત થઇ ગયા છતાં તારો કાંઈ હેઠળ પડતો દેખવામાં આવ્યો નહીં, પરન્તુ તેજ દિવસે ને તેજ કલાકે આશ્વિન વિજયા દશમી (દશેરા)ને દિને **સાંઇબાબા** સમાધિષ્ટ થયા ! અને હવેજ લોકો તારો નીચે પડી નાશ પામવાનો મહારાજનો ઈશારો સમજી ગયા. આ દશેરાને દિને સહવારથીજ શ્રી ઘણા સંતાપ અને દુઃખમાં જણાતા હતા. તે દિવસે લોકો સાથે એક પણ બોલ બોલ્યા નહીં. તેઓમાંના કેટલાકે તેમને પૂછયું હતું કે; મહારાજ! આપે અગાઉથી હમને જણાવ્યું હતું કે આજે બપોરે બાર વાગે એક મ્હોટો તારો તૂટી પડશે, તો તે વખતે હમારે શું કરવું ? શ્રીએ કહ્યું હતું:–"ભજન પુજન કરી પરમાત્માનું સ્મરણ કરો; ફરી એવો દિવસ તમને હાથ લાગનાર નથી." બાર વાગે સઘળાઓની નજર આશમાન પર ટાકી રહેલી હતી, પણ તારો કાંઈ નીચે પડતો જણાયો નહીં હતો. તેજ દિવસે બપોરે બરાબર બાર વાગે **સાંઇબાબાના** મરણ પામવાની ખબર ફેલાઈ હતી. હવે ચો તરફથી શ્રીનાં દર્શને લોકો સાકોરીમાં આવતાં થયાં. પારસીઓ પણ મહારાજની સત અવસ્થા વિષે સાંભળી તેમનાં દર્શને આવતા થયા. આશ્વિન શુદ પૂર્ણિમા (કોજાગરી પૂર્ણિમા) આવી લાગતાં ત્યાંના હેડ માસ્તર સાહેબે ફરીને મોટા પાયા ઉપર કુમારી પુજન આપ્યું. રાતે શુમારે ૪૦ શેર દુધ મંડળીને પિરસવામાં આવ્યું, અને ભજન કીર્તન પણ કરવામાં આવ્યું. પછી દિવાળીનો પ્રસંગ આવી પહોંચતાં, મુંબઇ અને પુણાની મંડળી. જેમાં પારસીઓ પણ હતા, તે સર્વએ એ હેડ માસ્તર સાહેબની મદદથી સારા પાયા ઉપર કુમારી પુજન કર્યું. છોકરા છોકરીઓને નહવડાવવામાં, ખવડાવવામાં, અને કપડાં પહેરાવવામાં આવ્યાં. છોક-

સ્ત્રીઓને થાળી અને ખંડ, તથા છોકરાઓને ધોતર ખમીસ આપવામાં આવ્યાં; ગરીબોને પૈસા પણ વહેંચવામાં આવ્યા. ત્યાર પછી કાર્તીકી પૂર્ણિમા (ત્રીપુરી પૂર્ણિમા) આવી પહોંચતાં ફરી હેડ માસ્તર સાહેબે કુમારી પુજન કરી ગરીબોને અન્નદાન દીધું. આવા ઉત્સવ પ્રસંગે તે કરનારાઓ આગમથી શ્રીની પરવાનગી માગતા, જેના જવાબમાં મહારાજ કહેતા; "હું તમારાં પૂણ્યકર્મને આડે આવતો નથી; પણ કદી પણ એવો વિચાર કરતા નહીં, કે તે કરવાનો હું હુકમ અથવા આજ્ઞા આપું છું ને તમે તે કરો છો! મ્હારા હિસાબે તો આ બધું તોફાન તમે નહીં કરો તેટલું સારૂ! પણ ભાકત અને પુણ્ય અર્થેજ જો તમો કરતાં હો તો મ્હારો એમાં શું વાંધો હોય! તમારે ગમે તેમ કરો." શ્રી કોઈ પાસેથી કંઈ લેતા નહીં અને કોઇને પાઇ પણ આપતા નહીં. પૈસા કિંવા ખોરાક કે વસ્ત્ર જો કોઇ માંગે તો તે બોલતા; "હુ પોતેજ ભીખારી છુ મ્હારા અંગ પર કપડું પણ નથી. અને કોઇ મ્હને ખાવાનું આપે તો જ મ્હારૂં પેટ ભરૂં છું. હું કોઈથી કંઈ સ્વીકારતો નથી; જેથી બીજાંને કાંઈ આપવાનું મ્હારી સોડે હોય જ ક્યાંથી! મંડળી પૈકી કોઇ તમને કાંઇ આપે તો લો, પણ મ્હારી પાસે શું છે? તેઓ કોઇને આપે તો તેમ કરતાં તેમને હું અટકાવતો નથી; અને કોઇને કંઈ આપવાને પણ હું ફરમાવતો નથી!"

પંડિતા અનુસુયા બાઈ, શિખેલી પઢેલી, સંસ્કૃતમાં હુશિયાર, ધર્મની બાબતમાં પ્રવીણ અને ભગવત ગીતા તથા બીજાં શાસ્ત્રો મારફતે ઇશ્વરી વિષય ઉપર ઉત્તમ વિવેચનો કરનારી એક સ્ત્રી શ્રીના દર્શને આવી લાગી. સાંઇબાબાની હયાતિમાં તેણીએ બાબાના એકવાર દર્શન લીધાં હતાં, અને બાબાના ગુજરવા બાદ શિર્ડી આવી ગયા પછી સાકોરીમાં શ્રીનાં દર્શને આવી લાગી. શ્રીને જોતાં જ તેણી કોટી કરી પ્રેમનાં આંસુ વરસાવીને બોલી; "મ્હારો સાંઇબાબા આ નગ્ન રૂપમાં પ્રગટ થયો છે! જો કે હું મ્હોટી પંડિતા કહેવાઉં છું, તોપણ ખરો અનુભવ તો મ્હને થયો જ નથી, અને સાંઈબાબાએ મ્હને કોલ આપ્યો હતો કે, મ્હને જરૂરજ સતનો અનુભવ થશે, અને હવે તેમના ગયા પછી તે તે આપ જ છો, એમ મ્હારી પૂરી ખાત્રી છે, અને તેથીજ હું આપના પાસે આવી છું. મ્હારી ઈચ્છા પૂરી થાય ત્યાં સૂધી હું આપના પાસેજ રહીશ!" શ્રી કહે; "હે માતા! હું સાંઈબાબા નથી! તમારૂં અહીં રહેવું નકામુ જ છે! તમે પ્રવીણ પંડિતા છો, ધર્મન લગતી પૂરી માહિતી ધરાવો છો, અને તમેજ મ્હને ઇશ્વરી માર્ગનો હિસાબ શીખવી શકો એમ છે. હું તો એક બિમાર દિવાનો માણસ છું, અને મ્હારાં કીધેલાં કર્મનું ફળ ભોગવી રહ્યો છું." તો પણ તેણીએ આ વાત ઉડાવનારી જાણી સાકોરીના વીઠોબાનાં મંદીરમાં મુકામ કીધો. તેણી શુમારે ત્રણેક મહના અહીં રહી અને તેટલા અરસામાં

થયેલા દત્ત જયંતીના (માર્ગશીશ શુદ્દ પૂર્ણિમા) ઓચ્છવમાં તેણીએ પુરાણ સમજાવ્યું. તણી રોજ શ્રીની આરતી પુજા વિગેરે શ્રી સનમુખ કરતી; અને પોતે રચેલા સંસ્કૃત સ્તોત્ર શ્રીને કહી સંભળાવતી. આમ ત્રણ મહિના ક્હાડી શ્રીની પરવાનગી લઈ તેણી પાછી ગઈ ત્યાર પછી સંક્રાત આવી લાગવાથી હેડ માસ્તર સાહેબે બીજો ઉચ્છવ કર્યો. કુમારી પુજન, ગરીબોને અન્નદાન, વસ્ત્ર દાન વિગેરે પ્રથમની પેઠે કરવામાં આવ્યું. મુંબઈ તથા પુણાની મંડળી પણ હાજર હતી. હેડમાસ્તર તથા તેની બાયડીએ બસોએક નારિયેળ પણ વહેંચ્યાં હતાં, અને તીલ ગુળ પણ આપવામાં આવ્યું હતું. આ રીતે રાહુટાના હેડમાસ્તર સાહેબ તરફથી જમાવેલો સંક્રાતનો ઉચ્છવ મ્હોટા પાયા પર કરવામાં આવ્યો હતો. આ પ્રસંગે ગ્વાલીયરના મહારાજા તરફનાં કેટલાંક સ્ત્રી પુરૂષો શ્રીનાં દર્શને આવ્યાં હતાં, અને પોતાની સાથે બ્લાંકેટ, શાલ વિગેરે લઇ આવ્યાં હતાં, જે તેઓએ ગરીબોને વહેચ્યું હતું. આ અરસામાં વિક્રાળ દુષ્કાળ શરૂ થયો, અને ગાય ભેંસ વિગેરેને ઘાસ ચારો મળવાની પણ ભારે મુશકેલી થઇ પડી. આ મૂગાં જનાવરો ભુખમરાએ ટપોટપ મરવા લાગ્યાં. લોકો પોતાનુંજ પેટ ભરી શકતા નહીં તો જાનવરોને કયાંથી ખવડાવે! આવા કટોકટ પ્રસંગે શ્રીની ઝોંપડી સનમુખ તે ભુખ્યાં ચોપગાંને ઘાસ વિગેરે ખવડાવવાનું કામ શરૂ થયું. મુંબઈ, પુણા અને બીજાં બહાર ગામનાં પારસી, હિન્દુ, મુસલમાન ભગતો મારફતે સાત મહિના સૂધી આ સખાવત જારી રાખવામાં આવી હતી. રોજ શુમારે ચારસો જાનવરોને પેટ પૂરતો ખોરાક આપવામાં આવતો, અને દુષ્કાળનો ભોગ થઇ પડેલા ભૂખે મરતાં ગરીબોને પણ આ ભગતો મારફતે અન્નદાન કરવામાં આવતુ રહ્યું. હવે રામ નવમીનો તહેવાર આવી લાગ્યો. પેલાં કપડાંનાં દેવળની જગ્યાએ ઈંટ ચુનાનું એક મંદિર એક જ રાતમાં ઉભું કરવામાં આવ્યુ. રામ નવમીનો ઉત્સવ ઘણા ઠાઠ માઠથી અને મ્હોટા પાયા પર કરવામાં આવ્યો હતો! તેમાં પણ મુંબઇના અને ખાસ કરીને પુણાના પારસીઓએ ભાગ લીધો હતો. તેઓએ મુખ્ય સેવા ઉઠાવી હતી. પંદર દિવસ સૂધી તેને લગતી તૈયારીઓ ચાલી હતી. નવ દિવસનો સપ્તાહ કરવામાં આવ્યો હતો; જેમાં ભજન અર્થે આજુ બાજુનાં બધાં ગામડાંમાંથી ડીંડીઓ હાજર રહેતી. દેવળ સનમુખ શ્રીને બેસવાને માટે ગાદી તકિયા બિછાવવામાં આવ્યા હતા, જેના ઉપર કસ્બી કપડું પાથરવામાં આવ્યું હતું! બધાં ભગતોએ મળીને જબરદસ્તીથી શ્રીને તે ગાદી પર બેસાડયા. બેસતી વેળાએ તે સુંદર બેઠક પર પોતાનું ગુણપાટ પાથરી તેના ઉપર શ્રી બિરાજ્યા. પછી તેમનાં અંગને અત્તર વિગેરે લગાડવામાં આવી બધાંઓએ પુજા કરી, આરતી ઉતારી, તે રાત્રે શ્રીના નામની પાળખી ગામમાં ફેરવવામાં આવી, જે વેળાએ આતશબાજી પણ

ઉડાવી હતી. આ ઉચ્છવને લગતો એક મ્હોટો ભંડારો પણ આપવામાં આવ્યો હતો. હજારો નાળિયેર પૂણેથી મોકલવામાં આવ્યાં હતાં. નાળિયેરના કકડા કરવામાં અને ઘાણીમાં પિસાવવાનાં કામમાં જ લગભગ છ દિવસ લાગ્યા હતા. ભાત અને દાળના પોટાઓ દેવળ સનમુખ રચવામાં આવ્યા હતા. મોટી મોટી દેગો મેદાનમાં ચુલે ચઢી હતી. મતલબ કે, બહુ જ મ્હોટા પાયા ઉપર ભંડારાનું કામ ચાલ્યું હતું, અને તે ભોજનમાં ભાગ લેવાને આસપાસનાં હજારો લોકોને આમંત્રણ હતું. પંદર દિવસ સુધી, એટલે ચૈત્ર પૂર્ણિમા સુધી, રામનવમી ગજાવી હતી. પૂર્ણિમા આવી લાગતાં જ મહેતાજીએ સતનારાયણની પુજા કીધી. શ્રીને જ નારાયણ માની તેમના નિમિત્તે જ સઘળી ક્રિયા કરી આ તહેવાર પાળવામાં આવ્યો હતો. શ્રીની પુજા વિગેરે કરી એક મોટો ભંડારો મહેતાજી તરફથી આપવામાં આવ્યો હતો; અને ત્યાર પછી ઘણાઓએ શ્રીને નારાયણ લેખી સત નારાયણની પુજા કરી હતી. ચોરંગી પર દેવીનું થાનક નહીં માંડતાં ઝુંપડીને જ કેળનાં પાંદડાં વિગેરેથી સણગારી શ્રીની શાક્ષાત પુજા કરવામાં આવી, અને વાજાં ગાજાં, પોથી પુરાણ સહિત સઘળો મામલો ચાલુ રહ્યો.

હવે શ્રીનો જન્મ દિવસ આવી લાગ્યો. વૈશાખ વદ બીજ શકે ૧૭૯૨ ના રોજ જન્મ થએલો હોવાથી તે દિવસે ખડકપૂરની મંડળી તરફથી શ્રીને નામે રૂપ્યા, કપડાં, પુજા વિગેરે સામગ્રીઓ, ફ્રુટ, મીઠાઈ, ઈત્યાદિ મ્હોટા જથ્થામાં મની ઓર્ડરોથી તેમ પારસલો મારફતે આવી પહોંચ્યાં હતાં. આ જન્મોત્સવ અત્યાર સૂધી દર વરસે આ મંડળીએ જેમ સાકોરીમાં ઉજવવો જારી રાખ્યો છે, તેમ ખડકપૂરમાં તો ખાસ આ ઉત્સવ પૂર ઠાઠથી પાળવામાં આવે છે. ખડકપૂરની મંડળી તરફથી સાકોરીની મંડળીએ આ વખતે શ્રીની પુજા કરી કપડાં રજુ કરી સઘળો સમારંભ કર્યા પછી, તે કપડાં વિગેરે ગરીબોને વહેંચી દીધાં હતાં. આ વખતનો જન્મ દિવસ ઘણાજ ઠાઠમાઠથી ઉજવવામાં આવ્યો હતો. આરતી, પુજા, ભજન, કીર્તન, રોશની વિગેરે સઘળું ઉત્તમ પ્રકારે કર્યું હતું, અને ભોજન ભંડારો પણ ઉત્તમ પ્રકારે કરવામાં આવ્યો હતો. જેષ્ઠ મહિનામાં હિંદુ સન્નારીઓ વડનાં ઝાડની પુજા કરે છે, અને તેથી શ્રીની ઝુંપડી આગળના વડની પુજા તેમજ શ્રીની પુજા આ દિવસે સ્ત્રીઓએ કરી હતી. સખારામ પટેલની બાયડી તો વડની પુજા કીધા વગર જ શ્રીની પુજા કરવા ગઈ; પણ શ્રીએ તેમ નહીં કરવા દેતાં તેણીને નીરગુલના કાંટાઓની પુજા કરવા જણાવ્યાથી, તેણીને શ્રીમાં પૂરો વિશ્વાસ હોવાથી, તેણીએ વડને બદલે કાંટાઓની વાડની પુજા કીધી! આવી રીતે સ્ત્રી પુરૂષ ભગતો જેમ શ્રી ફરમાવતા તેમ બેધડક કરતા. જ્યારે રામનવમીના ઓચ્છવની વેળાએ દેવળ બાંધવામાં આવ્યું હતું ત્યારે તેમાં સાંઈબાબાનો અને મહારાજનો ફોટો ગોઠવવામાં આવ્યો હતો,

અને સઘળા સત પુરૂષોને નામે પાડોકા તૈયાર કરવામાં આવ્યા પછી બપોરે અને રાત્રે બન્ને વેળાએ આરતીની ક્રિયા ચાલુ કરવામાં આવી, જે આજે પણ એક સરખી ચાલુ જ રહેતી આવી છે. તડકા તથા વરસાદથી બચવાને માટે ગાંવકરીઓએ ગુણપાટના છત્રમાં પોતાનું રક્ષણ કર્યું હતું. એટલામાં તો ઇન-ફ્લુએન્ઝાના કાળા કહેરે આખાં હિંદુસ્તાનમાં પ્રસરી લાખો જીવોનો ભક્ષ કીધો, અને જેણે પોતાની અસર સાકોરી જેવાં થોડી વસ્તીવાળાં ગામે પણ કરી દીધી. શ્રીના તિર્થ અને પવિત્ર સ્થાન ઉપર દ્રઢ શ્રદ્ધા રાખનારાં ઘણાંકો તો મોતના પંજામાંથી પણ બચવા પામ્યાં, પરન્તુ કેટલાંક નિવારસી હોઈ મરણ પામ્યાં તેમની લાસ પણ કોઈ ઉંચકતું નહીં, અને બાળતું પણ નહીં! આમ વગર ઉંચકાવે કેટલાંક નાવારસ મડદાં પડી જ રહ્યાં, પણ જ્યારે શ્રીને તે બદલ ખબર પડી ત્યારે પોતે જ તે મડદાં ઉચકી ૧૦૦ ડગલાં પર આવેલી મસાણ ખાઇમાં પૂરી આવતા, અને પોતે ચાલુ બોલતા સંભળાતા કે, હાલ જમાનાનું કાળચક્ર ઈશ્વરની ગુપ્ત ઈચ્છાએ કરીને એવી અણી પર આવ્યું છે, કે આ બિમારીથી મરણ પામેલાંઓને આ પ્રકારનું મોત મુકિતના સાધન સમાન થઈ પડયું છે. સેંકડો વરસે જ આવો વખત આવી પહોંચે છે. આ મસાણ ખાઈ, જે પુરાણા કાળથી હસ્તી ભોગવે છે, અને જેમાં સેંકડો મડદાં દટાઈ ચુકયાં છે, તેમાં ઇનફ્લુએન્ઝાના પ્રસંગ પર કલાકો સૂધી મહારાજ જઈ બેસતા. રાતે કે દિવસે એમની લહેર લાગવે કલાકો સૂધી ત્યાં જ પડી રહેતા, અને ખડક-પૂરની મંડળી તરફથી મોકલવામાં આવતાં બેલપુટનાં બીજ પણ આ મસાણની જમીનમાં રોપતા. શ્રીના મસાની બિમારીને માટે તેઓ શ્રીફળ મોકલતા, જે ખાઇ તેનું બી શ્રી રોપતા, અને કઇક મુદ્દત પછી નાનાં ઝાડો ઉગતાં. બહાર ગામની મંડળીઓ તરફથી પણ મોકલવામાં આવતાં ફળ, જે શ્રી સાકોરીની મંડળીને વહેંચતા, તેનાં તથા કેરી વિગેરેનાં બીજ શ્રી આ મસાણ ખાઈમાં જ રોપતા; અને હવે લોકોએ શ્રીને રોજ કલાકો સૂધી રાત્રે કે દિવસે, આ મસા-ણમાં બેસતાં નિહાળી, તેઓ માટે એક સારી જેવી ઝોંપડી તે જગ્યામાં બાંધી આપી, જેમાં દિવસે બે ત્રણ કલાક શ્રી આરામ કરતા, તો જોકે તેમની બેઠક તો જુની ઝોંપડીમાં જ રહેતી. એ પછી આજુ બાજુની કાંટાની વાડો સાફ કરી, એક કંપાઉન્ડ બનાવી, શ્રી-સેવા એમાં જ સમાયલી સમજી, ઝાડોને પાણી પાવા લાગ્યા. મહારાજ પણ પોતાનો થોડો વખત આ કામમાં રોકતા રહ્યા.

અસાડ શુદ પુણિમા (ગુરૂ પુર્ણિમા) આવી લાગતાં બાબાના અને મહારાજના ભગતોએ શ્રીની ઝોંપડી આગળ શ્રીને નામે ઓચ્છવ કીધો; અને આ ઓચ્છવમાં બહારગામની મંડળીઓએ મુખ્ય ભાગ ભજવ્યો હતો. તેમાં યશવંતરાવ, જેની ભકિત દિન પ્રતિ દિન વધવાથી શ્રીનો પરમ ભકત લેખાયો

છે, અને દીલોજાનથી શ્રીની ખીદમત બજાવી સઘળું અર્પણ કરી ખરી સેવા ઉઠાવે છે, તેનો મુખ્ય હાથ હતો. આવી રીતે શ્રીને નામે ઝોંપડી આગળ હરહમેશ ભગતો તરફથી ઓચ્છવ થતા જ રહ્યા. ત્યાંની એક છોકરીને એક પોપટ હાથ લાગ્યો, જે તેણીએ શ્રી આગળ આણ્યો. મહારાજે તેણીને તે પોપટ એક પિંજરાંમાં પૂરી તે પિંજરૂં મંડપ પાસે ટાંગવા ફરમાવ્યું. એક પખવાડીઆં સૂધી તે પોપટ ખાતો પીતો રહ્યો, અને પછી તેણે ખાણું પીણું બીલકુલ બંધ કરવાથી તેનાં પિંજરાંમાં મૂકવામાં આવતાં ફળ અન્નને તે અડકતોએ નહી, અને મૂકવામાં આવતાં પાણીનાં નાનાં વાસણને લાત મારતો. આમ અન્ન જળ વગર તે મૂગું પક્ષી રહેતું થયું! આ નિરાહારથી તે દિન પર દિન ગળતું ચાલ્યું, અને છેવટે તદન હાંડપિંજર જેવું થઇ રહ્યું. અજબ જેવી વાત તો એ હતી કે, મુદ્દલ ખાધા પીધા વગર રહીને પણ તેને જીવતું જોઇ સઘળાં આ ચમત્કારિક તમાસો આશ્ચર્યકારક માની મહારાજની લીલાના ગુણો ગાવા લાગ્યાં શ્રીએ આ પોપટને શનીદેવ નામ આપ્યું હતું. એક વર્ષ સૂધી તે પોપટે ચાલુ અપવાસ રાખી એક દિવસે આખરનો દમ લીધો. તેને ત્યાંનાં વડનાં ઝાડ પાસે જ દાટવામાં આવ્યો, જેના પર શનીનું નાનું મંદીર બાંધવામાં આવ્યું. ત્યાં રોજ લોકો આજે પણ શનીની પુજા કરતાં રહે છે!

સાંઇબાબાને સમાધિષ્ટ થયાને બાર મહિના વહી ગયા હતા, અને મહારાજ રોજ કાશી જવા સારૂ બોલ્યા કરતા હતા. લોકો તેમનો આવો વિચાર જાણી કહેતાં; "આપને કાશીથી પણ વધુ પવિત્ર સમજી પોતાને પવિત્ર બનાવવા આપના ચરણે સૌ માથાં મૂકે છે, તો આપે કાશી જવાની જરૂર શી છે મહારાજ?" શ્રી કહેતા કે; "સાંઇબાબા અને બીજા સતપુરૂષોની અંતરિક કામગીરીના સંબંધમાં મ્હારે ત્યાં જવું છે." રોજ કાશી જવાની શ્રીજી વાતો કરતા જ રહેતા. બાપુ સાહેબ જે બાબાના પરમ ભકત હતા, અને બાબાના મરણ બાદ તેઓશ્રીની સર્વ આત્મિક શકિત મહારાજને હવાલે થઇ છે એમ નિશ્ચયપૂર્વક માનીને હરહમેશ શીર્ડીથી સાકોરી શ્રીનાં દર્શને આવતા રહેતા, અને મહારાજને સાકોરીમાં જ રહેવા વારંવાર વિનવતા; પણ શ્રી એટલું જ કહેતા કે; "આગળ જોઇશું!" તે ભકત મહારાજને મનાવવા સારૂ રૂ૦ ૧૦૦૦) તેઓશ્રીના પગ આગળ ધરીને બોલ્યા; "હું પણ આપની સાથે કાશી આવવા દીલોજાનથી ઇચ્છું છુ." મુંબઈ પુણાની મંડળી, પારસી ઇરાની સુધાં, શ્રીની સાથે કાશી જવા તૈયાર થયા, તેમજ સાકોરીની તમામ મંડળી પણ મહારાજની સાથે કાશી જવા તત્પર જણાઇ. આ સઘળાંઓ પોતાની ગુંજાસ મુજબ મહારાજના પગ આગળ નાણાંની રકમો ધરવા લાગ્યાં. આ સઘળી રકમ એક ભકતને સોંપવામાં આવી હતી, જેને તેનો પૂરો હિસાબ રાખવા પણ ફરમાવ

વામાં આવ્યું હતું. થોડા દિવસ પછી શ્રીએ જાહેર કર્યું કે; "હું અમુક દિવસે અહીંથી એકલો ઉપડીશ, અને કાશી જઇશ! તમો સઘળાંઓ પંદર દિવસ પછી નીકળીને કાશી આવી મળજો!"

## પ્રકરણ ૩૭ મું.

### મહારાજ કાશીની જાત્રાએ. ૐકારેશ્વરમાં વિશ્રામ.

कदावाराणस्या, ममरताटिनीरोधसिवसन ।
वसानः कौपीनंशिरासिनिदधानोऽञ्जलिपुटम् ॥
अये गौरीनाथ ! त्रिपुरहर ! शम्भो ! त्रिनयन ।
प्रसीदेत्याक्रोश;न्निमिषमिवनेष्यामिदिवसान ॥

અહા! કાશીમાં ગંગાજીના તટ ઉપર રહી, માત્ર લંગોટી ધારણ કરીને, બન્ને હાથો જોડી પગે પડીને, હે ગોરીનાથ! હે શંભો! હે ત્રિપુરહર! હે ત્રિનયેન! તમે પ્રસન્ન થાઓ એમ કહેતો હું કયારે નિમિષની પેઠે દિવસો નિર્ગમન કરીશ!

ઠરાવેલો દિવસ આવી પહોંચતાં મહારાજ અંગપરની ગુણપાટ સિવાય સાથે બીજું કંઈજ નહીં લેતાં, વગર પૈસે સાકોરી છોડી બહાર પડયા. ભક્ત મંડળી શ્રીને રાહટા સૂધી વાજતે ગાજતે લઇ ગઇ. શ્રીના અંગ ઉપરથી આખે રસ્તે પૈસાની ઓવારણી કરવામાં આવી, અને લોકો પગે પડતાં જ રહ્યાં. રાહટાથી ટાંગામાં બેસી શ્રીજી ચીટલી સ્ટેશને ગયા. શ્રીજી પાસે પૈસા નહીં હોવાથી ભગતોએ આપવા માંગતાં તેમણે કહ્યું; "મહારાજ! વગર ટીકીટે તમે કાશી સૂધી કેમ જશો?" શ્રી કહે; "તે મ્હારૂં કામ છે, મ્હને પૈસા જોઇતાજ નથી! મ્હને ફકત અંકાઈ સૂધીની જ ટીકીટ કઢાવી આપો!" (અંકાઈ ચીટલીથી બે સ્ટેશન ઉપર આવેલું છે) અને વધુમાં બોલ્યા; "એક પખવાડિયાં પછી તમે લોકો કાશી આવજો!" ભકતો બોલ્યા; "મહારાજ! કાશીમાં હમે આપને કયાં મળીએ!" શ્રી કહે; "તમને હું ત્યાં કયાંએ પણ મળીશ!" પછી પોસ્ટ માસ્તરે શ્રીને અંકાઇની ટીકીટ કઢાવી આપી. અને ચીટલીથી ટ્રેનમાં શ્રીજી એકલા જ ઉપડી ગયા. તે માઘ માસ હતો. જે સઘળું નાણું મહારાજને અર્પણ કરવામાં આવ્યું હતું તે એક પીશવીમાં બંધ કરાવી તેને મ્હોર બંધ કરાવી, એક ભકતને હવાલે કરવામાં આવી હતી. બીજું કેટલુંક નાણું એ કારણે એકઠું કરવામાં આવ્યું, કે કાશી જવા ઇચ્છા રાખતા ગરીબ

ભગતોને તે પૈસાથી **કાશી** લઈ જવામાં આવે. મહોરબંધ પીશવીને તો **કાશીમાં** શ્રી જ્યારે કહે ત્યારે જ ફોડવામાં આવશે, એમ ઠરાવવામાં આવ્યું હતું.

મહારાજ **અંકાઈ** ઉતરી ત્યાંનો પહાડ ચઢી અગષ્ટ રૂષિની સમાધિનાં દર્શન લઈ ત્યાં એક દિવસ રહ્યા. પછી **ઑંકારેશ્વરમાં** શ્રીએ દેખાવ આપ્યો. ત્યાંથી ટ્રેનમાં ગયા કે કેમ તેનો તો પત્તો જ લાગ્યો નથી. શ્રીએ પવિત્ર **નર્મદા**માં સ્નાન કરી **ઓંકારેશ્વર**નાં દર્શન લઈ, **ઓંકારેશ્વર**ના મરણ પામેલા માલેકની બાયડીને, પહાડને મથાળે આવેલા તેના મહેલમાં જઈ મળ્યા. તેણીએ શ્રીને મ્હોટાં માનથી આવકાર આપ્યો. શ્રી તેણીની આગળ બેઠા, જ્યાં તે સસ્થાનનો ભવિષ્યનો માલેક, તેણીનો પાલક બેટો પણ બિરાજેલો જ હતો. નજદીકમાં તેણીના કારકુન વિગેરે પણ હાજર હતા. શ્રીએ શરૂ કર્યું: "તમો સઘળાઓ ઉપર અગાઉના જમાનાના એક વૃદ્ધ સંતની કૃપદ્રષ્ટિ છે, જેના યોગથીજ આ શહેર આબાદ છે!" તેણીએ પૂછ્યુ; "તે મહાત્મા તે કોણ? આ જગ્યાની પુરાણી હકીકત શું છે, તે કહેશો તો આભાર થશે આપ જે જાણો છો તે બીજું કોણ જાણે મહારાજ?" શ્રી; "હું તમને ટુંકમાંજ સઘળી હકીકત કહી સંભળાવું છું તે ધ્યાનથી સાભળો. શ્રી શંકરના બાર જ્યોતિર્લીંગમાંનું મુખ્ય સ્વયંભુ લીંગ તે ઑંકારેશ્વર છે; અને અગાઉના વખતમાં અહી બીલકુલ વસ્તી હતી નહીં; પણ સઘળું જંગલ બિયાબાન જ હતુ. વાઘ વરૂનુ એ કાયમનુંજ રહેઠાણ હતું! આ જગ્યામા **નર્મદા** નદી અને પહાડ ઉપર શંકરજીના સ્વયંભુ સ્થાન સિવાય બીજું કશુએ ન હતું. ચોતરફ જગલ જ હતુ, પરંતુ ઇશ્વરી જપ તપને લીધે, આ સ્વયંભુ સ્થાન, નર્મદા નદી અને જંગલોના એકાંત વાતાવરણના સામટા સંબંધે કરીને આ જગ્યા કેવળ યોગ્ય હોવાથી **મારકંડે** રૂષિ વિગેરે બીજા ઘણા મહાત્માઓએ અહીં તપશ્ચર્યા કરી હતી! અને આ જગ્યામાં સિધ્ધ અવસ્થા પ્રાપ્ત કરેલા છેલ્લા મહાત્મા વિષેનો હું ઈશારો કરૂં છું. આ રૂષિએ ૧૦૦ વરસ આ જગ્યામાં ચાલુ તપ કરી ઉચ્ચ ઈશ્વરી અવસ્થા પ્રાપ્ત કીધા પછી, આ એકાંત વાસને શેવટ લગી પોતાનુ રહેઠાણ બનાવી રાખ્યું હતું. આ જગ્યાથી કેટલેક દુર બીજાં રાજ્યો આવ્યા હતાં, જેમાં હોલકરનું રાજય સ્થાન સૌથી નજદીકમાં હતું. આ રાજધાનીમાં ઘણા શ્રીમંતો વસતા હતા, જેઓને પીંડારીઓથી ઘણીજ તકલીફ થતી હતી. આ લુટારૂઓ ચાલુ દરોરા નાખી તેઓને લુંટી ચોરેલો અસબાબ, તે મહાત્માના સ્થાન નજદીક પહાડ ઉપરની એક ચોક્કસ જગામાં જમાવતા હતા. આ પીંઢારાઓ તે રૂષિને માનતા. તેને પોતાનો ઇશ્વર લેખી દીલોજાનથી ભજતા, અને પોતાનાં ચોરીનાં કામમાં તેમની **મદદ** માંગતા. તે મહાત્મા પ્રત્યેની આ લુટારૂઓની ભકિત પ્રેમની અને ખરાં દીલની હોવાથી, અને તેઓની મનોકામના ફકત ચોરી માટેના કારણોની હોવાથી, પરમા-

ત્માને સંપૂર્ણ પુગી વળેલા આ રૂષિ તેઓને તેમના કામમાં પૂર્ણ મદદ આપતા! આ મ્હોટા મહાત્માની રજા લઈનેજ ચોરી કરવા તેઓ નીકળતા, અને તેના દરેક હુકમને તેઓ માન આપતા! સપૂર્ણતાને પુગેલો સત પુરૂષ પાપ અને પુણ્યથી મોકળો હોય છે, અને તેને તો સઘળું સરખુજ હોય છે; કારણ કે સઘળી જાહેર બાબતોથી તે અળગ હોય છે; પરન્તુ જેઓ તેને ભજે છે, માને છે, અને ચાહે છે, તેઓ પોતાની ભકિત અને પ્રેમના પ્રમાણમાં પોતાની મુરાદ, તે સત્ત પુરૂષના નિમિ-તે કરીને હાંસલ કરી લે છે. સારી કે નઠારી ઈશ્વરી કે શેતાની, કોઇ પણ મુરાદ તેઓની ભકિતજ તેમને હાસલ કરી આપે છે; અને તે સતપુરૂષ તો માત્ર નિમિત્ત લેખેજ હોય છે.

"સકામી સુમરન કરે, પાવે માંગે દામ;
નિષ્કામી સુમરન કરે, પાવે અવિચલ રામ."

વરસો સુધી તે સતપુરૂષને નિમિત્ત લેખે ભકિત ભાવથી માનતા અને નમતા હોવાથી એની દરેક ચોરીમાં તેમને ફતેહ મળતી; અને ન તો તેઓ કોઇથી પકડાતા, ન તો સપડાતા, કે ન તો હેરાન થતા! તે જંગલમાં વસતાં માણસ-ખાઉ જાનવરો ત્યાં તેમને કદી ત્રાસ આપતાં નહીં! એક દિવસે આ સતપુરૂષે તે સઘળા પંઢારીઓને પોતાની પાસે બોલાવી કહ્યું; "શું તમો સઘળા મ્હને ખરાં દીલથી ચાહો છો અને માનો છો? હું કહું તેમ કરવા શું તમે તૈયાર છો?" તેઓ બોલ્યા; "સ્વામીજી! આજ સુધી તો તમારા હુકમને માન આપતા રહ્યા છીએ, અને ખરા અંતઃકરણથી હમો તમોને ભજીએ છીએ; અને હમારા દમમાં દમ હોય ત્યાં સૂધી તમને બાલેબાલ માની તમારા કહ્યાસરજ ચાલવાને પાક વચનથી બંધાઈએ છીએ!" પછી તે સત પુરૂષ બોલ્યો; "મ્હારા દહડા હવે ભરાઇ ચૂકયા છે, અને અમુક દિવસે મ્હારો અંતકાલ થશે! મ્હારા શરીરનો અમુક પ્રકારે અંત્ત આવશે; અને મ્હારાં મરણ પછી બીજે દિવસથીજ તમે ચોરીનો આ પેશો છોડી જ દેજો! હું તમને દેખાડું છું તેટલી સરહદ હું તમારે હવાલે સોપું છું. અહીં જ વસે, અને તમારી આલ ઓલાદને વસાવી આ જગ્યાને વસ્તીથી આબાદ કરી તમારૂં સંસ્થાન વસાવજો. કોઇ પણ સરકારનો તેના પર કંઇએ હક્ક રહેશે નહીં! શ્રી શંકરનું આ સ્વયંભુ સ્થાન છે, તેની પુજા કરતા રહે! એ મ્હારૂ સ્થાન છે અને હુંજ એમાં છુ; માટે તમે મ્હારી પુજા કરના ગણાશો. રફતે રફતે આ સ્થાનનો મહિમા ચો તરફ વિકાસ પામવાથી હજારો લોકો દર્શને આવતાં રહેશે, અને તેઓ તરફથી તમોને સારૂ ઉપજ મળી શકશે. આ હદમાં રહી આ જગ્યાને વસાવી તેને તમારૂં સંસ્થાન બનાવી પુજા ભકિતમાં મશગુલ રહો; અને કોઇથી હરકત નહીં પામતાં આબાદ થઈ તમે સુખી થશો!" તે સઘળાઓએ સ્વામીજીના પગ પર માથું ઝુંકાવી,

તેમના કહ્યા મુજબ વર્તન ચલાવવાનું વચન આપ્યું. તે સત પુરૂષે પોતે અગાઉથી જણાવેલા દિવસે જ દેહ છોડયો. પિંઢારીઓએ તે રૂષીના ફરમાવ્યા મુજબ તેનાં શરીરની વ્યવસ્થા લગાડી, તે હદમાં જ પોતાના ગુરૂનાં વચન મુજબ જ તેઓ અમલ કરવા લાગ્યા. તેઓએ તે રૂષીના હુકમ પ્રમાણે બાલેબાલ વર્તન કરી તે મહાત્માએ ભાખેલાં ભવિષ્ય પ્રમાણેનાં પરિણામો નિપજાવ્યાં. ઑંકારેશ્વરમાં જન્મ પામી વસેલા તે જ પિંઢારાઓની તમો સઘળાંઓ આલ ઓલાદ છો, અને તેજ મહાત્માની કૃપાદ્રષ્ટિ હજીએ તમારા પ્રત્યે ચાલુ હોવાથી આ ઓંકારેશ્વર આવી આબાદ હાલતમાં આવી પહોંચ્યું છે; માટે ઈશ્વર પર પૂરો વિશ્વાસ રાખીને રહેશો તો તમારી આબાદીમાં વધારો થતો જશે." આ હકીકત પૂરી કરી તે બાઈએ આણેલું થોડુંક દૂધ પી શ્રીજી ત્યાંથી ચાલતા થયા.

## મહારાજનું ઉજ્જનમાં ઉતરવું, અને અલ્લાહબાદમાં અલોપ થવું.

પછી ઉજ્જનમાં મહારાજ પધાર્યા. ત્યાંની સીપીયા નદીમાં સ્નાન કરી નદી તીરે બેસી પોતાની ધાર્મીક ક્રિયા બજાવી, સમી સાંજે શહેરમાં દાખલ થયા. સીધા મહાકાલેશ્વરનાં દેવળમાં પ્રવેશ કરી દર્શન લઈ એક ખૂણામાં બેસી આખી રાત પસાર કીધી. બીજી સહવારે ઉજ્જન, જે પણ બાર જ્યોતિર્લિંગોમાંનું એક સ્થાન છે, ત્યાંથી અલોપ થયા અને પ્રયાગ (અલ્લાહબાદ)માં દેખાવ દીધો! જમના નદીના કિનારે જઈ લાગતાં ત્યાં કિનારા ઉપર એક ટોળકીને જમા થયેલી દીઠી. તે ટોળકીમાં સખ્ત તકરાર ચાલતી હોવાનો મહારાજને દૂરથી જ ભાસ થયો. આગળ જઈ પહોંચતાં જોયું તો એક હજામ, એક યાત્રેકરી અને એક બ્રાહ્મિણ ગંભીર તકરારમાં ઉતરી પડયા હતા, અને લોકોનું એક મોટું ટોળું તમાસો જોતું ત્યાં ઉભું હતું. શ્રીએ તકરાર ઉપરથી જાણી લીધું, કે તે હજામ મારફતે પેલા યાત્રેકરી પાસેથી વધુ પૈસા ઓકાવવાની ગડબડમાં પેલો બ્રાહ્મિણ ઠગબાજી ચલાવી રહ્યો હતો. બીજા એક યાત્રેકરીને ઉતાવળ હોવાથી પેલો બ્રાહ્મણ પહેલા યાત્રેકરીનો હવાલો હજામને સોંપી પોતે પાછો આવે ત્યાં સૂધી તેને થોબાવી રાખવા કહી, તે બીજા યાત્રેકરીઓ સાથે ચાલ્યો ગયો. શ્રીએ તે હજામ અને યાત્રેકરીને પોતાના પાસે બોલાવી તે હજામ પાસેથી અસ્તરો લઇ તે યાત્રેકરીની હજામત કરતા બેઠા! પછી બોલ્યા; "ત્હારી હજામત કરતાં હું ત્હારાં કુળનો ઉદ્ધાર કરી રહ્યો છું" તે શખ્સે શ્રીજીના એકંદર દેખાવ ઉપરથી તેમને સદ્દગુરૂ તરીકે પિછાની લઈ સાષ્ટાંગ નમસ્કાર કીધા, અને આવા એક અસાધારણ માનવીને હાથે પોતાની હજામત થએલી જોઇ પોતાને દુન્યામાં સૌથી વધુ ભાગ્યશાળી પુરૂષ સમજવા લાગ્યો. શ્રીએ અરધી હજામત કીધી એટલે તે હજામે બાકીનું કામ પોતે પૂરૂં કીધું.

શ્રીએ તે યાત્રેકરીને પેલા હજામને ૨ રૂપ્યા આપવા કહ્યા, જે હમેશનાં દામ કરતાં આઠ ગણું દામ હતું. તે શખ્સે રાજી ખુશીથી તેમ કીધું, અને પોતાને નસીબવંત સમજવા લાગ્યો. પછી શ્રીએ તે હજામને બીજા યાત્રેકરીઓને લઈ આવવા ફરમાવ્યું. તે દરેકની થોડી થોડી હજામત શ્રી પોતે કરતા અને બાકીની હજામત તે હજામ પૂરી કરતો, અને દરેક પાસેથી તે હજામને મહારાજ બે રૂપૈયા અપાવતા. એ સઘળા પણ શ્રીને પૂરા સદ્ગુરૂ લેખી, ખુશીથી રૂપૈયા આપ્યા જતા. આમ કરતાં તો થોડાજ વારમાં તે હજામને ૨૦ રૂપૈયા મળ્યા. એટલામાં પેલો બ્રાહ્મિણ આવી લાગ્યો, અને આ ગડબડ તેને માલુમ પડતાં જ શ્રીજીને પૂછવા લાગ્યો કે; "તુ કોણ છે?" મહારાજે તેને જવાબ નહીં આપતાં તે બ્રાહ્મણને એક રૂપીઓ આપવા પેલા પહેલા યાત્રેકરીને કહ્યું. તે બ્રાહ્મણ ખુશ થઈ ત્યાંથી વિદાય થયો. તે સઘળાઓને પડતા મૂકી દૂર એકાંત કિનારા ઉપર જઇ સ્નાન કરી ધાર્મીક ક્રિયામાં શ્રીજી મશગુલ રહ્યા; અને સમી સાંજે શહેરમાં દાંખલ થયા. ત્યાં વગર ઓળખાણનો કોઈ એક મુસલમીન ગ્રહસ્થ શ્રીને જોતાંજ સલામ કરી બોલવા લાગ્યો; " મહારાજ ! મ્હારે ત્યાં પધારો ! " શ્રી કહે:— " તું એક અજાણ્યો માણસ મ્હને પોતાને ઘેર શું કામ લઇ જવા માંગે છે ?" તે શખ્સ બોલ્યો; " મ્હારૂ મન મ્હને એમ કહે છે કે, આપ એક સાચા વલી અલ્લાહ છો! મેં ઘણા ઔલ્યાઓ વિષે વાંચ્યું છે, સાંભળ્યું છે, અને ઘણાઓની ખીદમત પણ કરી છે, અને તેઓને પિછાનવાની સહેજ સાધારણ શકિત જે મ્હને પ્રાપ્ત થઈ છે તે ઉપરથી હું આપને પૂર્ણ ઇશ્વરી અવસ્થાએ પહોંચી ચુકેલા બુઝર્ગ ઔલ્યા તરીકે પરખી શકું છું; મેહેરબાની કરી મજ ગરીબના ઘરમાં કદમ મૂકવાની કૃપા કરશો ! " આમ બોલી પાસે ઉભેલા બીજા શખ્સને ગાડી મંગાવવા કહ્યું. ગાડી આવી પુગતાંજ મહારાજને તેમાં બેસાડી તે પોતાને ઘરે લઇ ગયો. તેની અનાજની દુકાન હતી, તે દુકાનની પાછલે ભાગે જ તેનું મકાન આવેલું હતું. ત્યાં સગવડવાળી ઓરડીમાં શ્રીને બેસાડયા પછી પોતાનાં ઘરનાં માણસોને શ્રીનાં દર્શને તેડી લાવ્યો. મહારાજને થોડાક દિવસ પોતાને ત્યાં જ રહેવાની તેણે અરજ કીધી. શ્રીએ દૂધ પી રાતે ત્યાં જ આરામ કીધો, અને બીજે દિવસે સહવારે ઉઠી તે શખ્સને જણાવ્યું કે; તે દિવસે એકલા પોતે નગરમાં જ ભટકયા કરી પાછા આવશે. શ્રી સાથે પોતે પણ ફરવા જવા ઘણુંએ માંગ્યું, પણ શ્રીએ સાફ ના પાડી એકલા જ બહાર પડયા. જમના કિનારે જઇ ઘાટ તરફનો દેખાવ નિહાળવા લાગ્યા. પછી પાણી ખેંચવાના એનજીનના શેડ આગળ આવી પુગ્યા, અને અંદર દાખલ થઇ તે રાક્ષશી યંત્ર તાજુબીથી જોતા ઉભા. પછી અંદર કામ કરતા ખલાસીઓની મદદે દોડી જઇ તેમની જોડે સાંજ સૂધી સખ્ત વૈતરૂં કરવા લાગ્યા. આખો

દિવસ પેલો મુસલમીન ગૃહસ્થ શ્રીની શોધમાં શહેરમાં બધેબધ રઝળી રવડી આવ્યો, પણ શ્રીનો કેડે પણ પતો લાગ્યો નહીં. છેવટે સાંજે ટાંગામાં બેસી નદી કિનારે તે ગયો તો અચાનક તે શેડ આગળ આવી પહોંચતાં અંદર શ્રીને કામ કરતા દીઠા, જેથી આગળ જઇ નમસ્કાર કરી તે બોલ્યો; "મહારાજ! આ શું? સહવારથી તમે ખાધા પીધા વગર જ હશો, અને આ મજુરો સાથે સખ્ત વૈતરૂં કેમ કરી રહ્યા છો? ખૈર. સાચા ફકીરની લહેર આવી જ હોય છે. ખરેખર આપ અલ્લાને પહોંચી જ ચૂકયા છો!" પછી શ્રીને ટાંગામાં બેસાડી ઘરે લઈ ગયો, અને ઘરનાંઓને તે હકીકતથી તેણે વાકેફ કીધાં. શ્રીને માટે એક બ્રાહ્મણને હાથે મીઠાઈ તૈયાર કરાવી, પણ મહારાજે તેમાંનું થોડુંક ખાઈ ફકત દૂધ પી બીજી રાત્ર પણ શ્રીએ ત્યા જ પસાર કીધી. બીજે દિવસે અગીઆર વાગે તે શખ્સ મહારાજને ટાંગામાં બેસાડી જમના કિનારે લઈ ગયો, અને ત્યાં મછવો ભાડે કરી તેમાં શ્રીને બેસાડી પોતે કલાકો સૂધી નદીની સહેલ કરતા રહ્યા. બપોરે બે વાગે પાછા તે શખ્સનાં મકાન પર આવી રહ્યા. કલાકેક પછી એક શખ્સે આવી તે મુસલમાન ગ્રહસ્થના હાથમાં રૂા. ૧૦૦ ની થેલી મૂકી ચાલતો થયો. તે મુસલમાન હરણફાડ થયો; કારણ કે, તે થેલી આપનાર શખ્સને તેણે વરસો અગાઉ આ રકમ ઉછીકી આપી હતી, જે રકમ તે શખ્સ પાછો આપતો હતો જ નહીં, અને તે માટે આ મુસલમાને તેના પર ફરીઆદી પણ માંડી હતી, જેનું પરિણામ કંઇ જ આવ્યું ન હતું. વળી આ વાત તો તે વિસરી પણ ગયો હતો! શ્રીએ ફકત એક દિવસ તેનાં મકાનને પોતના પવિત્ર પગલાંથી પાવન કરેલું હોવાથી અદ્દભુત અસર થઇ, કે વગર માંગવે એકાએક દેણદારે આવી દેણુ ચૂકવ્યું આ બનાવથી છક્ક બક્ક થઇ મહારાજને પોતાને ત્યાં જ બહુ દિવસો ગુજારવાની તે મુસલમાને અરજ કરી, પણ મહારાજે ના પાડી કહ્યું; "મ્હારે તો કાશી જવુ છે." તે શખ્સ બોલ્યો; "હું કાશી સૂધીની આપની ટીકીટ કહડાવીશ અને આપની સાથે હું પણ કાશી આવીશ." પણ શ્રી બોલ્યા; "મ્હારે તમારી ટીકીટની અને તમારા સંગનીએ જરૂર નથી."

### તલ કાશીમાં મહારાજની પધરાઇ.

પેલા મુસલમીન ગ્રહસ્થના બીજા ઓળખીતા હિંદુ મુસલમાનો શ્રીનાં દર્શને આવતા થયાથી મહારાજે ત્યાંથી જલદી ઉપડી જવાનું ઠરાવી રાતોરાત કોઈને પણ ખબર નહીં પડવા દેતાં અલ્હાબાદ તજી ગયા. પછી પવિત્ર કાશીમાં કદમ મેલ્યાં. સહવારના પહોરમાં શ્રીજી ગંગાની ઉત્તર બાજુએ આવી પહોંચ્યા, અને ત્યાંથી દક્ષિણ દિશા તરફ એક લાંબો છેટો ચાલી ત્યાંના મોટા પૂલ તરફ ગયા. ત્યાં કોઈને પણ નહીં જોતાં પૂલની નીચેની એક એકાંત જગ્યા પસંદ કીધી, જ્યાં કોઇનું આવવુ જવુ થવાનો સંભવ હતો જ નહીં. ત્યાં જઇ બેઠા. ત્યાં

ચાર દિવસ સૂધી બેસી રહ્યા હતા, અને રોજ સહવારમાં ઉઠી ગંગામાં માત્ર સ્નાન કરી પાછા તેજ ઠેકાણે આવી બેસતા. વગર ખાવે પીવે અને બોલવે ચાલવે એકાંત પડી રહ્યા. સાંઈબાબા અને આગળ બીજા થઈ ગયેલા સદ્દપુરૂષો સાથે પોતાના હાલના ઈશ્વરી હવાલાના સબધમાં જે કાંઇ ગુપ્ત ક્રિયા કર્મ કરવું હતું તે કરતા રહી, પાંચમે દિવસે પોતાનું કામ પૂરૂં થવે ગંગામાં સ્નાન કરી તે જ જગ્યાએ આરામ કરતા પડી રહ્યા. સાંજે બે ત્રણ ભિક્ષુક છોકરીઓ એક પુરૂષ સાથે તે પૂલ આગળથી પસાર થતાં, મહારાજને ત્યાં જોઈ ગભરાટથી ચમકી, પણ શ્રીએ તેમને નહીં ગભરાવા જણાવ્યાથી તેઓ ત્યાંથી પસાર થઈ. પછી મહારાજ તુરત તે જગ્યા છોડી ઘાટમાંથી રહીને કાશી શહેરમાં દાખલ થયા. કર્મ સંજોગે એક પાઠશાળા જ્યાં ધર્મને લગતાં, વેદ, શાસ્ત્ર, પુરાણ ઈત્યાદિ જાહેર જ્ઞાન શીખવવામાં આવતાં હતાં, ત્યાંના કંપાઉન્ડમાં દાખલ થયા. એ કંપાઉન્ડમાં બાજુએ પાઠશાળા આવેલી હતી, અને તેની સામેના કંપાઉન્ડમાં નિશાળ્યાઓને માટે ભોજન પકાવવાની પાકશાળા આવેલી હતી, અને બીજી બાજુએ એક દિવાનખાનું આવેલું હતું, જ્યાં નિશાળીઆઓ ભોજન ખાતા હતા. અંદરથી એક ચોક હતો, જેમાં પાણીનો એક નળ હતો. પાઠશાળાના વરંડા ઉપર જઇ શ્રીજી બેઠા. સાંજનો વખત હોવાથી છોકરાઓનુ શિક્ષણ પૂરૂં થયું હતું. અત્રે તે શાળાનો સુપ્રિન્ટેન્ડન્ટ આવી લાગ્યો, અને શ્રીને જોઈ બોલ્યો; "સાધુ મહારાજ! આપ કયાંથી આવ્યા છો? અહીં કેમ બેઠા છો?" શ્રી તો પોતાના અંગ પર માત્ર ગુણપાટ સિવાય લગભગ નગ્ન જ હતા. શ્રી કહે; "મ્હને તરસ લાગવાથી આ નળને જોતાં ઇયાં દાખલ થઇ પાણી પી લીધું, અને અહીં જ આરામ કરતો બેઠો છુ!" સુપ્રિન્ટેન્ડન્ડ બોલ્યો; "મોટી ખુશીથી! આપ જોઇએ ત્યાં સૂધી અહીં બેસી રહો; મકાન આપનુ જ છે." આ વાત ચાલી રહી હતી તેટલામાં ત્યાની રાંધનારી બાઇ, જેણી નિશાળીઆઓને રાંધી ખવાડતી હતી, તેણીએ પાઠશાળામાંથી ડોકું બહાર કહાડી શ્રીને જોતાં જ બોલી ઉઠી; "મહારાજ! આરામ કરતા બેસી રહો." શ્રી તેણીને જોઇ બોલ્યા; "હું ધારૂં છું ત્યાં સૂધી તો તું મ્હારા ઓળખીતા સંબંધની છે! અને તે ત્હને પાછળથી માલમ પડશે." હવે સુપ્રિન્ટેન્ડન્ટ ત્યાંથી ચાલી ગયો, અને પેલી બાઈએ શ્રીને પાકશાળામાં લઈ જઈ એક પાટ પર બેસાડી બોલી; "આપ મ્હને એક ઈશ્વરી પુરૂષ જણાઓ છો!" શ્રી કહે:—"મ્હારા મનથી તો તું અગાઉનો કાંઈ પણ સંબંધ મ્હારા સાથે ધરાવતી હોવી જોઇએ." તેણીએ શ્રીને ભોજન આપવા માંડયું, પણ મહારાજે ના પાડી કહ્યું:—"હું અહીં કાંઈ જ ખાનાર નથી." તેણી બોલી: "ખૈર, હું તમને મ્હારે ઘરે લઈ જઈ ત્યાં જમાડીશ." શ્રી કહે: "આ તકલીફ શા સારૂ લે છે! હું ગંગા કિનારે પડી રહી, પાણી

પી ખુશાલ દહાડા કહાડીશ.” હવે નિશાળીઆઓનો જમવાનો વખત થવાથી તેઓ ભોજન ખાવા આવી લાગ્યા. મહારાજ પાકશાળા તજી પાઠશાળાના વરંડા પર જઇ ગુણપાટ ઓઢી સુઇ ગયા. છોકરાઓનું ભોજન વિગેરે સઘળું ખલાસ થવા બાદ તે બાઈએ શ્રીને ઉઠાડયા, અને પોતાની સાથે ઘરે આવવા વિનંતિ અને કાકલુદી કરવાથી પોતાને જાહેરી પ્રકટ કાર્ય હવે કરવાનું હોવાથી (કેમકે બાતેની એટલે ગુપ્ત કાર્ય તો તેમણે પૂલની નીચે ચાર દિવસમાં આટોપી લીધું હતું.) તેણીની સાથે તેણીના ઘરે ગયા. તેણીનું ઘર રામકૃષ્ણના વાડામાં આવેલું હતું. મકાનના ઉપરના મજલા પર શ્રીને બેસાડી ન્હેલી ભોજન તૈયાર કરી તેણી શ્રીજી સમક્ષ થાળ લાવી મૂકી બોલી; “ મહારાજ ખાશો તો જ હું પણ ખાઈશ!” મહારાજે થોડુંક ખાધું અને અગાસી ઉપર રાતે આરામ કરતા સુઈ રહ્યા. તે ઘરમાં આ બાઈ, પોતાની બહેન જીજીબાઈ, અને તેણીના બાપ, આમ ત્રણ જણ હતા. બીજી સહવારે શ્રી નીચલો ખાલી ઓરડો પસંદ કરી ત્યાં જ પડી રહ્યા. બેઉ બહેનો દરરોજ ભોજન રાંધી શ્રીને ખવડાવી તેમની સેવા ચાકરી ઉઠાવતી રહી. વાતચિત ઉપરથી ઓળખ પિછાન નિકળી અને જે સંબધ વીશે મહારાજે અગાઉથી જ ઈસારો કીધો હતો, તે પુરવાર થયો. શ્રીજી બોલ્યાઃ “ ત્હારા કોઇ પણ માણસ પૂણામાં છે?” તેણીએ હા પાડી. તેઓ સાથે સાહેબ સાથે કાંઇ સંબંધ ધરાવતા હતા?” મહારાજે પૂછયું; અને તેણીએ કબુલ કરી પાછું પૂછયું:-“ વાત તો ખરી, પણ તમે મ્હને ઓળખતા નથી, મેં અગાઉ તમને દીઠા નથી અને આ સંબંધ શી રીતે જાણ્યો?” શ્રીએ જવાબ આપ્યો નહી. પછી શ્રીને સતપુરૂષ જાણી તેણીએ શિર્ડીવાળા સાંઈબાબા વિષે વાત કહાડી, અને મહારાજ તેમને ઓળખે છે કે નહીં, તે જાણવા માગતાં શ્રીજી બોલ્યા; “ હું તેઓને કે શિર્ડીને ઓળખતો નથી, પરન્તુ શિર્ડીમાં રહેતા થોડાક આસામીઓ સાથે મ્હારી પીછાન છે.” તેણીએ પૂછયું; “ તમે દાદા કેલકરને ઓળખો છો?” શ્રી કહે; “ બહુજ સારી રીતે.” પછી દાદા સાહેબની સર્વ હકીકત કહી સંભળાવી; જેથી તેણીની ખાત્રી થવાથી તેણીને ઘણો આનંદ થયો. તેણીનો દાદા સાહેબ અને સાથે સાહેબ સાથે સંબંધ હતો, અને આ બન્નેને શ્રી બહુજ સારી રીતે પિછાનતા હોવાથી તે ઇસારો સાચો પુરવાર થવાથી તેણી શ્રીને વધુ ચ્હાતી રહી. તે વાડાના લોક શ્રીનાં દર્શને આવતા રહ્યા, અને તેમને સાક્ષાત ભગવાનજ માનતા રહ્યા. શ્રી વારંવાર ઈશ્વરી બાબતો તેમને કહી સંભળાવતા. રામકૃષ્ણા દીક્ષીત એક બાહોશ વેદ પઠન કરનારો પંડિત હતો, અને શ્રીનાં દર્શને તે પણ આવતો રહ્યો. તેને શ્રીએ સાકોરીથી આવનારી મંડળી માટે એક વાડો જોઈ રાખવા કહ્યું. રામકૃષ્ણાએ પૂછયું; “ શું તમારે માટે મંડળી આવનાર છે?” શ્રી કહે; “ પ્રભુને ખબર; આવે કે નહીંએ આવે;

મ્હારી તો કોઇજ મંડળી નથી, અને નથી તો પણ ઘણી છે!" આવા જવાબોને લીધે શ્રીજી કોણ છે તે ત્યાં કોઈ બરાબર જાણી શકયું નહીં.

## સાકોરીકર ભક્તમંડળનું કાશી આવી પહોંચવું.

ઠરાવેલા દિવસે સાકોરીની મંડળી લાંબી મુસાફરી કરીને કાશી આવી પુગી. રામકૃષ્ણાની મંડળી પૈકીનો એક શખ્સ તેમને મળી ગયો, જે મહારાજ આગળ તે મંડળીને લઈ આવ્યો. હવાપાણીના ફેરફારને લીધે શ્રી ખાંસી અને શરદીથી પીડાતા હતા. રામકૃષ્ણા અને બીજાઓની સરભરાથી તેઓનો રહેવા કરવાનો બંદોબસ્ત કરવામાં આવ્યો. શ્રીના કાશી આવી પહોંચ્યાની બાતમી મુંબઈ, પુણા, ખડકપૂર, નાગપૂર, કોલાહપૂર વિગેરે શહેરોમાં ફેલાયાથી ત્યાંની ભગતમંડળી, પારસી, ઈરાની, હિંદુ, મુસલમાન, મદ્રાસી, તેલંગી, બંગાલી વિગેરે સઘળા કાશી આવતી થઇ, અને તેમના માટે પણ અગાઉથી રહેવા ખાવાની સગવડ કરવામાં આવી હતી. રાવસાહેબ, સાથે સાહેબ, બાપુસાહેબ, વિનાયકરાવ, ચેકનાથરાવ, શેઠ ફરદુનજી વિગેરે માટે ઘરના આસામીઓ પણ આવી લાગ્યા હતા. એક દિવસ શ્રી પોતાની બેઠક છોડી ઘાટની નજદીકની બેઠકમાં ફરવા લાગ્યા, અને નજદીકનાં દત્તનાં મંદીરમાં દાખલ થઈ, પાછલે રસ્તે બહાર પડયા. સામેના વાડાનાં મેદાનમાં એક ઝોંપડી જેવું પડત મકાન, જેના ઉપર ભાંગેલાં પત્રાં ચહડાવવામાં આવ્યાં હતાં, તેના પર નજર પડતાં જ તે જગ્યાને પસંદ કરી પોતાની હવે પછીની બેઠક ત્યાં જ ઠરાવી શ્રી તેમાં જઇ બેઠા. આ જગોએ નહી રહેવાને સઘળાંઓએ શ્રીને બહુએ સમજાવ્યા, કે આ જગ્યામાં ભૂત હોવાથી ત્યાં કોઇ એક કલાક પણ રહી શકતું નથી; ત્યારે શ્રીએ જણાવ્યું કે; "મ્હને તો એજ જગ્યા પસંદ છે. ભૂત મ્હારા દોસ્ત છે; માટે મ્હારો વખત સારી રીતે પસાર થશે!" આવું કહી તેઓ ત્યાંજ રહેવા લાગ્યા. બીજે દિવસે સવારે ભગતોએ જ્યારે જોયું કે શ્રી તે જગ્યા છોડતાજ નથી ત્યારે, શ્રીજીએ ઘણાએ વાર્યા તો પણ, તે લોકે ત્યાંના કંપાઉન્ડને સફ્રુફ્ર કરી એક નાનો જેવો પડાવ ઉભો કીધો. આ જગ્યાએ હવે પછી શ્રીની તમામ ભગતમંડળી તથા કાશીના પણ નાના મોટા; શીખેલા કે અભણ, પંડિત અને શાસ્ત્રી, સ્ત્રી કે પુરૂષો, શ્રીનાં દર્શને આવતાં થયાં. વેદશાસ્ત્રમાં તથા ધર્મની બાબતોમાં પ્રવીણ થઇ નામના મેળવેલા કાશીના મહાન વકતાઓ સુધાં શ્રીનાં ચરણ પર માથું મૂકતા. શ્રી તેમને ઉપદેશ કહી સંભળાવતા, અને તે સાંભળીને શાસ્ત્રીઓ અને પંડિતો કહેતા કે; "હમે પણ ધર્મ સંબંધી પૂર્ણ અભ્યાસ તો કીધો છે, પરન્તુ આપના ઉપદેશ પ્રમાણે સમજાવવામાં આવેલું હમારા વાંચવા કે સાંભળવામાંએ આવ્યું નથી. હમારા મન ઉપર અગાઉ કદીએ ન થયેલી એવી સચોટ અસર આપના ઉપદેશથી થઇ રહી છે, અને સંપૂર્ણતાએ

પહોંચી ચુકેલા એક સાચા સદગુરૂના મૂખ કમળમાંથી નિકળેલા આ બોધ મેળ-વવા માટે હમો પોતાને ભાગ્યશાળી લેખીએ છીએ." પછી તેઓ સાષ્ટાંગ નમસ્કાર કરી ચાલતા થતા. શ્રી કાશીમાં હતા ત્યાં સુધી આમ જ દિન પર દિન વધતાં પ્રમાણમાં ચાલતું રહ્યું. બાપુસાહેબ વિગેરે કાશીમાં કરવામાં આવનારી ક્રિયાના બંદોબસ્ત અર્થે રામકૃષ્ણ દીક્ષીત અને બીજા મુખ્ય બ્રાહ્મણોને શ્રીની હાજરીમાં આણી શ્રીની સલાહથી નીચે પ્રમાણે કાર્યક્રમ રચવામાં આવ્યો:

### ચૈત્ર શુદ પ્રતિપદાથી રામનવમી સુધી.

સવારથી બપોરે બાર વાગતાં સુધી દર રોજ આશરે ત્રીશથી ચાલીશ બ્રાહ્મણોએ અધ્યાત્મ રામાયણ, ભાગવત ગીતા, સપ્તાહ સતી, વિષ્ણુ સહસ્રનામ, રામગીતા, ગાયત્રિ જપ વિગેરેનાં પારાયણ, અનુસંધાન કરી બજાવવાં. શ્રીના અને તે બ્રાહ્મણોના અનુમતથી આ ક્રમ ઠરાવવામાં આવ્યો, અને ક્રિયાકામ કરવા અર્થે પૂરા માહિતગાર બાહોશ બ્રાહ્મણોને રોકવાનો બંદોબસ્ત નકકી કર્યો. વળી એવું પણ ઠરાવવામાં આવ્યું, કે છેવટના દિવસે સતચંદી વિધિ કરી, યજ્ઞનો સમારંભ કરી, સર્વ પારાયણોનો સ્વાહાકાર કીધા બાદ બ્રાહ્મણો તથા ગોર ગરીબો વિગેરે સર્વ મંડળીઓને ભંડારો આપવો. રચવામાં આવેલી આ સર્વ જાહેરી કહેતાં બાહ્ય વિધિ શ્રી સાંઈબાબા તથા બીજા અગાઉના થઈ ગયેલા સઘળી કોમના સતપુરૂષો સંબંધી કરવામાં આવનાર હતી; જ્યારે તેનેજ લગતી બાતેની એટલે ગુહ્ય વિધિ તો શ્રી પોતેજ કરી રહ્યા હતા. આ વિદ્વાન બ્રાહ્મ-ણોએ આ સર્વ ક્રિયાવિધિ સંપૂર્ણ રીતે બજાવી આપવાનું માથે લીધું હતું. એક ચોકસ વાડો લઈ ક્રિયાની તમામ સામગ્રી ત્યાં લાવી મુકી. પછી બાપુસાહેબ વિગેરે મંડળીની મદદથી સઘળો સરંજામ પૂરો પાડયો. સતચંદી વિધિ કરવા અર્થે તેઓએ વખતસર એક કુંડ તૈયાર કીધો, અને જે કાંઈ ઠાઠમાઠ તથા તૈયારી કરવી હતી તે સઘળી આગળથી કરી રાખી પ્રતિપદાના દિવસે શ્રી સાંઈબાબા અને બીજા મહાત્માઓની છબીઓ એકજ આસન ઉપર ગોઠવવામાં આવી. તેની સામેજ અનુષ્ટાન માંડી, આજુબાજુ હદની રેખા દોરી (એટલે કષ ખેચવામાં આવ્યા, જેથી બહારનું કોઈપણ કુંડાળામાં પ્રવેશ કરી શકે નહી) તે બ્રાહ્મણોએ જોઈતી સંપૂર્ણ રીતે અને અંતઃકરણપૂર્વક, બારીકાઈથી તે ક્રિયા કરવાની શરૂઆત કીધી. શ્રીની ભગતમંડળીની દેખરેખ, દોડધામ અને ખર્ચથી પ્રતિપદાના દિવસથીજ બધા બ્રાહ્મણો માટે ભોજન પકાવવાનું શરૂ થયું. આવી રીતે પ્રતિપદાથી માંડીને છેક રામનવમી સૂધી દર રોજ તે બ્રાહ્મણોને, ભગતમંડળીને, તથા બહારનાં ગોર ગરીબોને ખવડાવવાનું કામ પણ જારી રહ્યું. દરરોજ ભાતભાતનાં પકવાન થતાં રહ્યાં. ભકતે એ મ્હોટી કિંમતની સારી ગાયો ખરીદી શ્રીજીની ઝોંપડી સનમુખ મેદાનમાં બાંધી રાખી, અને છેવટ દિવસે

શ્રીના નામ ઉપર બ્રાહ્મણોને તે ગાયો અર્પણ કરવાનું ઠરાવ્યું. શુમારે પચાસ ગાયો ખરીદવામાં આવી હતી, અને તે સઘળી વાછરડા સાથની ગાયો હતી. એક તરફ બ્રાહ્મણો તરફથી ક્રિયા બજાવવામાં આવતી, ત્યારે બીજી તરફથી લોકો શ્રીનાં દર્શને ચાલુ તેમની ઝોંપડીમાં આવ જા કરતાં, અને શ્રી તેમને કહેતાઃ "કાશી એ અતિ મહત્વનું તીર્થ છે; અને તેમાં વસતા તમ લોકો પુણ્યવાન છો. અહીં જ્યારે તમ સર્વને નમસ્કાર કરવા આવ્યો છું, ત્યારે ઉલટા તમે મ્હને નમસ્કાર કરો છો એ શું કહેવાય!" તેઓ જવાબ આપતાં: "શાસ્ત્ર મુજબ અને અનુભવ મારફતે બેશક કાશી જેવું, પવિત્ર કરીને પાવન કરનારૂં, પાપમુક્ત કરાવનારૂં, અને મહા પાતક મટાડનારૂં બીજું કોઈ તીર્થ છે જ નહીં, તોએ એક સતપુરૂષનાં ચરણ આગળ તો સઘળાં જ તીર્થ પડેલાં હોય છે. સઘળી પુણ્યભૂમિ, અને સઘળા દેવતાઓ આપના આગળ આવેલા હોવાથી આપનાં ચરણ કરતાં હમારાં માથાં બીજી કઈ જગ્યોએ હમે મૂકયે!" આ રીતે પ્રતિપદાથી તે છેક રામનવમી દરમ્યાનમાં, એક તરફ વાડામાં સહવારથી બાર વાગતા સૂધી બ્રાહ્મણોથી થતી ક્રિયા, સાંજે મંડળી તરફથી સાંઇબાબાની તથા શ્રીની છબી સમક્ષ થતી આરતી, અને રાત્રે બ્રાહ્મણોથી થતું મંત્ર જાગરણ; અને બીજી તરફથી શ્રીનાં દર્શનાર્થે આવી તેમના ઉપદેશ સાંભળવા સારૂ ભગત મંડળી તથા કાશીના લોકો ઝોંપડી સનમુખ મેદાનમાં ભેગા મળી શ્રીના પગ પાસે બેસતા. એ દેખાવ ખરેજ મનરંજન કરનારો હતો. એક વેળાએ સામટું એક મોટું ટોળું ભેગું બેઠેલું હોવાથી, લહેરમાં આવી શ્રીએ કાશીને લગતી એક અદભુત ખરી હકીકત વિગતવાર કહી સંભળાવી, જે વિષે અજાણ લોકોને નવું નવું ઘણું જાણવાનું મળ્યું. તેઓશ્રી બોલ્યા:—

## કાશીની વિચિક્ષણ ઉત્પત્તિ.

સુખ બે પ્રકારનાં હોય છે. એક સ્વાભાવિક (Natural) અને બીજું માનવીએ પોતે ઉત્પન્ન કરેલું (Unnatural). બન્ને પ્રકારનાં સુખની પ્રાપ્તિ માટે ઇશ્વરે ચોકસ યોજનાઓ ઘડી કાઢી છે, જેની મારફતે મનુષ્ય આ બેઉ સુખનો અનુભવ મેળવી શકે છે; પરન્તુ જન્મ લીધા બાદ સંસારી, દુન્યવી (Unnatural) સુખ ભોગવવા પાછળ જ માનવી પડેલો હોવાથી આ ક્ષણિક અને ખોટાં સુખ માટેની યોજનાઓ જ કરતો રહે છે; અને ખરાં કાયમ સુખની પ્રાપ્તિને માટેની યોજનાઓની દરકાર નહીં કરતાં, તે મુજબ નહીં ચાલતાં, આ ઈશ્વરી સુખથી કમનસીબ રહે છે. પરંતુ સતસંગ, પવિત્રાઇ અને શાસ્ત્ર પ્રમાણેની કરણીથી મનુષ્ય આ દુન્યવી સુખ મોટું અને કાયમ નહી રહેનારૂં સમજે છે, એમ ખાત્રીથી માની શકે છે; જેથી ખરાં અને હમેશનાં સુખની પ્રાપ્તિની યોજનાઓ પાછળ ભગીરથ પ્રયત્ન ઉઠાવી રહે છે. ખોટાં તકલીદી

સાંસારિક સુખોના સાધનો મારફતે ખરૂં સુખ કદી પણ પ્રાપ્ત થઇ શકેજ નહી, પણ ખરાં સુખ માટે રચાયલી યોજનાઓ મારફતે જ મોટું સુખ પણ (ખરાં સુખની જોડે) મેળવી શકાય છે. અને આ ખરાં સુખ (અને તેની સાથે ખોટાંની પણ)ની પ્રપ્તિ માટેનાં સાધનો (જેવાં કે જપ તપ, ભકિતમાર્ગ, તીર્થ, તપશ્ચર્યા ઉપાસ વિગેરે)માંનું એક સાધન " સ્થાન–મહાત્મ " છે. (સ્થાન = Place; મહાત્મ = Spiritual importance), અને આ સ્થાનોમાં શ્રી કાશી સૌથી શ્રેષ્ટ ગણાય છે. શ્રી કાશી દરેક કોમ, જાત અને જમાતને માટે રૂડું આત્મિક પરિણામ ઉપજાવે છે; જેથી તેની મુલાકાતે જનારાનાં પાપ અને દોષ હરણ કરી તમને પવિત્ર બનાવવાની શકિત તે ધરાવે છે. જો કે પવિત્ર નદી ગંગા, બીજા સ્થાનો અને જગ્યાઓમાંએ દોડે છે, તો પણ કાશીમાંની તેની દોડમાં જ કાં આટલી બધી પવિત્રાઇ અને શકિત સમાયલી હોય છે? ખરૂં કહીએ તો બીજી જગ્યાઓમાં પણ આ ગંગામૈયાને અપાયલું મહત્વ તેણીનાં કાશી સંબંધના વેગના કારણેજ છે. ત્યારે આ કાશીક્ષેત્રમાં એવો તે શું ઇશ્વરી મામલો સમાયલો છે, જેના સંબધથી પવિત્ર બનાવવાની શકિત ગંગાને હવાલે થઈ છે? એ ક્ષેત્રના ખરાં મહત્વ અને તેની શરૂઆત વિષેની હકીકતથી આ યુગના લોકો ઘણે ભાગે વાકેફ થયાં નથી. સાંભળો. કોઇ એક રૂષિ હતો જેને એક દીકરી હતી, અને તેણીની સાથે કોઈ પરણવા તૈયાર થતો ન હતો. તે રૂષિએ દરેક કોશેશ કરી જોઇ પણ તેણીનું કોઇએ પાણિ ગ્રહણ કર્યું નહીં. જેથી કંટાળીને એક દિવસે અતિ ક્રોધાયમાન થઈ રૂષિએ તેણીને શ્રાપ દીધો; " ત્હને ઘણા વર થશે!" આ શ્રાપથી તેણીને અને તેણીની માતાને અતિ દુઃખ થયું, અને જ્યારે રૂષિ શાંત પડયા ત્યારે આ કડક શ્રાપની તેને યાદ આપવામાં આવી, તેઓની થનારી ખરાબીનું કારણ તે જ હતો એમ ઠપકો દેવા લાગ્યાં. તે બોલ્યા; " ખૈર. બેટી! તું પ્રથમ ત્હારા મનથી કરીને તું ત્હારે હાથેજ ત્હારો એક ધણી કરી લે, અને પછી મ્હારા શ્રાપ મુજબ ત્હને ઘણા ધણી થશે ખરા, પરન્તુ તે સઘળા ત્હારી મારફતે પવિત્રાઈ મેળવી મુકિતને પામશે, અને તું તમામ જગતની ધણી થઇશ. ત્હારો સંગ (ઉપભોગ) કરનારા બધાઓને તું પાવન કરનારી ઠરીશ!" પછી તેણીને એક મંત્ર આપી નીચલો શ્લોક કહી સંભળાવ્યો:—

गंगाजलसमानास्ति यस्याश्चित्त प्रवाहिका।

जगदुद्धारिणी साध्वी सधवा विधवापिवा॥

ગંગાજલના પ્રવાહ પેઠે જેની મનોપ્રવાહ થઇ છે તેજ સાધવી હોય છે અને તેણી પરણેલી કિંવા કુંવારી હો પણ જગતનો ઉદ્ધાર તેણીજ કરી શકે છે.

पाषाणहृदया नारि साज्ञेया जगदंबिका.

જેણીએ પથ્થરના સઘળા ગુણો સંપાદન કીધા છે, તે જગતની માતા ઠરે છે.

બાપે આપેલું મંત્ર દીકરીએ સ્વીકાર્યું. આ શ્લોકના અર્થ સમજી લીધા, જેથી પોતાના પિતાશ્રી તેણીને શું કરવા કહેતા હતા તે તૂર્ત તેણી સમજી ગઇ, અને માતાપિતાને તજી જંગલમાં જઇ રહી. પિતાશ્રીના કહ્યા પ્રમાણે ગંગા જેવી બનવા તેણી ગંગા નદીને કિનારે જઈ બેઠી. બાપે બીજી બે વાત તેણીને કરવા કહી હતી. એક તો પોતે ધણી શોધી કહાડી તેની સાથે તેણે પરણવું, અને બીજું એ કે પથ્થરના સઘળા ગુણો તેણીએ સંપાદન કરવા; જેથી તેણીએ એક પથ્થરને પોતાના પાસે રાખીને તેને જ પોતાના પતિ લેખે ગ્રહણ કર્યો, અને નદી કિનારે પત્થર-પતિની સેવામાં ગંગા અને પથ્થરના સર્વ ગુણો પ્રાપ્ત કરવા પિતાજીએ આપેલું મંત્ર પઢતી બેઠી. વર્ષો સુધી તે મંત્ર પઢતી છેવટે ગંગાના અને પથ્થરના સર્વ ગુણો પૂર્ણ રીતે મેળવી શકી. તેણીએ અનુભવી લીધું કે ગંગાના અને પથ્થરના ગુણો એક જ છે અને તે પણ તે જ છે.

**ગંગાના ગુણઃ**—તેણી સોસનારી છે. ગંગાજીમાં કોઈ નરક, મૂત્ર, મેલું, મડદું ઇત્યાદિ નાખે તોપણ તેણીને કંઇ લાગતું જ નથી; અને કાંઇ પણ વાંધો તેણી ઉઠાવતી નથી. અને જો કોઈ તેણીમાં પુલ નારિયેળ કે અત્તર નાંખે તોપણ તેણી પર કાંઇ અસર નહીં થતાં, તેણી પોતાના પ્રવાહના વેગની હાલતમાં જ રહે છે. કોઇ તેણીને તીર્થ તરીકે વાપરે તોયે તે તેમ કરવા દે છે, અને કોઇ તેણીને સંડાશ ધોવા, કે મેલી જગ્યા સાફ કરવામાં વાપરે તોયે તે તેમ કરવા દે છે. સારાં, નઠારાં, સાફ, મેલાં, તંદોરસ્ત, બિમાર અને કેવાં પણ માણસને વા જાનવરને પોતાના પાણીમાં નાહવા ધોવા દે છે. તેણી એક જ નજરે સઘળાંને જૂએ છે, અને તેણીની નજરમાં સઘળાં સરખાં જ છે.

**પથ્થરના ગુણઃ**—તે પણ સોસનારો છે. કોઇ તેના પર અધમૂત કરે કિંવા ગોબર પાથરે તોપણ અપમાન નહીં માનતાં, વાંધો નહીં ઉઠાવતાં, સર્વને તેમ કરવા દે છે. કોઈ તેના ઉપર પુલ કે દૂધ, તેલ કે અત્તર રેડે તોપણ તે ખુશ નહીં થતાં તેમ કરવા દે છે. કોઈ તેને ભજે યા કોઇ તેને લાત મારે તોપણ તેના મનથી સઘળું સરખું જ છે. કોઇ તેની સાથે ગમે તેવી ચાલ ચલાવે તોપણ તેના ઉપર કાંઈ જ અસર નહીં થતાં, ગંગા પ્રમાણે તે પણ એક જ સમાન આંખે સઘળાંને જૂએ છે, અને સઘળું તેની નજરમાં પણ એક સરખું જ છે. તે પોતાને બાંધકામમાં, મહેલમાં કે પાયામાં પણ વાપરવા દે છે; અને સંડાશમાં પણ પોતાની જગ્યા મળવે તે ના પાડતો નથી. કોઇ તેને ગમે તેવી રીતે વાપરે તે રીતે તે વપરાય છે. આ રીતે એક સરખા ગુણો ગંગા અને પથ્થરમાં સમાયલા છે. તે એક સરખા ગુણોને બે પ્રકારના રહે-

ઠાણુ છે. એક દોડતું વહેતું પ્રવાહી રહેઠાણુ, અને બીજું જડ (એક ઠેકાણે પડી રહેનારૂં) રહેઠાણુ. તે દીકરીએ પણ તે જ ગુણ સંપાદન કરવાથી તે ગુણને માટે તેણી ત્રીજું રહેઠાણ બની. આ માનવી રહેઠાણુ થયું; એટલે તેણી પથ્થર (ધણી) પણ બની અને **ગંગા** (સ્ત્રી) પણ બની. કદી તેણી પોતાને **પથ્થર** અનુભવતી તો કદી પોતાને **ગંગા** અનુભવતી, તો કદી પોતાની અસલ (રૂષિની દીકરી તરીકેની) હાલત અનુભવતી, અને કદી સઘળું ભાન ભૂલી જઇ આમાનું એ કાંઈ જ નથી, એવું અનુભવતી. તેણી પુરૂષ અને સ્ત્રી બન્ને બની, **પથ્થર** પણ તેણી જ, **ગંગા** પણ તેણી જ, અને રૂષિની દીકરી પણ તેણી જ. કારણ કે તે એક જ ગુણે (જેના આ ત્રણ રહેઠાણુ હતાં) ત્રણેમાં સમાન થઈ રહી! બાપે ભવિષ્ય માટે જે આશીર્વાદ (શ્રાપ સંબંધી) આપ્યો હતો, તે પ્રમાણે તેણીએ **પથ્થર**ને એક વર કરી ગંગાના ગુણ સંપાદન કરી, ઘણા ધણીઓની સ્ત્રી બની. તેણીમાં (**ગંગામાં** એટલે તેણીમાં તેજ ગુણ હોવાથી તેણી માનવી આકારમાં **ગંગા** જ હતી) હજારો નાહે છે, ધૂએ છે, પાણી પીએ છે, અર્થાત હજારો જણા તેણીનો સંગ કરે છે (ઉપભોગ લે છે), જેથી કરીને આ હજારો (સંગને લીધે) તેણીના ધણી જ ઠરે છે; અને તેણીના સંગથી (**ગંગામાં** સ્નાન વિગેરે કરવાથી) તે સઘળા પવિત્ર જ થાય છે; અને **પથ્થર**નો ગુણ સંપાદન કરવાથી તેણી **પથ્થર** (ધણી કહેતાં પુરૂષ) બની, અને શ્લોકમાં જણાવ્યા પ્રમાણે જ તેણી સાધવી અને જગદંબીકા પણ રહી છે. કારણ કે, પાવન કરનારી, મુક્તિ આપનારી, જગતની માતા પણ તેજ ઠરી છે. તેણી સર્વની બાયડી, સર્વની માતા, એક સ્ત્રી અથવા સઘળી સ્ત્રીઓ, એક પુરૂષ અથવા સઘળા પુરૂષો બની, અને નહીં તો આમાંનું કાંઈ જ તે બની પણ નથી! આવી હાલત તેણીને સંપૂર્ણ પ્રાપ્ત થઇ, અને આ બેવડા આકારમાં, પુરૂષ (પથ્થર) અને સ્ત્રી (ગંગા) તેણી હજી સૂધી કાયમ રહી છે. આ **પથ્થર ગંગાજીની** નજદીક હજી પણ છે, અને તેણી બન્નેમાં રહી બન્નેથી અળગ પણ છે! આ પથ્થર-**વિશ્વેશ્વર** (તેણી) છે, **કાશી-વિશ્વેશ્વર** નજદીક **ગંગા** માતા પણ (તેણી) વહે છે; અને સત પુરૂષોને તેણી પોતાના અસલ આકારમાં હજીએ દેખાય છે! આ વીશે રોહીદાસ અંબારની કથા મશહુર છેઃ—

તેણી ગુપ્ત સ્થિતિમાં હજી હયાત છે. વિશ્વેશ્વર અને ગંગા તેણી જ છે; અને તેણીના સંબંધને લીધે જ (જયાં તેણી પથ્થર વિશ્વેશ્વર અને નદી ગંગા પાસે બેસી મંત્ર જપતી હતી તે જગ્યા) અહિંનું આત્મિક મહત્વ ગણાયલું છે; અને પાછળથી ઘણા રૂષિઓ તેણીની પેઠેમ વિશ્વેશ્વર (તે પથ્થર) અને નદી (ગંગા) નો સંબંધ કરી તે જગ્યામાં તપશ્ચર્યા કરી સંપૂર્ણ ઈશ્વરી હાલત અનુભવી તેણીની સાથે એકત્ર થયા છે. કારણ; તેણી ઉચ્ચમા ઉચ્ચ ઇશ્વરી હાલત મેળવી.

પોને વિશ્વેશ્વર અને ગંગા બની ને બન્નેમાં અભિન્નવ ધરાવે છે અને આ બન્નેની આજુ બાજુની જગ્યા તેણીના ત્યાં રહેવાના સબબથી સૌથી વધારે ઇશ્વરી મહત્વ ધરાવે છે; તેમજ પાવન કરવાની તથા મૂકિત બક્ષવની શકિત પણ ધરાવે છે.

---

## પ્રકરણ ૩૮ મું.

---

### કાશી વિશ્વેશ્વરના તત્વ જ્ઞાનનો ગુહ્યાર્થ.

मुक्तिस्तु ब्रह्मतत्वस्य ज्ञानादेव न चान्यथा।
स्वप्नबोधं विनानैव स्वस्वप्नो हीयते यथा ॥

જેવી રીતે આપણે પોતે જ જ્યાં સૂધી જાગી ઉઠયે નહીં ત્યાં સૂધી આપણને આવેલું સ્વપ્નું દૂર થઇ શકતું નથી, તેવી જ રીતે બ્રહ્મ તત્વના જ્ઞાન વિના, બીજી કોઈપણ રીતે મુકિત થતી નથી. અર્થાત, અદ્વૈત સ્વરૂપ આત્મજ્ઞાન થાય એટલે જ મુકિત થઈ એમ કહેવાય.

આ જગ્યાને **કાશી** નામ શાથી આપવામાં આવ્યું છે? **કાશી=ક+આશી** એટલે **ક**=બ્રહ્મ, અને **આશી** ( એટલે પેટામાં સાચવનારી, પેટમાં રાખનારી) =**ખાનારી. કાશી**=બ્રહ્માંડને ખાઇ જઇને પેટમાં સાચવનારી. આ રૂષિ પૂત્રિએ ઉચ્ચમાં ઉચ્ચ હાલત સંપાદન કીધાથી સઘળું બ્રહ્માંડ હજમ કરી પોતામાં સમાવી દીધું; તેથી જ તેણીનું નામ **કાશી** પડયુ; અને આ **કાશી** ( રૂષિ કન્યા ) કાયમની ગંગા અને વિશ્વેશ્વરને "કાશી-વિશ્વેશ્વર" તથા ગંગાને "કાશી-ગંગા" તરીકેનાં જોડકાં નામો પ્રસિદ્ધ થયાં. **કા**=કયાં છે ? **શી**= બ્રહ્મરૂપ; એટલે ઉચ્ચમાં ઉચ્ચ સન્ત અવસ્થા પ્રાપ્ત કરી, આદી માયા શક્તિ તે ધરાવે છે, અને જેમની અંતર દ્રષ્ટિ ખુલેલી છે તેમનો એજ પ્રશ્ન છે કે; "**તેણી કયાં છે ?**" એટલે જેણી ઉચ્ચમાં ઉચ્ચ ઈશ્વરી અવસ્થા સંપાદન કરી સર્વ ઈશ્વરી શકિત ધરાવે છે તેણી કયાં છે? અને ઉત્તર એ છે કે, તે **કાશી, કાશી** નામના સંસ્થાનમાં વસનારી રૂષિ કન્યા છે. જો કે ઘણા રૂષિઓ તેણીની સાથે એક થનરા, તેણીના પતિઓ હોઈ તેણીના સંસર્ગીઓ છે, તોપણ તેણી કન્યા ( કુમારિકા) જ છે; કારણ કે તેણી પોતે પુરૂષ (પથ્થર) છે.

જે સાત મોક્ષપૂરી લેખાય છે, તે સ્થાને મરણ પામવાથી મુકિત મળે છે ને સદ્ગતિ થાય છે. ૧–અયોધ્યાપૂરી; ૨-મથુરાંપૂરી; ૩-માયાપૂરી; ૪-કાશી-પૂરી; ૫-કાન્ચીપૂરી; ૬-જગન્નાથપૂરી; ૭ દ્વારકાંપૂરી. આ સાતમાં પણ મોટું મહાત્મય કાશીપૂરીનું જ ગણાય છે.

**કન્યા**=**ક**+**ની** (યા) ક= બ્રહ્મ; ની=લઇ જનારી. આ **કન્યા**=**જેણી બ્રહ્મને** પહોંચી ચુકી બીજાઓને બ્રહ્મ અવસ્થા પ્રાપ્ત કરી આપનારી છે, અને આ **કાશી** એટલે રૂષિ કન્યા જેણી પોતે બ્રહ્મપદ પામી બીજાઓને મુકિત આપે છે તેણી **કાશી** સ્થાનમાં હર હમેશ રહેલી છે. વળી એને **કાશ્યાં મરણાન્મુકિત**=જે કોઈ **કાશી** સ્થાનમાં મરણ પામે છે તે બ્રહ્મપદને પુગે છે એવું પણ સિધ્ધ નામ એને મળેલું છે. કાશીમાં મરણ પામેલું મનુષ્ય જન્મ મરણના ફેરામાંથી છટકી જાય છે. વળી એવું પણ છે કે, આ **કાશી** (રૂષિ કન્યા) આ સ્થાનમાં ઉચ્ચમાં ઉચ્ચ હાલતનું જ્ઞાન શીખી (મરાઠી शीकली) હતી એવા અર્થે પણ તેણીનું નામ બોલાય છે; કેમકે **કાશીને** ઉંધું વાંચતાં **શીકઃ** થાય છે. મરાઠી शींका એટલે શીખો. શું શીખો? તો કહે **કાશીએ** જે કાંઇ શીખ્યું તે તમે પણ શીખો. પરંતુ તે જ્ઞાન કયાં શીખવું? તો કહે છે કે, જયાં **કાશી** શીખી ત્યાં શીખો. વળી એક પ્રશ્ન બાકી રહે છે. "કાશી શું શીખી?" તો કહે છે કે, તેણી પથ્થર અને પાણીના ગુણ શીખી. કયાં શીખી? તો કહે, **કાશી** સ્થાનમાં. કાશીનું સ્થાન મહાત્મય વિશ્વેશ્વર અને ગંગાની સિમામાંજ સમાયલું હોય છે. આ સર્વનું તાત્પર્ય એજ છે કે, એક **સત પુરૂષમાં** સઘળાં તીર્થો, તીર્થયાત્રાઓ, પવિત્ર સ્થાનો, વિશ્વેશ્વર, ગંગા અને સઘળા દેવો સમાયલા હોય છે; અને જે જગ્યાએ તે બેસે તે જગ્યા આત્મિક વૃદ્ધિવાળી, પાપોથી છોડવીને પાવન કરનારી, અને મુકિત આપનારી શકિત ધરાવે છે. સત પુરૂષ એક ઠેકાણે બેસીને જયારે તે જગ્યા બદલી બીજે ઠેકાણે બેસે તોયે આ બન્ને, અથવા બીજી તેનાથી વપરાતી અને તજાતી અનેક જગ્યાઓમાં એક સરખી તે મહાન શકિત સમાયલી હોય છે.

**વેદ**, સત્પુરૂષો તથા સદ્ગુરૂઓ વારંવાર સમજાવે છે કે; तत्त्वमसि= જે ઈશ્વરને, જે બ્રહ્મને, જે સુખને મનુષ્ય શોધે છે તે તો તેના પોતાનામાં જ છે; તે પોતે જ છે; અને તેનો સાક્ષાત્કાર કરવો હોય તો એક સત્પુરૂષનો સંગ કરી જૂઓ. એક સત્પુરૂષના સંઘમાં જોડાવું તેના જેવું મહાન શ્રેય બીજું શું હોય?

આફાકરા ગર દીદેઅમ, મહેરે બુતાં વરઝીદેઅમ;
બીસીઆર ખુબાં દીદેઅમ, લેકીન તુ ચીઝે દીગરી!

બધા યુગોનું મ્હેં ફરી ફરીને અવલોકન કરી જોયું, સુંદરીઓના પ્રેમનો પણ સારો અનુભવ લઇ ચુકયો, ઘણી ઘણી નાજનીન અપ્છરા જેવીઓને પણ જોઇ ચુકયો, પણ હે મ્હારા તારક ગુરૂ! તું તો સર્વના કરતાં કાંઇ જૂદો જ છે. તેણીનો સંગ કરનારાઓનો પાપનો બોજો હદ બહાર વધવાથી **ગંગા** તે સહન નહીં કરી શકવે સત્પુરૂષ પોતાના પગે તેણીને સ્પર્શ કરીને તેણીનો સઘળો બોજો હરણ કરી તેણીને પાવન કરે છે; **જેથી પાવન કરવાની શકિત ગંગા**

કરતાં પણ સત્પુરૂષમાં અધિક હોય છે; અને પોતામાં આવી પડેલાં પાપથી પવિત્ર બનવા સારૂ ગંગા સત્પુરૂષના પધારવાની હમેશાં વાટ જોતી રહે છે. લાંબા કાળ પછી આવા સત્પુરૂષ પેદા થઈ તેણીથી નહીં ખમાતો પાપનો બોજો તેણીને અડકીને, તેણીનો સ્પર્શ કરીને પોતે લઈ લે છે. ગંગા બીજાઓને પવિત્ર કરે છે, અને સત્પુરૂષ ગંગાને પવિત્ર કરે છે.

ગંગા પાપં શશી તાપં દૈન્યં કલ્પતરૂ સ્તથા;
પાપં તાપં હા દૈન્યંચ્ચ સદ્યસ્વ સાધુ સમાગમઃ

ગંગા પાપ હરણ કરે છે, ચંદ્ર તાપ હરણ કરે છે, કલ્પવૃક્ષ દરિદ્રતાને હણે છે, પણ સત્પુરૂષ એકલો એ ત્રણેનું પ્રથક પ્રથક કિંવા એકઠું હરણ કરે છે. અર્થાત, સદ્દગુરૂ મારફતે લાયક પુરૂષ જગતનાં સુખો પણ પ્રાપ્ત કરે છે.

નાખુદા દર કીસ્તીએ મન ગર ન બાશદ ગુમબાશ;
માખુદા દારીમ મારા નાખુદા દરકાર નીસ્ત.

• અમારા આ ભવની કીસ્તીની અંદર ભલેને નાખુદા નહીં હશે તો તેની અમને દરકાર નથી, કેમકે પ્રભુરૂપ સદ્દગુરૂ જ જ્યારે અમારો નાખુદા થયો છે, તો તે ભવપાર કરાવનારી નાવમાં બેસાડી અમને પેલે પાર લઈ જશે, જેથી અમને બીજા કોઈ નાખુદાની સાથે કાંઇ કામ રહ્યું નથી.

હિંદુ અને ખાસ કરીને બ્રાહ્મિણ વિધવા સ્ત્રીઓ માટે શાસ્ત્રમાં જણાવ્યા મુજબ અને ચાલતી આવેલી રૂઢી પ્રમાણે ગંગા ભાગીરથી નામ અપાયલું છે.

બધી વિધવાઓને કાશી (રૂષિ કન્યા)ની યોગ્યતાએ પહોંચાડી ગંગા બનાવવાને માટે તત્વ વેદીઓએ યોજનાઓ રચી કહાડી છે, જે યોજનાઓ કાશીએ રચી કહાડી અમલમાં મેળેલી યોજનાને મળતી જ છે, જેની મારફતે કાશીની હાલત સંપાદન કરવાને તેમને બની આવે. તત્વવેત્તાઓએ રચેલી યોજના પ્રમાણે શાસ્ત્રમાં સિધ્ધાંત ઠરાવ્યું છે કે, જ્યારે એક કન્યા આઠ વરસની વયની થાય ત્યારે પરણાવવી જોઈએ. લગ્ન શા માટે છે, લગ્ન શું છે, અને કન્યાના લગ્ન આઠ વરસની વયે જ કાં થવાં જોઈએ, તે હવે આપણે તપાસીએ.

ઇંદ્રિયો વિષયનું જ્ઞાન તો માણસ માત્રને માયામય જ કરી મેલે છે; માત્ર અતીંદ્રિય જ્ઞાન જ મનુષ્યને ચૈતન્યમય બનાવી પરમાત્મામય કરી મૂકે છે. આ અતીંદ્રિય જ્ઞાન સત્પુરૂષના સંગથી પ્રાપ્ત થાય છે, અને મનુષ્ય જ્યારે તે જ્ઞાન પ્રાપ્ત કરે છે ત્યારે તેને અપરંપાર સુખ થાય છે.

સંત સમાગમ પરમ સુખ, આંન અલ્પ સુખ ઓર;
માન સરોવર હંસ હય, બગલા ઠોરે ઠોર.

અતીંદ્રિય જ્ઞાનનું મ્હોટું સુખ તો સત્પુરૂષના સમાગમથી જ પ્રાપ્ત થાય છે. આ ઉત્કૃષ્ઠ સુખની આગળ ઇંદ્રિય કહેતાં વિષય સુખોનો કાંઇ મેળ જ

નથી. જે આંહાંની હંસ હોય છે તે તો માન સરોવર આગળ જ વસે છે, અને બીજા તુચ્છ હંસો તો જ્યાં જૂઓ ત્યાં મળી આવે છે, તે તો બગલાની જાતિના જ હોય છે. એજ પ્રમાણે સાચાં સુખ તો સત્પુરૂષોની આગળ જ ભટકે છે.

ઈશ્વર જ્ઞાનરૂપ અને નિરાકાર હતા પણ પોતાનો અનુભવ લેવા અર્થે તેમણે સાકાર અને અજ્ઞાનરૂપ ધારણ કર્યું હતું. વળી સાકાર અને અજ્ઞાનરૂપનો ત્યાગ કરી પાછા પોતાની નિરાકાર અને જ્ઞાનરૂપ મૂળ સ્થિતિમાં આવવા તેમણે અગાઉથી જ યોજનાઓ ઘડી કહાડી હતી; જે યોજનાઓ પૈકી એકની મારફતે પણ તેઓ પોતાની હાલત પ્રાપ્ત કરી શકે. લગ્નની રૂઢી એ પણ આ યોજનાઓ પૈકીની એક છે. પ્રભુની બે સ્થિતિ હોય છે. એક સાકાર અને બીજી નિરાકાર. એટલે બે પણું હસ્તી ધરાવે છે; જેથી તેની દરેક હસ્તીમાં બે પણું સમાયલું હોય છે. મનુષ્ય જાતિમાં પણ બે પણું જ છે. પુરૂષ અને સ્ત્રી. બન્નેમાં એક જ પ્રભુ વસે છે, જે બેપણાની અજ્ઞાન હાલતમાં રહેલો છે; અને આપણી મારફતે જ પોતાની અસલ એકપણાની હાલત મેળવી શકે છે. આઠ વરસની વયની છોકરી કન્યા છે, અને અગાઉ જણાવ્યા મુજબ કન્યા બ્રહ્મરૂપ આદિ માયા શકિતવાળી હોય છે. આ કુમારી (કુ+મારી=કુ એટલે નઠારૂં અને મારી= નાશ કરનારી) સ્ત્રી આકાર છે; અને પુરૂષ આકારનો તેણી જોડે સંબંધ (લગ્ન) થવાથી તેણીમાંની સત્ત અવસ્થા તે પુરૂષ પણ પ્રાપ્ત કરે છે; અને બન્નેમાં અસલ બ્રહ્મ અવસ્થા પ્રગટે છે. તેણી કાશી બને છે અને તે વિશ્વેશ્વર બને છે. જો આ જોડું તત્વવેત્તાઓએ લગ્ન પછીના માટે રચી કહાડેલા કાયદાઓ મુજબ અમલ કરે તો આ પ્રમાણે બને છે.

## પ્રકરણ ૩૯મું.

## ઈશ્વરનો સાકાર રૂપે તેમ નિરાકાર રૂપે સાક્ષાત્કાર.

अणो रणीयान्महतो महीयानात्माऽस्य जन्तो र्निहितो गुहायाम् ।
तमक्रतुः पश्यति वीतशोको धातुः प्रसादान्म हिमान मात्मनः ॥

સુક્ષ્મ વસ્તુથી પણ સુક્ષ્મ આત્મા છે- મ્હોટામાં મ્હોટી વસ્તુથી પણ મ્હોટો તે આત્મા જ છે. ન્હાનામાં ન્હાનો કહો કે મ્હોટામાં મ્હોટો કહો તો તે પરમેશ્વર જ છે. એ આત્મા ઉપાધિને લીધે નામવાળો તથા પ્રપંચવાળો થવાથી તે ન્હાનામાં ન્હાનો ને મ્હોટામાં મ્હોટો કહેવાય છે. બ્રહ્માથી માંડીને ઠેઠ તુચ્છ તૃણ રૂપ સૂધી એ આત્મા જથથા રૂપે થઈને હૃદયમાં ગુપ્ત રીતે પોતે જ પોતાના સ્વરૂપથી સ્થિર થઈને રહેલો છે. દેખાતા કે અનદીઠ પદાર્થને, ત્યાં જ બેઠો બેઠો તે જૂએ છે. અવિદ્યાનો સ્વભાવ કરીને શરીર ધારણ કરે છે,

અને તે શરીર મારફતે કર્મ કરે છે; તોપણ તે કર્મની વૃદ્ધિ કે નાશથી દૂર રહીને પોતે જ ઉત્પન્ન કરેલી પોતાની લીલા તથા પોતાનો ઉભો કરેલો મહિમા જોયા કરે છે.

ઈશ્વરે અજ્ઞાત રૂપ (બેપણાની હાલત; અહિં પુરૂષ અને સ્ત્રી) ધારણ કરવા અગાઉ પાછો પોતે તે જ્ઞાન રૂપે આવી પહોંચવા સારૂ એવી રચના કરી છે, કે આ અજ્ઞાનપણાના બે આકાર (સ્ત્રી પુરૂષ) માંના સ્ત્રી આકારને આઠમે વરસે પોતાની મેળે જ્ઞાન (પોતાની જ અસલ હાલત) અવસ્થા પ્રાપ્ત થાય; એટલે આઠમે વરસે પ્રભુના સ્ત્રી રૂપના અજ્ઞાન આકારમાં જ્ઞાન અવસ્થા અસ્તિત્વમાં હોય છે; જેથી પ્રભુનું બીજું અજ્ઞાન આકાર એટલે પુરૂષ જો આ વખતે (તેણીનાં આઠમા વરસે) તેણીની સાથે લગ્નના ગાંઠથી (સંબંધથી) જોડાય તો પછી તેણેજ (ઈશ્વરે તત્વવેદીઓ મારફને રચેલા) રચી કહાડેલા કાયદાઓ મુજબ તે બન્ને વર્તે છે. તેઓમાં એકજ જ્ઞાનની હાલત પ્રગટી પ્રભુ પોતાની અસલ હાલતે પાછા જઈ પુગેલા જણાય છે. આ લગ્નનો સંબંધ પણ તત્વવેદીઓએ શાસ્ત્રમાં જણાવેલી રીત મુજબની વિધિ માર્ગે અને ક્રિયાએજ થવો જોઇએ. લગ્ન પછી પણ તત્વવેદીઓએ શાસ્ત્રમાં જણાવેલા કાયદા પ્રમાણે જ જો બન્નેનું વર્તન થાય તોજ આવું પરિણામ આવે છે. જો તત્વવેત્તાઓના મુકર કાયદા પાળવામાં નહીં આવે તો બેપણું જારી જ રહે છે; અને બેપણાના પુરૂષ આકારમાં અજ્ઞાન અવસ્થા જ વ્યાપી રહેતી હોવાથી એકપણાની અસલ હાલત પ્રગટી નિકળે નહીં. આ અજ્ઞાનપણાના આકારના સંસ્કાર મુજબ જન્મ મરણના ફેરાના સપાટામાં બીજા અનેક આકારો તે પુરૂષ સ્વીકારતો રહી વધુ અને વધુ સપડાતો જ રહે છે; જેથી પ્રભુ પોતાની અસલ અદ્વૈત હાલત પ્રાપ્ત કરી શકતા નથી.

> મોહન રૂપ ધર્યો કલ્પ દ્રુમ, મોહન માનુનિ બેલ લતા,
> મેરે નેનનતેં ઉર આય રહે, મેરે જીયનકી કહો બાત બતા;
> મેં પેહેલે મુરલી ધરકો મન, છાંડ દિઈ સઘરી મમતા,
> અબ કેસેં કે લાજ રહે રે સખી ? અલિ કંથકો કંથ પિતાકો પિતા !

આમ આઠમે વરસે તેણી અસલ હાલતમાં એટલે ગંગા કિંવા કાશીની હાલતમાં હોય છે. આ વેળાએ તેણી કુંવારી કન્યા અથવા કાશી હોય છે. આ પ્રસંગે પુરૂષનો તેણી સાથે સંબંધ (લગ્ન) થવાથી ઠરાવેલા કાયદાઓ પાળવામાં આવે તો બન્નેમાં એકજ અસલ હાલત પ્રગટ થાય; અને તેણી કાયમની કાશીજ રહે.

એક દીવામાંથી એક લાખ બીજા દીવા સળગાવ્યે, એક પ્રાધ દીવા કાં નહીં સળગાવ્યે તો પણ પેલા એક જ દીવામાંથી લગારે ભાગ પણ કમી થતો નથી.

એજ પ્રમાણે શિષ્ય સત્પુરૂષના સંગથી અક્ષય પાત્ર રૂપ જ્ઞાન પાત્રમાંથી ગમે એટલું આપણે લઇએ તો પણ તેમાંથી જ્ઞાન મળ્યા જ કરે છે, કમી થતું જ નથી; પરન્તુ ખોટા ઠગારા સાધુ સંતોથી તો ઉલટો અપચો થાય છે.

પોતે હરી નહીં જાણે લેશ, કાઢી બેઠો ગુરૂનો વેષ;
સાપને ઘેર પરોણો સાપ, મૂખ ચાટી ચાલ્યો ઘેર આપ;
એવા ગુરૂ ઘણા સંસાર, તો અખા શું મૂકે ભવ પાર?

પરમાત્મા સંબંધે કશુંએ જ્ઞાન ખુદ તેને પોતાને જ હોતું નથી; છતાં સદ્‌ગુરૂ થઇ બેસી પૈસા કમાવાનો વેષ લઇ બેસે એવા ગુરૂના શિષ્ય તો જેવા જેવા જાણે સાપને ઘેર સાપ પરોણા ઉતરી પડયા હોય છે, અને એકેકનું માંત્ર મોઢું ચાટી ચાટીને પાછા ઠેકાણે લાગે છે. આવા સદ્‌ગુરૂ કહેવાતા તો આ જગતમાં ઘણાએ દીઠા છે, પરંતુ અખા ભગત કહે છે તેમ, શું આવા ગુરૂ પોતાના શિષ્યોને ભવ પાર લઇ જશે? ના, કદી નહીં.

પરંતુ જો ઉપલા કાયદાઓ પાળવામાં નહીં આવે તો તેણીનું "કાશી પણું" એટલે જ્ઞાનવાળી હાલત, અસલ સ્થિતિ પણ જતી રહી બેઉ અજ્ઞાન હાલતમાં જ જન્મ મરણને આધીન રહે છે; અને સ્ત્રી પુરૂષના લગનના પ્રસંગે તેણી લક્ષ્મી (ગંગા કાશી વિગેરે) ઠરે છે અને તે પુરૂષ નારાયણ (વિશ્વેશ્વર) ઠરે છે, જેથી રૂઢી મુજબ લગ્ન પ્રસંગે લોકો તે બન્નેને પગે પડી લક્ષ્મી નારાયણ કરે છે, અને આશીર્વાદ દે છે કે, "શાસ્ત્ર મુજબ વર્તજો! અસલ પ્રકારમાંજ લક્ષ્મીનારાયણ હોવાનો અનુભવ મેળવજો અને બન્ને એક થઇ બ્રહ્મરૂપ થજો!" તે કાયદાઓ નીચે મુજબ છે:—

તેણીએ પોતાના ધણીને નારાયણ (વિશ્વેશ્વર) જાણી તેની ભકિત, સેવા, અને ખીદમત, દીલો જાનથી બજાવવી અને તેને ઈશ્વર માની તાબે રહેવું. અને તે પુરૂષ (તેણી મારફતે જ અને તેણીની સત અવસ્થાના સંબંધેજ) તેણીથી વિશ્વેશ્વર બનેલો હોવાથી વિશ્વેશ્વર (પથ્થરના ગુણ) માફક તેની જોડે તેણે વર્તવું જોઈએ. આમ બન્નેના વર્તનથી અસલ અવસ્થા પ્રાપ્ત થાય છે. લક્ષ્મી નારાયણ થઇ તેટલામાં (આ અસલ હાલતમાં જો તેણી મરણ પામે તો અસલ અખંડ અવસ્થામાં મળી જાય, અને પુરૂષ પણ નારાયણ હાલત ભોગવતો જ રહે. જીવતી જીંદગીમાં તેણી જેમ અખંડ સૌભાગ્યવતી હતી તેમ મુવા બાદ પણ અખંડ અવસ્થા ભોગવવે, અને નર નારાયણ રહેવે તેણી અખંડ સૌભાગ્ય વતી જ હોય છે; અને જો આ અસલ હાલતમાં તે (નારાયણ=વિશ્વેશ્વર=પથ્થર મૃત્યુ પામે તો પણ તેણીને માટે તે (પથ્થર હોવે) મરણ પામેલો જ નથી. તેણી તેને જ તેના બીજા (પથ્થરના) આકારમાં પામે છે, જેથી (રૂષિ કન્યા મારફત) તેણી કાશી બને છે, અને તે પથ્થર (તેણીનો વર) વિશ્વેશ્વર હોય

છે; જેથી વિધવા છતાં તેણી કાશી કિંવા ગંગા કિંવા સૌભાગ્યવતી કન્યા ઠરે છે. તેમજ સૌભાગ્યવતી અને વિધવા એમ ત્રણે રૂપે હોય છે. ઇશ્વરના (જ્ઞાનના) બે અજ્ઞાન આકરોમાં સ્ત્રી આકાર ખાસ યોગ્યતા ધરાવે છે, કારણુ કે આ આકારમાં તેની અસલ હાલત પ્રગટવાથી તેના બીજા અજ્ઞાન (પુરૂષ) આકારનો સંબંધ (લગ્ન) થવે, નૈસર્ગિક કાયદાઓ અનુસાર તે બીજા અજ્ઞાન આકારમાં પણુ અજ્ઞાન પ્રગટી બન્ને એકજ અજ્ઞાન રૂપ થઇ જાય છે; જેથી કન્યા પોતે અસલની ઉચ્ચમાં ઉચ્ચ હાલત સંપાદન કરી પોતાના ધણી તથા વંશને પણુ તે હાલત પ્રાપ્ત કરાવી આપી શકે છે.

અસત વર્સો ભવેત કન્યા, નવ વર્શોચ રોહીણી;
દશ વર્સો ભવેત ગૌરી, તદ્ઉર્ ર્ધ્વ રજસવળા.

આઠમે વરસે તેણી કન્યા [બ્રહ્મ રૂપ) હોય છે, નવમે વરસે તેણી રોહીણી (એક દેવીનું નામ છે) હોય છે, અને દસમે વર્ષે તેણી ગૌરી (આ પણુ એક દેવી જ છે.) અને ત્યારપછી રૂતુ પ્રાપ્તિની પાળી આવવે પવિત્રાઈ તેણીને તજી જવાથી તેણી ઇશ્વરી હાલત ધરાવતી બંધ પડે છે, અને જો આ વયમાં તેણીનાં લગ્ન થાય નહી, કિંવા લગ્ન થયા પછીના કાયદાઓ પાળવામાં આવે નહીં, તો તેણી કોઈપણુ હાલતમાં હોય, અર્થાત તેણીનો વર જીવતો હોય કે મૂવેલો હોય, તેણી કુમારી, પરણેલી, કે વિધવા હોય, તોય ઈશ્વરી હાલત પ્રાપ્ત કરવાનો કોઇ પણુ ઇલાજ નહીં રહેવાથી તેણીને માટે એક જ માર્ગ ખુલ્લો રહે છે, અને તે એ કે, તેણીનો વર કિંવા બેમાંથી કોઈપણુ એક સદ્દગુરૂને શરણે જાય.

સંત મિલે તબ હરિ મિલે, કહિયે આદ ઓર અંત;
જો સંતન કો પર હરે, સો સદા તજે ભગવંત.

હે અલી! કોઈ સાચા પૂરા પહોંચેલા સત્ય પુરૂષ ત્હને મળે ત્યારે ત્હને પ્રભુ જ પ્રાપ્ત થયા એમ સમજી લેજે. ત્હારા ગુરૂ આગળ ત્હારા જન્મો જન્મની પહેલેથી માંડીને છેવટ સૂધીની સ્થિતિ તું ખુલ્લી કરી દેજે. તે જ ગુરૂ ત્હારી અગવડો ટાળવાનો માર્ગ બતાવશે. હે કન્યા! તું જો આવા સત્પુરૂષથી અળગી ને અળગી રહીશ તો તુ પ્રભુ પ્રાપ્તિથી અળગી જ રહેવાની. જેણે સત્પુરૂષને છોડી દીધા તેણે ખુદ ભગવાનને છોડી દીધા. સદ્દગુરૂ પોતે શાક્ષાત ઇશ્વર અને બ્રહ્મરૂપ હોવાના કારણે પૂરી અસલ હાલત અને સર્વ ઈશ્વરી શકિત ધરાવતો હોય છે. અને તે તેઓને નૈસર્ગિક યોજાયલા કાનુનો તરફ દોરવી મૂળની અસલ સ્થિતિ મેળવી આપે છે. કેમકે, પ્રથમ જણાવવા મુજબ, લગ્નની યોજના એ તો ઇશ્વરે રચી કલાડેલી યોજનાઓમાંની એક છે. પરંતુ સદ્દગુરૂ પાસે આ બધી યોજનાઓ મોજુદ હોવાથી લગ્નની આવી યોજનાથી જેઓ કંટાળીને હારી ખાઈ તેને શરણે જાય તેમને આ યોજનાઓ પૈકી જેને તેને અનુકૂળ યોજના મારફતે સત અવસ્થા તે સદ્દગુરૂ પ્રાપ્ત કરાવી આપે છે.

# પ્રકરણ ૪૦ મું.

## સદ્‌ગુરૂનું લક્ષણ અને સદ્‌ગુરૂનીકૃપા.

गुरुर्नसस्या त्स्वजनोनसस्यात, वितानसस्या ज्जननीनसस्यात् ।
दैवंनतत्स्यान्नपातिश्चसस्या, न्नमोचयेद्यः स्वमुपते मृत्युम् ॥

મૃત્યુ પામેલા મનુષ્યને જે છોડવે નહીં તે ગુરૂ હોય તોપણ તે ગુરૂ નથી; અને સ્વજન હોય તો તેને સ્વજન પણ નહીં ગણવો; પિતા હોય તોપણ તેને પિતા નહીં સમજવો. મા હોય તો માતા પણ નહીં, અને પતિ હોય તો પતિ પણ નહીં ગણવાં. તેમજ તે દેવ હોય તો તેને દેવ પણ નહીં ગણવો. એટલે કે, એ સર્વ સન્માર્ગ બતાવવામાં કામ આવે અને કલ્યાણનો માર્ગ બતાવે તોજ તેમને સાચાં સંબંધી સમજવાં, નહીં તો નહીં. સાચા ગુરૂ હોય તેજ પહેલો પાઠ પ્રભુના અસ્તિત્વનો ભણાવે.

એક યાહુદી ધર્મ શાસ્ત્રીએ એકવાર ક્રાઈસ્ટને સવાલ કર્યો કે; "સર્વથી મ્હોટામાં મ્હોટી આજ્ઞા કઈ છે?" ત્યારે ક્રાઈસ્ટે કહ્યું; "હે ઇઝરાયલ! સર્વથી પહેલી આજ્ઞા એ છે કે; તે પ્રભુ આપણો ઇશ્વર એકજ પ્રભુ છે; અને તેના ઉપર તું ત્હારાં સાચાં અંતઃકરણથી આખે આખો ત્હારાં મનથી અને ત્હારી સઘળી શકિત વડે પ્રેમ રાખજે! એજ પહેલી આજ્ઞા છે. અને બીજી આજ્ઞા એવી છે કે; ત્હારા પાડોશીને તું ત્હારી પોતાની જ પેઠે ચ્હાતો રહેજે! એ કરતાં ચઢતી બીજી કોઇ આજ્ઞા નથી." જ્યારે પેલા ઇઝરાયલે આજ્ઞા પૂરેપૂરી પાળવાનું વચન આપ્યું ત્યારે ક્રાઈસ્ટને તેના ઉપર વિશ્વાસ બેઠાથી બોલ્યા કે, "ત્યારે તો તું ઈશ્વરના રાજ્યની હદથી બહુ દૂર નથી."

નરસિંહ મહેતાએ પણ એવુંજ ગાયું હતું કે;

"અખીલ બ્રહ્માંડમાં—એક તું શ્રી હરી, જૂજવે રૂપે અનંત ભાસે;<br>
દેહમાં દેવ તું—તેજમાં તત્વ તું, શૂન્યમાં શબ્દ થઇ વેદ વાસે.<br>
પવન તું—પાણી તું—ભૂમિ તું ભૂધરા, વૃક્ષ થઇ ફૂલી રહ્યો આકાશે;<br>
વિવિધ રચના કરી—અનેક રસ લેવાને, શિવ થકી જીવ થયો એજ આશે.<br>
વેદ તો એમ વદે--શ્રૂતિ સ્મૃતિ શાખ દે, કનકકુંડલ વિષે ભેદ ન્હોય;<br>
ઘાટ ઘડિયા પછી--નામ રૂપ જૂજવાં, અંત્યે તો હેમનું હેમ હોય.<br>
વૃક્ષમાં બીજ તું—બીજમાં વક્ષ તું, જોઉં પટંતરો એજ પાસે;<br>
ભણે નરસૈયો એ—મનતણી શોધના, પ્રીત કરૂં પ્રેમથી પ્રગટ થાશે."

સદ્‌ગુરૂ સર્વ સર્વશકિતવાન હોવે કોઈપણ ઉચ્ચમાં ઉચ્ચ હાલત આપી શકે છે, પછી કોઇ મ્હોટામાં મ્હોટો ગુનેહગાર કાં ન હોય.

સદ્‌ગુરૂમેં વો શકતી હય, જો તત દીખાવે સાર;
પાવ પલકમેં પાર ઉતારે, દર્શન દે દાતાર!
ચાંડાલી, સ્વપચી વાપી માતંગી ગણીકા તથા;
પતિતાપી મહા સાધ્વી સત સંગાત પાવની શ્વરી!

ચાંડાલી=નીચમાં નીચ ચંડાળણી; સ્વપચી=કુતરાં ખાનારી હલકી; માતંગી=માગીન (મડદાં ખાનારી); ગણીકા=વેશિયા; પતીયા=મહાપાપી એવી એક સ્ત્રી ચંડાળ હો વા સ્વપચી હો વા માતંગી કિંવા ગણીકા કે પતીયા હો, તોય સત સંગથી (સદ્‌ગુરૂને શરણે જવાથી) સાધવી, પાવન કરનારી, અને ઇશ્વર રૂપ બને છે, એટલે નીચમાં નીચ અને મ્હોટામાં મ્હોટી ગુન્હેગાર પાપી સ્ત્રી પણ સદ્‌ગુરૂના સહવાસથી કાશી (રૂષિકન્યા) કિંવા ગંગામૈયા બને છે. અને તેથી જ ગંગા હમેશાં સદ્‌ગુરૂના ચરણની વાટ જોતી બેસી રહે છે. જોકે આ વચનો સ્ત્રી જાતિને લગતાં છે, તોપણ પુરૂષ જાતિ તેમાં અધ્યાહાર એટલે ઉપલબ્ધ રહેલ છેજ; કારણ, ચંડાલની ઓરત, માંગીન એટલે માંગની ઓરત, જેથી કરીને ચંડાલી શબ્દ સાથે ચંડાલ પણ ગર્ભિત મતાર્થે સમજી જ લેવાનો છે.

ચંડાળ, કુતરાં ખાનારો, નીચ, માંગ, કામી, અને મહા અપરાધી પાપી શખ્સ પણ જો સદ્‌ગુરૂના શરણે જાય તો તે નારાયણ કિંવા વિશ્વેશ્વર થઇ શકે છે. નારી શબ્દ વપરાતાં નર અધ્યાહાર રહે છે, તેનું બીજું પણ રહસ્ય એ છે કે, નારીમાંથી જ નર ઉપજયો છે.

નારી નિન્દા મત કરો, નારી રત્નકી ખાણ;
નારીસે નર ઉપજ્યા, ધ્રૂવ–પ્રલ્હાદ સમાન.

આ ઉપરથી સમજી શકાય છે, કે સ્ત્રી કિંવા પુરૂષ, કોઇપણ હાલતમાં હોય તોપણ સંપૂર્ણ રીતે સદ્‌ગુરૂના શરણે જવાથી તે ઉચ્ચમાં ઉચ્ચ ઇશ્વરી હાલત સંપાદન કરી શકે છે.

ભગવત ગીતામાં શ્રી કૃષ્ણે કહ્યું છે કેઃ કોઈપણ જાતની સ્ત્રી વેશિયા કહેતાં વાસનાને તાબે થયેલી; શુદ્રા કહેતાં માંગમહાર, ભંગી ચમારની સ્ત્રી હોય તે પણ ચાહે વિશિયા હો વા વેશ્યા શુદ્રા હો, પણ મ્હારે શરણે આવવાથી તેઓ પણ સંપૂર્ણ ઈશ્વરી હાલત મેળવી શકે છે. જેથી આ તો હવે નક્કી થયું, કે સ્ત્રીને કન્યાપણું અવશ્યનું છે. કારણ કે જે કન્યા છે તેજ કાશી રૂપ થઇ શકે છે. પરન્તુ જો કન્યાપણું ઓળંગી જવાય, કિવા શાસ્ત્રોક્ત કાયદાઓ નહીં પળાય તો કન્યાપણું રહેતું નથી. કન્યાપણાથી ખરી ઠરેલી સ્ત્રી પણ સદ્‌-ગુરૂનો સહવાસ કરે તો કાશી રૂપ થઇ શકે છે. સા કન્યા યોગીની સાધ્વી સધવા વિધવા પીવા. જો એવો પ્રશ્ન ઉઠે કે, કોઇ એવી કન્યાપણાથી સિધ્ધ રહેલી સ્ત્રી

સદ્દગુરૂના સહવાસથી ઇશ્વરી હાલત પ્રગટ કીધેલાનો દાખલો છે કે ? તો તેનો ઉ-તર હાકારમાં આપતાં કહી શકાશે કે:

અહલ્યા, દ્રૌપદી, સીતા, તારા, મંદોદરી, તથા
પંચ કન્યાઃ સ્મરે નિત્યં મહા પાતક નાશનંઃ

ગૌતમ રૂષિની સ્ત્રી **અહલ્યા**, જેણીએ પર પુરૂષ સાથે સંગ પણ કીધેલો હોવાથી કન્યાપણાથી ખરી રહી હતી, તેણી પણ **રામ**ના ચરણ સ્પર્શથી કન્યાપણું (કાશીરૂપ) મેળવી શકી હતી. **દ્રૌપદી** પાંડવની સ્ત્રી એટલે પાંચ ધણીઓની સ્ત્રીનું કન્યાપણું રહ્યું જ કયાંથી ? તોપણ શ્રી કૃષ્ણના સહવાસ અને સ્પર્શથી ઉચ્ચમાં ઉચ્ચ ઇશ્વરી અવસ્થા તેણી પણ પ્રાપ્ત કરી શકી હતી. વળી શ્રી **રામ**ની સ્ત્રી સીતા રાવણથી સ્પર્શ થયેલી, જેને રાવણે પોતાના ઘરમાં રાખી હતી તે જો કે કન્યાપણું ગુમાવી બેઠી હતી , તો પણ **રામ**ના સહવાસ અને સ્પર્શથી કન્યાપણું પાછું મેળવી જગતની માતા થઈ રહી હતી.

હરિશ્ચંદ્રની સ્ત્રી **તારા** જો કે પર પુરૂષને વેચાઇ હતી; અને તેને ત્યાં રહેવાથી તેણીનું કન્યાપણું રહ્યું નો'તું, તોપણ પાછળથી પોતાના દીકરા **રોહીતના** મરણ પ્રસંગે વિશ્વામિત્ર, વિષ્ણુ ભગવાન વિગેરેના સ્પર્શથી તેણીએ પણ કન્યાપણું પાછું મેળવ્યું હતું. **મંદોદરી** પણ આમજ કન્યાપણું ગુમાવી બેઠી હતી, પણ શ્રી **રામ**ના સ્પર્શથી કાશીરૂપ બની હતી. **મી**રાંબાઇ, **જ**નાબાઇ, મુકતાબાઈ, અને શકુબાઇ, તથા બીજી એવી સ્ત્રીઓ કન્યાપણું નહીં સચવાતાં સદ્દગુરૂને શરણે જવાથી પૂર્ણ ઈશ્વરી અવસ્થા પ્રાપ્ત કરી શકી હતી.

અહલ્યા, દ્રૌપદી, સીતા, તારા, અને મંદોદરી કન્યાપણાથી એવી તો સાચી નિવડી હતી, સદગુરૂના સહવાસથી એવી તો ઉચ્ચ ઇશ્વરી હાલતે પુગી ગઇ, કે માત્ર તેમનું સ્મરણ કીધાથી પણ પાપોનો નાશ થાય છે. આવી કન્યાઓના માત્ર નામનું જ સ્મરણ, સ્પર્શ દર્શન કિંવા તેમના હાથે રાંધેલું ભોજન, કોઇના પણ પાપનો નાશ કરી તેને ઉચ્ચ ઇશ્વરી હાલતે પહોંચાડવાને સમર્થ છે.

આવી કન્યા (કુમારી) પોતાના વંશ અને ૪૨ કુળનો ઉધ્ધાર કેમ નહીં કરી શકે ! આ કારણે શાસ્ત્રમાં કહેલું છે કે, આવી કન્યા પોતાનો, પોતાના પતિનો, પોતાના ૪૨ કુળનો ઉધ્ધાર કરી શકે છે, તેમજ તેણી કન્યા કુમારી, યોગીની, સાધવી, યા સતી ઠરે છે.

ઉપર જણાવ્યા પ્રમાણે પોતાના હાથે ભોજન પીરસનારી કન્યા જેઓને પોતે તૈયાર કરેલું ભોજન આપે છે તેઓનું પાપ હરણ કરી લે છે; અને તેથી શાસ્ત્રમાં પણ કહ્યું છે કે, સ્ત્રીઓએ રાંધવું અને પોતાને હાથે પુરૂષને તે ભોજન પીરસવું. કારણ, આ સ્ત્રી શાસ્ત્રના કાયદાઓ અનુસાર ચાલીને સાચી કન્યા ઠરી તે પુરૂષોના પાપનો નાશ કરે છે. પાંડવોના ઘરમાં અન્ન સંતર્પણ હતું, અને

તે વેળાએ જો કે રાંધવાનું કામ બીજાઓના હાથે થયું હતું, તોપણ શ્રી કૃષ્ણની આજ્ઞાનુસાર પીરસવાનું કામ તો દ્રૌપદીને જ સોંપવામાં આવ્યું હતું, અને શ્રી કૃષ્ણ પોતે એઠું સાફ કરતા! દ્રૌપદી (કન્યા) ને હાથે પીરસવાનું કામ એવી મતલબથી શ્રી કૃષ્ણએ કરાવી લીધું, કે તમામ પાંડવ કૌરવ જે જમનમાં ભાગ લેનારા હતા તેમના પાપોનો તેણી મારફતે જ નાશ કરાવી તેમને મુક્તિ આપવી. એટલા માટે સંસારિક અને ઈશ્વરી સુખ પ્રાપ્ત કરવા માટે દરેક સ્ત્રીની ફરજ છે, કે કન્યાપણું જાળવી રાખી પોતાના ધણી, કુટુંબ, અને કુળને મુક્તિ અપાવવી. દરેક પુરૂષની ફરજ એ છે કે, તેણે પોતાની બનતી કોશીશોથી તેણીને અને પોતાને શાસ્ત્રિય કાયદાઓ પાળવાને તૈયાર બનાવે, જેથી તેણીનું કન્યાપણું કાયમ રહે.

## પ્રકરણ ૪૧ મું.

### યોગીની, સાધ્વિ, અને પતિવ્રતાના લક્ષણો.

अविद्यायामन्तरे वर्तमानाः स्वयन्धीराः पण्डितम्मन्यमानाः ।
दन्द्रम्यमाणाः परियन्तिमूढा अन्धेनैव नीयमाना यथाऽन्धा ॥

જે લોકો અજ્ઞાનતામાં જ રહેલા છે છતાં પોતાને મ્હોટા પંડિત અને બુધ્ધિશાળી સમજે છે, તે મૂર્ખા લોકો તો અતિશય ખોટા ભાવથી જૂદે જૂદે માર્ગે દોરાય છે. જેમ એક આંધળો બીજા આંધળાને દોરવવાનો ફાંકો રાખી મૂઢ બને છે તેમ તેવા અજ્ઞાનો બીજા અજ્ઞાનોને દોરવે તો કેવું અનિષ્ટ પરિણામ આવે!

હવે **યોગી**ની વીશે કહેવાની જરૂર છે. એક યોગી જે યોગ મારફતે સંપૂર્ણ સત અવસ્થા પ્રાપ્ત કરી શકયો હોય, તેની મદદદથી, તેની યોગ કળાથી, જે આ સત અવસ્થા સંપાદન કરે છે તેણી **યોગી**ની હોય છે, અને તેજ યોગ વડે બીજા ઘણાઓને તેણી બ્રહ્મ અવસ્થા અપાવે છે. વળી સાધ્વી અને સતી સ્ત્રીનું લક્ષણ પણ જાણવાની જરૂર છે.

મૂડે માથે જતિ નહીં, ને છેડા વાળે સતી નહીં.

**સાધવી**—જે સ્ત્રી સાધુના ગુણ અને અવસ્થા ધરાવવાને લાયક બને છે તેને સાધવી કહેવામાં આવે છે, જેણી સંપૂર્ણ ઈશ્વરી અનુભવ મેળવી ચુકેલી હોય છે. અને જે સ્ત્રી સતપુરૂષના ગુણ અવસ્થા પ્રાપ્ત કરવાને લાયક બને છે તેણી સતી ઠરે છે, જેણી પણ આ ગુણ અને અવસ્થાનો અનુભવ મેળવી સતને પહોંચે છે. વળી પતિવ્રતાના લક્ષણ પણ સમજવાની આવસ્યકતા રહે છે. પતિવ્રતાના ગુણ ધર્મ અને હાલત નીચે મુજબ દ્રષ્ટાંતથી સમજાવી શકાશે.

એક સદ્‌ગુરૂ હતા, જેમની પાસે સંસારથી કંટાળેલો, ચળિત મનનો એક પુરૂષ આવ્યો. તે દુન્યાથી, સંસારથી, અને જીંદગીથી કંટાળી સદ્‌ગુરૂના શરણે આવ્યો હતો સદ્‌ગુરૂએ તેને જોતાં જ પૂછ્યું: "કેમ આવ્યા છો?" તેણે કહ્યું: "મ્હારા મનની હાલત દયાજનક છે, અને ઘડીભર પણ શાંતિ નહીં મળવાથી આ જીવનથી સાવ કંટાળીને આપના શરણે આવ્યો છું; જેથી મનની શાંતિ અને સુખ સંપાદન કરી શકું." સદ્‌ગુરૂઃ—"તમને બાયડી છે?" તે કહે, "હા" સદ્‌ગુરૂઃ "તેણી પતિવૃતા છે?" તે કહે; "હું સમજી શકતો કે જાણી શકતો નથી મહારાજ!" સદ્‌ગુરૂઃ "તેણી પતિવૃતા નથી તેથી જ તમારા મનને સુખ શાંતિ થતી નથી; જો તેણી પતિવૃતા થાય તો તમને કરાર, આરામ, મનની શાંતિ સઘળું આપો આપ પ્રાપ્ત થઈ શકશે. સાંભળો.

નારી (સ્ત્રી) બીન સમરસ નહીં બનત મત માનવા રે!
નારી (સદ્‌ગુરૂ) બીન નારી (માયા) મરણ પળત ગમન રમણ નહીં હોય માનવા રે!

હે અભિમાન છોડી બેઠેલા માનવી! નારી વગર મન સમરસ (સ્થીર) થતું નથી! વળી સદ્‌ગુરૂ (નારી) વગર માયા (નારી) નું મરણ થતું નથી; અને માયા નહીં મરવાથી પળત ગમન (ઉલટું ફરવું) થતું નથી; અને ઉલટું ફરવું નહીં થવે (મન) રમણ (સ્થીર) થતું નથી!

**નારી**= ન=આરી ન=નહીં; આરી= દુસ્મન.
**નારી**= જેને શત્રુ નથી; એટલે જે એકજ દ્રષ્ટિથી સઘળાંને જૂએ છે તે, એટલે સદ્‌ગુરૂ.

જે પોતાને પુરૂષ જાણેછે તે સદગુરૂના ચરણને જોતો નથી, ફકત એકજ અબળા (બીજાઓને દબાવનારી=માયા=પ્રબળાયા) પ્રબળાયાનો નાશ કરવાને સમર્થ હોય છે. અબળા=એટલે પતિવ્રત ધર્મનું પાળણ કરનારી માયા નો નાશ તમારી બાયડીના પતિવ્રત ધર્મ પ્રમાણે ચાલવાથીજ થશે અને તમને સુખ શાંતિ પ્રાપ્ત થશે; અને સદગુરૂ મારફતેજ તમારી બાયડી પતિવ્રત ધર્મ પ્રમાણે ચાલી માયાનો નાશ કરશે, જેથી તમારી બાયડીને મ્હારી પાસે લાવો અને હું તેણીને પતિવ્રત ધર્મ શીખવીશ!" તે શખ્સે ઘરે જઈ પોતાની બાયડીને તે સદ્‌ગુરૂ સમક્ષ લાવી તેમના ચરણ પાસે તેને બેસાડીને તે ચાલતો થયો. સદ્‌ગુરૂએ તેણીને નીચે મુજબ શીખવ્યું: "જે નિયમોથી પુણ્ય સચવાઈ રહી બેઉ સુખની પ્રાપ્તિ થાએછે તે નિયમોને કડક રીતે પાળવું એનું નામ વૃત. સઘળાં વ્રતોમાં સર્વથી શ્રેષ્ટ વ્રત તે પતિ–વ્રત (પતિ પ્રત્યે પાળવાના નિયમો) છે, અને જેનું વ્રત પતિજ છે, તેણીજ પતિવ્રતા કહેવાય છે. પતિવ્રત શું છે તે હું ત્હને હવે શીખવું છું. માબાપને માટે ઘણી જાતનાં દાન મુકરર છે, જેનાથી આલોક અને પરલોક બન્નેનું સુખ તેઓ ભોગવી શકે છે.

दानेन पाणिर्नतु कंकणेन, श्रोत्रं श्रुते नैव न कुंडलेन।
विभाति कायः करूणापराणां परोपकारेण न चंदनेन ॥

**હાથ** દાન ધર્મ કરવાનેજ આપ્યા છે, કાંઈ કલ્લાં સાકળાં અને પુલના ગજરા ઘાલવા નથી આપ્યા. કાન આપેલા છે તે હરિગુણ સાંભળવાને માટેજ છે, નહીં કે કડકીઆં ને કુંડળ લટકાવવાને આપેલા છે. પારકાના ઉપર દયા અને પરોપકાર કીધાથી કાયા શોભે છે, બાકી ચંદન કેસરના લેપડા કર્યાથી કે ટીલાં ટપકાં કર્યાથી કાંઈ શરીર શોભતું નથી. પર દુઃખ ભંજન થવું એનો વિદ્વાનોએ એટલોજ સાર કહ્યો છે કે; "બીજાનું દુઃખ હલકું કરવું એ ઓછા પુણ્યનું કામ નથી. આપણે કોઈના મનના ઘા રૂઝાવી શકીએ. કોઈના મગજમાં ભરાઇ રહેલી ફિકર ચિંતાઓને બહાર હાકી કાઢી શકીએ, અગર કોઈની છાતીનો દાહ મટાડી શકીએ, તો તે જેવા તેવા પરોપકારનું કામ નથી. કન્યાદાન એ મ્હોટામાં મ્હોટા પરોપકાર અને પુન્યનું કામ છે." બધી જાતનાં દાનમાં કન્યાદાન સૌથી વધારે મહત્વનું છે. મા બાપો પોતાની કન્યા (દીકરી) નું દાન કરવાથી તે કન્યા જો દાન પ્રમાણેજ વર્તે તો જ તે દાન કીધાનું પુન્ય મા બાપને સુખ પ્રાપ્ત કરાવી શકે. પણ કન્યા જો દાન પ્રમાણેની વર્તણુક નહી રાખે, તો તેઓએ દાન કીધેલું ગણાયજ નહીં, અને તેથી તેનું ફળ પણ મળે નહીં; જેથી તમારી વર્તણુક ઉપર, માતપિતાનાં કન્યા દાનના ફળનો આધાર રહેલો છે; અને વર્તણુક એટલે પતિવ્રતનું પાલણ કરવું એજ છે. તમારી વર્તણુક પતિવ્રતા ધર્મ મુજબની નહીં હોવાથી તમારા માત પિતા તેમજ તમારા પતિ પણ નરકવાસ ભોગવશે. તમારા ધણીને તમારૂં દાન અપાયલું છે, નહીં કે કરજ કે ઠેવ કે ઉછીકું કિંવા તાત્કાળિક વપરાસ તરીકે તમે અપાયલાં છો. દાન એ પુજ્ય માનેલાં ઠેકાણેજ કરવામાં આવે છે; જેથી તમારાં માતપિતાએ તમારા ધણીને પુજ્ય ઠરાવીને જ તમને દાન તરીકે તેને હવાલે કીધાં છે. તમારાં માતાપિતાએ પુજ્ય ગણીને દાન તરીકે તેને હવાલે કીધાં છે. જેને તમારાં માતાપિતાએ પુજ્ય ગણ્યો તેને તમારે પણ પુજ્યજ ગણવો જોઈએ; અને તે તમારો પુજ્ય ઠરવાથી તેને કોઈપણ રીતનુ દુઃખ નહીં પહોચે તે માટે તમારે અતિ ઘણું સભાળવું જોઈએ. તમારા દરેક સુખનો તેને અનુભવ થાય એમ તમારે વર્તવું જોઇએ. આ કામને પતિવ્રત કહેવામા આવે છે; અને જે ધણીને તમે દાન તરીકે અપાયલાં છો તે તમારે અનુકૂળ સમજી તે આંધળો હો, લંગડો હો, લકવાથી પટકાયલો હો, બિમાર હો, દારૂડયો કે રંડીબાજ હો, ગમે તે હો તો પણ દાન અપાયલી પુજ્ય જગ્યા તેજ ઠરી ચુકેલો હોવાથી તેજ તમને પુજ્ય છે, અને તેથી આલોકી, પરલોકી અને પરમ લોકી સુખ સંપાદન કરે એવા નિયમ પાળતાં રહી પ્રભુના ચરણે જઈ તેને શરણે રહો.

અને પછીજ તમે પતિવ્રતા ગણાશો. આંતરડાંમાંથી કહાડેલી જીવંત મૂર્તિ દીકરીનું દાન ઈશ્વરનેજ થાય છે, જે એકલોજ આવું દાન સ્વીકારવાને અને પોતાના ચરણે નમાવવાને લાયક અને શક્તિવાન હોય છે, અને આ રીતે તમારો પતિ ઈશ્વરજ ઠરવાથી તમોએ એવી રીતે નિયમ પાળવા જોઇએ, કે તે તમારો ધણી ખરેખરો ઈશ્વર જ બને, પરમપદને પામે, અને તેના ચરણને શરણ થવાથી પ્રભુના ચરણે પડયા બરાબર ગણાય.

પ્રભુકા ચરણ ચીત લાગારે બાબુ;–હરીકા ચરણ ચીત લાગા રે !
કસ-કર બાંધું, ને કસ કર છોડું;–એ પ્રેમ પ્રિતકા ધાગા રે !
નીજામુદ્દીન ઔલીયાસે બલબલ જાઉં;–લવેહકુ પારસ લાગા રે !
બાગ બનાયા બગીચા બનાયા;–ઇસમે બહી પુલ કીયારી રે !
ઈશ્કે યારી મેં કયા કચુ ખોયા;–ઈશ્કી મહોબ્બત ન્યારી રે !
માલા ડાલી તીલક લગાયે;–કયા હોતા ગંગા નહાનેસે ?
ધ્યાન ધર્યો નહીં એક ખુદાનો;–વે તો જુઠા ઘંટ બજાયા રે !

## પ્રકરણ ૪૨ મું.

### અષ્ટ દાનના પ્રકાર.

अन्नं वै प्रथमं द्रव्यमन्नं श्रीश्च परा मता ।
अन्नात प्राणः प्रभवति तेजो वीर्य बलं तथा ॥
सद्यो ददाति यश्चान्नं सदैकाग्रमना नराः ।
न स दुर्गानवाप्नोतीत्येवमाह पराशरः ॥

અન્ન ઘણોજ ઉત્તમ અને ઉત્કૃષ્ટ પદાર્થ છે. અન્ન એ લક્ષ્મી સ્વરૂપ જ છે. અન્નથી જ આયુષ્ય, તેજ, વીર્ય અને બળ પ્રાપ્ત થાય છે. એટલા માટે પરાશર કહે છે કે, જે કોઈ મનુષ્ય એકાગ્ર ચિત્તથી અન્નદાન કરે છે તે મનુષ્ય ઉપર કદી પણ દુઃખ પડવાનું નથી.

સેંટ વૉલ્સ્ટન નામનો બ્રોટન પોતાની પાસે જે કાંઇ પાઈ પૈસો આવે તે ભૂખ્યાં અને નાગાંને તુર્તજ ખેરાત કરી દેતો, અને પોતાને પેટ ભરવાનું જોઈએ ત્યારે ખેતરોમાં મજુરી કરવા દોડી જતો હતો. એજ વાત ખરી છે કે, સખાવતી દાની પુરૂષ પોતાની દોલત દાન ખેરાત કરી દઇને દોલતમંદ થાય છે. કંજુશ માણસ પૈસો સંઘરી રાખીને ઘણો જ ગરીબ થઈ જાય છે. પૈસા દાટી રાખવામાં જેટલું પાપ રહેલું છે તેટલું પૈસા અર્પણ કરી દેવામાં રહેલું નથી. મુસા પેગંબરે કારૂન જેવા કંજુશને એકવાર નશિયત કીધી

હતી કે; "જેમ ત્હારા ઉપર ખુદા માલીકે એહશાન કીધું છે તેમ તું પણ ગરીબ લોકો ઉપર બક્ષેશ કર!" આ નશિયતને તેણે મન ઉપર નહીં લીધી તેનો નતીજો આખરે તે કારૂન શું પામ્યો?

"આં કશ કે બ દીનારો દેરમ ખેર ન અંદુખ્ત;
સરે આકેબત અંદર સરે દુનીઆ બા દેરમ કર્દ"
"ખાહી મોતમતે શવી અઝ નેઆમતે દુનીઆ;
બા ખલ્ક કરમ કુન ચુ ખુદા બા તુ કરમ કર્દ."

જેણે કે દામ અને દેરમથી ખેરાત નહીં કીધી તેણે પોતાની આવતી ઉમેદને દામ અને દેરમ એટલે દૌલત મેળવવાના ખ્યાલમાં ખોઈ દીધી. તું ચાહે, કે દુન્યાની બક્ષેશોથી તું નફો પામે, તો જગત ઉપર બક્ષેશ કર, જ્યારે કે ખુદાતાલાએ ત્હારા ઉપર બક્ષેશ કીધી છે. પ્રભુ કૃપાથી જેને લક્ષ્મી પ્રાપ્ત થઈ હોય તે ધણી જો તેને સંતાડી રાખે, કંજુશાઇ કરે, અને કૃપણ થઇ બીજાંને પણ કૃપણ થવાનો બોધ આપે તેમને, "સુરતુન નિશા" પ્રમાણે ભારેમાં ભારે સજા ઠરાવેલી છે. જેટલું તું પોતે ભોગવીશ, અગર સુપાત્રને, અનાથ લાચાર બેચારોને દાન કરીશ, તેટલું જ ધન ત્હારૂં છે, બાકીનું તો ગમે તેનું છે, તે તું માત્ર સાચવી જ જાણે છે.

જેના જીવન સમયે ગરીબો તેની રોટી ન ખાય,
તેના મુવા બાદ તે વહેલો વિસરી જવાય.

યુસુફ પેગમ્બર, જ્યારે મીસર દેશમાં દુકાળ પડયો ત્યારે પોતે પેટ ભરીને ખાતો'તો નહીં, જેથી કરીને ભૂખ્યાંઓને તે ભૂલી જતો નહીં. દરાખના સ્વાદને વિધવા સમજે પણ દરાખનો ધણી નહીં સમજે.

આંકે દર રાહતો તનઅમ ઝીસ્ત;
ઊ ચે દાનંદ કે હાલે ગુરસને ચીસ્ત?
હાલે દરમાંન્દેગાન કસી દા નદ;
કે બ એહવાલે ખીશ દર માંનદ.

જે શખ્સ કે રાહત અને વૈભવ ગુજારવા પડયો હોય, તે શું જાણે કે ભુખ્યાનો હાલ કેવોક હોય છે? લાચાર બેચારોની હાલતની કદર તો તેજ શખ્સ જાણે, કે જે શખ્સનો પોતાનો હેવાલ તેવો થયો હોય, અને પોતાના ઉપર પણ વિતેલું હોય.

તુલશી પંછી પીનેસે, ઘટે ન સરિતા નીર;
દાન દીએ ધન ના ઘટે, સહાય કરે રઘુવીર.

દાનનો અર્થ આપવું થાય છે, પરન્તુ તે આપવું તે ઇશ્વરને કિંવા ઇશ્વરના નામ પર હોય છે, જેને દાન કહેવામાં આવે છે.

હરકે એલમ શુદ બ સખા ઓ કરમ;
બંદ ન શાયદ કે નેહદ બર દેરમ.
નામે નીકુઇ ચુ બેરૂ શુદ બકુએ;
દર ન તંવાની કે બેબંદી બરૂએ.

જે કોઇ દાન ધર્મ યાને સખાવતમાં મશહુર થયો હોય તેણે તો પ્રભુના નામથી ધનને ઢાંકીને બંધ કરી બેસવું ઘટે નહીં. જ્યારે ત્હારૂં નેકી ભરેલું નામ બહારના મહોલ્લાઓમાં ગયું ત્યારે તો ખુદાના નામ ઉપર ત્હારો દરવાજો ત્હારાથી બંધ કરી ન શકાય; સખાવતનો દરવાજો તો ખુલ્લો જ રાખવો જોઇએ. આ દાન પાપ સંસ્કારનો નાશ કરી જન્મ મરણના ફેરામાંથી બચાવવા અને ઈશ્વરની પ્રાપ્તિ માટે જ હોય છે. એ દાન, ધાણ વા કરજ વા બક્ષીશ કે ઇનામ યા ટુંક વપરાસને માટે કીધેલુ હોતું નથી. દાન ઉપર તો દાન આપ્યા પછી આપનારનો કાંઇજ હક હોતો નથી. જેથી આ દાન કાં તો ઈશ્વરને, કાં તો સત્ત પુરૂષને, અથવા ઈશ્વર માની લીધેલી જગ્યાને કરવામાં આવે છે, કારણકે દાનની મતલબ એજ છે કે, તે પ્રભુના વાસ જેવાં પુજ્ય ઠેકાણે જ થવું જોઇએ, અને તે પણ પુજય ભાવે, ઈશ્વર મેળવવાની પુજય ઈચ્છાએ જ થવું જોઇએ.

દાનના ઘણા પ્રકારો છે; જેવા કે, અન્નદાન, વસ્ત્રદાન, દ્રવ્યદાન, ગૌદાન, ભૂમિદાન, રાજ્યદાન, કન્યાદાન, વિગેરે. આ સઘળા પ્રકારનાં દાનમાં કન્યાદાન સૌથી શ્રેષ્ટ ગણાય છે. અને માબાપ કન્યાદાન પ્રભુસ્થાન જેવી પુજય જગ્યાએ જ કરે છે. આ દાન તેઓ પોતાના સંસ્કાર (પાપ)ના નાશ અર્થે જ કરે છે; જેથી કન્યાએ પણ ધણીને ઈશ્વર જાણી તેને ચાહી, માન આપી, ભજી, મહોબ્બત કરી ખીદમત સેવા કરવી જોઇએ. જ્યાં સૂધી તેના પતિને ઈશ્વરપદ મળે નહીં ત્યાં સૂધી તેણીની તે ફરજ પૂરી થતી નથી. એકવાર તેણીનો ધણી ઇશ્વરરૂપ થયો, કે તેણીએ પોતાની ફરજ અદા કીધેલી ગણાય, અને ત્યારે જ તેણી સૌભાગ્યવતી બને છે. કારણ, તેણીનો વર–ઈશ્વરરૂપ બનવે અમર થાય છે, જેથી તેણી સદા સૌભાગ્યવતી જ રહે છે. પોતાના પુજય પતિના સ્થાને દાન અપાએલી કન્યાએ તે દાનને અનુકૂળ રહી ઉચ્ચ વર્તણુક રાખવે તેણીની ફરજ અદા થઇ તેણી પોતાને, ધણીને, પોતાના તથા ધણીના પરિવારને મુકિત અપાવે છે, અને માબાપો પણ દાન કર્યાનું પરિણામ સફળ થવે સત અવસ્થાને પહોંચે છે. એકજ જન્મમાં જો ધણી ઇશ્વરરૂપ બનવા પામે નહીં તો અનેક જન્મોમાં તેના માટેની ફરજ બજાવતાં રહી એકાદા જન્મમાં તેન ઈશ્વરરૂપ કરી શકે છે, અને ત્યારે જ તેણીની ફરજ તમામ થયેલી ગણાય છે. શાસ્ત્રમાં જે મુકિતઓ બતાવવામાં આવી છે, તે પ્રમાણે તે અમલ કરવે આ ફરજ અદા થઇ શકે છે. એક દ્રષ્ટાંત કહું છું-

તે સાંભળો. પતિ પત્નિનું એક જોડું એવું હતું, કે તે બન્ને એકમેકને અતિ પ્યારથી ચ્હાતાં અને સુખમાં દિવસો ગુજારતાં. તેઓને પેટે એકપણ સંતાન અવતર્યું હતું નહીં, અને ઘણાં વરસો આવી જીંદગી ગુજારી હવે બચ્ચું મેળવવાની તેમની આશા જતી રહી. એક દિવસે પ્રેમથી વાતો કરતાં સ્ત્રી બોલી; "સ્વામીજી! મ્હારી ઈચ્છા છે કે, આવતા જન્મમાં પણ તમે જ મ્હારા ધણી થાઓ!" ધણી કહે:—"ખરે જ! જોકે પ્રભુએ આપણને બચ્ચાંની નવાજીશ કરી નથી, તોપણ આપણે એકમેકને એવી તો સાચી મહોબ્બતથી ચાહીએ છીએ, કે આવી જ જીંદગી પસાર કરી આવતા જન્મમાં પણ આપણી જોડી કાયમ રહે એવી મ્હારી પણ ખરાં દીલની ઇચ્છા છે!" આ વાતને થોડાક દિવસ ગુજર્યા બાદ તેણી એક દિવસે એકલી બેઠી હતી તેટલામાં તેમનો કુળગુરૂ, જે તેમના વાડ વડીલોના વખતથી ઘરની ધાર્મિક ફરજો બજાવતો હતો, જે વૃદ્ધ થયો હતો, તે આવી લાગવાથી તે ભલા ઇશ્વર પરાયણ વૃદ્ધની તેણીએ તે બાબત વિષે સલાહ માંગતાં કહ્યું:— "ગુરૂજી! હવે હમને બાળક પ્રાપ્તિની ઉમેદ રહી નથી! પરંતુ હમો ધણી ધણીઆણીનો એક બીજાને માટે એવો અગાધ પ્રેમ છે, કે હમારી ઇચ્છા હવે બસ એટલી જ છે કે, આવાજ પ્યારમાં બાકીના દિવસો હમે ગુજારીએ તો મુકિત મેળવીએ, જેથી બીજે જન્મ લેવો પડે તો હમે બન્ને પાછાં વર બૈયર તરીકે જ જન્મ ધરીએ. આ માટે કાંઈ બીજો રસ્તો છે?" ગુરૂજી;—"હા; શાસ્ત્રમાં કેટલાક માર્ગો જણાવ્યા છે, જેના પરિણામ ચોકસ અને ખાત્રીપૂર્વક નિવડે છે. હું તે માર્ગો ત્હને જણાવું છું, અને ત્હને જે પસંદ હોય તે મંજુર રાખી તે પ્રમાણે અમલ કર. તે માર્ગો: ૧—નૌરાદાન; ૨—સુવર્ણદાન; ૩—વીણીદાન; ૪—સદ્દગુરૂ શરણ; અને ૫—સૌભાગ્યદાન. હે સૌભાગ્યવતી! સત્યભામાની હકીકત શું તું જાણતી નથી? તેણી બીજા જન્મમાં પોતાના ધણી તરીકે શ્રી કૃષ્ણને માંગવા ઈચ્છતી હોવાથી સદ્દગુરૂ નારદમૂનીને તે વિષે પૂછતાં કોઈ બ્રાહ્મણને નૌરાદાન આપવાની તેણે સલાહ આપી. પણ તેણીએ આ વાત નહીં કબુલતાં નારદે તેણીને બીજો માર્ગ બતાવી એક બ્રાહ્મણને તેણીના ધણીને તોળતાં જેટલા ભાર સોનું થાય તેટલું સોનાનું દાન કરવાની સલાહ આપી; જેના યોગે તેણીના બીજા જન્મમાં શ્રી કૃષ્ણ તેણીને ધણી થશે. ગમે તો તું ત્હારા ધણીને દાન તરીકે બ્રાહ્મણને આપ અને તે પણ નારદ જેવા બ્રાહ્મણને આપ, જે બ્રાહ્મણ સદ્દગુરૂ જ હોય અને આ દાનથી ત્હારૂં ઇચ્છિત પાર પડશે. એ નહીં બને તો ત્હારા વરના ભારનું સોનું પ્રભુને પહોંચી ચૂકેલા એક બ્રાહ્મણને આપ, એટલે નૌરાદાન કીધેલું જ ગણાશે, અને આથી ત્હારી ઈચ્છા પૂરી થશે. અથવા તો ત્હારા ધણીને સાથે લઈ પ્રયાગ જા, અને બધી ક્રિયા બારકાઈથી બજા લાવ, જે મારફતે ત્હારો ધણી ઈશ્વરને દાન

ક્રીધેલો જ ગણાશે. અને ત્યાર પછી તેને ભજવા શિવાય ત્હારો કોઇ પણ પ્રકારનો હક્ક તેના ઉપર રહેશે નહીં. કોઇપણ ઉપર બતાવલી રીતે ત્હારા વરને ઇશ્વરને દાન આપે તો તે ઈશ્વર રૂપ બની ત્હારૂં સૌભાગ્ય કાયમનું બની ત્હારી ફરજ અદા થશે, પણ આ સઘળી રીતોમાં ત્હારા ધણીની ઇચ્છા ઉપર પણ આધાર રહેલો છે; કારણ, તેની મારફતે જ આ સર્વ થવું જોઇએ, અને હું નહીં ધારતો, કે આ વાત તે કબુલે!" તેણી કહેવા લાગી; "નહી મહારાજ; આ શકય નથી અને મ્હને પણ ઉમેદ નથી કે તે પોતાને દાન તરીકે સદ્દગુરૂને કિવા ઈશ્વરને હવાલે કરે, અથવા પોતાના ભારનું સોનું, જે તેની પાસે છે પણ નહીં, તે દાન કરી શકે." ગુરૂજી કહે: "ત્યારે તો પછી બીજા બે રસ્તાઓ છે, જેમાં ત્હારા વરની હાજરીની કાંઇ જ આવશ્યકતા નથી, અને તે ત્હારી પોતાની મારફતે જ થઈ શકશે. એક તો ત્હારે સંપૂર્ણ રીતે સદ્દગુરૂને શરણે જવું, અને તેમને કહેવુ કે: "મ્હારે ફકત મ્હારા ધણીને ઈશ્વર રૂપ જોવો છે." આ વાતનો અંગિકાર કીધા બદલની સ્પષ્ટ નિશાણી પણ તે ગુરૂ ત્હને આપશે; જેથી ત્હારી ફરજ અદા થઈ ત્હને, ત્હારા ધણીને, અને તેના તથા ત્હારા પરિવારને મુકિત મળશે. પરતુ આ સદ્દગુરૂ મારફતે જ તે થઇ શકશે, અને તેજ ત્હને ત્હારી પતિજની નિશાણી પણ આપી શકશે. હુ સત્પુરૂષ નથી, અને આવા સત્પુરૂષ મળવા પણ બહુ જ કઠીણ છે. બીજો પણ એક આશાન રસ્તો છે; અને તે સૌભાગ્ય દાનનો છે. સૌભાગ્ય એટલે ધણી; અને તેથી જ ધણીના મરણ પામવાથી સ્રીનુ સૌભાગ્ય ખતમ થએલુ ગણાય છે. સૌભાગ્ય એટલે વર, જેથી ત્હારા સૌભાગ્યનું બ્રાહ્મિણને દાન કરવે ત્હારા વરનું દાન કીધા બરાબર થશે; જેથી સારૂં પરિણામ અને ફળ નિવડશે. ત્હારો વર ઈશ્વર બની, તું કાયમની સૌભાગ્યવતી રહી ત્હારી ફરજ પણ અદા કરી શકીશ!" તેણી કહેવા લાગી: "મહારાજ! આ વિધિ મ્હારાથી બહુ જ આશાંનીથી થઈ શકશે, અને મ્હારો વર પણ તેમાં રાજી રહેશે." ગુરૂ:–"તો પછી ત્હારૂં સઘળું સૌભાગ્ય, દાગીના કુકુવાણી કંગઈ વિગેરે એક પેટીમાં બંધ કરીને તાળું માર, અને હું જણાવીશ તે વિધિ પ્રમાણે ક્રિયા કરી તે એક બ્રાહ્મણને અર્પણ કર!" ત્યારે તેણી બોલી:–"મહારાજ! તમારા કરતાં હમને કિયો વધારે શ્રેષ્ટ બ્રાહ્મણ મળશે?" ગુરૂ: "નહીં; હું કદી પણ તે લેનાર નહીં; કારણ કે ત્હારો ધણી ધારશે કે, દ્રવ્યના લોભે મેં ત્હને આવો રસ્તો દેખાડયો; જેથી એક ગરીબ બ્રાહ્મણને બોલાવી તેને તમારે હાથે તમારા સૌભાગ્યનું દાન કરાવીશ!" તેણીએ બીજે દિને પોતાના વરને બધી હકીકત કહી સંભળાવી, અને જો કે પહેલાં તો તેણે આનાકાની બતાવી, પણ તે વૃધ્ધ બ્રાહ્મણ આ કાંઈ સ્વીકારનાર નથી એમ તેણીએ જ્યારે તેને જણાવ્યું ત્યારે છેવટે તેણે કબુલ્યું. એક દિવસે ગુરૂજીએ એક

ગરીબ બ્રાહ્મણને તેડી મંગાવી ક્રિયા વિધિ કરીને તેણીના હાથે પેલી જીનસોની પેટી તેને દાનમાં અપાવી. તે આપી દીધા બાદ તેણીને યાદ આવ્યું, કે બીજી પેટીની ચાવી ભૂલમાં તે પેટીમાં જ રહી ગઈ હતી, અને તે ચાવી પાછી લેવા તે માંગતી હતી; પણ ગુરૂજી બોલ્યા; "જે કાંઈ દાન તરીકે અપાયું છે તેના ઉપર ત્હારો કાંઈ જ હક્ક રહ્યો નથી, હવે ખાત્રીથી માનજે કે ત્હારો ધણી ઈશ્વર રૂપ થયો છે. ત્હારી ફરજ ખતમ થઈ છે, અને પરિણામે તમે બન્ને મુક્તિ પામશો! હજીએ તમારી ખાત્રી ન હોય અને તમે કદાચ પસ્તાતાં પણ હો તોપણ મુક્તિ તો મળવાની જ!" તે બન્ને ખુશ થયાં, ગુરૂજીનો ઉપકાર માન્યો, અને તેઓશ્રીને સાષ્ટાંગ નમસ્કાર કીધા.

દાન કીધા પછી ઉપકાર કીધો એવો આભારનો ભાર મૂકયો એ દાન ઉલટું હાનિકર્તા છે.

કંગાળ જઈફ હાલતના ભિખારીને તેની તંગીના વખતમાં અને દુકાળના વરસમાં તું એમ નહીં પૂછ કે; "તું કેમ છે?" પણ જો પૂછે તો એ શરતથી પૂછજે કે, તેના ઘા ઉપર તું મલમની આંગળી લગાડે અને તેને જોઈતું આપે.

ખરી કે બીની એો બારી બગેલ દર ઉફતાદે;
બ દેલ બરૂ શફકત કુન વલે મરવ બસરશ.
કુનુન ચુ રફતીઓ પુરસીદીશ કે ચું ઉફતાદ;
મીઆં બેબદ ચુ મરદાં બીગીર દુમ્બે ખરશ.

એક ગધેડું બોજો લાધેલું કીચડમાં ફસેલું તું જૂએ તો ત્હારાં સાચાં દીલથી તેના ઉપર દયા કર, પણ તેના માથા પાસે નહીં જા. અને જ્યારે તું તેના માથા આગળ ગયો ને પૂછયું કે; "કેમ કરતાં પડી ગયું?" ત્યારે તો મરદાંને મરદોની માફક કમ્મર બાંધ અને તેનું પૂછડું પકડીને તેને કીચડમાં પડેલી હાલતમાંથી બહાર કાઢ! ગુરૂજી છેવટે બોલ્યા;

"હાલમાં સુધાં જે નિયમ એક સ્ત્રી બાળગે છે, તે પોતાના વરને આલોકી સુખ આપવાને માટે હોય છે; જેવું કે, રાંધવું સીધવું, ખવડાવવું, હાથ પગની ચંપી કરવી અને તેનો હુકમ બજાવવો વિગેરે. પરંતુ આટલામાં જ કાંઈ તેની ફરજ પૂરી થતી નથી. તેણીએ તો પોતાની આ ફરજો ચાલુ રાખી તેને પરલોકી અને પરમલોકી સુખ પણ પ્રાપ્ત થાય ત્યાં સુધી નિયમ પ્રમાણે ચાલ્યા જ કરવું જોઈએ.

તમે છેવટ વેર આ નિયમ પાળશો તો મારી ખાત્રી છે, કે તમારા વરને પરમ સુખ મેળવી આપી, તમે તમારી ફરજ અદા કરશો; અને પછી જ પતિવ્રતા ગણાશો; અને ત્યારે જ તમે સાચાં દાન પ્રમાણે વર્તેલાં ગણાશો; અને તમારાં માતપિતાએ કરેલાં કન્યાદાનનું પરિણામ તેઓ પણ પરમ સુખની

પ્રાપ્તિમાં ભોગવશે. આ નિયમો પાળવામાં તમારા ધણીને પરમ સુખ હાંસલ થશે જ એમ શાસ્ત્રમાં પણ દર્શાવેલું છે." આટલું કહી તે સદ્ગુરૂએ તેણી ઉપર કૃપાદ્રષ્ટિ કરી તેણીને ટુંકમાં જ તે નિયમો શીખાડયા.

અર્થાત, સો પુરૂષોમાં એક શુરવીર થાય છે, હજારમાં એક પંડિત થાય છે, દશ હજારમાં એક વકતા થાય છે, પણ દાતાર તો કોઈ થાય કે નહીં પણ થાય.

## પ્રકરણ ૪૩ મું.

—÷<:o:>÷—

### મહારાજની મંડળીની કાશીથી ઉઠાંગરી.

इहचेदवेदीदथसत्यमस्ति न चे दिहावेदीन्महती विनष्टिः ।
भूतेषुभूतेषुवीचित्यधीराः प्रेत्यास्माल्लोकादमृता भवन्ति ॥

આ પૃથ્વી ઉપર જ જો મનુષ્ય બ્રહ્મને ઓળખી શકે છે તો તેના જન્મનો આ ફેરો સફળ થાય છે. આ જન્મમાં તેને ન ઓળખવાથી મ્હોટો નાશ થાય છે; એટલે કે, જન્મ-જરા-અને મૃત્યુના સપાટા ભોગવ્યા જ કરે છે; એટલા માટે જ્ઞાનીઓ તો સઘળી વસ્તુઓ પરમાત્માને જ અર્પણ કરીને આ દુનિયામાંથી ચાલી જઈને અમર થાય છે.

કાશીના લોકો પણ હવે શ્રીજી પ્રત્યે બહુ ભાવ રાખવા લાગ્યા; અને ત્યાંના જાણીતા શ્રીમંત શેઠીઆઓ ચુનીલાલ વૈદ્ય તથા શીવરામ ભૈયાજી એક બે વાર શ્રીનાં દર્શને આવી કલાકો સુધી શ્રીનાં પગ ચરણ પાસે રહેતા. શ્રીમંત શીવરામ ભૈયાજીના બંધુ જૈશમ ભૈયાજી લકવાની બિમારીથી ખાટલાવશ એટલા સુધી પડયા હતા કે, બીજાંની મદદ વગર પોતાની જગ્યાથી હાલી સુધાં શકતા નો'તા. બિછાના ઉપરથી ઉઠી પણ શકતા નહીં. ચાર માણસો એને ઉપાડી ગાડીમાં બેસાડી બહાર ફરવા લઈ જતા ત્યારે જ તેને દુનિયા દેખાતી. પોતાના ભાઈથી શ્રી વિષે સાંભળી મહારાજનાં દર્શને આવવાની એને તીવ્ર ઇચ્છા થવાથી ગાડીમાં બેસી શ્રીનાં દર્શને તે આવ્યો. મહા મુશીબતે તેને શ્રીનાં ચરણ પાસે બેસાડવામાં આવ્યો. તે બોલ્યોઃ " મહારાજ ! હું લકવાની જીવલેણ બિમારીનો ભોગ થઇ પડયો છું; મ્હને તો તમારાં દર્શને રોજ આવવાની ખરા અંતઃકરણથી ઇચ્છા થાય છે; માટે આપ મ્હને તેમ કરવા શકિતમાન અને તંદુરસ્ત બનાવો ! " શ્રી કહેઃ-"વારૂં ત્યારે કાલથી ગાડીમાં નહીં આવતાં આ ચાર માણસોની મદદથી ચાલતો આવજે ! "તે કહેઃ-"કંઇક વરસોથી મ્હારી આવી સ્થિતિ છે, કે મ્હને ઉંચકી ઉપાડી ખસેડવામાં આવે તો જ હાલી શકું, ત્યારે ચાલતું તો મ્હારાથી કેમ જ અવાશે ? " શ્રી કહેઃ- " તું ચાલતો જ આવજે

અને નહીંતો આવતો જ ના!" તે શ્રીમંત રવાના થયો, અને બીજે દિવસે બહુ જ મુશીબતે ચાર માણસોની મદદથી પગ પર ઉભો થવા લાગ્યો. તે શ્રીનું નામ મુખ પર લેતો કેવળ લઠડતા પગે, જીવ પર જુલમ કરી ઘસડાતો ફસડાતો દરરોજ શ્રીના દર્શને આવતો થયો, જેથી દિન પર દિન તેની ચાલવાની શકિત વધતી જ ગઈ અને મુશકેલી કમ થતી ગઈ, તે એટલા સુધી કે, પાછળથી કોઈની પણ મદદ વગર લાકડીના ટેકાએ એકલો આવતો જતો થયો. આવા સદ્‌ગુરૂ શું નહીં કરી શકે?

ચંદન જૈસા સંત હય, સર્પ જૈસા સંસાર;
અંગહિસે લપટા રહે, (પર) છાંડે નહિં બિકાર.

સાધુ સંતો, સત્પુરૂષો, અને સદ્‌ગુરૂઓ તો ચંદન વૃક્ષ જેવા શીતળ હોય છે, અને આપણો આ તાપ પરિતાપવાળો દુ:ખમય સંસાર એ તો જેવો જેવો સર્પ જેવો સર્પ છે. આ સંસાર રૂપી સર્પના વિશની ઝાળ તેને જયારે બહુ જ બાળે છે ત્યારે તે ચંદનવૃક્ષ રૂપી સત્પુરૂષને વિંટલાઈને તેની શીતળ છાયામાં બેસે છે, જેને લીધે તેના પરિતાપ દૂર થઈ લગાર પણ રાહત મળે છે. અર્થાત, આ માયાવી જગત ઝેરી છે, જેથી તેની સર્વને લાહે બળે છે, માટે જેઓને તે લ્હાય હોળાવવાની ઈચ્છા હોય તેમણે સત્પુરૂષોનો સમાગમ કરતાં રહેવું.

હવે રામનવમી આવી લાગતાં, તે વાડામાં એક મોટો ઓચ્છવ કરવામાં આવ્યો, અને શ્રીની ઝોંપડી સનમુખ સઘળું કામ થયું. શ્રીની ઠાઠમાઠથી આર્તી કરવામાં આવી; તથા બેંડ, વાજાં, પુલહાર, વિગેરેની ગડબડ થઈ રહી હતી. ભકત મંડળીઓને, બ્રાહ્મણોને તથા ગોર ગરીબોને ઉત્તમ ભોજન આપવામાં આવ્યું. પૈસા અને વસ્ત્રની છુટે હાથે ખેરાત થઈ, અને ભગતોએ શ્રીને નામે જમાડવામાં, કપડાં આપવામાં, પૈસા વહેંચવામાં તથા ગરીબોને ખેરાત કરવામાં કાંઈ જ બાકી રાખી નહીં. આથી કરીને આખાં કાશી નગરમાં હોહા થઈ રહી. પછી બ્રાહ્મણોએ ત્રણ દિવસની હોમ હવનની ક્રિયા પૂરી કરી. આ કાર્ય પોર્ણિમા સૂધી ચાલુ રહ્યું. તેમાં સાધુઓ, સન્યાસીઓ અને વૈરાગીઓએ પણ સેંકડોની સંખ્યામાં ભાગ લીધો હતો. આ પ્રસંગે હજારો રૂપૈયાનો ધમધાકાર ખર્ચ કરવામાં આવ્યો હતો. રામનવમીની રાત્રે વાડામાં ઉત્તમ પ્રકારના કીર્તનો પણ થયાં હતાં. સાહેબે એક રાત્રે બ્રાહ્મણો મારફતે વેદનું મંત્ર જાગરણ શ્રીની ઝોંપડી આગળ જ કરાવ્યું, અને તે પૂરૂં થતાં બ્રાહ્મણોને દાન ઉપર દક્ષણા પણ આપવામાં આવી.

રામનવમી પછી એક દિવસે વેદાંત શાસ્ત્રમાં પ્રવીણ યજ્ઞેશ્વર દીક્ષીત શાસ્ત્રી જે ઈશ્વર પરાયણતામાં પ્રસિદ્ધ હતો તે શ્રીના દર્શને આવ્યો, અને

શ્રીના ચરણે માથું મૂકી ચુપચાપ એક ખુણામાં બેસી શ્રીના ઉપદેશો સાંભળતો રહ્યો. ત્યારે પછી દર રાત્રે શ્રીનાં દર્શને આવી ઝોંપડીમાં બેસી તેણે શ્રી સનમુખ ગ્રંથો વાંચવા માંડયા.

ઉપર જણાવેલા ક્રિયા કર્મમાં મૂખ્ય ભાગ બાપુ સાહેબે લીધો હતો, અને પરચુરણ બીજાં કામોમાં યેશવંતરાવ, શંકર પટેલ, વિગેરે સાકોરીની જગત મંડળીએ બારે ઉત્સાહથી મદદ આપી હતી. છેવટે શ્રીએ સર્વને હુકમ કર્યો કે, જેણે કાશી છોડીને પોત પોતાને ઠેકાણે જવું હોય તેણે સુખે સિધારવું. આજ્ઞાનુસાર થોડા લોકો કાશી તજીને પોતપોતાને વતને પાછા ફરતા થયા. શ્રીજી પોતે સાકોરીમાં પાછા કયારે પધારશે ? એમ જેઓ પૂછતાં તેઓને જવાબ મળતો કે: " જેમ હું સઘળાંથી પહેલો આવ્યો તેમ સઘળાંથી પાછળ આવીશ; અને જેમ એકલો આવ્યો તેમજ એકલો પાછો ફરીશ !" પછી શ્રીએ ખાશનીસને પણ કાશી છોડી જવા ફરમાવ્યું, પરંતુ તેણે માન્યું નહીં. ઘણી રીતે શ્રીએ તેને પતાવ્યો, ધમકાવ્યો, પરન્તુ ખાશનીસ તો શ્રીને તજી કાશી છોડવાનું સાફ ના જ પાડતો. છેવટે મહારાજ બોલ્યા; "ભલે રહે, અને ત્હારા નસીબમાં જે હશે, તે ભોગવ." એ ત્રણ દિવસ પછી ખાસનીશ બિમાર પડયો. શ્રીના સહવાસથી ખાસનીસનું અંતઃકરણ એવું તો શુધ્ધ થયું હતું, કે પોતાનાં મરણનો દિવસ નજીક આવેલો પણ સમજી ગયો હતો; અને તેથી જ કાશી જેવાં ક્ષેત્રમાં સદ્‌ગુરૂનાં ચરણ આગળ મરવાનો લાભ તેણે કેમે કરતાં પણ જવા દીધો નહીં; અને તેણે એ વિષે બાપુ સાહેબને પણ અગાઉથી ઈશારો કીધો હતો કે; " બાપુ સાહેબ ! મ્હારા ઉપર એક અજબ જેવું સંકટ આવી પડનાર છે, અને તેમાં તમારી જરૂર પડશે. તે કામગીરી પૂરી થયા શિવાય તમે કાશી છોડી શકનાર નથી." બાપુ સાહેબ તે વેળાએ આ શબ્દોનું હારદ સમજી શકયા નહીં, પણ પાછળથી તેમની આંખો ઉઘડી હતી, કે તે ઈશારો બીલકુલ સાચો હતો. બિમારીમાં પણ ખાસનીશ કેવળ શાંતિ અને આનંદમાં જણાતો હતો બાપુ સાહેબ, લક્ષ્મીબાઈ, સુભદ્રાબાઇ, ત્રીંબક, અને દુર્ગાબાઇ શિવાય બધાં કાશી તજી રવાના થયાં હતાં. ખાસનીશને હવે અન્ન પાણી ચાલતું બંધ થયું, અને બહુ જ ગંભીર હાલતમાં હોવા છતાં તદન ખુશાલ અને આનંદી જણાતો. ચુનીલાલ વૈદ્ય અને બીજા ડોકટરોએ તેની બિમારી તપાસવા બાદ તેના રોગની ચિકિત્સા કરતાં તેને નવ જવર થએલો જણાવતા. નવ દિવસમાં તે મૃત્યુને પામવાનો જ. છેવટ સુધી ખાસનીસ પૂર હુંશિયારીમાં હતો, પણ વાત કરી શકતો નહીં. અને જયારે શ્રી તેની મુલાકાતે જતા ત્યારે મરણ તોલ હાલતમાં છતાં, શ્રીને જોતાં જ તે બિછાના ઉપરથી ઉઠી સાંષ્ટાંગ નમસ્કાર કરી શ્રી સાથે બે વાત કરતો !

સંત મિલે સુખ ઉપજે, દુષ્ટ મીલે દુઃખ હોય;
સેવા કીજે સંત કી, તો જનમ કૃતારથ સોય.

સાધુ પુરૂષોને મળવાથી સુખ ઉપજે છે, અને દુષ્ટ માણસોની સંગત કરવાથી દુઃખ ઉત્પન્ન થાય છે. માટે હું કબીર કહું છું કે, તું સાધુ પુરૂષોની જ સંગત કર, જેથી ત્હારા જન્મનું સાર્થક થશે.

મરવાની એક દિવસ અગાઉ તેણે પોતાની બાયડી લક્ષ્મીબાઈને કહ્યું; "કાલે તું મ્હને જીવતો જોનાર નથી ! તન, મન, ધનથી, તું શ્રીની સેવા બજાવતી જ રહેજે !" બીજે જ દિવસે સૂર્યોદય થતાંમાં જ તેણે પ્રાણ છોડયો. શ્રી ગંગાને કાંઠે તેના શરીરનું છેવટ કરવામાં આવ્યું. શ્રીજીની જેટલી મંડળી કાશીમાં આવી હતી તેમાં ખાસનીશ સૌથી વધુ પુણ્યવાન લેખાવો જોઈએ. કારણ કે;. કાશી જેવાં મહાન તીર્થ સ્થાનમાં અને તે પણ વળી સદ્દગુરૂના ચરણ આગળ તે મરણ પામ્યો હતો. કાશીના બ્રાહ્મિણો મારફતે ખાસનીસની શાસ્ત્ર પ્રમાણે સઘળી મરણ ક્રિયા બાપુ સાહેબે કરાવી. પંદર દિવસનાં ક્રિયા કામ પછી ખાસનીશના નામે બ્રાહ્મણોને ભોજન આપવામાં આવ્યું.

व्रजतव्रजत प्राणः ! अर्थिभि र्व्यर्थनांगतैः ।
पश्चाद्पिचगतंव्यं, कसार्थःपुनरीदशी ॥

હે મ્હારા પ્રિય પ્રાણ ! નિરાશ થઈને ચાલ્યા જતા આ અર્થિઓની સંગાતે સંગાતે જ તમે પણ ચાલ્યા જાવ; પાછળથી પણ તો તમારે જવું જ છે, ત્યારે આવો લાભ લઈ લ્યો, આવો સથવારો અને આવી સોબત ફરી ફરી તમને કયાં મળશે !

તે પછી શ્રીનો હુકમ થતાં જ બાપુ સાહેબ, સુભદ્રાબાઈ, લક્ષ્મીબાઈ, અને ત્રીંબક કાશી તજી સાકોરી પાછાં ફર્યા.

ખાશનીશે શરૂઆતથી જ પોતાના સદ્દગુરૂને માટે તન, મન, અને ધનનો પૂરેપૂરો ભોગ આપ્યો હતો; અને શ્રીના ચરણ પાસે જ મરવાના ઈરાદાથી ખડકપૂર છોડીને સાકોરી આવ્યો હતો; તેમ તેની ઈચ્છાનુસાર સદ્દગુરૂના ચરણ આગળ જ તેણે પ્રાણ અર્પણ કર્યો હતો. આ તેના પૂર્વના પુણ્ય સંસ્કારનું જ પરિણામ આવ્યું હતું. કાશીમાં મરવું અને તે પણ વળી સદ્દગુરૂના પગ આગળ જીવ કાઢી નાખવો, અને વળી ગંગા માતાના ચરણે જ દેહ ત્યાગ કરવો, એ કાંઈ સૌ કોઈના પ્રારબ્ધમાં હોતું નથી.

# પ્રકરણ ૪૪ મું.

## મુકામ ઉઠયો; તીર્થ ક્ષેત્ર કાશીથી.

सत्यं ज्ञान मनंतं यद्द ब्रह्म तद् वस्तु तस्य तत् ।
ईश्वरत्वंच जीवत्व मुपाधिद्वय कल्पितम ॥

સત્ય જ્ઞાનરૂપ અને અનંતરૂપ જે બ્રહ્મ છે તેજ ખરેખરૂં છે, અને તેને વિષે ઈશ્વરભાવ કે જીવભાવ છે તે ઉપાધિ, તે અવિદ્યા તો કલ્પિત છે. એટલે કે, આપણો આત્મા જ સત્ય છે; તેજ અનંતરૂપ છે, અને તેજ જ્ઞાનરૂપ પણ છે; તેમાં બીજી બધી વસ્તુ માત્ર કલ્પનાથી ઉભી કરેલી છે.

"જેમાં ધુલોક પૃથ્વી અને આકાશ તથા સઘળા પ્રાણની સાથે મન પકડાઇ રહેલું છે, તે આત્માને જ જાણો, બીજી વાતોનો ત્યાગ કરો, એ અમૃત ભાવનો સેતુ, અર્થાત, મોક્ષ લાભનો ઉપાય છે."

આ પછી વધુ એક મહિનો મહારાજ અને દુર્ગાબાઈ કાશીમાં રહ્યાં. આ દિવસો ગરમીના હોવાથી, તે ઝોંપડીનાં પત્રાં તાપથી બહુ જ તપીને શ્રીને ઉત્પાત કરતાં હતાં, તોપણ શ્રી તેજ ઝોંપડીમાં પડી રહ્યા હતા. ઘણાઓએ તેઓને તે ભઠ્ઠી જેવી જગ્યા તજી, તેઓ બંદોબસ્ત કરી આપે તે ઠંડકવાળી જગ્યામાં રહેવા અરજ કીધી, પણ શ્રીએ સાફ ના પાડી કહ્યું:—"હવે હું જલદી કાશી તજી રવાના થઇશ; ઘડી ઘડી જગ્યા બદલવાનું કારણ જ શું છે?" ઘણાંકો શ્રીનાં દર્શને ચાલુ આવ્યા જ જતાં, અને હવે જ્યારે શ્રીએ કાશી છોડી જવાનું જાહેર કીધું ત્યારે ચુનીલાલજી, શીવરામજી, અને બીજાઓએ શ્રીનો ફોટો લેવડાવ્યો. તે વેળા શ્રી મેદાનમાં આવેલાં એક વડનાં ઝાડ નીચે બિરાજેલા હતા. છેવટે મહારાજશ્રી દુર્ગાબાઈ જોડે કાશી છોડી ચાલ્યા ગયા. દુર્ગાબાઈ જોડે જ હોવાથી તેમણે હવે ટ્રેન મારફતે પ્રવાસ કર્યો. તેઓ પાછા ફરતાં પ્રથમ ગયાજીમાં ઉતર્યાં. 'વિષ્ણુ પાદુકાનાં દર્શન લઈ, બીજાં તીર્થનું સ્નાન સ્વીકારી, સઘળી વિધિ ક્રિયા કરાવી, પાછા કાશી ફર્યાં. કાશીમાં વધુ ત્રણ દિવસ રહી ત્યાંથી ઉપડી અયોધ્યામાં આવ્યાં. અહીં રામ દર્શન લઈ સર્યુ નદીમાં વિધિ સ્નાન કરી ત્યાંની જોવા લાયક જગ્યાઓની મુલાકાત લઇ પછી ત્યાંના કબીરપંથના મંડળમાં ગયા, જ્યાં દુર્ગાબાઇએ કબીરપંથીઓને પૈસા વહેંચ્યા. બાપુ સાહેબે પાછા ફરતી વેળાએ સારી જેવી એક રકમ દુર્ગાબાઈને હવાલે કરી હતી, જેનો ઉપયોગ તેણીએ ગયા, અયોધ્યા, વિગેરે

ઠેકાણે બેશત કરવામાં કર્યો હતો. અયોધ્યામાં ત્રણ દિવસ રહી ત્યાંથી તેઓ ઉપડી ગયાં. અયોધ્યામાં શ્રીએ એક જ કંપાંઉન્ડમાં આવેલાં હિંદુઓના રામ મંદીરની અને મુસલમાનોની મસજીદની મુલાકાત લીધી, અને આ બન્ને મકાનો પોતાના જ છે એવું મહારાજે જણાવ્યું.

અયોધ્યા છોડી તેઓ અલ્હાબાદ ગયા, અને ત્યાંના ગંગા જમુનાના સંગમ ઉપર સ્નાન કરી, એક બે દિવસ ત્યાં રહી સ્ટેશન પર આવ્યા. ટ્રેન આવી લાગતાં ત્રીજા કલાસના ડબામાં બેસવાની જગ્યા ન હોવાથી એક પોરટરે તેમને બીજા વર્ગના ડબામાં બેસાડયા. મનમાડ સૂધી કોઇની પણ કનડગત વગર જઈ પહોંચ્યા. મનમાડથી તેઓ દોલતાબાદ સિધાવ્યા, અને ત્યાંથી વેરોલની મુલાકાત લઈ ત્યાંની કુદ્રતી કારીગિરી નિહાળી એક બે દિવસ ત્યાં રહી પાછા મનમાડ ગયા, અને ત્યાંથી ચીટલી સ્ટેશને રાતે ઉતર્યા. સારી રાત સ્ટેશન ઉપર પસાર કરી. ત્યાંના ટાંગાવાળાએ સારો બંદોબસ્ત કરી આપ્યાથી બીજે દિને સહવારના પહોરમાં સાકોરીની પોતાની ઝોંપડીમાં જઈ ઠરીઠામ થયા. અધિક અશાઢ શ્રાવણમાં શ્રી પાછા સાકોરી આવી પુગ્યા હતા. ત્યાંની મંડળી શ્રીને પાછા સહીસલામત આવી પુગેલા જોઇ આનંદમય થઇ શ્રીનાં દર્શને આવી. સર્વ મંડળી હદ પાર હર્ષથી રડવા લાગી. હમેશ મુજબ લોકો શ્રીનાં દર્શને આવતાં જ રહ્યાં. શ્રીની ઝોંપડી પાસે મંદીર આગળના ગુણપાટના તંબુ હેઠળ મંડળી જેવી આવીને બેઠી, કે એકાએક જોરથી પવન ફુંકાયો અને તે તંબુ ઉખડી જઇ વેર વીખેર થઇ પડયો, જેથી પારસી ફ્રરદુનજી, યેશવંતરાવ વિગેરે મંડળી જે ત્યાં હાજર હતી, તેઓએ પતરાંનું એક શેડ ત્યાં ઉભું કરવા ઠરાવી તે માટે શ્રીની પરવાનગી પૂછતાં તેઓ બોલ્યા; "તમને જોઇએ તેમ કરો, મ્હને કંઈજ વાંધો નથી." ફ્રરદુનજીએ કેટલીક રકમ યશવંતરાવને મોકલી. તેઓ આ શેડ ઉભું કરવાની તૈયારીમાં હતા તેટલાં શંકર પટેલ વિગેરેએ ત્યાં એક જાથુકનો સભા-મંડપ ઉભો કરવાનો ઈરાદો જાહેર કીધો, અને તે માટે શ્રીની સલાહ પૂછતાં તેઓ બોલ્યા; "આર્તી, પુજા, ભજન, પુજન, વિગેરે કરનારા તો તમે છો, હું નથી. હું તમારાં પુણ્ય કર્મમાં શા સારૂ આડો પડું? તમને ગમે તેમ કરો મ્હને વાંધો નથી." મંડળીએ માંહોમાંહે એક સારી રકમ જમા કરી જોઇતી કરતી સામગ્રી લાવી અધિક મહિનામાં, અશાડ શુદ શ્રાવણમાં તે બાંધકામ ચાલુ કીધું. ગાંવકરીઓ ગરીબ હોવાથી જો કે પૈસાની મદદ કરી શકતા નહીં, તોયે ગાડાં બળદ સાથે મહેનત મજુરી કરી પુરતી મદદ આપતા. બહારગામના ભગતો તરફથી પણ પૈસાની મદદ મળતી રહી, અને કામ ધમ ધોકાર ચાલુ રહ્યું. હજીએ તે કામ ચાલુ જ છે. સભા-મંડપનું કામ પૂરૂં થયું

છે, દેવળને ઉત્તમ પ્રકારે બાંધવામાં આવ્યું છે, અને કંપાઉન્ડ જોડે જ મંડપની આસપાસ પંદર ખોલીઓ બાંધવામાં આવી છે, જયાં બહારગામના આવતા ભગતો સગવડથી રહી શ્રીનાં ચરણનો લાભ લઈ શકે છે.

અશાઢી પોર્ણિમા (ગુરૂ પોર્ણિમા) ને દિવસે બાપુ સાહેબે શ્રીની પુજા અને આર્તી કરી ગોર ગરીબોને શ્રીને નામે ભોજન આપી વસ્ત્રદાન પણ કર્યું. અધિક શ્રાવણ હિંદુઓનો મહત્વનો મહિનો હોવાથી ગરીબોને અન્નદાન આપી બીજાં પુણ્ય કર્મો બજાવ્યાં.

શ્રાવણ વદ અષ્ટમી (ગોકુલ અષ્ટમી) માં ચેશવંતરાવે પોતાને ખર્ચે હેડ માસ્તર તથા બીજા ગુરૂ બંધુ ભાઇઓની મદદ વડે શ્રી કૃષ્ણ જયંતીનો ઉચ્છવ ઉત્તમ રીતે ઉજવ્યો.

ગણેષ ચતુર્થિને દિવસે હેડમાસ્તરે સાધારણ ઉચ્છવ કર્યો. બાપુ સાહેબ શીર્ડીથી રોજ ત્રણ માઇલ ચાલી આવી શ્રીનાં દર્શને સાકોરી આવતા રહ્યા, અને સાકોરીમાં જ રહી શ્રીના ચરણ પાસે જ રહેવા માટે પ્રતિ રોજ અરજ કરતા રહ્યા; પણ શ્રી કહેતા; "તમે શીર્ડીમાં જ ઠીક છો; ત્યાંજ રહી ભક્તિ કરો, અને સુખથી દહાડા કહાડો." પણ બાપુ સાહેબ કહેતા; "સાંઇબાબાએ અગાઉથી જ જાહેર કીધું હતું કે, સાંઇ શ્રી હવે પછી આપ મહારાજના જ દેહમાં વાસો કરશે, અને તેમની હયાતિ ખતમ થવા બાદ હવે આપ જ સાંઇબાબા છો એવી મ્હારી સંપૂર્ણ ખાત્રી છે, અને બાબાની હયાતિમાં હું શીર્ડીમાં રહી તેમની જેમ ચાલુ આર્તી ઉતારતો હતો, તેમ હવેથી હું આપના જ ચરણ આગળ રહી ક્રિયા કર્મ કાં નહીં ચાલુ રાખું?" તોપણ શ્રી જણાવતા; "તમે હાલ ત્યાં જ રહો." રોજ બાપુ સાહેબ શ્રીને ઉપર પ્રમાણે અરજ કરતા જ રહ્યા, અને મહારાજ એક દિવસે લ્હેરમાં આવી કહેવા લાગ્યા:— "ખેર. સાકોરીમાં આવી રહો, પણ મ્હારા માટે આવીને રહો છો, આમ મનમાં લાવતા જ નહીં! હું આજે અહીં છું તો કાલે પ્રભુ જાણે ક્યાં હોઇશ!" બાપુ સાહેબ કહે:— "આપના ચરણ પાસે રહેવા હું સાકોરીમાં આવી વસવા માંગું છું, અને આપ જયાં જશો ત્યાં આપની સાથે ને સાથેજ રહીશ." સુભદ્રાબાઇ, જે સાંઇબાબાની ખાસ સેવકી હોઈ સઘળું ત્યાગ કરી બાબાની દાસી બની રહી હતી, તેણે પણ બાપુ સાહેબની પેઠે સાંકોરીમાંજ હવે રહેવા વિનંતી કર્યા કીધાથી મહારાજે તેણીને પણ પરવાનગી આપવાથી તેઓ બન્ને ગણેષ ચતુર્થિના શુમારે સાકોરી આવી વસ્યાં.

## પ્રકરણ ૪૫ મું.

### મહારાજનો સાકોરીમાં છેવટ મુકામ.

न सीदन्नपि धर्म्मेण मनोऽधर्म्मे निवेशयेत् ।
अधार्मिकाणां पापानामाशु पश्यन् विपर्ययं ॥

ધર્મ પ્રમાણે ચાલીને ઇશ્વરી માર્ગે જતાં ઘણી ઘણી વિપત્તિ આવે, અને અધર્મિ માર્ગે ચાલી નાસ્તિક મતના માર્ગે જતાં પાપીઓની ભલેને ઉન્નતિ થતી દેખવામાં આવે, તો પણ અધર્મના નાસ્તિક માર્ગમાં આચરણ કરવા સારૂ તમે પ્રવૃત થશો જ ના; કેમકે, ફલાણી વસ્તુનો હેતુ સુખનો છે કિંવા દુઃખનો છે, તેનું નિરાકરણ એકલી જ્ઞાનેંદ્રિય મારફતે મન કાંઈ કરી શકતું નથી.

આશ્વિન માસમાં સાંઈબાબાના પરમ ભગત મહેતાજી, બીજા બે ત્રણ જણા સાથે મુંબઇથી સાંકોરી શ્રીનાં દર્શને આવ્યો. આ મહેતાજી શ્રી સાંઈ બાબાના નામથી એક મ્હોટો ઉચ્છવ દશેરા ઉપર મુંબઈમાં કરનાર હતો, તેમાં બાબાની જગ્યાએ શ્રીને હાજર રહેવાને તેણે કાકલુદી ભરી વિનંતિ કીધી. શ્રી બોલ્યા; "હું ગલીચ અને મેલી હાલતમાં રહેતો દિવાનો આદમી છું, અને મુંબઈના સુગડ, ઉંચ ખાનદાનનાં, ઉ-તમ લોકોમાં હું શી રીતે પોષાઈશ ભલા! મુંબઈના લોકોને તો ઠીક હાલતમાં રહેનારો, ચમત્કારો દેખાડનારો સાધુ જોઈએ! હું તો પાગલ છું, સત પુરૂષ નથી; અને કોઇની કાંઈએ મુરાદ પાર પાડી શકું એમ નથી; ત્યારે ત્યાં આવવામાં શું હાંસલ ભલા? ઉલટા ટચાક લોકો તમારી હસી કરી તમોને પણ ઘેલામાં ખપાવશે!" મહેતાજી બોલ્યા; "મ્હને લોકો સાથે શું કામ છે? હું તો આપને મ્હારા ગુરૂ ઇશ્વર અને માલિક સમજું છું, પછી ભલે આપ મેલા ઘેલા અને અન્નાડી જેવા કાં નહીં દેખાવ!" શ્રીઃ—"ખેર; તે દહાડો આવવા દો, પછી જોઇશું." મહેતાજી અને તેની સાથનાઓ મુંબઇ રવાના થયા. એક અઠવાડીઆં બાદ મહેતાજીએ બે ગ્રહસ્થોને દશેરાના દિવસ પહેલાં મુંબઈથી શ્રીની પાસે મોકલ્યા. પણ શ્રીએ તેમને ગાળો ભાંડી, સખ્ત શબ્દો સંભળાવી, હડધૂત કરી મેલ્યા! બીજા બે દિવસ પછી મહેતાજી ફરી આવ્યા, અને શ્રીને મુંબઈમાં તે પ્રસંગે હાજર રહેવા અતિશય કાકલુદી કીધી! હા ના થયા પછી અં-તે શ્રીએ કબુલ્યું ખરૂં, પરન્તુ એવી શરતે, કે ફકત એકજ દિવસ, દશેરાને દિને તેઓ મુંબઈમાં હાજર રહેશે. મહેતાજીએ હઠ પકડવાથી શ્રીએ ચાર દિવસ મુંબઈમાં રહેવાનું ઠરાવ્યું, પણ

દશેરાના એકજ દિવસ પહેલાં પોતે મુંબઈમાં હાજરી આપશે એમ જણાવ્યું. મહેતાજી સાકોરીમાંજ થોભ્યા, અને દશેરાના એક દિવસ અગાઉ શ્રી, દુર્ગાબાઈ, અને મહેતાજી સાકોરી છોડી મુંબઈ રવાના થયાં. પાછળથી યેશવંતરાવ, બાબુસાહેબ અને બીજાં પાંચ પચાસ સાકોરીનાં ભગતો મુંબઈ આવ્યાં. મહેતાજીએ રવાના થવાનો દિવસ, વખત વિગેરે વિગતવાર હકીકત મુંબઈની મંડળીને લખી જણાવેલી હોવાથી, મુંબઈના સ્ટેશન પર ઘણાઓએ હાજરી આપી હતી, જેમાં પારસી, હિંદુ, ભાટીઆ વિગેરે ભગત મંડળી હતી. શ્રી સ્ટેશન પર ઉતરતાં તેઓએ તેમને પુલોના હાર પહેરાવી શેઠ દ્વારકાંદાસ શેઠે જે મોટર ખાસ મહાત્માઓ માટે એલાહિદી રાખી હતી, જેમાં કદી કોઈ ફાલતું માણસ બેસતું જ નહીં, તેમાં શ્રીને બેસવા કહેતાં શ્રીએ તે મોટરમાં બેસવાની ના પાડી જણાવ્યું કે, પોતે ખટારામાં જશે, અથવા તો પગે ચાલી જશે. સઘળાંઓએ હઠ પકડવાથી છેવટે પોતે અને દુર્ગાબાઈ તેમાં બિરાજયાં, અને તેમને માધવબાગમાં ઉતારો આપવામાં આવ્યો. પાછળથી સઘળી મંડળી ત્યાં આવતી થઈ. ભોજન માટેની સામગ્રીઓના બંદોબસ્ત સારૂ વિઠ્ઠલદાસને રોકવામાં આવ્યા હતા, અને શ્રીનું ભોજન વિગેરે તો દુર્ગાબાઈને હાથે જ થતું હતું. દશેરાના શુભ પ્રસંગે સાકોરી તેમજ ખડકપૂરની તથા પૂણાની મંડળી પણ ભેગી થઈ હતી. મુંબઈના માધવબાગમાં શ્રીના ચરણ પાસે આવી સૌ મંડળી ભેગી મળી હતી. રાતભર ભજન પુજન કરવામાં આવ્યાં, અને શ્રીની આર્તી પણ ઠાઠમાઠથી થઈ હતી. વડોદરાના હરદાસ બુવા તથા સંત શ્રી ગારગે બુવાનાં કીર્તનો પણ થયાં .હતાં. ભંડારો કરવામાં આવ્યો હતો, અને અન્નદાન તથા વસ્ત્રદાન પણ છુટથી કરવામાં આવ્યાં, જેમાં સેંકડો માણસોએ ભાગ લીધો હતો. આ વખતે શ્રીજી મહારાજે ન્હાના મ્હોટાં, ગરીબ તવંગર સર્વને ઉત્તમ પ્રકારના ચાલુ ઉપદેશો આપ્યા હતા. મહારાજ એક વાર બોલવાનું શરૂ કરતા તો કલાકોના કલાકો સુધી ચાલુ બોલ્યા જતા હતા, અને તે સાંભળનારાંઓને પણ એટલો તો રસ પડતો હતો કે, ખાવું પીવું સઘળું ભુલી જઈ ઉત્તમ બોધથીજ સર્વ તૃપ્ત થઈ જતાં. શ્રીમંત દ્વારકાંદાસ અને તેમની સ્રી દર રોજ શ્રીનાં દર્શને આવી કલાકો સુધી મહારાજનાં ચરણ પાસે હાજર રહી આત્મજ્ઞાનના સચોટ બોધ સાંભળતાં. ચાર દિવસ પછી શ્રીએ મુંબઈ છોડી જવા જણાવ્યું, પરંતુ સઘળાંઓએ વિનંતિ કરવાથી મહારાજ વધુ દિવસ થોભી ગયા. પૂણા, ખડકપૂર, નગર અને સાકોરીની મંડળીને શ્રીનો હુકમ થવાથી પોતપોતાને ઠેકાણે વિદાય થઈ, અને મહારાજ તથા દુર્ગાબાઈ ફકત મુંબઈમાં થોભ્યાં. શ્રી વીસ દિવસ ત્યાં રહ્યા. શેઠ દ્વારકાંદાસના ઘણા આગ્રહને લીધે વાલકેશ્વરના તેમના બંગલામાં શ્રીને જવું પડયું. શેઠે શ્રીની પુજા કરી વસ્ત્રદાન અને ભોજનદાન કરી શ્રીનો ફોટો લેવડાવી મોટીમની ભેટ ૨ક નજર કરતાં જ શ્રીએ

સાફ ના પાડી તે ભેટનો સ્વીકાર કર્યો નહીં. પાસેના બીજા બે ત્રણ બંગલામાં પણ શ્રીને લઇ જવામાં આવ્યા, જ્યાં પણ આવોજ આવકાર શ્રીને આપવામાં આવ્યો હતો. માધવબાગમાં શ્રીનો ફોટો લેવડાવ્યા બાદ દીપવાળીના બે દિવસ પહેલાં મહેતાજી જોડે શ્રી તથા દુર્ગાબાઇ મુંબઇ છોડી સાકોરી રવાના થયાં. શ્રીને પાછા વળાવવા સ્ટેશન ઉપર જયના પોકારો કરતા લોકોની પુષ્કળ ભીડ જામી હતી સાકોરીમાં દીવાળીના પ્રસંગે શ્રીના નામથી મોટો ઉચ્છવ કરવામાં આવ્યો, જેમાં મુંબઈ, પૂણા અને સાકોરીની મંડળીએ ઉત્સાહથી ભાગ લીધો. ઘણા રૂપૈયાનું વસ્રદાન કરવામાં આવ્યું, ભંડારો કરવામાં આવ્યો, અને વાજતેગાજતે શ્રાની પુજા આર્તી વિગેરે કરવામાં આવી. બાળકોને નહવાડવામાં તથા વસ્ત્ર પહેરાવવામાં આવ્યાં. ટુંકમાં, મ્હોટા ઠાઠમાઠથી દીવાળીના ઉત્સવ વેળાએ રાહટાનો વગીલકર મારૂતી નામનો હરદાસ બુવા પોતાની ચાલીસેક ભજન મંડળી સહિત હાજર રહી, ભજન અને કીર્તન કરતો. હવે દત્ત જયતી આવી પુગી, અને તે પણ સારી રીતે ગજાવવામાં આવ્યા પછી સંક્રાત આવી; તે પણ તેવાજ ઉત્સાહથી ઉજવાઇ. આ વેળાએ મથુરાભાઇએ જથ્થાબંધ ખીચડી રંધાવી જે કોઇ આવે તેને ખવાડી હતી. પછી મહા શીવરાત્રિ આવી લાગતાં યશવંતરાવે હાંડાઓ ભરીને શેરડીનો રસ છોકરા છોકરી અને સ્રી પુરૂષોમાં વહેંચવા માંડયો. પ્રભુને માલુમ, એક દિવસે એકાએક શ્રીનો મિજાજ બગડયે. સઘળાઓને તો ગાળો ભાંડવા લાગ્યા, પણ ખુદ પોતાને પણ ગાળો ભાંડી, અતિશય ગુસ્સામાં આવી પોતાની જુની ઝોંપડીનું રહેઠાણ તજી, મસાન-ખાઇ પાસે બાંધવામાં આવેલી ઝોંપડીમાં જઇ વસ્યા; જ્યાં આગળ કહ્યા પ્રમાણે કલાકો સુધી અગાઉ પણ આવીને બેસતા હતા. આયંદે ત્યાંજ તેઓશ્રી રહેવા લાગ્યા; જ્યાં હજી પણ શ્રીજી બિરાજે છે.

## પ્રકરણ ૪૬ મું.

### સદ્ગુરૂ લીલા.

मनसैवेदमाप्तव्यमे हनानास्ति किञ्चन ।
मृत्योःसमृत्युङ्गच्छातियइहनानेव पश्यति ॥

મનથી જ એ તો મળે છે. એમાં જૂદા જૂદા પ્રકારના ભાવ જેવું કાંઇ જ નથી. જે કોઈ એને નાના પ્રકારનો દેખે છે, તે તો મૃત્યુથી પાછો મૃત્યુને જ પ્રાપ્ત થાય છે. એટલે કે વારંવાર મરણ પામતો રહે છે. માટે શુધ્ધ

આત્મજ્ઞાન પ્રાપ્ત કરવા ઇચ્છનાર જિજ્ઞાસુએ ઇંદ્રિયો મારફતે મનનો અને વિષયોનો સંબંધ ન સેવતાં, મનનો અને આત્માનો સંબંધ સેવવો, એજ સાર છેવટનો ખેંચી શકાશે.

આ ઝોંપડીમાં આવ્યા પછી ત્રણ દિવસ તો શ્રીજીએ કાંઇ જ ખાધું પીધું નહીં, અને ચોથે દિવસથી એક મહિના સૂધી માત્ર થોડુંક દૂધ પીને રહેતા. હોળીનો પ્રસંગ આવી પહોંચતાં શ્રી પણ ત્યાંના જવાન્યાઓ સાથે રમત ગમતમાં સામેલ થઈ લાકડાં ચોરવાના કામમાં પણ ભાગ લેવા લાગ્યા ! નવો સભા મંડપ બાંધવા સારૂ લાવવામાં આવેલું એક મસ મ્હોટું લાકડું વટીક ઉંચકી લાવી હોળીમાં હોમાવવા લાગ્યા. પછી રામનવમી આવી લાગી. નવ દિવસ અગાઉથી ભજન પુજન અને કીર્તન સૌ પાછું શરૂ થયું. રોજનું ભોજન ખવડાવવાનું ખાતું પણ જોરમાં ચાલુ રહ્યું. ભંડારો થયો, આર્તી થઈ, અને સઘળો ઉચ્છવ મોટા પાયા ઉપર થયો. રાતે શ્રોની પાલખી ગામડાંમાં ફેરવવામાં આવી હતી. બીજે દિને શ્રીને નામે સાકોરીમાં ઉરૂસ કરવામાં આવ્યો ! કુસ્તીબાજીના ખેલો પણ થયા, જેમાં જીતનારાઓને પાઘડી, રૂપાંના કડાં, વિગેરે ઇનામ આપવામાં આવ્યાં હતાં.

પછી શ્રીનો જન્મ દિવસ આવી લાગ્યો, જે વેળાએ યેશવંતરાવે પોતાને ખરચે એક મ્હોટો ઓચ્છવ કીધો. તેણે પોને શ્રીની પુજા કરી ભંડારો આપ્યો, કપડાં વહેંચ્યાં, અને ભજન, પુજન, કીર્તન પણ કરાવ્યું.

ગુરૂ પોર્ણિમા આવી લાગી એટલે ત્યારે, તેમજ ગણેષ ચતુર્થિને દિવસે યેશવંતરાવે ફરી એકવાર મોટા ઉચ્છવો કીધા.

આ અરસામાં અહમદનગરના વતની અને મહારાજના પરમ ભકત શેઠ કૈખુશરૂ શરોશ ઇરાની શ્રોના દર્શને આવ્યા, અને વિનંતિ કરવા લાગ્યા કે; "મ્હારાં કુટુંબને માટે મ્હેં નગરમાં એક બંગલો નવો બંધાવ્યો છે, જે છેલ્લા પાંચ મહિનાથી બંધાઇને તૈયાર થયો છે, પણ આપ આવીને પોતાનાં મુબારક કદમ તેમાં મેલો નહીં ત્યાં સૂધી હમે ત્યાં રહેવા જનાર નથી." શ્રીએ જણાવ્યું:—"તમે ભલે તેમાં જઈ રહો, મ્હારી આવવાની કંઈજ જરૂર નથી." કૈખુશરૂ શેઠે ઘણા કાલાવાલા કીધા તોયે શ્રીએ હા પાડી નહીં. થોડા દિવસ પછી આ શેઠજી પોતાનાં મહોરદાર સાથે શ્રીનાં દર્શને આવ્યા, અને તે બન્નેએ બંગલે પધરાઇ કરવા માટે શ્રીને કાકલુદી ભરી અરજ કીધી, પરંતુ શ્રીએ તેમની અરજ નહીં જ માન્ય રાખી. છેવટે તેમણે જણાવ્યું કે, જ્યાં સૂધી મહારાજશ્રી હમારે બંગલે પધારવાની હા પાડશે નહીં ત્યાં સૂધી હમોએ મ્હોં ઉપર અન્ન નહીં મૂકવાની પ્રતિજ્ઞા લીધી છે! આ શ્રધ્ધાળુ પારસી જોડાંની એક નિષ્ટા અને સાચી ભકિત જોઇ લઇ મહારાજે અંત્તે કબુલ કરીને કહ્યું; "કોઇ

પણ દિવસે હું ત્યાં આવીશ, પરન્તુ એક કરતાં વધારે દિવસ હું ત્યાં રહી શકીશ નહીં." આ આશાજનક આજ્ઞા મળવાથી તેઓ નગર વિદાય થયાં, અને ઠરાવેલે દિવસે શેઠ કેખશરૂ મોટર લઈને સાકોરી આવ્યા. શ્રી તથા દુર્ગાબાઇને બેસાડી તે શેઠ નગર પોતાને નવે બંગલે લઈ ગયા. પાછળથી ત્ર્યંબકરાવ, યશવંતરાવ વિગેરે મંડળી પણ ટ્રેનમાં નગર આવી લાગી. મોટરમાંથી ઉતરતાં જ શેઠ કેખશરૂના ઘરની મંડળી, તેમજ મુંબઈ અને પુણાથી આવી પુગેલી પારસી, ઈરાની, વિગેરે મંડળીએ શ્રીને હારતોરા પહેરાવી હર્ષભેર આવકાર આપ્યો. બંગલાના દિવાનખાનામાં ગાદી તકિયા ગોઠવી મહારાજ માટે ખાસ બેઠક બનાવવામાં આવી હતી, પરંતુ તે બેઠક ઉપર નહીં બિરાજતાં, ખુણામાં આવેલી એક ઓરડીમાં ગુણપાટ બિછાવી તેના ઉપર બેઠા. હાજર રહેલી પારસી ઇરાની મંડળીએ શ્રીની આર્તી પુજા કીધી. ખોરાકીનો સીધો સામાન લાવી મેલવામાં આવ્યો, અને દુર્ગાબાઈ શ્રીને માટે ભોજન તૈયાર કરવા લાગી. બધો બંદોબસ્ત ઉત્તમ રીતે જાળવવામાં આવ્યો હતો. લ્હેર લાગવાથી મહારાજ આ સ્થાને એકને બદલે સાત દિવસ રહ્યા. દરરોજ બે વાર તેમની આરતી પુજા થવા લાગી. આ અરસામાં શ્રીએ સઘળા પારસીઓ તથા ઇરાનીઓને તેમના મહાન પેગંબર અશો જરથોશ્તની તારીફની તથા તે નબી સાહેબના ધર્મની મોતેબરીની નહીં જાણવામાં આવેલી નવી નવી રસ ભરેલી હકીકતો કહી સંભળાવીને, જે અદભુત વાતો તેઓએ કદી સાંભળેલી, વાંચેલી, કે અભ્યાસે કરેલી નહીં, તે વાતોના દાખલા પડતા હેવાલો કહ્યા. આઠમે દિવસે તે જરથોશ્તી મંડળીની ભારે દિલગીરી વચ્ચે શ્રીજી નગરથી વિદાય થયા. આ વેળાએ તેમનાથી છુટાં પડતી વેળાએ સર્વને રડવું આવ્યું હતું. તેમના પ્રેમથી આકર્ષાઈને મહારાજ પણ ન્હાનાં બાળકની પેઠેમ રડવા લાગ્યા. બારના શુમારે શ્રી, દુર્ગાબાઈ, શેઠ કેખશરૂ અને તેમનાં ધણિયાણિ મોટરમાં બેસી રવાના થયાં, અને બે કલાકમાં સાકોરી આવી પહોંચ્યાં.

હવે પાછો દશેરાનો હિંગામ આવી પહોંચ્યો. કોજાગરી પોણિમા સૂધી પંદર દિવસ વેર મોટો ઉચ્છવ કરવામાં આવ્યો હતો. ખડકપૂર, મુંબઈ, અને પુણાની મંડળીઓ આ વેળાએ હાજર થઇ, શુમારે ૩૦૦ માણસો ત્યાંજ ભોજન કરતાં રહ્યાં. દશેરાની રાતે શ્રીની પાલખી કહાડવામાં આવી, અને આતશબાજી, નાચ, રંગ, સહિત તે ફેરવવામાં આવી. પછી કોજાગરી પોર્ણિમાની રાત્રે સઘળી મંડળીઓને દુધ પીરસવામાં આવ્યું. વળી પાછી દીવાળી આવી લાગતાં આગળ પ્રમાણે તે પ્રસંગ પણ ઠાઠમાઠથી પાળવામાં આવ્યો.

# છેવટ.

આ વિચિત્ર ચરિત્રનું જો કે છેવટ છે, પરન્તુ આ સચ્ચિદાનંદ પરમહંસ શ્રી ઉપાસની મહારાજના ઉચ્ચ ઈશ્વરમય જીવનનું છેવટ નથી. આજે તેઓ પૂર ભાન સહિત સમાધિ જેવી અવસ્થામાં લગભગ એક વર્ષ થયું, એક ન્હાનાં પિંજરાંમાં પોતેજ પૂરાયા છે, અને ઉંઘ, ભૂખ, તરસ, કિંવા ટાઢ તડકો, કે જગત્‌ની બીજી ત્રીજી ઉપાધિ તેઓને આજે બીલકુલ અડી શકતી નથી.

કબૂક મંદિર મા'લિયાં, કબુક જંગલ બાસ;
સભી ઠોર સોહામનાં, જો હરિ હોય પાસ.

ચ્હાયે દેવળમાં, મંદિરમાં, કે મહેલમાં વાસો થાય; ચ્હાયે વન વેરાનમાં વસવું કાં ન પડે; પરતુ જે ઇશ્વરનો લાલ છે, અને એકલા પ્રભુ ભગવાનમાંજ જે મચ્યો પચ્યો રહે છે તેને મનથી તો બધાં સ્થાન અને બધી સ્થિતિ રળિયામણી અને સોહામણીજ લાગે છે. મહારાજનો મુકામ પણ મસાણમાં જ છે.

આ જમાનામાં અસ્તિત્વ ધરાવનારા ઇશ્વરી અવતારના દર્શન જેમને લેવાં હોય તેમણે ચોટલી રેલ્વે સ્ટેશન ઉપર ઉતરી થોડાક માઈલ ટાંગામાં મુસાફરી કરી આ ભવ્ય મૂર્તિને જાતે જોઈ કૃતાર્થ થવાનો લાભ લેવાની હજી પણ થોડો ઘણો સમય સૂધી તક મળશે. અંતરજ્ઞાની, મહાબળી, દુનિયાનાં હરેક દુઃખો સહન કરી ઉચ્ચમાં ઉચ્ચ સ્થિતિએ પહોંચી ચુકેલા આ વિરલ ત્રિકાલ જ્ઞાની પુરૂષની ઝીણી જાડી વાતોમાં પણ તેમના ભકતોને રસ અને આનંદ પડતો હોવાથીજ ઓછી અગત્યની વાર્તા પણ અહિં સવિસ્તર બતાવી છે. હવે પછી શું બને છે તેનું વૃત્તાંત, પ્રભુ ઇચ્છા હશે તો, એમના આત્મિક વારસ (જાએ નશીન) **શ્રી. મેહેરવાન શેહેરીઆર ઇરાની ઉર્ફે શ્રી મેહેરબાબાના ચરિત્ર** સાથે પ્રગટ કરીશું.

# સારાંશ.

સર્વના મૂળ કારણ રૂપ જે શ્રી કૃષ્ણ તે મ્હારૂં આશ્રય સ્થાન છે. શ્રી કૃષ્ણના વિયોગથી એક હજાર વર્ષ સૂધી અતિશય કલેશ અને દુઃખ પ્રાપ્ત થયું છે. માટે હે મ્હારા પરમ પૂજ્ય શ્રી કૃષ્ણ! મ્હારૂં શરીર, ઈંદ્રિય, પ્રાણ, અંતઃકરણ, અને બીજી સર્વે ઈંદ્રિયો, મ્હારી સ્ત્રી, અને પુત્રાદિ :સર્વ કુટુંબ સહિત મ્હને પવિત્ર કરો! હું તમારો દાસ છું! હે સદ્‌ગુરૂ આપ જ અમોને તારો!

અર્થાત: માયાને લીધે જ્યારથી જીવાત્માને પરમાત્મા ( શુદ્ધ ચૈતન્ય) થી વિયોગ થયો, ત્યારથી મહાકષ્ટ સહન કરવું પડયું છે, માટે હવે એ મૂળ આત્માનું મ્હને સત્ય જ્ઞાન પ્રાપ્ત થયું છે! હવેથી એ પરમાત્માજ મ્હારૂં શરીર છે, જેથી મ્હારાં અંતઃકરણ સહિત સર્વે ઇંદ્રિયો તથા સ્ત્રી પુરૂષ વિગેરે કુટુંબને હું તેમાંજ મેળવી દઉં છું. હું મ્હારા સદ્‌ગુરૂને શરણે જઈ રહ્યો છુ.

ॐ श्री कृष्णः शरणं मम सहस्त्र परिवंत्सर मितकालजात कृष्ण वियोग जनित ताप क्लेशानंत तिरोभावोहं भगवते कृष्णाय देहेन्द्रिय प्राणांतंः करणे न धर्मांश्चदारागार पुत्राप्त वित्तेह पराण्यात्मना सहसमर्पयामि दासोहं कृष्णत्वास्मि ॥ १ ॥

तथास्तु.




આ પુસ્તક સુરત 'હરીઝ મંઝીલ'માં આવેલા "ગુજરાત સ્ટાન્ડર્ડ" પ્રેસમાં ઉત્તમરામ ઉમેદરામ રેશમવાળાએ, પ્રકાશક મી૦ રૂસતમ. કેખશરોશ ભરાની મેનેજર "ધી સર્કલ એન્ડ કુંપની" માટે છાપ્યું છે, અને પ્રકાશકે મુંબઇમાં પ્રસિધ્ધ કર્યું છે.